સ્વ. ગંગાદેવી સ્મારક ગ્રંથમાલા

પ્રથમ પુષ્પ

# નારાયણ ગદ્યગંગા

## પ્રથમ તરંગઃ સાહિત્ય અને ઇતિહાસ

પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

"Literature is the thought of thinking souls."—*Carlyle.*

"The love of history seems inseparable from human nature because it seems inseparable from self-love."

*Lord Bolingbroke.*

પ્રકાશક

જી. એમ. જાગુષ્ટે

ત્રણ દરવાજા—અમદાવાદ

સોલ એજન્ટ

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા—અમદાવાદ

વિક્રમાબ્દ ૧૯૭૫ ઈ. સ. ૧૯૧૯

મૂલ્ય રૂ. ૩-૮-૦

"વિચારશીલ આત્માઓનો વિચાર તે જ સાહિત્ય છે."—કાર્લાઇલ્.

"ઇતિહાસ વિષયક પ્રેમ માનવ સ્વભાવથી અવિભક્ત છે; કારણ કે, આત્મપ્રેમમા તે તદાકાર કિંવા તલ્લીન થયેલો છે."—લૉર્ડ્ બોલિંગબ્રોક્.







અમદાવાદ—સલાપોસ રોડ
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમા
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



श्री महंत रामदासजी गुरू भगवानदासजी, वडोदरा.

The Bombay Art Printing Works, Fort.

# ગ્રન્થસમર્પણ

પરમપૂજ્ય મહન્તશ્રી

**શ્રીયુત રામદાસજી ગુરુ ભગવાનદાસજી,**

**વીરક્ષેત્ર ( વડોદરા );**

**આ** મહાભયાનક કલિકાલમાં સાધુવૃત્તિ કિંવા સાધુધર્મના અખંડ પાલનમાં કોઈ વિરલ પુરુષ જ અંત પર્યન્ત વિજયી થઈ શકે છે; કારણ કે, યૌવન, ધનસંપત્તિ, પ્રભુત્વ તથા સ્વતંત્રતા (નિરંકુશ સ્વતંત્રતા) એ ચાર વસ્તુઓમાંની એક એક વસ્તુ પણ મહાન્ અનર્થને ઉપજાવનારી થઈ પડે છે; તો પછી જ્યાં એ ચારે વસ્તુઓની એકત્રતા થયેલી હોય ત્યાં ભયાનક અનર્થોની સૃષ્ટિ ઉદ્ભવે એ સર્વથા સ્વાભાવિક જ છે. પરંતુ જે કેટલાક વિરલ સાધુ પુરુષો એ ચારે વસ્તુઓના મધ્યમાં નિરંતર વસવા છતાં જળકમળવત્ એમના વિકારથી સર્વથા અલિપ્ત રહે છે, તે વિરલ સાધુ પુરુષોમાંના જ આપ એક છો; કારણ કે, યૌવનરૂપ અશ્વને આપે બ્રહ્મચર્યની વલ્ગા (લગામ) વડે કાબૂમાં રાખ્યો છે; ધનસંપત્તિરૂપ હયને દાન તથા પરોપકારના વિશાળ ક્ષેત્રમાં દોડાવી દીધો છે; પ્રભુત્વનું વિશ્વબંધુતાના સ્વરૂપમાં પરિવર્ત્તન કરી નાખ્યું છે અને સ્વતંત્રતાનો ધર્મ તથા નીતિની સ્વતંત્રતાને રક્ષવાના કાર્યમાં ઉપયોગ કરેલો છે; માત્ર એટલું જ નહિ, પણ વિદ્યાવિલાસિતા, વિદ્વજ્જનપ્રિયતા, અનુકંપા, વચનશીલતા, પ્રશાંત પ્રકૃતિ, સમભાવ અને સ્નેહાર્દ્રતા ઈત્યાદિ અન્ય પણ અનેકાનેક સદ્ગુણોનો આપમાં સંપૂર્ણ નિવાસ હોવાથી અને આપના એ સદ્ગુણોનો મને બાર બાર વર્ષનો પ્રત્યક્ષ અનુભવ હોવાથી મારી આ એક ક્ષુદ્ર સાહિત્યકૃતિ આપ સાધુવર્યના કર કમળોમાં માનપૂર્વક સમર્પીને હું કૃતાર્થ થાઉં છું.

હું છું, સાધુવર્ય, આપશ્રીનો આજ્ઞાંકિત સેવક

**ઠક્કુર નારાયણ વિસનજી,**

ગ્રંથકાર.

" साधुनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलत तीर्थं सद्यः साधुसमागमः ॥ १ ॥

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानं च शीलमेतद्विदुर्बुधाः ॥ २ ॥

शीलं रक्षतु मेधावी प्राप्तु मिच्छुः सुखत्रयम् ।
प्रशंसां वित्तलाभं च प्रेत्य स्वर्गे च मोदनम् " ॥ ३ ॥

**ભાવાર્થ:**—સાધુપુરુષોનું જે દર્શન તે જ પુણ્ય છે અને સાધુપુરુષો પોતે જ તીર્થરૂપ છે; કારણ કે, તીર્થ તો કાળે કરીને ફળે છે અને સાધુ-પુરુષોનો સમાગમ તો તત્કાળ ફળને આપનારો થઈ પડે છે. ૧ મન, વાણી તથા કર્મથી કોઈ પણ મનુષ્યનો દ્રોહ ન કરવો, અનુગ્રહ અને દાન એ શીલ છે એમ વિદ્વાન્ પુરુષોએ જાણવાનું છે. ૨ અને જો બુદ્ધિમાન્ મનુ-ષ્યની આ લોકમાં પ્રશંસા (કીર્તિ) તથા ધનલાભ અને સ્વર્ગમાં ગયા પછી સ્વર્ગના સુખને મેળવવાની ઇચ્છા હોય તો તેણે એ શીલનું અવશ્ય રક્ષણ કરવાનું છે. " ૩

**સુભાષિત**



ઠક્કુર નારાયણ વિસનજીનાં ધર્મપત્ની

**અખંડ સૌભાગ્યવતી સ્વર્ગીય ગંગાદેવી**

જન્મ-સંવત્ ૧૯૪૨ આશ્વિન, શરત્પૂર્ણિમા ( ધતુરિયા-હાલાર )

સ્વર્ગવાસ-સંવત્ ૧૯૭૨ કાર્તિક, શુકલ દ્વાદશી ગુરુવાર; તા૦ ૧૮-૧૧-૧૫ (કરાચી)

વય વર્ષ ૩૦

# સ્મરણાંજલિ

હરિગીત—ગંગા હતું તવ નામ ગંગા સમ હતી તું નિર્મલા;
શ્યામા સતી, તારી હતી પતિભક્તિમાં મતિ નિશ્ચલા;
તરુણી છતાં પ્રૌઢા સમી ગંભીર નારી તું હતી;
રે શૂર નારી, વીર નારી, ધીર નારી તું હતી. ૧

ગૃહકાર્યમાં દક્ષા હતી, ગૃહની સદા રક્ષા હતી;
દૃઢધર્મનયવક્ષા હતી, માધુર્ય રતિ કક્ષા હતી;
શોભા ઉભય કુળની હતી, કર્ત્તવ્ય-અનુલક્ષા હતી;
લજ્જાવગુંઠનભૂષિતા, અનુરાગ—અધ્યક્ષા હતી. ૨

સાધ્વી હતી, ભક્તા હતી, તું સ્નેહશીલા સુન્દરી;
કર ઉદરથી નિપજાવનારી પાક* ઉત્તમ રસ ભરી;
ગૃહરમા,+ તું શાણી હતી, તારી મધુર વાણી હતી;
મારી હૃદય રાણી હતી, આદર્શ ઠકરાણી÷ હતી. ૩

તેં આવીને મમ વિષમ વન સમ સદન નન્દનવન કર્યું;
રસહીન જીવન નાથનું તેં કર્યું, રમણી! રસભર્યું;
જ્યારે સ્મરણ તે સોળ વત્સરનાં સુખોનું થાય છે;
તારા અભાવે દુઃખમય સંસાર આ દેખાય છે. ૪

---

* અહીં 'પાક' શબ્દનો બે ભિન્ન ભિન્ન અર્થોમાં પ્રયોગ કરાયલો છે. સ્ત્રીના કર-હસ્ત-થી પાક-ભોજન-ની નિષ્પત્તિ થાય છે અને સ્ત્રીના ઉદરથી પાક-સંતાન-ની ઉત્પત્તિ થાય છે એટલામાટે સ્ત્રી બે પાકોને નિપજાવનારી મનાય છે.

+ ગૃહલક્ષ્મી.

÷ ક્ષત્રિય જાતિની સ્ત્રી.

જે હતી ઘટના: વર્તમાના, ભૂત ઘટના તે થઈ;
જે વસ્તુ હતી તે તો ગઈ સ્મૃતિ માત્ર તેની રહી ગઈ;
જે હોય માણ્યું સ્મરણ તેનું તેય લ્હાણું છે કર્યું;
તેથી હવે એ સ્મરણથી સંતુષ્ટ થાવાનું રહ્યું. ૫

હે દિવ્યધામનિવાસિની, તવ મૂર્તિ ના વિસરાય છે;
તલપે વિયોગી હૃદય, મુખથી હાય નીકળી જાય છે;
જ્યારે ક્વચિત્ તવ સૌમ્ય આકૃતિ સ્વપ્નમાં દેખાય છે;
ત્યારે સુખદ તે સ્વપ્નમાં આનન્દદર્શન થાય છે. ૬

નશ્વર શરીર મનાય છે, આત્મા અમર અવિકાર છે;
આત્મા કદા મરતો નથી, એ શાસ્ત્રનો નિર્ધાર છે;
એ સત્ય છે તો સ્વર્ગભૂમાં આત્મસંમેલન થશે;
ત્યાં દિવ્ય શાશ્વત ધામમાં સંયોગ શાશ્વત થઇ જશે. ૭

પ્રાણેશ્વરી, તું ત્યાં લગી પતિ પુત્રની સ્મૃતિ રાખજે;
કલ્યાણ ઇચ્છી સ્વામિ સુતનું તોષદૃષ્ટિ દાખજે;
અંજલિ સમર્પું સ્મરણની તે સ્નેહથી સ્વીકારજે;
તું પ્રણયને પરલોકમાં પણ નહિ કદાપિ વિસારજે ! ૮

તને નિરંતર સ્મરતો તારો વિયોગી વલ્લભ

**ઠક્કુર નારાયણ**



# પ્રસ્તાવના

ભિન્ન ભિન્ન માસિક પત્રોમાં તેમજ વર્ત્તમાનપત્રોમાં વારંવાર લેખો લખી મોકલવામાટેનો મારી પાસે સમય ન હોવાથી માત્ર '**ગુજરાતી**' પત્રના દીપોત્સવી અંક વિના અન્ય કોઇ માસિક પત્ર કિંવા વર્ત્તમાનપત્રમાં કોઈ કોઇ વેળાયેજ કાં તો કોઇ વિશિષ્ટ કારણવશાત્ અથવા તો કોઇ માસિક પત્રના તંત્રી કિંવા સ્વામીના આગ્રહથી કોઇ એક લેખ લખીને મારાથી મોકલી શકાય છે. છતાં પણ મેં ઇ. સ. ૧૮૯૬ માં એક લેખક તરીકેના વ્યવસાયનો આરંભ કર્યો, ત્યારથી આજ સુધીના લગભગ ચોવીસ વર્ષના દીર્ઘ કાલાવધિમાં 'ટીપે ટીપે સરોવર ભરાય' એ ન્યાય અનુસાર એવા કોઇ કોઇ વાર લખાતા સાહિત્ય, ઇતિહાસ, સ્થલવર્ણન તથા અન્યાન્ય લેખોની સંખ્યા પણ એટલી થઈ ગઈ છે કે તે લેખોના સંગ્રહનો આ ૪૧૩ પાનાંનો પ્રથમ તરંગ (ભાગ) થયો છે અને એટલોજ દ્વિતીય તરંગ પણ થવાનો છે. કવિતાઓ તો જૂદી જ છે અને તે કવિતાઓનો પણ લગભગ ૩૫૦ થી ૪૦૦ પૃષ્ઠનો એક ગ્રંથ '**ગુજરાતી**' પ્રેસ દ્વારા અલ્પ સમયમાં જ પ્રસિદ્ધ થવાનો છે. મારા આ પ્રકીર્ણ લેખોનો આટલો મોટો સંગ્રહ થશે, એની ઈ. સ. ૧૯૧૫ સુધી તો મને પોતાને કશી કલ્પના જ નહોતી; કારણકે, તે સમય પર્યન્ત મારા આ પ્રકીર્ણ લેખોને પુસ્તકના આકારમાં પ્રકાશિત કરવાનો વિચાર મારા મનમાં આવ્યો જ નહોતો અને તેથી કેટલાક લેખો જે માસિક પત્રોમાં તથા વર્ત્તમાનપત્રોમાં પ્રકટ થયા હતા તે માસિક પત્રો તથા વર્તમાનપત્રોના મારા લેખોવાળા અંકો પણ મારી પાસે નહોતા; માત્ર એટલું જ નહિ, પણ લાંબો સમય વીતવાથી મારા પોતાના લખેલા અને છપાયલા કેટલાક લેખોનું તો મને પોતાને પણ વિસ્મરણ થઇ ગયું હતું. ઇ. સ. ૧૯૧૫ માં મારા કેટલાક મિત્રોએ અચાનક મને મારા પ્રકીર્ણ લેખોના એક સંગ્રહને ગ્રંથના આકારમાં પ્રકાશિત કરવામાટેની સૂચના આપી અને તેમાટેનો આગ્રહ પણ કર્યો એટલે મારૂં ધ્યાન પણ એ વિષય પ્રતિ આકર્ષાયું અને મેં મારા પ્રકાશિત થયેલા લેખોને એકત્ર કરવાનો

આરંભ કર્યો. પરંતુ એ કાર્ય અલ્પ પરિમાણમાં જ થયું હતું એટલામાં ઈ. સ. ૧૯૧૫ ના ઑગસ્ટ માસમાં મારાં સુશીલા ધર્મપત્ની અખંડ સૌ. ગંગા દેવીને અચાનક ઉન્માદ રોગની બાધા થતાં તેમની સેવા શુશ્રૂષામાટે મારે મારા સમસ્ત વ્યવસાયને બંધ કરી દેવો પડ્યો અને તેથી આ કાર્ય પણ અટક્યું. ઈ. સ. ૧૯૧૫ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખ અને ગુરુવારે કરાચીમાં અંતે ઉન્માદરોગના પરિણામે હૃદય બંધ થવાથી મારાં ધર્મપત્નીનો સ્વર્ગવાસ થયો એટલે શોકના આઘાતમાં ત્યાર પછી પણ ચાર પાંચ મહિના સુધી કાંઇ કાર્ય કરી શકાયું નહોતું. ઈ. સ. ૧૯૧૬ ના જૂન કે જુલાઇમાં પાછું આ કાર્ય હસ્તમાં લેવાયું અને આમ તેમથી સર્વ લેખોને એકત્ર કરતાં લગભગ આઠ માસ જેટલો સમય વીતી ગયો. ઇ. સ. ૧૯૧૭ માં એક નાટક લખવાના કાર્યમાટે કેટલાક માસ પર્યન્ત અમદાવાદમાં મારે રહેવું પડ્યું હતું તે વેળાયે આ લેખસંગ્રહની વાર્ત્તા નીકળતાં સ્વ. ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના સાહસી તથા ઉત્સાહી ચિરંજીવી રા. ગોવિન્દરાવ ઉર્ફે બાબૂરાવભાઇએ આ લેખસંગ્રહને બહુજ ઉત્તમ સ્વરૂપમાં પ્રકટ કરવાની ઇચ્છા દર્શાવી અને તત્કાળ પ્રથમ તરંગનું હસ્તલિખિત મૅટર 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસના માલિક રા. દેવીદાસ છગનલાલને સુપ્રત કરવામાં આવ્યું હતું.

પ્રસ્તુત '**નારાયણ ગદ્યગંગા**' ના **પ્રથમ** તરંગમાં **સાહિત્ય** અને ઇતિહાસ વિષયક મારા ભિન્ન ભિન્ન લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ લેખો કઈ વેળાયે કયા માસિકપત્રમાં અથવા કયા વર્તમાનપત્રમાં પ્રકટ થયા હતા એ પ્રત્યેક લેખના આરંભમાં ટિપ્પણ (ફુટનોટ્) આપીને દર્શાવ્યું છે; પરંતુ એમાંના કેટલા લેખો મારા પોતાના માલિક લેખો છે અને કેટલા લેખો અન્ય ભાષાઓમાં લખાયલા લેખોના અનુવાદ છે એ ત્યાં દર્શાવ્યું નથી એટલે એ વિષયના કિંચિત્ ઉલ્લેખની અહીં આવશ્યતા છે. **ગુર્જર કાવ્યપ્રદેશમાં ફારસી ગજલનું સ્થાન, ઐતિહાસિક નવલકથા અને નાટક, ગુજરાતી ભાષાની ઉન્નતિનો રાજમાર્ગ, લ અને ળ, કર્ણછંદ, મહારાષ્ટ્ર દેશ અને તેની ભાષા, ચોથી સાહિત્ય પરિષદ્‌ના અધ્યક્ષ, હકારિયા જોડણી**

'પંચ પ્રભુ'ની સેવામાં!! 'સાક્ષર' અને 'વિદ્વાન્' આદિ શબ્દોનો દુરુપયોગ, હકારિયા સાક્ષરો વિરુદ્ધ પ્રોટેસ્ટ્, રા. રા. નરસિંહરાવ ભોળાનાથનો ભ્રમ કે દુરાગ્રહ?, પારસી લેખકોની ખરેખરી ખૂબીઓ અથવા લોલિયા પરાપર !, બુદ્ધદેવ નાટ્યાવલોકન, આર્ય નાટ્ય સમાજને એક સૂચના અને તેનો સાભાર સ્વીકાર તથા નાટકનું પરિવર્તન કે નાટ્યકળાની અધોગતિ?; એ સાહિત્ય વિષયક પંદર લેખો મારા પોતાના લખેલા તથા મૌલિક છે અને જાપાની સાહિત્ય તથા અંગ્રેજી ભાષાની ઉન્નતિનો સંક્ષિપ્ત ઇતિહાસ એ બે સાહિત્ય વિષયક લેખો 'સરસ્વતી' નામક હિન્દી ભાષાના માસિક પત્રમાં આવેલા બે લેખોના અનુવાદ છે; તેમજ 'સંસ્કૃત ગદ્યગ્રંથ' શીર્ષક લેખ રા. રા. નારાયણ ભવાન પાવગી કૃત 'ભારતીય સામ્રાજ્ય' નામક પ્રચંડ ઇતિહાસગ્રંથમાંના એક ભાગનો આધાર લઇને લખવામાં આવ્યો છે. ઐતિહાસિક લેખોમાંના વેદોમાં પૃથ્વીની ગતિ, પ્રાચીન ભારતવાસીઓનો પહેરવેશ, લંકા, રા. તિલક અને આર્યોનો આદિનિવાસ, વિદ્યાપતિ બિલ્હણ, વરાહમિહિર, રાજા ભોજ, ચીની મુસાફર હુએન-સંગ, જોધાબાઇ, અને લાખો ફૂલાણી એ દશ લેખો અંગ્રેજી તથા હિન્દી આદિ અન્ય ભાષાના લેખોના અનુવાદ છે અને અમરયોગીન્દ્ર ભર્તૃહરિ, છાયાનો દરબારગઢ તથા મેરજાતિનો કિંચિત્ પરિચય એ ત્રણ ઐતિહાસિક લેખો મારા પોતાના લખેલા અને મૌલિક છે. અર્થાત્ પ્રસ્તુત પ્રથમ તરંગમાંના એકંદર ૩૦ લેખોમાંથી ૧૨ લેખો અન્ય ભાષાના અનુવાદ છે અને ૧૮ લેખો મારા પોતાના લખેલા હોવાથી મૌલિક છે. અનુક્રમણિકામાં મૌલિક લેખો સમક્ષ * આવું ચિન્હ અને અનુવાદો સમક્ષ × આવું ચિન્હ રાખવામાં આવ્યું છે તેથી મૌલિક તથા અનુવાદનો પરિચય સત્વર થઇ શકશે. છતાં અનુવાદના વિષયમાં અહીં એ જણાવવાની આવશ્યક્તા છે કે પ્રસ્તુત સંગ્રહમાં જે અનુવાદો લેવાયલા છે તેમાં પણ અનેક સ્થળે ઐતિહાસિક પ્રમાણોની મેં મારા તરફથી વૃદ્ધિ કરેલી છે એટલે તે અનુવાદો પણ સર્વથા મૌલિકતાથી રહિત તો નથી જ.

પ્રસ્તુત સંગ્રહમાંના લેખો જે જે વર્તમાનપત્રો તથા માસિકપત્રોમાં છપાયા હતા તેમનાં નામો અનુક્રમે આ પ્રમાણે છે:— ~~

| વર્તમાન પત્રો | માસિક પત્રો |
|---|---|
| ૧ "**ગુજરાતી**" મુંબઈ | ૧ "**મુસાફર**" મુંબઈ |
| ૨ "**પ્રજાબંધુ**" અમદાવાદ | ૨ "**સાહિત્ય**" મુંબઇ |
| ૩ "**જ્ઞાનોત્તેજક**" અમદાવાદ | ૩ "**ભારત જીવન**" મુંબઇ |
| ૪ "**રાજસ્થાન**" અમદાવાદ | ૪ "**બુદ્ધિપ્રકાશ**" અમદાવાદ |
| ૫ "**હિતેચ્છુ**" કરાચી | ૫ "**મેઘનાદ**" અમદાવાદ |

ઉપર્યુક્ત વર્તમાનપત્રોમાંનાં "**રાજસ્થાન**" તથા "**જ્ઞાનોત્તેજક**" એ બે વર્તમાનપત્રો તથા માસિક પત્રોમાંનાં "**મુસાફર**" "**સાહિત્ય**" "**ભારત જીવન**" તથા "**મેઘનાદ**" એ ચાર માસિક પત્રો અત્યારે અસ્તિત્વમાં નથી; બાકીનાં ત્રણ વર્તમાન પત્રો અને એક માસિક પત્ર અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે અને તેમાંના "**ગુજરાતી**" વર્તમાનપત્રની ગ્રાહકસંખ્યા તો અત્યારે ૧૮૦૦૦ ની થઈ છે; માત્ર એટલું જ નહિ, પણ તે દિવસાનુદિવસ વિશેષ અને વિશેષ ઉન્નત તથા લોકપ્રિય થતું જાય છે, એ નવેસરથી કહેવાની કે લખવાની આવશ્યક્તા હોય એવી મારી માન્યતા નથી; કારણ કે, એ વાર્ત્તા વિશ્વવિખ્યાત છે. પ્રસ્તુત સંગ્રહમાંના લેખોની વિશેષ સંખ્યા એ "**ગુજરાતી**" ના જ સામાન્ય અંકોમાં તથા દીપોત્સવી અંકોમાં પ્રકટ થયેલી છે એટલે કે ૩૧ લેખોમાંના ૧૯ લેખો "**ગુજરાતી**" માં છપાયા છે અને બાકીના ૧૨ લેખો અન્ય ૯ વર્તમાનપત્રો તથા માસિક પત્રોમાં પ્રકટ થયેલા છે.

મારાં સ્વર્ગીય પ્રથમ ધર્મપત્ની ગંગાદેવી એક લઘુ ગ્રામમાં જન્મેલાં હોવા છતાં પણ સુશીલા, પતિપરાયણા, આદર્શચરિત્રા અને ધર્મનિષ્ઠા આર્ય અબળા હતાં અને તેથી મારાપર જો કોઇ પણ વ્યક્તિનો યોગ્ય પ્રભાવ પડતો હોય તો મારાં એ સ્વર્ગીય ધર્મપત્નીનોજ યોગ્ય પ્રભાવ પડતો હતો. તેમના જીવનકાળમાં ગૃહ વિષયક સર્વ ચિન્તાઓથી હું સર્વથા મુક્ત રહેતો હોવાથી અને તેઓ એક અત્યંત કુશળ તથા વ્યવહારદક્ષ ગૃહિણી હોવાથી જેટલા વિશેષ પરિમાણમાં બની શકે તેટલા વિશેષ પરિમાણમાં મારી પ્રકૃતિને જાળવવાનો તથા મને મારા વ્યવસાયમાં દત્તચિત્ત રાખવાનો પ્રયત્ન કર્યા કરતાં હતાં;

મને ગૃહ વિષયક ચિન્તાથી સર્વથા અલિપ્ત રાખતાં હતાં અને પોતાની પ્રકૃતિ નિરંતર મંદ રહેતી હતી તો પણ મારા ખાનપાનની યોગ્ય વ્યવસ્થા તથા મારી સેવામાં તેમણે કદાપિ કોઇ પણ પ્રકારની ત્રુટિ થવા દીધી નહોતી. અરે, મરણની અંતિમ ઘટિકામાં પણ તેમના મુખમાં મારૂં અને મારૂં જ નામ રમી રહ્યું હતું અને મારા ખોળામાં મસ્તક મૂકીને જ તેઓ 'મૃત્યુ' નામક દીર્ઘ નિદ્રાને આધીન થયાં હતાં! મારી જે આદર્શ ધર્મપત્નીએ આપત્તિના કાળમાં સમભાગિની થઇને શાંતિવર્ધક આશ્વાસનોથી મારા ઉદ્વિગ્ન હૃદયમાં શાંતિનાં ઝરણ વહેવડાવ્યાં હતાં; મારી આજ્ઞાનું સ્વપ્નમાં પણ ઉલ્લંઘન કર્યું નહોતું; મારા સુખમાં જ પોતાનું સુખ માન્યું હતું; મારા ગૃહજીવનને સુધામય કરી બતાવ્યું હતું અને પોતાના વિદ્વાન્ પતિના પત્નીપદ વિશે જેના હૃદયમાં સંપૂર્ણ અનુકરણીય આત્માભિમાન વસી રહ્યું હતું તેવી એક સર્વગુણસુંદરી પ્રાણેશ્વરીના શાશ્વત વિયોગથી થતા હૃદયાઘાતની અસંહ્યતાની માત્ર તે જ પતિ યથાર્થ કલ્પના કરી શકે છે કે જે દુર્ભાગી પતિને આવા દુઃખદાયક પ્રસંગનો સાક્ષાત્કાર થયેલો હોય છે! સુખમાં આનંદથી ભાગ લેનારી અને દુઃખના સમયમાં દૂર ખસી જનારી સ્વાર્થપરાયણા સુંદરીઓ તો બહુ હોય છે; પરંતુ સુખ તથા દુઃખના સમયમાં સમભાગિની થનારી અર્ધાંગનાઓ વિરલ જોવામાં આવે છે એટલે જો એવી વિરલ અર્ધાંગનાની તેનો સ્વામી યથાવિધિ દેવી તુલ્ય પૂજા કરે તો તે પણ યોગ્ય જ છે; તો પછી તેના સ્મારક તરીકે એક ગ્રંથમાલા પ્રકટ કરવી એ તો તેનો એક સાધારણ સત્કાર માત્ર છે. મારી તે ચિરસ્મરણીય હૃદયેશ્વરીના સત્કારમાટે સ્મારકસ્વરૂપ જે ગ્રંથમાલાને પ્રકટ કરવાનો મારો નિશ્ચય થયો છે તેના પ્રથમ પુષ્પ તરીકે પ્રસ્તુત '**નારાયણ ગદ્યગંગા**' નો આ પ્રથમ તરંગ પ્રકટ કરાયલો છે. આપણી ગુર્જર ગિરામાં અત્યાર સુધીમાં આવા પ્રકારના નાનાવિધ પ્રકીર્ણ લેખોના સંગ્રહોના જે '**નર્મગદ્ય**', '**નવલગ્રંથાવલી**', **સુદર્શન** ગદ્યાવલી' અને '**કવિતા અને સાહિત્ય**' આદિ ગ્રંથો પ્રકાશિત થયેલા છે તેમાંના **નર્મગદ્ય** તથા **નવલગ્રંથાવલી** એ બે ગ્રંથોનાં નામોમાં તે ગ્રંથોના કર્ત્તાઓનાં નામોનો પણ સમાવેશ થયેલો છે તેજ પ્રમાણે '**નારાયણ ગદ્ય-**

ગંગા' નામમાં પણ ગ્રંથકારના નામનો સમાવેશ તો છેજ, પરંતુ તે ઉપરાંત આ ગ્રંથ મારાં સ્વર્ગીય ધર્મપત્ની ગંગાદેવીના સ્મારકરૂપે પ્રકાશિત થતો હોવાથી તેમનું ગંગા નામ પણ એમાં આવી ગયું છે. **'નારાયણ ગદ્યગંગા'** નો એક અર્થ '**નારાયણ** કૃત ગદ્ય લેખોની ગંગા એટલે કે આવલી' અને દ્વિતીય અર્થ એવો થાય છે કે '**નારાયણ**વડે ગદ્ય એટલે વર્ણનીયા ગંગા.' જો કે પ્રથમ અર્થ મુખ્ય અને દ્વિતીય અર્થ ગૌણ છે; છતાં એ ગૌણ અર્થની નિષ્પત્તિના ઉદ્દેશથી જ એ મુખ્યાર્થવાચક નામ રાખવામાં આવ્યું છે, એ વિશિષ્ટતાથી લક્ષમાં રાખવાનું છે. આત્મા અમર હોવાથી મારાં સ્વ. ધર્મપત્ની ગંગાદેવીનો અમર આત્મા પોતાના સ્થૂલ દેહના મરણ પશ્ચાત્ પણ પોતાના પતિની પોતાનામાંની આ સ્નેહભાવનાને જોઈને જો અલ્પ પ્રમાણમાં પણ સંતુષ્ટ થશે, તો આ વિયુક્ત પતિનો પ્રેમ સર્વાંશે સફળ થશે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

અસ્તુ: હવે પ્રસ્તુત ગ્રંથ જેમનાં કરકમળમાં સાદર સમર્પિત કરાયલો છે તે મહાનુભાવ પૂજ્ય મહંત શ્રી **રામદાસજી** વિષયક બે ચાર ઉદ્ગાર કાઢવાની હું આવશ્યકતા ધારૂં છું. મહંત શ્રી **રામદાસજી વડોદરા–વીર**ક્ષેત્ર–ના નિવાસી શ્રી **રામાનંદ સ્વામી**ના શ્રીવૈષ્ણવધર્મના એક આદર્શ સાધુ છે. ઈ. સ. ૧૯૦૮ થી ૧૯૧૧ સુધીના ત્રણની સાડાત્રણ વર્ષ પર્યન્ત હું અમુક કારણવશાત્ **વડોદરા**માં સ્થાયી નિવાસ કરીને રહ્યો હતો તે વેળાએ તેમની સાથે મારો પરિચય થયો હતો અને જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તે પરિચયે ગાઢ મૈત્રીનું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું હતું કે જે ગાઢ મૈત્રી આજ સુધી અવિચલ છે અને આશા છે કે અંત પર્યન્ત અવિચલ જ રહેશે. મહંત શ્રી **રામદાસજી** ગુરુવંશપરંપરાથી બ્રહ્મચર્યને પાળનારા ગુરુશ્રીની ગાદીપર વિરાજેલા હોવાથી અખંડ બ્રહ્મચારી અને સચ્ચારિત્ર્યશીલ છે; પોતાના પૂજ્ય ગુરુવર્યના ગૌરવને વધારનારા તથા પોતાની સાધુ તરીકેની પ્રતિષ્ઠાને યત્નપૂર્વક જાળવનારા છે; તારુણ્ય, ધનાઢ્યતા તથા પ્રભુતાના મધ્યમાં પોતાનો નિવાસ હોવા છતાં અયોગ્ય વિકાર, ગર્વ તથા ઉચ્છૃંખલતા આદિ દુર્ગુણોનો તેમના પવિત્ર હૃદયને સ્પર્શ માત્ર પણ થઇ શક્યો નથી, એમાટે

તેમને જેટલા પણ ધન્યવાદ આપવામાં આવે તેટલા ઓછા જ છે; નીતિ-શાસ્ત્રવેત્તાઓના:—

**"विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय।
खलस्य साधो र्विपरीत मेत ज्ञ्ज्ञानाय दानाय च रक्षणाय" ॥१॥**

એટલે કે: "ખલ પુરુષની વિદ્યા વિવાદમાટે, ધનસંપત્તિ મદ—અહં-કાર—માટે અને શક્તિ બીજાંને પીડવામાટે જ હોય છે; પરંતુ સાધુ પુરુષની વિદ્યા જ્ઞાનમાટે, ધનસંપત્તિ દાનમાટે અને શક્તિ બીજાંના રક્ષણમાટે હોય છે, એટલો ખલ અને સાધુ પુરુષમાં ભેદ રહેલો છે." એ કથન અનુ-સાર તેઓ પોતાની વિદ્યાનો જ્ઞાનવૃદ્ધિના કાર્યમાં, પોતાની ધનસંપત્તિનો યોગ્ય દાનમાં અને પોતાની શક્તિનો અન્ય અશક્તજનોના સંરક્ષણના કાર્યમાં ઉપ-યોગ કરે છે, એનો મને પ્રત્યક્ષ અનુભવ હોવાથી એ વિશેના અન્ય કોઇ પણ બાહ્ય પ્રમાણની આવશ્યકતા છે જ નહિ. જે જે મનુષ્યોને તેમણે આજ સુધીમાં પોતાના માન્યા છે તે તે મનુષ્યોને તેમની આપત્તિની વેળામાં તેમના સહાયક તરીકે અગ્રભાગે રહીને તન મન અને ધનથી પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપવામાં તેમણે લેશ માત્ર પણ સંકોચ કદાપિ કર્યો નથી, એ તેમની અનુકંપા તથા ઉદારતાનું મેં પોતે અનેકવાર પ્રત્યક્ષ દર્શન કરેલું છે કે જે અનુકંપા તથા ઉદારતા આજકાલના બીજા કેટલાક કોટિપતિ સાધુઓ તથા ધર્મગુરુઓમાં પણ ભાગ્યે જ જોવામાં આવી શકે છે. તેઓ સંસ્કૃત ભાષાનું સાધારણ જ્ઞાન ધરાવવા ઉપરાંત ગુજરાતી, હિન્દી અને મરાઠી ભાષાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે અને એ ભાષાઓ અસ્ખલિત પ્રવાહથી બોલી શકે છે. તેઓ વિદ્યાદેવીના એક અનન્ય ઉપાસક તથા સાહિ-ત્યના ગાઢ પ્રેમી હોવાથી સંસ્કૃત, ગુજરાતી, હિન્દી તથા મરાઠી ભાષામાં જે જે ઉત્તમ ગ્રંથો પ્રકટ થાય છે તે સર્વે ગ્રંથો તેમના પોતાના ખાનગી ગ્રંથાલયમાં આવ્યા વિના રહેતા નથી અને તેથી તેમના ગ્રંથાલયમાં આજે લગભગ ત્રણ હજાર જેટલી ગ્રંથસંખ્યા થઇ ગઈ છે. તેઓ પોતાના ધર્મ-કર્મથી નિવૃત્ત થયા પછી અવકાશનો સમય બહુધા ઉત્તમ ગ્રંથોના પઠનપાઠન-

માં જ ચીતાડે છે અને વિદ્વજ્જનોના સત્કારમાટે તેમના મંદિરનાં દ્વારો અષ્ટપ્રહર મુક્ત જ જોવામાં આવે છે. તેઓ એક સાધુ અને હું એક ગૃહસ્થ હોવાથી તેઓ મારા પૂજ્યસ્થાનીય છે, છતાં મારા ગ્રંથો તથા લેખોમાટે પ્રથમથી જ તેમના હૃદયમાં એક પ્રકારની પ્રબળ આદરબુદ્ધિ વસી રહેલી હોવાથી તેમણે ઉદારતાથી મને પોતાના એક મિત્ર તરીકે જ સ્વીકારી લીધો છે, એ તેમની એક પ્રકારની અનન્ય ઉદારતા જ કહી શકાય; છતાં હું તો તેમને એક મિત્ર ઉપરાંત એક પૂજ્ય સાધુ પુરુષ જ માનું છું અને તેમની સાથે તેવી જ મર્યાદાથી વર્તું છું. આવા એક આદર્શ સાધુ પુરુષનાં કારકમળોમાં મારી આ ક્ષુદ્ર સાહિત્યકૃતિને સાદર સમર્પવાથી હું મારી કૃતિના તથા મારા પોતાના ગૌરવની વૃદ્ધિ થયેલી માનું છું અને મારા મુખમાંથી સ્વાભાવિક એજ ઉદ્ગાર નીકળી જાય છે કે પરકૃપાળુ પરમાત્મા તેઓશ્રીને શતાયુ કરો અને તેમની પરોપકારશીલતા તથા ઉદારતાનો લાભ સર્વને દીર્ઘ-કાળ પર્યન્ત મળતો રહો.

હવે મારે કૃતજ્ઞતા દર્શાવવાનું એક કાર્ય કરવાનું છે. પ્રસ્તુત સંગ્રહ-માંના લેખોની અધિક સંખ્યા '**ગુજરાતી**' ના સામાન્ય તથા દીપોત્સવી અંકોમાં પ્રકટ થઈ હતી એ તો ઉપર જણાવેલું જ છે; અર્થાત્ એ સર્વ લેખો '**ગુજરાતી**'ના માન્યવર સ્વામી તથા તંત્રી અને મારા કૃપાળુ શેઠ રા. **મણિલાલ** ઇચ્છારામ દેશાઇ બી. એ. ની આજ્ઞા તથા અનુમતિ વિના મારાથી પ્રસ્તુત લેખસંગ્રહમાં પ્રકટ કરી શકાય તેમ નહોતું અને તેથી મેં જ્યારે એમાટે તેમની આજ્ઞા માગી એટલે તેઓશ્રીએ અત્યંત આનન્દ તથા ઉદારતાપૂર્વક એ લેખોને પ્રસ્તુત ગ્રંથમાં પ્રકટ કરવાની આજ્ઞા આપી હતી અને મારાપર તેમના જે અનેક ઉપકારો છે તેમાં એક ઉપકારની વળી પાછી વૃદ્ધિ કરી બતાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ '**છાયાનો દરબારગઢ**' અને '**મેરજાતિનો કિંચિત્ પરિચય**' એ બે ઐતિહાસિક લેખોમાટે તેઓશ્રીએ ખાસ ફોટો લેવડાવી જે બ્લૉક કરાવ્યા હતા તે બ્લૉકની માત્ર કાગળ તથા છપામણીનો ખર્ચ લઇને જોઇતી નકલો પણ કાઢી આપી છે, એમાટે હું તથા પ્રકાશક તેઓશ્રીનો જેટલો પણ ઉપકાર માનીએ તેટલો

થોડો જ છે. **સ્વ. શેઠ** ઇચ્છારામ **સૂર્યરામ** દેશાઇ મને પુત્ર તુલ્ય માનીને મારામાં જે વાત્સલ્ય રાખતા હતા તેનું મારાથી અંતપર્યન્ત વિસ્મરણ કરી શકાય તેમ નથી તેમ જ રા. **મણિલાલભાઇ** મને પોતાના એક બંધુ સમાન ગણીને મારામાટે જે અનન્ય લાગણી રાખે છે તે લાગણીને પણ હું કદાપિ ભૂલી શકવાનો નથી. હું પરમાત્મા પાસેથી કેવળ એટલુંજ માગું છું કે "**ગુજરાતી**" સાથેનો મારો સંબંધ, ગત પંદર વર્ષના સંબંધ પ્રમાણે જ ભવિષ્યમાં પણ, સદાને માટે અવિચલ તથા અખંડ રહે અને રા. ભાઈ **મણિલાલભાઇ**ની મારા પ્રતિ જે લાગણી તથા મમતા છે તેમાં દિવસાનુદિવસ વૃદ્ધિ થતી રહે.

પ્રસ્તુત ગ્રંથમાં '**છાયાનો દરબારગઢ**' શીર્ષક લેખમાં છાયાના દરબારગઢનાં ત્રણ ચિત્રો તથા '**મેરજાતિનો કિંચિત્ પરિચય**' શીર્ષક લેખમાં મેરજાતિનાં સ્ત્રીપુરુષોનાં તથા તે જાતિના એક મંદિરના મળીને ચાર—એકંદર સાત ચિત્રો અપાયલાં છે અને તે ઉપરાંત મારાં સ્વ. ધર્મપત્ની ગંગાદેવીની, મારી પોતાની તથા જે આદર્શ સાધુપુરુષને પ્રસ્તુત ગ્રંથ સમર્પવામાં આવ્યો છે તે પૂજ્ય મહંત શ્રી **રામદાસજી**ની ચિત્રપ્રતિકૃતિઓ પણ આપવામાં આવી છે. મારો પોતાનો ફોટો આપવાનો મારો મનોભાવ નહોતો પરંતુ પ્રસ્તુત ગ્રંથમાં મારાં પરલોકવાસિની પત્નીની પ્રતિકૃતિ આપવાની આવશ્યકતા હોવાથી અને તે સાથે મારે મારો ફોટો પણ આપવોજ જોઇએ એવો મારા કેટલાક મિત્રોનો આગ્રહ હોવાથી મારે મારો ફોટો પણ આપવો પડ્યો છે.

'ધિ ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસના કૃપાળુ માલિક તથા મૅનેજરની કૃપાથી '**નારાયણ ગદ્યગંગા**' ના આ પ્રથમ તરંગને તીરપ્રાંત પર્યન્ત પહોંચતાં બે વર્ષ કરતાં પણ અધિક સમય વીતેલો હોવાથી દ્વિતીય તરંગને સત્વર તીરપ્રાંતમાં પહોંચાડવામાટે બીજા છાપખાનામાં છપાવવાની વ્યવસ્થા કરાયલી છે અને તેથી છ થી આઠ માસમાં દ્વિતીય તરંગ પાઠક તથા પાઠિકાઓના કરકમળમાં વિરાજી શકશે, એવી દૃઢ આશા છે.

અંતે, જે પરમદયાઘન પરમેશ્વરની દયાથી પ્રસ્તુત ગ્રંથ અનેક પ્રકારનાં વિઘ્નો આવવા છતાં નિર્વિઘ્ન પ્રકાશિત થઇને અસ્તિત્વમાં આવી શક્યો છે તે પરમદયાઘન પરમેશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માનીને હું હવે લેખિનીને વિશ્રાંતિ આપવાની આજ્ઞા ઇચ્છું છું.

સુદામાપુરી ( પોરબન્દર )
વિક્રમાર્ક ૧૯૭૫, વૈશાખ,
શુકલપક્ષ, નવમી
ગુરુવાર તા. ૮ મી એપ્રિલ
૧૯૧૯

ભવદીય નિરન્તર કૃપાભિલાષી
**ઠક્કુર નારાયણ વિસનજી,**
ગ્રંથકાર.

# અનુક્રમણિકા

## ('નારાયણ ગદ્યગંગા'-પ્રથમ તરંગની)

ઇતિ પ્રથમ તરંગ



---

* આવું ચિન્હ જે લેખો સમક્ષ અનુક્રમણિકામાં આપવામાં આવ્યું છે તે લેખો મારા પોતાના લખેલા મૌલિક છે.

+ આવું ચિન્હ જે લેખો સમક્ષ અનુક્રમણિકામાં આપવામાં આવ્યું છે તે લેખો અન્ય ભાષામાંના લેખોના શોધિત વર્દ્ધિત અનુવાદ છે. **ગ્રંથકાર**

# નારાયણ ગદ્યગંગા

## પ્રથમ તરંગ

### સાહિત્ય અને ઇતિહાસ

# ગુર્જર કાવ્યપ્રદેશમાં ફારસી ગઝલનું સ્થાન*

"હિન્દૂને સનમમેં જલ્વા પાયા તેરા;
આતિશપે મુગાંને રાગ ગાયા તેરા;
દહરીને કિયા દહરસે તાબીર તુઝે;
ઇન્કાર કિસીસે ન બન આયા તેરા!"

**હાલી**

આપણામાં કોઇ પણ વિષયના આરંભમાં મંગળાચરણ કરવાનો શિષ્ટ સંપ્રદાય છે; તે સંપ્રદાયને અનુસરીને આજનો આપણો વિષય ફારસી ગજલનો હોવાથી મેં ઉર્દૂ ભાષામાંજ મંગળાચરણ કરેલું છે. ઉપર આપેલી મંગળાત્મક રૂબાઇનો અર્થ એવો થાય છે કે:—"હે પરમાત્મન્! હિન્દુએ પ્રતિમા (મૂર્તિ)માં તારા પ્રકાશને પ્રાપ્ત કરેલો છે; અગ્નિપૂજક પારસીઓએ અગ્નિને ઉદ્દેશીને તારાં સ્તુતિસ્તોત્ર ગાયાં છે અને જડવાદીઓએ વિશ્વ રૂપે તારો સ્વીકાર કરેલો છે; સારાંશ કે, કોઇથી પણ તારો અસ્વીકાર તો કરી શકાયો નથીજ."

હવે આપણે આપણા વિષયનો આરંભ કરીશું. આજે લગભગ અડધી સદી જેટલા સમયથી ગુજરાતી ભાષાના સાહિત્યના કાવ્યપ્રદેશમાં ફારસી અથવા ઉર્દૂ ગજલમાટે એક નવીન સ્થાન નિર્માણ થએલું છે. એ પૂર્વે કેવળ સંસ્કૃત છંદ અને વૃત્ત તથા ગરબીઓ ઇત્યાદિનોજ ગુર્જર ભાષામાં વિશેષ પ્રચાર હતો. જેવી રીતે પછીથી મરાઠીમાંના દિંડી, સાકી વગેરે છંદોનો ગુજરાતી કાવ્યરચનામાં સ્વીકાર કરવામાં આવ્યો છે, તેવીજ રીતે ફારસી અથવા ઉર્દૂની ગજલનો પણ સ્વીકાર કરવામાં આવ્યો હોય, તો તે સ્વાભાવિકજ છે. એ પ્રમાણેની ફારસી અથવા ઉર્દૂ પદ્ધતિની કાવ્યકૃતિને આજકાલના પાશ્ચાત્ય વિદ્યાપ્રકાશથી પ્રકાશિત થએલા વિદ્વાનો 'ફારસી સ્કૂલ' ના નામથી ઓળખે છે. મારી ધારણા

*આ લેખ સંવત્ ૧૯૬૬ની દીપોત્સવીના (રવિવાર તા. ૩૦ મી ઑક્ટોબર ૧૯૧૦ ના) "ગુજરાતી"ના ખાસ અંકમાં પ્રથમ પ્રકાશિત થયો હતો.

પ્રમાણે ગુર્જર કાવ્યપ્રદેશમાં એ ફારસી સ્કૂલના પ્રથમ પ્રારંભકર્તા અભેદમાર્ગપ્રવાસી પ્રોફેસર **મણિલાલ નભુભાઇ દ્વિવેદીજ** હતા. એમનો સમય ઈ. સ. ૧૮૫૮ થી ૧૮૯૮ સુધીનો છે. એમના 'આત્મનિમજ્જન' માં ફારસી સ્કૂલની કેટલીક ભાવવાહિની કવિતાઓ છે અને 'અહા, હું એકલો દુનિયા બિયાબાંમાં સુનો ભટકું' તથા 'કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે" ઈત્યાદિ કાવ્યોમાં ગુજરાતીમાં સૂફી મતનાં તત્ત્વોને પ્રચલિત કરવાનો એમણે પ્રયત્ન કરેલો છે; તેમજ ફારસી ગજલ અને તે સાથે ફારસી શબ્દો અને વિચારોને ગુજરાતમાં લોકપ્રિય કરવાના કાર્યમાં પણ એમનો પ્રયાસ ઉત્તમ અને અગ્રેસર છે. ત્યાર પછી મણિલાલ કરતાં પણ રા. રા. **બાળાશંકર** ઉલ્લાસરામ કંથારિયા—કે જેઓ 'કલાન્ત' કવિના નામથી પણ ઓળખાતા હતા–તેમણે એ ફારસી કાવ્યશૈલીને ગુજરાતી કાવ્યરચનાના પ્રદેશમાં પ્રવિષ્ટ કરવાનો વિશેષ પ્રયાસ કર્યો હતો. 'કવિતાપ્રવેશ' નામક પુસ્તકમાંના 'ગુજરાતી કવિતા—તેનું ટુંકું ઐતિહાસિક દર્શન' નામક નિબંધમાં રા. અંજારીયા તથા રા. કરીમ મહમ્મદ એ વિશે લખે છે કે;—"ફારસી **અબજદ** ગણના ગુજરાતીમાં દાખલ કરવા ઘણીવાર તેમણે ચર્ચા ઉઠાવી હતી પણ સંસ્કૃતના અનેક પક્ષકારોમાં પર્સ્યનનો એક જ હિમાયતી શું કરે? ફારસી સ્કૂલના ગુજરાતી કવિ તરીકે તેમને પ્રથમ પદ આપી શકાય, અને ફારસી કવિતાનું ભાષાંતર કરનાર પણ તે પહેલા અને હજી સુધી એકલાજ છે!' આ અભિપ્રાય અમને કેટલેક અંશે માન્ય છે. એજ ગ્રંથમાં કલાપી વિશે લખતાં તેઓ જણાવે છે કે— "બાળાશંકર પછી કલાપી (૧૮૭૪–૧૯૦૦) માં ફારસી સ્કૂલની મીઠાશ જડે છે. "હમે જોગી બધા વરવા સ્મશાનો ઢુંઢનારાઓ;' 'જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નિશાની આપની" ઈત્યાદિ. અત્યાર લગી ફારસી સ્કૂલના કવિઓ તરીકે **સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી, સ્વ. બાળાશંકર** ઉલ્લાસરામ કંથારિયા અને સ્વ. કલાપીનાં નામોજ ગણાયલાં છે; પરંતુ એક ચતુર્થ વ્યક્તિનું નામ ગણવામાં આવ્યું નથી. એ ચતુર્થ વ્યક્તિ તે 'એમ. એ બનાકે કયોં મેરી મિટ્ટી ખરાબ કી?' ના કર્તા **સ્વ. અમૃત કેશવ નાયક**

છે. એમણે પણ ગુજરાતી ભાષામાં કેટલીક ઉત્તમ ગજલો લખી છે; પરંતુ તેઓ બી. એ. કે. એમઃ એ. અથવા તો કલાપી પ્રમાણે રાજ્યના સ્વામી ન હોવાથીજ કદાચિત્ તેમને વિસારી દેવામાં આવ્યા હશે.

ફારસી સ્કૂલની કવિતાના ગુજરાતીમાં મૂળ જન્મદાતા ઉપર જણાવ્યા પ્રમાણે **સ્વ. મણિલાલ નભુભાઇ** દ્વિવેદી છે; છતાં તેમની ફારસી પદ્ધતિની કવિતાઓ અનેક સ્થળે ખોડખાંપણવાળી છે. એમ કહેતાં મને કોઈ પણ પ્રકારનો સંકોચ થતો નથી. સ્વ. કંથારિયાનો પર્શિયન ભાષાનો અભ્યાસ સારો હતો એટલે તેમની એ પદ્ધતિની કવિતા સારી છે; અને તેમને ફારસી સ્કૂલના ગુજરાતી કવિ તરીકે પ્રથમ પદ આપવામાં આવે છે તે યોગ્યજ છે; છતાં કેટલેક સ્થળે તેમનામાં પણ ફારસી કવિતાના નિયમોનું ઉલ્લંઘન તો અવશ્ય દેખાય છે જ. 'બાળાશંકર પછી કલાપીમાં ફારસી સ્કૂલની મીઠાશ જડે છે' એ વાક્યજ એવા અર્થને સૂચવે છે કે મીઠાશ જડે છે, પણ સંપૂર્ણતા જડતી નથી. સ્વર્ગસ્થ **અમૃતે** જે થોડી ઘણી ગજલો ગુજરાતી ભાષામાં લખી છે, તે ફારસી સ્કૂલના એ ત્રણે ગુજરાતી કવિઓ કરતાં ઉત્કૃષ્ટ હોઇને પ્રથમ પંક્તિમાં મૂકવા યોગ્ય છે અને જો એ નૈસર્ગિક કવિ વધારે જીવવા પામ્યો હોત, તો ખરેખર ફારસી સ્કૂલના એક ઉત્કૃષ્ટ કવિ તરીકે પોતાનું નામ ગુર્જર કાવ્યસાહિત્યના ઇતિહાસમાં અમર કરી ગયો હોત, એમાં લેશમાત્ર પણ સંશય નથીજ. છતાં પણ મહાન્ કવિ કાલિદાસમાટે જેવી રીતે એમ કહેવાય છે કે, "જો કાલિદાસના અન્ય સર્વ ગ્રંથો નષ્ટ થઇ ગયા હોત અને એકલું 'મેઘદૂત' કાવ્યજ અવશિષ્ટ રહ્યું હોત, તો તેજ તેને મહાકવિ તરીકે સિદ્ધ કરવાને બસ હતું.' એજ વાક્ય સ્વર્ગસ્થ **અમૃતના** વિષયમાં પણ લાગૂ પડે છે. એટલે કે, તેણે જો કે થોડીજ ગજલો લખી છે છતાં તે તેને ફારસી કે ઉર્દૂ સ્કૂલના એક સારા કવિ તરીકે ઓળખાવવાને પૂર્ણ શક્તિમતી છે. હવે આપણે એ ચારે સ્વર્ગસ્થ કવિઓની કવિતાના કેટલાક નમૂનાનું અનુક્રમે નિરીક્ષણ કરીશું.

"કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે" એ **સ્વ. મણિલાલની** ગજલ સર્વોત્કૃષ્ટ મનાય છે, અને તે એટલી બધી લોકપ્રિય

ઇ પડી છે કે, તે સાધારણ રીતે સુશિક્ષિત વર્ગમાં સર્વત્ર ગવાય છે અને પ્રસંગાનુસાર ઉદ્ધૃત પણ કરાય છે. એ ગજલમાં ફારસી શબ્દોનો મુક્ત હસ્તે પ્રયોગ કરવામાં આવ્યો છે: પરંતુ એમાં કેટલાક શબ્દોના પ્રયોગ કેવા અયોગ્ય થએલા છે એ હવે આપણે જોવાનું છે. પ્રથમ તો એ આખી ગજલ અહીં ઉદ્ધૃત કરીને પછી તેનું વિવેચન કરીએ;—

"કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે !
**ખફા ખંજર** સનમનામાં રહમ ઉંડી લપાઈ છે !—કહીં.
જુદાઈ જિન્દગીભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે—કહીં.
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગુમાવી એ કમાઇ છે— કહીં.
ઝખમ દુનિયા ઝબાનોનાં મુસીબત ખોફના ખંજર,
કતલમાં એ કદમબોસી, ઉપર **કયામત** ખુદાઇ છે— કહીં.
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુટાઇ છે;— કહીં.
ફના કરવું ફના થાવું, ફનામાં શાહ સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઇ છે— કહીં.
ઝહરનું નામ લે શોધી તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઇ છે— કહીં.
સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઈ છે— કહીં.
ચમનમાં આવીને ઉભો, ગુલોપર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચતાં **બદનગુલને** નવાઇ છે.— કહીં.
હજારો ઓલિયા મુરશદ ગયા માશૂકમાં ડૂબી,
ન ડૂબ્યા તે મુવા એવી **કલામો** સખ્ત ગાઇ છે— કહીં.

એ ગજલમાં જે શબ્દો મેં ખાસ મોટા અક્ષરોમાં લખ્યા છે, તેમનો પ્રયોગ ખોટો છે એમ સમજવાનું છે. બીજી પંક્તિમાં **ખફા** (ક્રોધિષ્ટ–કોપા-

યમાન ) શબ્દ **ખંજરનું** વિશેષણ છે; પરંતુ ખંજર એક નિર્જીવ વસ્તુ હોવાથી તેમાં ક્રોધનો આવિર્ભાવ સંભવતો નથી. આમાં કવિનો મૂળ આશય એવો છે કે, 'સનમના ઐાક્ રૂપી ખંજરમાં ઊંડી રહમ સમાયલી છે' એટલામાટે જો એ પંક્તિની 'સનમના ઐાક્ ખંજરમાં રહમ ઉંડી લપાઇ છે' એ પ્રમાણેની રચના કરવામાં આવી હોત, તો તે વિશેષ સાર્થક અને પ્રસંગોચિત ગણાત. મૂળમાં ભાવાર્થ ઉત્તમ છે, પણ રચના વિપરીત કિંવા અધમ છે. આઠમી પંક્તિમાં **કયામત** શબ્દ આવેલો છે; પરંતુ એ શબ્દનું ખરૂં રૂપ **કૃયામત** છે. આપણા કેટલાક કવિઓ કવિતાની રચનામાં ઘણાક સંસ્કૃત તેમજ ગુજરાતી શુદ્ધ શબ્દોને મારી મચડીને અશુદ્ધ બનાવી નાખે છે અને તેમનું એ પોતાની ઓછી યોગ્યતાને દર્શાવનારૂં કાર્ય કવિની સ્વતંત્રતા અથવા નિરંકુશતા તરીકે ઓળખાય છે. પરંતુ એ પ્રમાણે ફારસી અને ઉર્દુ કાવ્યરચનામાં ચાલી શકતું નથી અને તેથી એ પ્રયોગ સર્વથા અશુદ્ધ અથવા તો પ્રમાદોદ્‌ભૂતજ કહી શકાય. એ પછી અઢારમી પંક્તિમાં **બદનગુલ** શબ્દનો પ્રયોગ કરેલો જોવામાં આવે છે. એ શબ્દ મૂળમાં **ગુલબદન** છે. ફારસી ભાષા અને કવિતાના નિયમ પ્રમાણે આવી રીતે કોઇપણ શબ્દનું સ્વચ્છંદતાથી ઊંધું ચતું રૂપ બનાવી શકાતુંજ નથી અને જો કવિતામાં ફારસી શબ્દોનાં આવાં સર્વથા ખોટાં રૂપ દગ્ગોચર થતાં હોય, તે કવિતાને ફારસી સ્કૂલની કવિતા કહેવી કે નહિ, એ એક અત્યંત ગહન પ્રશ્ન છે. સંસ્કૃતમાં કદાચિત્ 'પુષ્પાંગી'ને બદલે 'અંગપુષ્પા' જેવા સમાસ કરી શકાતા હશે, પરંતુ અરબી, પર્શિયન અને તદંગભૂત ઉર્દુ ભાષામાં એ નિયમનું અસ્તિત્વ નથી. છેલી પંક્તિમાં **ગાઇ** છે, એ ક્રિયાપદથી કલામો શબ્દ નારી જાતિમાં વાપરેલો સ્પષ્ટ છે; પરંતુ એ શબ્દ મૂળ નરજાતિનો હોવાથી એ પણ એક સારો મજાનો દોષજ કહી શકાય. આતો જાણે શબ્દપ્રયોગ વિષે કહેવાયું; પરંતુ એ ગજલમાંની કેટલીક પંક્તિઓમાં અર્થની ક્લિષ્ટતા પણ એવી ને એવીજ જોવામાં આવે છે. 'ફના કરવું ફના થાવું ફનામાં શહ સમાઇ છે;' 'ઝહરનું નામ લે શોધી તુરત પી લે ખુશીથી તું;' 'સનમના હાથની છેલી હકીકતની રફાઇ છે;' ઇત્યાદિ પંક્તિઓનો સાધારણ ભાવાર્થ શો છે, તે બરાબર સમ-

જાતુંજ નથી. કદાચિત્ મારી બુદ્ધિનેજ એનો સત્યાર્થ ગમ્ય ન થઇ શક્યો હોય તો તે પણ સંભવિત છે અને તેથી મારી એ કાવ્યના ઉપાસકો તથા પ્રશંસકોને એટલીજ પ્રાર્થના છે કે, જો આ ગજલનો સરળ ગુજરાતી ભાષામાં ભાવાર્થ લખીને તેઓ પ્રકટ કરશે, તો મારા જેવા મંદબુદ્ધિની બુદ્ધિમાં કાંઇક નવીન પ્રકાશ પડશે. એ ઉપરાંત કેટલાક ફારસી શબ્દોને ગુજરાતી અક્ષરોમાં લખતાં જે સાધારણ ભૂલો કરવામાં આવે છે તે ભૂલોથી પણ આ ગજલ ખાલી નથી; કેમકે, એમાં-ઝખમ, ઝબાન, મઝેદારી, ઝહર ઇત્યાદિ શબ્દોમાં 'ઝ' અક્ષરની યોજના કરવામાં આવી છે; પરંતુ એ રૂપોમાં 'ઝ' ને બદલે 'જ.' એટલે કે નીચે મીંડાવાળા જ ની યોજનાજ થવી જોઇએ.

**સ્વ. બાળાશંકરની** ઘણીક ગજલો ફારસી ગજલના નિયમ પ્રમાણેજ લખાયલી છે; છતાં કેટલીક ગજલોમાં તેમણે એ નિયમોનો વિનાશ પણ એટલા બધા પ્રમાણમાં કર્યો છે કે, રામ તારો આશરો. તેમની એવી નિયમભંગવાળી એક ગજલ આપણે ઉદાહરણ તરીકે લઇશું:—

" હમે તો જઇ ગજાવીશું બધી આલમ;
ખુદાના નામના **જ્યાં ત્યાં** કરી આલેક,
કદી રોશું કદી હસશું કદી ગાશું—
અહીંની બેવફાઇને કરી આલેક !
શરાબે ઇશ્કનાં પ્યાલાં પીતાં ઢોળી
પિવાડીશું મીઠી સુધા કરી આલેક !
તજી દઇ જહાંગિરી જૂઠી ફકીરીમાં
ખુદાશું દિલ **લ**ગાડીશું કરી આલેક !
દિવાની દુનિયાની આ ઘડી બેની
સુણી લેશું રહી દરબાર કરી આલેક !
ચહે દિલ ત્યાં લઇ નિશાન ને ડંકા,
અડિંગા જઇ **મ**ચાવીશું કરી આલેક;
મચાવી ધૂન ને મસ્તાન થઇ રહેશું
સદા ઉસ્તાદની **સાથે** કરી આલેક !

આ ગજલમાંના જહાંગિરી, દિવાની, દુનિયા અને નિશાન આદિ અશુદ્ધ શબ્દોના કર્ણકટુ પ્રયોગોના વિચારને અત્યારે દૂર મૂકીને એમાં જે એક મહા-દોષ રહેલો છે તેનોજ આપણે કાંઇક વિચાર કરીશું. એ દોષ **કાફિયા**–પ્રાસ–અને **રદીફ** અથવા વારંવાર એકજ અર્થમાં યોજાતા પ્રાસનો છે. ઉપરની ગજલમાં ' કરી આલેક ! ' એ બે શબ્દોની પ્રત્યેક એકાંતરિત પંક્તિમાં પુનરાવૃત્તિ થતી હોવાથી એ **રદીફ** છે; એટલે એ **રદીફ**ના પૂર્વે શબ્દો ફારસી કવિતાના કાયદા પ્રમાણે પ્રત્યેક એકાંતરિત પંક્તિમાં પ્રાસ હોવાજ જોઇએ. જો એ પ્રમાણેની રચના ન હોય તો તેને સંપૂર્ણ લક્ષણવતી (ફારસી પદ્ધતિની) ગજલ કહી શકાયજ નહિ. અર્થાત્ દ્વિતીય પંક્તિમાં ' કરી આલેક ! ' ની પહેલાં ' જ્યાં ત્યાં ' એ બે શબ્દો આવેલા છે અને ચતુર્થ પંક્તિમાં ' કરી આલેક ! ' ની પહેલાં ' બેવફાઇને ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે; પરંતુ ખરી રીતે ' બેવફાઇને ' શબ્દના સ્થાનમાં ' જ્યાં ત્યાં ' શબ્દનો કાફિયો–પ્રાસ–આવવો જોઇએ. એ નિયમ આ ગજલમાં પ્રારંભથી તે અન્ત પર્યન્ત છેજ નહિ અને તેથી એ સારી ગજલ નથી; કિન્તુ ગજલનું ભ્રમ સ્વરૂપ છે. આવી રીતે સર્વત્ર સમજી લેવું.

કલાપીમાં તો કેવળ ફારસી સ્કૂલની મીઠાશજ જડે છે એટલે તેમની તેવી ગજલ અથવા કવિતાનું વિશેષ વિવેચન કરવાની આવશ્યકતાજ નથી; કારણકે એવી થોડી ઘણી મીઠાશ, કલાપી કરતાં કાંઇક વધારે મીઠાશ આ-પણને બુલબુલ અને દીવાનાની ગજલોમાં પણ અવશ્ય મળી આવે છે; એટ-લુંજ નહિ પણ જો પ્રયત્ન કરશે, તો તેઓ ફારસી સ્કૂલના સારા કવિ થઇ શકશે, એવી પણ તેમની કવિતા વાંચવાથી અવશ્ય આશા રાખી શકાય છે. હવે આપણે સ્વ. **અમૃત કેશવ નાયક**ની એક ગજલ ઉદાહરણ તરીકે લઇશું:–

" કદી તલવારની ધમકી, કદી કરમાંહીં ખંજર છે;
ગજબમાં જીવ આશકનો, ડગેડગ દિલમહીં ડર છે.
ઘડીમાં જીવ જોખમમાં, ઘડીમાં જિન્દગી ભયમાં;
પડ્યું પર હાથ દિલ આ આજ, આંખ્યો સૂળી ઉપર છે.
ન છૂટે ધ્યાન પ્રતિમાનું, ખુદાની યાદ ના આવે;

પડયા પત્થર સમજમાં શું, કહે લોકો કે કાફર છે.
જિગરનો દાગ જૂનો છે, નિરાશાનો નમૂનો છે;
સદ્દ સંસાર સૂનો છે, ઉજડ આશક તણું ઘર છે.
તમો ધનવાન છો તો, મુજસમા લાખો ભિખારી છે;
કમાઇ રૂપનીમાં, આશકોનો લાગ ને કર છે.
હૃદય ચાહે સદા જેને, દયા આવે નહીં તેને;
બળ્યું એ જીવવું, એના થકી મરવુંજ બેહતર છે.
નહીં ભૂલું અમૂલું મુખ કદી દૂલું થયું તો શું !
કપાઈ સર સરાસર બોલશે બસ તુંજ સરવર છે;
ઉઠયો ચમકી હું રાતે વસ્લની જાહિદ તણી બાંગો.
અહીં તકબીરના શબ્દો, સદા અલ્લાહ અકબર છે.
ન કર અમૃત શિકાયત કે, એ બુત પત્થરો છે બસ;
હૃદય તુજ મીણનું રાખ્યાથીં તારો હાલ અબતર છે !"

આ ગુજરાતી ગજલ ફારસી અથવા ઉર્દૂ ગજલના સર્વ નિયમો અને સર્વ લક્ષણોથી મંડિત છે અને તે છતાં કાવ્યના ચિરસ્થાયી ભાવ તથા અર્થ-ગાંભીર્યમાં પણ ક્યાંય ન્યૂનતા આવી નથી. સ્વ. અમૃતની બધી ગજલો આવીજ ઉત્તમોત્તમ છે. સ્વ. અમૃતનું 'ભારતદુર્દશા' નાટક અને પ્રકીર્ણ લેખો તથા કાવ્યોનો સંગ્રહ' નામક એક પુસ્તક પ્રકટ થએલું છે, તે જોવાથી મારા કથનની સત્યતાનો પ્રત્યક્ષ પરિચય થઇ શકશે.

ફારસી કવિતાની રચનાના સાધારણ નિયમો લગભગ આપણા પિંગળ જેવાજ છે. અર્થાત્ માત્રા મેળથી પણ ફારસી કવિતાની રચના થાય છે અને ગણમેળથી પણ થાય છે; પણ આપણામાં જેવી રીતે ભુજંગી આદિ વૃત્તોમાં ગણજ આવવા જોઇએ એવો નિયમ છે, તેને બદલે ફારસી કાવ્યના ગણવૃત્તમાં પણ અમુક અક્ષરોને બદલે તેટલી માત્રાના ગણ આવે તો પણ ચાલી શકે છે. જેમકે ભુજંગી છંદમાં ચાર યગણ છે અને યગણમાં પ્રથમ લઘુ તથા ત્યારપછી બે ગુરુ અક્ષરો આવતા હોવાથી તે પાંચ માત્રાનો ગણ થાય છે; એટલે ફારસીમાં જે સ્થળે યગણ જેવા ગણની યોજના હોય ત્યાં

એક લઘુ અને બે ગુરુ અક્ષરોની યોજના કરવાને બદલે જો પાંચ માત્રાવાળા શબ્દનો પ્રયોગ કરવામાં આવે, તો તે પણ ચાલી શકે છે. ઉદાહરણાર્થઃ—

" અરી ઓ પરી સબ્જ઼ ઓ બેહયા
મેરે સામને જલ્દ આ બેસવા ! "

આ અનામત કવિકૃત ઉર્દુ ભાષાના આદિ નાટક 'ઇંદ્રસભા'માંની કવિતાનાં બે ચરણ છે. એમાં અગિયાર અક્ષર પ્રત્યેક ચરણમાં આવે છે, અને તેમાં ત્રણ યગણ તથા અંતે લઘુ ગુરુની રચના છે. શેખશાદીના પંદનામા ( કરીમા ) માં પણ આદિથી અંત પર્યંત એજ છંદ લેવામાં આવ્યો છે. જેમકેઃ—

" કરીમા બિબક્ષાએ બર્‌હાલે મા;
કે હસ્તીમ્ અસીરે કમન્દે હવા ! "

આપણા પિંગળમાં એ પ્રમાણેની રચનાનોજ અગિયાર અક્ષરનો એક છંદ છે અને તેનું લક્ષણ આ પ્રમાણે આપેલું છેઃ–૬ અને ૫ યતિ ય, ય, ય, લ, ગ, એનું નામ કર્ણછંદ છેઃ—

" ન સન્યાય રાખે યદા ગ્રામણી
ન પામે તદા કીર્ત્તિ અગ્રા મણી ! "

હવે ભેદ માત્ર એટલોજ કે, એ અગિયાર અક્ષરોની બધી મળીને માત્રા અઢાર થાય છે; પણ ત્રણ યગણ અને લઘુ ગુરુને બદલે જો અઢાર માત્રાનું ચરણ કરીએ તો આપણા પિંગળ અનુસાર તે કર્ણછંદ થઇ શકે નહિ; પરંતુ ફારસીમાં અથવા ઉર્દુમાં જો યતિભંગ આદિ દોષ ન આવે તો તેમ થઈ શકે છે. ઉદાહરણાર્થઃ—

" જો સોનેકોં ચિડિયા ફ઼ૅસે દામમેં
તો મેરીભી ચાંદી હય઼ ઇસ કામમેં. "

આ બે ચરણોમાં ત્રણ યગણ અને લઘુ ગુરુનો નિયમ જળવાયલો નથી, પણ માત્રા બરાબર અઢાર હોવાથી ફારસીમાં એ છંદ જૂદો ગણાતો નથી. આપણા હરિગીત છંદની રચના ગજલનાં અનેક બંધારણોમાંના એક

બંધારણની બરાબરજ છે અને તેથી હરિગીત છંદ ગજલ પ્રમાણે સહજ ગાઇ શકાય છે. માત્ર આપણા હરિગીતમાં બે ચરણોમાં અવશ્ય અંત્ય પ્રાસ જોઇએ, અને ત્યાર પછી ન હોય તો ચાલી શકે છે; એટલે દરેક બબ્બે ચરણે નવા પ્રાસો રાખી શકાય છે; પરંતુ તેજ બંધારણની ફારસી કે ઉર્દુ ગજલમાં તેમ થઈ શકતું નથી. તેમાં તો પ્રથમ બે ચરણના જે પ્રાસ હોય, તેનાજ પ્રાસ ત્રીજા ચરણને મૂકી ચોથા ચરણમાં, છઠ્ઠા, આઠમા, અને દશમા ચરણમાં લાવવા પડે છે.—અર્થાત્ તેની તે ગજલ ચાલતી હોય ત્યાં સૂધી પ્રાસમાં ફેરફાર કરી શકાતો નથી. પરંતુ આપણામાં જેમ બે ચરણો પછી પ્રાસ બદલવાની છૂટ છે; તેમ તેમનામાં ગજલનાં બે ચરણ પછી વિષય બદલાઇ જાય એટલે કે એકજ ગજલમાં ચાર પાંચ વિષયો ચર્ચાય તો પણ ચાલી શકે છે. છતાં જેમાં એકજ વિષયનું પ્રતિપાદન હોય તે ગજલ વધારે ઉત્તમ મનાય છે.

કહેવાનો સારાંશ એટલોજ કે, ફારસી ગજલ લખતાં જેટલા વજનનું બંધારણ હોય તેટલા વજનના બંધારણમાં જ્યાં તાળ આવતા હોય ત્યાં **યતિ, પ્રાસ** અને જો **રદીફ**ની યોજના કરી હોય, તો તેની પૂર્વે પ્રાસ રાખ્યા વિના કદાપિ ચાલી શકતુંજ નથી અને જો ગજલમાં એ નિયમોનો અસ્વીકાર અથવા ભંગ થએલો હોય, તો ફારસી અને ઉર્દુવાળાઓ તે ગજલને ગજલ નામથી ઓળખતાજ નથી. આ કારણથીજ અમારે પણ કહેવું પડે છે કે, ગુજરાતીમાં લખાયેલી ફારસી સ્કૂલની ગજલોનો મોટો ભાગ ગજલ નામને પાત્ર નથી. હવે અહીં કદાચિત્ કોઇ એવી શંકા કરશે કે, ‘ શું એ નિયમોને જાળવીને લખાયલી હોય અને જેમાં એ નિયમો બરાબર જળવાયલા હોય, તેજ ગજલ કે? તેમાં ભાવ અને અર્થગાંભીર્યની તો આવશ્યકતાજ નથી કે શું? ’ આના ઉત્તરમાં હું જણાવીશ કે, ભાવ અને અર્થ વિનાનું તો જ્યાં ગદ્ય પણ ઉત્તમ કહેવાતું નથી; ત્યાં ભાવ અને અર્થગાંભીર્ય વિનાની કવિતા તો સારી કેમ કરીનેજ કહી શકાય? અર્થાત્ ચિરસ્થાયી ભાવ અને ઉત્તમ અર્થગાંભીર્ય તો કવિતામાં અવશ્ય હોવાંજ જોઇએ, પરંતુ એની સાથે ગજલમાં ઉપર જણાવેલા નિયમો પણ અવશ્ય જળવાયેલા હોવાજ જોઇએ.

જો એ બેમાંની એક વસ્તુનો ભાવ હોય અને બીજીનો અભાવ હોય, તો તે ફારસી અથવા ઉર્દૂ સ્કૂલની કવિતા નથી એટલોજ મારા કહેવાનો મથિતાર્થ છે.

આટલું બધું ફારસી સ્કૂલની કવિતા વિશે આગ્રહ પૂર્વક લખવાનું કારણ એજ કે, આજ કાલ આપણા ગુર્જર કવિઓમાં જેવી રીતે બે તડ પડી ગયા છે અને તેમાંનો જૂનો પક્ષ સાલંકાર પ્રાસ આદિથી મંડિત કવિતાને ઉત્તમ માનનારો છે; ત્યારે બીજો નવીન પક્ષ કવિ ન્હાનાલાલના મતને અનુસરી અલંકાર અને વસ્ત્રવિહીન નગ્ન કવિતાસુંદરીના સૌન્દર્યમાં મુગ્ધ થનારો છે; તેવી રીતે ફારસી અને ઉર્દૂભાષાના કવિઓમાં કવિતા વિશે અદ્યાપિ બે મત થયા નથી અને હવે પછી તેમ થવાનો સંભવ પણ દેખાતો નથી. ગજલ નામક કાવ્યબંધારણ આપણે તેમની પાસેથી લીધેલું છે; અને તે પારકી મતા હોવાથી તેને ભગ્ન કિંવા છિન્ન ભિન્ન કરવાનો આપણને કશો પણ અધિકાર નથી, એમ મારૂં તો માનવું છેજ. આજ સુધીમાં ફારસી કે ઉર્દૂ ભાષાની એક પણ ગજલ ઉપર જણાવેલા નિયમોથી વિરુદ્ધ લખાઇ હોય એમ મારા જાણવામાંતો નથીજ અને જો કોઇ ફારસી ભાષાનો જ્ઞાતા તેવી એક પણ કવિતા ફારસી ભાષામાં બતાવી આપે તો મારા આ આગ્રહને હું તત્કાળ ત્યાગી દેવાને તૈયાર છું. જેમ આપણામાં પાશ્ચાત્ય જ્ઞાનના પ્રકાશથી વિભૂષિત થએલા વિદ્વાનો છે તેમ તેવા વિદ્વાનો તેમનામાં પણ છે; પરંતુ ભેદ એટલોજ કે; આપણા નવીન પ્રકાશિત કવિઓ અલંકારશાસ્ત્ર આદિને તુચ્છ માની પોતાનો નવો કક્કો ખરો કરી યેનકેન પ્રકારેણ પ્રસિદ્ધઃ પુરુષો ભવેત્ જેવા પ્રયત્નો કરી રહ્યા છે, ત્યારે ફારસી અને ઉર્દૂ ભાષાના મહમ્મદીય વિદ્વાનો પાશ્ચાત્ય વિદ્યાથી વિભૂષિત હોવા છતાં આવા વિષયોમાં મતભેદ ન ઉપજાવતાં પોતાની પદ્ધતિને અનુસરીનેજ કાવ્યરચના કરતા જોવામાં આવે છે. એનું એક સારામાં સારૂં ઉદાહરણ પ્રોફેસર મહમ્મદ ઈકબાલ એમ. એનું છે. એ મોહમ્મેડન ગૃહસ્થ કૅમ્બ્રિજના એમ. એ છે અને અત્યારે પણ વિલાયતમાંજ વસે છે; છતાં એમની ઉર્દૂ કવિતામાં અંગ્રેજી શુષ્કતાનો રંગ આવ્યો નથી. એમની થોડીક લીટીઓ આપણે ઉદાહરણ તરીકે લઇશું:—

" સારે જહાંસે અચ્છા હિન્દોસ્તાં હમારાઃ
હમ બુલબુલેં હયઁ ઇસ્કી યે ગુલ્સિતાં હમારા.
ગુરબતમેં હયઁ અગર હમ રહતા હય દિલ વતનમેં;
સમઝો વહીં હમે ભી, દિલ હય જહાં હમારા. "

આ કવિતામાં ગજલના બધા નિયમો યથાસ્થિત જળવાયલા છે. એ ઉપરાંત અકબર અને હાલી ઇત્યાદિ પણ પાશ્ચાત્ય પ્રકાશવાળા કવિઓ છે; પરંતુ તે સર્વનાં ઉર્દુ કાવ્યો આવાંજ છે અને તે એવાં તો અર્થગાંભીર્યયુક્ત તથા ભાવવાહી છે કે, તેમનાં અંગ્રેજી ભાષાંતરો પણ થયાં છે અને તેમને ઇંગ્લૅંડની યુનિવર્સિટીઓમાં ટેક્સ્ટ બુક તરીકે ચલાવવામાં આવે છે. એથી પણ વિશેષ ઉત્તમ ઉદાહરણ તો વળી સાર અને ગુણના ગ્રાહક અંગ્રેજ વિદ્વાનોનાં મળી આવેછે. ફારસી કવિ ઓમર ખયામની રૂબાઇઓનું એડવર્ડ ફિટ્જીરલ્ડે અંગ્રેજી કવિતામાં ભાષાંતર કરેલું છે અને તેનું તે ભાષાંતર બહુજ પ્રશંસાને પાત્ર થએલું છે. રૂબાઇની રચના અનેક પ્રકારે થાય છે, પરંતુ તેમાં એક સાધારણ નિયમ એવો છે કે, પ્રથમની બે પંક્તિઓ ( ચરણ )માં પ્રાસ અથવા પ્રાસ અને રદીફ આવે, ત્રીજી પંક્તિ પ્રાસ વિનાની અને પુનઃ ચોથી પંક્તિમાં તેજ પ્રાસ અથવા પ્રાસ અને રદીફ આવવો જોઇએ. ફિટ્જીરલ્ડે રૂબાઇનું ભાષાંતર કરતાં અંગ્રેજીમાં પણ એ નિયમને જાળવી રાખ્યો છે અને અર્થમાં લેશમાત્ર પણ ન્યૂનતા થવા દીધી નથી. તેણે પહેલીજ રૂબાઇનું કરેલું ભાષાંતર આ પ્રમાણે છે. ( અને એ નિયમને તેણે અંતપર્યન્ત અખંડ જાળવી રાખ્યો છે. ):—

" Wake ! For the Sun, who scatter'd into flight,
The stars before him from the Field of Night,
Drives Night along with them from Heaven, and strikes
The Sultan's Turret with the Shaft of Light. "

એક ફારસી ગજલની પણ થોડીક લીટીઓ લેવીજ જોઇએ કે, જેથી ફારસી કવિતાની રચના એ નિયમોને કેવી જાળવનારી હોય છે, તેની વાંચકો કલ્પના કરી શકે:—

"ખૂનમ્ બેરીઝો અઝગમે હિજ્રમ્ ખલાસકુન;
મિન્નત્ પઝીરે ગમ્ઝયે ખંજર ગુઝારમત,
મી ગિરિયમો મુરાદમ્ અઝી. ચશ્મે અશ્કબાર;
તુખ્મે મહુબ્બત અસ્ત કે દર દિલ બે કારમત.
ગર દીદઓ દિલમ્ કુનદ આહંગે દીગરી;
આતશ્ જનમ્ દરાં દિલો દીદે બરૂ આરમત."

**હાફિજ**

**હાફિજ** કવિની આ કવિતા સર્વે અલંકારોથી પરિપૂર્ણ હોવા સાથે કેટલી બધી ઉત્તમ ભાવવાહિની છે, તે તેના અર્થને જાણ્યા વિના જાણવામાં આવે તેમ ન હોવાથી અહીં તેનો અર્થ આપવામાં આવે છેઃ—"ગમે તો તું મને મારી નાખ, પરંતુ વિયોગના રોગથી મારી મુક્તિ કર. એમ કરવાથી તારાં ખંજર સમાન તીક્ષ્ણ નયનશરનો હું આભાર માનીશ. હું આખો દિવસ અશ્રુ વર્ષાવ્યા કરૂં છું તેનું કેવળ એક એજ કારણ છે કે, તેમ કરીને તારા પ્રેમના બીજનું મારા હૃદયમાં આરોપણ કરવું. જો મારૂં મન કે મારાં નેત્રો બીજા કોઇ પ્રતિ કેવળ દૃષ્ટિપાત પણ કરે, તો તે મનને બાળી નાખવા અને તે નેત્રોને ખેંચી કાઢવાને હું તૈયાર છું!"

આ સર્વ ઉદાહરણો અને ફારસી તથા ઉર્દૂના કાવ્યસાહિત્યને જોતાં એ સિદ્ધાન્ત તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, કાવ્યના માત્રાબંધન, ગણબંધન, અલંકાર અને પ્રાસ આદિ નિયમો ફારસી અને ઉર્દૂ કવિતાના આત્મા નહિ, તોપણ જીવ તો અવશ્ય છેજ અને એટલામાટે ફારસી સ્કૂલની કવિતા ગુજરાતીમાં લખનારાઓ અથવા રચનારાઓને અમારો તો એજ ઉપદેશ છે કે તેમણે ફારસી અથવા ઉર્દૂનો કાંઇક અભ્યાસ કરી એ પ્રમાણેનીજ કાવ્યકૃતિ કરવી. અમારો તો એ ઉપદેશ છે, પણ એનો સ્વીકાર કરવો કે ન કરવો એ તેમની ઇચ્છાને આધીન છે. હવે આપણે છંદ અને પ્રાસ આદિના બંધનને ન માનનારા વિદ્વાનોના મતની કાંઇક પરીક્ષા કરીશું!

કવિ **ન્હાનાલાલ** પોતાના 'ઇન્દુકુમાર' નાટકના લગ્ન નામક પ્રથમ અંકના પુસ્તકમાં છન્દ અને કવિતા વિશે લખતાં પોતાનો અભિપ્રાય દર્શાવે

છે કે " '**वाक्यम् रसात्मकं काव्यं ।**' 'રસ જેનો આત્મા છે એવું જે વાક્ય તે કાવ્ય.' આપણા પ્રાચીન આલંકારિકોનું એ સૂત્ર કાવ્યકલાના ઉપાસકોમાં સામાન્ય રીતે માન્ય છે; તો પછી ' રસ ' ' આત્મા ' કે ' વાક્ય 'નો અર્થ ગેયતા કે છંદોબદ્ધતા સિદ્ધ થાય નહિ, ત્યાં સુધી તે બંન્નેમાંથી એકે કવિતાનું આવશ્યક અંગ ઠરે નહિ. અન્તર્વાસી રસનાં સંચલન કંઈ ગેય કે છંદોબદ્ધ નથી, એટલે ગેયત્વ એ કવિતાનું લક્ષણ બની શકે નહિ, અને તે કારણથીજ, છન્દ એટલે અમુક પ્રકારની અક્ષરરચના, માત્રા ગણના કે તાલ નિયમિતતાવાળી ગેયપરંપરા કવિતાનો અત્યાજ્ય પોશાક કહી શકાય નહિ. જોકે ગેય તેમજ છંદોબદ્ધ મનમોહન કાવ્ય લખાયાં છે, લખાય છે, ને લખાશે, તોપણ અમુક પ્રકારના વસ્ત્રાભૂષણોમાં માનવી મોહક લાગે છે તે ઉપરથી તે વસ્ત્રાભૂષણ મનુષ્યની વ્યાખ્યામાં લક્ષણ તરીકે મૂકાતાં નથી. તેજ પ્રમાણે છંદ અલંકાર પણ કવિતાની વ્યાખ્યામાં મૂકવા સયુક્તિક નથી અને છંદશાસ્ત્રનો આપણો પુરાણ ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે; કારણ કે, કોઇ પણ સુપ્રસિદ્ધ સંસ્કૃત આલંકારિકે કવિતાની વ્યાખ્યા બાંધતાં છન્દને લક્ષણ કહ્યું જાણવામાં નથી. ભાવપ્રધાન કાવ્યોને માટે યે રાગરાગણી જેવી કોઇ ગેયતા ન હોય તો ચાલે, એ ટેનિસન કવિનાં કેટલાંક ભાવપ્રધાન કાવ્યો બોલે છે; કારણ એમ લાગે છે કે, કવિતા લખી લેતાં આત્મા ગાતો નથી, પણ ગુંજારવ કરે છે."

"રસ જેનો આત્મા છે એવું વાક્ય તે કાવ્ય.' આપણા પ્રાચીન આલંકારિકોનું એ સૂત્ર કાવ્યકલાના ઉપાસકોમાં સામાન્ય રીતે માન્ય છે તો પછી રસ ' ' આત્મા ' કે ' વાક્ય 'નો અર્થ ગેયતા કે છંદોબદ્ધના સિદ્ધ થાય નહિ ત્યાં સૂધી તે બન્નેમાંથી એકે કવિતાનું આવશ્યક અંગ ઠરે નહિ." આ વાક્યથી ' રસ ' પણ કવિતાનું આવશ્યક અંગ છે કે નહિ, એની પણ કવિ ન્હાનાલાલના મનમાં શંકા હોવાનુંજ જણાઇ આવે છે અને બીજું એ વિધાનનું તાત્પર્ય એવુંજ છે કે, હસ્ત, પાદ, મુખ આદિ શરીરનાં ભિન્ન ભિન્ન અંગો છે અને એ સિદ્ધાંત સાધારણતઃ જનસમૂહમાં માન્ય છે; તો પછી હસ્ત, પાદ અથવા મુખનો અર્થ શરીર સિદ્ધ થાય નહિ ત્યાં સૂધી એ

અંગોમાંનું એકે શરીરના આવશ્યક અવયવ તરીકે સિદ્ધ થઇ શકે નહિ. અર્થાત્ ગેયતા કે છંદોબદ્ધતાજ રસાત્મક કાવ્ય છે, એમ અદ્યાપિ કોઇએ માન્યું નથી, અત્યારે કોઇ માનતું નથી અને ભવિષ્યમાં કોઇ માનવાનું પણ નથી. કિન્તુ જો રસ કવિતાનો આત્મા હોય, તો ગેયતા અથવા છંદોબદ્ધતા કાવ્યરૂપ શરીરના ઉપયુક્ત અવયવો છે, એમજ માનવામાં આવે છે અને એમ માનવું સર્વથા સ્વાભાવિકજ છે. વળી કવિ ન્હાનાલાલનો અભિપ્રાય છે કે;—“ અન્તર્વાસી રસનાં સંચલન કંઇ ગેય કે છંદોબદ્ધ નથી, એટલે ગેયત્વ એ કવિતાનું લક્ષણ બની શકે નહિ અને તે કારણથીજ છંદ એટલે અમુક પ્રકારની અક્ષરરચના, માત્રાગણના કે તાલનિયમિતતાવાળી ગેયપરંપરા કવિતાનો અત્યાજ્ય પોશાક કહી શકાય નહિ ” કદાચિત્ ‘ સાહિત્યસંગીત કલાવિહીનના અન્તર્વાસી રસનાં સંચલન ગેય ન હોય, તે સંભવે; પરંતુ તત્કલાભિજ્ઞના અંતર્વાસી રસનાં સંચલન તો બહુધા ગેયજ હોય છે. કવિશ્રી જેને ગુંજારવ ને ડોલન કહે છે તે પણ એક પ્રકારની ગેયતાજ છે. જો કવિ ન્હાનાલાલ અને તેમના અનુયાયિજનો ગુંજારવ અને ડોલનને ગેયતાથી ભિન્ન માનતા હોય, તો મારા અભિપ્રાય પ્રમાણે તો તેમનો એ દુરાગ્રહજ છે. એટલે ગેયત્વ કવિતાના અનેક લક્ષણોમાંનું એક લક્ષણ બની શકે છે; અને એ કારણથીજ છંદ કવિતાનો અત્યાજ્ય પોશાક છે, એમ માનવુંજ વિશેષ યથાર્થ છે. કવિ ન્હાનાલાલ કહે છે કે:—‘ જો કે ગેય તેમજ છંદોબદ્ધ મનમોહન કાવ્યો લખાયાં છે, લખાય છે, અને લખાશે; તોપણ અમુક પ્રકારના વસ્ત્રાભૂષણમાં માનવી મોહક લાગે છે, તે ઉપરથી તે વસ્ત્રાભૂષણ મનુષ્યની વ્યાખ્યામાં મૂકાતાં નથી. તેજ પ્રમાણે છંદ અલંકાર પણ કવિતાની વ્યાખ્યામાં મૂકવા સંયુક્તિક નથી. ” કવિ શ્રી ગેય તેમજ છંદોબદ્ધ મનમોહન કાવ્યો લખી શકાવાનું સ્વીકારે છે, છતાં ગેયતા અને છંદોબદ્ધતાને કાવ્યનું લક્ષણ માનતા નથી, એનો અર્થ શો ? વસ્ત્રાભૂષણને કદાચિત્ મનુષ્યની વ્યાખ્યામાં ન પણ મૂકાય, તોપણ વસ્ત્ર વિના મનુષ્ય નગ્ન તો કહેવાયજ. કવિશ્રીનાં દિવ્ય નેત્રો કદાચિત્ નગ્નતામાં સુંદરતાને અનુભવી શકતાં હશે, પણ અમારાં સાધારણ ચર્મચક્ષુને તેવી દિવ્યતા અદ્યાપિ પ્રાપ્ત થએલી ન હોવાથી અમને તો એ નગ્નતામાં જંગલીપણાનોજ ભાસ થાય છે. બહુજ

આગળ વધીને કવિ ન્હાનાલાલ જણાવે છે કે–'અને છંદશાસ્ત્રનો આપણો પુરાણુ ઇતિહાસ એ વાતની શાક્ષી પૂરે છે; કારણકે કોઇ પણ સુપ્રસિદ્ધ સંસ્કૃત આલંકારિકે કવિતાની વ્યાખ્યા બાંધતાં છંદને લક્ષણ કહ્યું જાણમાં નથી.' આ વિધાનથી તો કવિશ્રીએ સંસ્કૃત કાવ્ય વિશેના પોતાના એક પ્રકારના સંપૂર્ણ અજ્ઞાનનુંજ પ્રદર્શન કરાવ્યું છે; કારણકે, છંદશાસ્ત્રના આપણા પુરાણુ ઇતિહાસે શાક્ષી પૂરવાની ત્યાં આવશ્યકતાજ શી છે કે જ્યાં આપણું સમસ્ત સાહિત્યજ એ વાતની શાક્ષી પૂરતું હોય? સમસ્ત સંસ્કૃત સાહિત્યજ છંદોબદ્ધ અને ગેય છે એમ કહીએ તો તેમાં કોઇ પણ પ્રકારનો બાધ આવવાનો સંભવ નથીજ; કારણ કે, કાદંબરી, દશકુમારચરિત, વાસવદત્તા, અને કથાસરિત્સાગર જેવા થોડાજ ગ્રંથો પછીથી ગદ્યમાં લખાયલા છે. કવિતામાં છંદોબદ્ધતાની મહત્તા આપણામાં પૂર્વ કાળથીજ કેટલી બધી માનવામાં આવી છે, તે નીચે આપેલા પ્રમાણુથી જાણી શકાશે;—

"शब्दशास्त्रं मुखं ज्योतिषं चक्षुषी
श्रोत्रमुक्तं निरुक्तं च कल्पः करः
यातुशिक्षाऽस्य वेदस्य सा नासिका
पादपद्मद्वयं छंद आद्यैर्बुधैः"

**कात्यायनः**

એનો ભાવાર્થ એવો થાયછે કે;—" વ્યાકરણુ વેદનું વદન છે, જ્યોતિપ નયન છે, નિરુકત કર્ણ છે, કલ્પ હસ્ત છે, શિક્ષા નાક છે, અને છંદ ચરણુ કમળ છે, એમ પ્રાચીન વિદ્વાનોએ કહેલું છે." સારાંશકે, જેમ પગ વિનાનો મનુષ્ય લંગડો ગણાય છે, તેમ વેદ પણુ છંદઃશાસ્ત્ર વિના પાંગળો મનાય છે. એ નિયમનું સંસ્કૃત સાહિત્યમાં સર્વત્ર પાલન થએલું છે, થાય છે ને થશે. જો સંસ્કૃત કાવ્યસાહિત્યનો ઇતિહાસ લખવામાટે સંસ્કૃત કાવ્યગ્રંથોનું ચાલન કરવામાં આવે, તો અંગ્રેજીમાં જેને બ્લૅંકવર્સ કહે છે તેમજ કવિ ન્હાનાલાલે Lyric શબ્દનો જે અર્થ સ્વીકારેલો છે તેવા પ્રકારનું એક પણુ કાવ્ય સંસ્કૃતમાં મળવું કદાપિ શકય થવાનું નથીજ. એથીજ સિદ્ધ થાય છે કે આ-

પણો પુરાણ ઇતિહાસ એ વાતની શાક્ષી પૂરતોજ નથી. કવિ ન્હાનાલાલ બળાત્કારે આપણા પુરાણ ઇતિહાસ પાસેથી તેવી શાક્ષી પૂરાવે, તો તે એક બીજી વાત છે. સંસ્કૃતમાં બહુ ભાગે અંત્ય પ્રાસ આદિથી મંડિત કવિતાઓ જો કે વિશેષ પ્રમાણમાં નથી, છતાં તેમાં અલંકાર અને છંદોબદ્ધતા તો રગેરગમાં ભરેલી છે અને કવિ ન્હાનાલાલ તો છંદોબદ્ધતાનોજ અસ્વીકાર કરે છે એજ મહા વિપરીત છે. જો સંસ્કૃતકાવ્યકળાનિપુણોએ છંદ અને અલંકારને કવિતાના મુખ્ય અંગો માનેલાં ન હોત, તો સંસ્કૃતમાં આટલા બધા અલંકારગ્રંથ અને વૃત્તશાસ્ત્ર આદિ નિર્માણ થવાની શક્યતાજ નહોતી તેમજ કવિ ન્હાનાલાલે જે 'આલંકારિક' શબ્દનો ખાસ પ્રયોગ કરેલો છે, તે શબ્દ પણ સંસ્કૃત ભાષામાં મળવો અશક્ય થઇ પડત. સંસ્કૃત કાવ્યોની રચનાજ સિદ્ધ કરી બતાવે છે કે, સંસ્કૃત કવિઓએ છંદને કાવ્યનું એક મુખ્ય અંગ માનેલું છે એટલે પછી બીજાં પ્રમાણોને શોધવાની કશી આવશ્યકતાજ રહેતી નથી. કવિશ્રી અંતે કહે છે કે:—"ભાવપ્રધાન કાવ્યોને માટે યે રાગરાગણી જેવી કોઇ ગેયતા ન હોય, તો ચાલે, એ ટેનિસન્ કવિનાં કેટલાક ભાવપ્રધાન કાવ્યો બોલે છે, કારણ એમ લાગે છે કે, કવિતા લખી લેતાં આત્મા ગાતો નથી; પણ ગુંજારવ કરે છે." હવે આમાં કવિ ન્હાનાલાલ ભાવપ્રધાન કાવ્ય શાને કહે છે એ પ્રથમ આપણે જાણવું જોઇએ, એટલે પછી એનું ઉત્તર આપવાનું સરળ થઇ પડશે. કવિશ્રી 'ઇન્દુકુમાર'ની ન્હાનકડી પ્રસ્તાવનામાં લખે છે કે:—"નાટકો યે જુદી જુદી જાતનાં છે ને આ નાટકને પણ અનેક દૃષ્ટિબિંદુથી જોઇ શકાય. એક દૃષ્ટિબિંદુથી નિરખતાં આ ભાવપ્રધાન નાટક–Lyrical Drama–છે. ભાવપ્રધાન કાવ્યો–Lyrics–ટુંકાંજ હોય એવું નથી. મેઘદૂત, ગીતગોવિન્દ અને શ્રીમદ્‌ભાગવત:, એ આપણા મનોગમ ને વિશાળ ભાવપ્રધાન કાવ્યો છે." આ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે, Lyric ને કવિ ન્હાનાલાલ ભાવપ્રધાન કાવ્ય માને છે અને ભાવપ્રધાન કાવ્યમાં ગેયતા કે છંદોબદ્ધતાની આવશ્યકતા માનતા નથી, એતો તેમનાં આગળનાં વાક્યોથીજ સિદ્ધ થઇ ચૂક્યું છે. હવે આમાં ખૂબી તો એ છે કે, જે Lyric શબ્દનો તેઓ કેવળ 'ભાવપ્રધાન

કાવ્ય ' એટલોજ અર્થ કરે છે, તે Lyric શબ્દની મૂળ ઉત્પત્તિ Lyre નામના એક તંતુવાદ્યમાંથી થએલી છે કે જે વાદ્યનો કવિતાના ગાન સાથે વગાડવામાટે ઉપયોગ કરવામાં આવતો હતો. અંગ્રેજી શબ્દકોષોમાં Lyre અને Lyric શબ્દોના અર્થો નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે:—

Lyre, N. a Musical instrument like the harp, anciently used as an accompaniment to poetry.

Lyric or Lyrical, pertaining to the Lyre; fitted to be sung to the Lyre: written in Stanzas.

પછીથી વ્યક્તિવિષયક વિકારો અથવા ભાવોને વ્યક્ત કરનારી કવિતાના અર્થમાં પણ કેટલાકોએ Lyricનો અંતર્ભાવ કરેલો છે; છતાં એથી એના મૂળ અર્થમાં કશી પણ બાધા આવતી નથી. સારાંશ કે, Lyricનો મૂળ અર્થ **ગેયકાવ્યજ** છે અને કાવ્યમાં ભાવ તો રહેલોજ હોય છે એટલે "ભાવ-પ્રધાન કાવ્ય" એવા મૂલચ્છેદિપાંડિત્યમય નવીન શબ્દને નિર્માણ કરવાની અમને તો કશી પણ આવશ્યકતા દેખાતી નથીજ. ટેનિસનનાં કાવ્યો ઉત્તમોત્તમ ભાવપ્રધાન હોવા છતાં ગેયતાહીન હોવાથીજ **એફ. ટી.** પાલગ્રેવે પોતાના સુપ્રસિદ્ધ 'The Golden Treasury of Songs and Lyrics' નામક પુસ્તકમાં ટેનિસનનું એક પણ કાવ્ય લીધું નથી અને એના કારણને દર્શાવતાં તેણે એ પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે કે:—

"Blank verse and ten-syllable couplet, with all pieces markedly dramatic, have been rejected as alien from what is commonly understood by Song, and rarely conforming to Lyrical Conditions in treatment." આથી પણ સ્પષ્ટ થાય છે કે Lyric નો સાધારણ મનાતો અર્થ ભાવપ્રધાન કાવ્ય નહિ, પણ ગેય કાવ્યજ છે. વળી અંગ્રેજી ભાષામાં પણ સાધારણતઃ કાવ્ય-રચનાને છંદોબદ્ધતાવિહીન માનવામાં આવેલી નથીજ. Poetry શબ્દનો અંગ્રેજી કોષમાં નીચે પ્રમાણેનો અર્થ આપેલો છે:—

"Poetry, utterance in song : Metrical composition."

તાત્પર્ય કે, જગત્માંની કોઇ પણ પ્રાચીન કે અર્વાચીન ભાષાની કાવ્ય-રચનામાં છંદોબદ્ધતા, ગેયતા, અને તાલનિયમિતતાનો ત્યાગ થયો નથી, થતો નથી, અને હવે પછી થવાનો પણ નથી. ભાવપ્રધાન અને ગેયત્વ અથવા છંદોબદ્ધત્વ એ ઉભયની કાવ્યમાં આવશ્યકતા હોવા છતાં એકનો સ્વીકાર અને અન્યનો અસ્વીકાર કરવો એ માત્ર એટલુંજ દર્શાવે છે કે, છંદોબદ્ધતાનો અસ્વીકાર કરનારનો ભાષાપર જોઇએ તેવો કાબૂ નથી. કવિ તરીકે નામના મેળવવાની આકાંક્ષા હોય, પણ તેટલી શક્તિ ન હોય, તેઓજ આ માર્ગનો સ્વીકાર કરે છે. વાણી જેની વશવર્તિની હોય છે, તે કવિઓ તો કઠિનમાં કઠિન નિયમોવાળાં કાવ્યોમાં પણ અલૌકિક રસ અને સ્વર્ગીય ભાવગાંભીર્યનો આવિર્ભાવ કરી શકે છે, અને એનું પ્રત્યક્ષ ઉદાહરણ તો એ છે કે બહુધા સર્વ વિખ્યાત અંગ્રેજી કવિઓનાં કાવ્યો છંદોબદ્ધજ છે અને જે મેઘદૂત તથા ગીતગોવિન્દ નામક સંસ્કૃત કાવ્યોને કવિ ન્હાનાલાલ પણ મનોગમ અને વિશાળ ભાવપ્રધાન કાવ્યો તરીકે સ્વીકારે છે, તે કાવ્યો છંદોબદ્ધ અને ગેયજ છે; એટલુંજ નહિ પણ ગીતગોવિન્દમાં તો વળી ગેયતા સાથે પ્રાસના નિયમને પણ આદિથી અંતપર્યન્ત જાળવી રાખવામાં આવ્યો છે. એવાં કાવ્યોને જ્યારે ભાવપ્રધાન કાવ્યો તરીકે સ્વીકારવામાં આવે છે અને પોતા તરફથી તેવાં કાવ્યો લખાવાને બદલે તેમાંના સૌન્દર્યનો અસ્વીકાર કરાય છે; ત્યારે એથી શું એમ સિદ્ધ નથી થતું કે, પોતાની શક્તિની ન્યૂનતાને છુપાવવાનોજ આ એક પ્રયત્ન છે?

પરંતુ આશ્ચર્ય તો એ કે, કવિ ન્હાનાલાલ ગેયતા અને છંદોબદ્ધતાના આટલા બધા વિરોધી છતાં ગેયતા અને છંદોબદ્ધતાની સુંદરતા તેમને પણ પોતા પ્રતિ આકર્ષીને પોતાના મનોમોહક હાવભાવોથી મુગ્ધ બનાવવાને કેટલેક અંશે શક્તિમતી થઇ છે, એમ આપણે કવિ ન્હાનાલાલનાં કેટલાંક કાવ્યોમાંનાં કેટલાંક નિયમબદ્ધ ગેય અને છંદોબદ્ધ કાવ્યો વાંચવાથી તત્કાળ જાણી શકીએ છીએ. તેમની એવી એક કવિતા આપણે ઉદાહરણ તરીકે લઇશું—

" પધારો પંખીડાં! પરદેશવાસી હો!
પધારો મોકળી છે અમ અગાસી હો?
શળ છે ત્હાં પ્રજા ને સૌ પ્રજાના પાલ?
કુશળ છે રાજ! ત્હાં મિત્રોની રાશી હો?

કુશળ વાચા અનિલ પન્થે પ્રભૂ પ્રેરેલ ?
કથા કંઇ તો કહો વ્હાલાં પ્રવાસી હો !
કહો ધાડી સખા ! કે પાતળી રજની ?
પ્રભા કેવી મધુર મધુ ત્‍હાં વિલાસી હો ?
પધારો, આગળા ઉઘડે છે અન્તરના:
વિરાજો દેવ સંગે દિવ્યવાસી હો !
પૂજીશું દેવસમ, પૂજીશું ફુલ સાથે:
વીળી પાંખ્યો ઉડાવો રજ સુવાસી હો !
અને કાંઇ ખબર દેશો સખી કેરી ?
ત્હમે આવ્યા છતાં એ શું ઉદાસી હો ?
પધારો પંખીડાં મુજ પ્રાણવાસી હો !
પધારો, મોકળી છે ઉર અગાસી હો ! ”

આ એક સર્વ નિયમોના પાલનવાળી ઉત્કૃષ્ટ ગજલ છે અને ઉત્તમ ભાવ-પ્રાધાન્ય સાથે એમાં સર્વ નિયમો અને પ્રાસ તથા રદીફ આદિની રચના એટલી બધી ઉત્તમ આવેલી છે કે, ઘડીભર આપણને એ સ્વ. બાળાશંકરની ગજલને પણ વિસરાવી દે છે. આથી એવી કલ્પના સહજ કરી શકાય છે કે, કવિ ન્હાનાલાલમાં આવી કવિતા રચવાની નૈસર્ગિક શક્તિ છે અને તેમના હૃદયનું એ તરફ આકર્ષણ પણ થાય છે, પરંતુ પોતે સ્વીકારેલા આગ્રહ કે દુરાગ્રહને પૂર્ણ કરવામાટેજ તેઓ નગ્ન કવિતા લખે છે અને પોતાના અનુ-યાયિજનોને પણ તેવી નગ્ન કવિતાના ઉપાસક બનાવે છે. હવે આપણે તેમની એક નગ્ન એટલે કે છંદોબદ્ધતા ઇત્યાદિનાં વસ્ત્રોથી વિહીન કવિતાની કેટલીક પંક્તિઓ લઇશું:—

“ મોગરાનો મંડપ હતો.
ને મંડપ નીચે તે ઉભી હતી;
જાણે ફૂલની લટકતી સેર.
આસપાસ અજવાળાં ઉગતાં,
ને દિશદિશમાં વસન્ત ઢોળાતી;

ક્યારે ક્યારે કળીઓ ઉઘડતી,
પત્રે પત્રે પુષ્પ પ્રકટતાં હતાં.
ફૂલના સરોવર સરીખડી વાડીમાં,
તે વાડી જેવી વિરાજતી."

**કેટલાંક કાવ્યો ભાગ ૨ જો. પૃષ્ઠ ૩૦.**

હવે આગળ આપેલી એમની કવિતા વાંચતા વાંચકોને વિશેષ રસાનંદનો આસ્વાદ મળે છે કે આ કવિતા વાંચવાથી, એના વિચાર અને નિર્ણયનું કાર્ય રસજ્ઞ કાવ્યભોગી વાંચકોનેજ સોંપવાનું હું વધારે ઉચિત ધારૂં છું. મારો તો એવોજ અભિપ્રાય છે કે, કેવળ અમુક પ્રકારના વિચાર કિંવા મનોવિકારને પ્રકટ કરતી આવી પંક્તિઓના સમૂહને કવિતાનું નામ આપવા કરતાં સુસંબદ્ધ ગદ્યમાંજ એ મનોવિકારપરંપરાને ગોઠવવામાં આવે, તો તે વાંચકોને વિશેષ રસભરિત અને વાચનીય લાગે એમાં સંશય નથી. પરંતુ આવી અસંબદ્ધ અને ભગ્ન વાક્યપરંપરાથી **'काव्यं रसात्मकं वाक्यम्'** એ સૂત્રના અર્થની સિદ્ધિ થતીજ નથી; કારણકે, સંસ્કૃતમાં ગદ્ય કાવ્ય અને પદ્ય કાવ્ય એવા જે કાવ્યના બે પ્રકાર છે તેથી ભિન્ન આ તો ઇદં તૃતીયમજ છે. અંગ્રેજી ભાષાને કદાચિત્ આવાં કાવ્યો અનુકૂલ થતાં હશે, પણ ગુજરાતી અને પૂર્વ દેશોની બીજી ભાષાઓને તો પ્રતિકૂલજ થઇ પડે છે. કવિ ન્હાનાલાલના "વાણીનું ડોલન કવિતા સુંદરીની કુદરતી શોભા છે: છંદ અલંકાર એ સુંદરીને ધરાવેલાં વસ્ત્રાભૂષણો છે." એ વિચારનું કવિ ન્હાનાલાલ અને તેમના ભક્તોનેજ પાલન કરવા દો. વસ્ત્રાભૂષણ વિનાની કવિતા સુંદરીની એટલેકે, નગ્ન કવિતા સુંદરીની ઉપાસના અમને તો માન્ય નથીજ. અમે તો શિષ્ટ સંપ્રદાય પ્રમાણે વસ્ત્રાભૂષણથી વિભૂષિત સુંદર કવિતા સુંદરીની ઉપાસના કરીશું: કારણકે, એક સ્ત્રી પછી તે માતા હોય, ભગિની હોય, ભાર્યા હોય કે સ્વદેશભગિની હોય તોય તેને નગ્ન અવસ્થામાં નિરખી આનંદિત થવું, એ નીતિ અને આર્યસંપ્રદાયથી સર્વથા વિરુદ્ધ અને નિંદ્ય પ્રકાર છે. અમે એ નિંદ્ય પ્રકારને સ્વીકારવા ઇચ્છતા નથી.

આ લેખનો અંતિમ સારાંશ એટલોજ છે કે, સંસ્કૃત, અરબી, ફારસી,

ઉર્દુ, હિન્દી ઇત્યાદિ ભાષાઓ અને મરાઠી તથા ગુજરાતી ભાષામાં સ્થાયિ ભાવ અને રસ પ્રમાણેજ કાવ્યરચનામાં છંદોબદ્ધતા કિંવા ગેયતા અને અલંકારની પણ તેટલીજ આવશ્યકતા છે; કિંબહુના એ નિયમોના આવિર્ભાવથી રસની વિશેષ અભિવૃદ્ધિ થાય છે. એટલામાટે ગુજરાતી કવિતા રચનારે એ નિયમોનું પાલન કરી કવિતા સુંદરીને વસ્ત્રાભૂષણથી મંડિત કરવી એજ પ્રશસ્ત માર્ગ છે અને તેમાં પણ ફારસી ભાષામાં તો એ નિયમોને પાળવાનો સખ્ત કાયદો હોવાથી ફારસી સ્કૂલની કવિતા લખનારે તો એ નિયમોનું અવશ્ય પાલન કરવુંજ જોઇએ, અન્યથા તેવી કવિતા–નિયમ વિનાની કવિતા–ને ફારસી સ્કૂલની કવિતા તરીકે ફારસીના જાણનારા તો ઓળખવાના નથીજ. એ તો જગતનો અથવા સંસારનો એક સર્વમાન્ય અને સર્વસાધારણ નિયમ અથવા ધર્મજ છે કે, પોતાની સ્ત્રી ગમે તેવી અને ગમે તેટલી સ્વરૂપસુંદર અને નૈસર્ગિક મનોહારિણી હોય, તોય જો પતિ પાસે સંપત્તિ આદિ સાધનોની અનુકૂળતા હોય છે, તો અવશ્ય તે તેને નાના પ્રકારના વસ્ત્રાભૂષણોથી શ્રૃંગારે છે અને તેના સૌંદર્યની વૃદ્ધિ કરે છે. જો પતિ દીન, હીન, અને દરિદ્ર હોય છે તોય સાદાં વસ્ત્રો સ્ત્રીને પહેરાવે છેજ. પરંતુ જો સર્વ સાધનોની અનુકૂળતા હોય છતાં પણ જે પોતાની સ્ત્રીને વસ્ત્રાલંકાર વિહીન કિંવા સર્વથા નગ્નજ રાખતો હોય, તો તે સમાજમાં મહાકૃપણ અથવા તો મહાપ્રમાદીના નામથીજ વિખ્યાતિ મેળવે છે. એવાં વિશેષણોનો આપણા શિરપર આરોપ ન થાય એની ઘણીજ સંભાળ રાખવાની છે. જો કવિ પાસે શબ્દરૂપ સાધનની વિપુલતા હોય અને વાણીપર તેનો અધિકાર હોય, તો કવિતા સુંદરીને છંદોબદ્ધતા તથા અલંકાર આદિથી વિભૂષિત કરવામાં તેને લેશ માત્ર પણ પ્રયાસ પડતો નથી: કિંચિત્ ન્યૂન સાધનવાળા કવિઓ પણ પોતાની કવિતાને યથાશક્તિ સુંદર કરવાનો પ્રયત્ન કરે છે; પણ કાં તો જે શબ્દભંડારમાં પૂર્ણ દરિદ્ર હોય છે તે અથવા તો સાધન હોવા છતાં દુરાગ્રહ કિંવા કૃપણતાને વશ થએલા હોય છે તેજ કવિ પોતાની કવિતાને વસ્ત્રાલંકારહીન દશામાં–નગ્ન અવસ્થામાં–નિરખીને આનંદ માને છે અને બીજાને તેવો આનંદ મનાવવાનો પ્રયત્ન કરે છે.

છંદોબદ્ધતા અને અલંકાર આદિ વસ્ત્રાભૂષણથી વિભૂષિત કવિતાની નિન્દા કરનારાઓને ઉર્દુભાષાના પ્રખ્યાત કવિરાજ 'અનીસ' ના શબ્દોમાં ઉત્તર આપીને હું મારા આ લેખની સમાપ્તિ કરીશઃ—

" લગા રહા હું મજામીને નૌકા ફિર અંબાર,
ખબર કરો મેરે ખિરમનકે ખોશાચીનોંકો;
ગલત યે લફ્જ વો બન્દિશ બુરી યે મજમૂં સુસ્ત,
હુનર અજીબ મિલા હય યે નુક્તાચીનોંકો;
મજા યે તુર્ફા હય મજમૂં તો દસ્તયાબ નહીં;
મુકાબિલે પ ચડહાતે હયઁ આસ્તીનોંકો !"*

અનીસ.

ઇસલમ.*

---

* આ લેખના સંબંધમાં 'ગુજરાતી' ના 'ભર કટોરા રંગ' ના પ્રખ્યાત વિનોદી લેખક બીરબલ મહાશયે જે કેટલાક પ્રશંસાદર્શક ઉદ્‌ગારો 'ગુજરાતી'ના ઇ. સ. ૧૯૧૬ ના નવેમ્બરની ૫ મી તારીખના અંકમાં કાઢયા છે, તે આ પ્રમાણે છેઃ—

" આ વિષયમાં માહિતગાર એવા મારા એક ખેરખાહ મિત્રે હમણાંજ અત્રે બેન બાઈઆઇ લી. પાલમકોટ નામક પારસી બાઇની માલેકી તથા તંત્રીપણા હેઠળ નીકળતા " હિન્દી આફીક " માસિકનો ગયા સપટેમ્બર માસનો અંક ( પતેતી નંબર ), તથા " ગુજરાતી " નો સન ૧૯૧૦ ના સાલનો દીવાળી અંક, એ બન્ને તેઓમાંના અકકેક અમુક વિષયોપર નિશાની કરીને મોકલી આપ્યા છે. આ બન્નેમાંના બન્ને વિષય ગઝલ વિષયક ખાસ કરી ફારસી સ્કુલ " ના હિન્દુ કવિઓની ગઝલને લગતાજ છે. " હિન્દી આફીક " માંનો વિષય, જે " ગુજરાતી સાહિત્યમાં ગઝલ " એ મથાળે રજુ થયો છે, તે આપણા સ્મોલકોઝ કોર્ટના ન્યાયમૂર્તિ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો લખેલો છે; જ્યારે " ગુજરાતી " ના અંકમાંનો " ગુર્જર કાવ્ય પ્રદેશમાં ફારસી ગઝલનું સ્થાન " એ મથાળાનો વિષય ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજની લેખણથી લખાયલો છે. પહેલો બહુજ ટુંકો, જ્યારે બીજો અતિ વિસ્તારવાળો છે. અ

બન્ને લેખકો સુવિખ્યાત, ગુર્જર ભાષા તથા સાહિત્યના સાક્ષરશિરોમણિ, ફારસી ભાષા, ફારસી કવિતા તથા ફારસી સાહિત્યના માન્ય વિદ્વાન અભ્યાસી, તત્સંબંધી ચર્ચાના સત્તાવાર લેખક કિંવા ટીકાકાર, અને એ ગહન વિષયોમાં જેમના અભિપ્રાય તરફ આપણે માન તથા વિશ્વાસ ધરાવીએ છીએ તેવા ઠરેલ, અપક્ષપાતી, પાકટ અને દીર્ઘદર્શી છે, અને સદરહુ જે વિષય તેઓએ હાથ ધર્યો છે તેને તેઓએ સંપૂર્ણપણે ન્યાય આપેલો છે. જોકે બન્ને વિદ્વાન ગૃહસ્થોનો વિષય ઉપર્યુક્ત ગઝલ સંબંધીજ છે, અને તેમાં તેઓએ કહેવાતી "ફારસી સ્કુલ" ના હિન્દુ કવિઓની કહેવાતી ગઝલોની ખામીઓ, અપૂર્ણતાઓ, ખોટી વળણો તથા ભ્રમણાઓ દાખલા દલીલો સાથે ઉઘાડી પાડી છે, તોપણ બન્નેએ પોતપોતાની લેખણનો અશ્વ બે જુદી જુદી દિશાએ દપટાવ્યો છે. રા. રા. ઝવેરીએ ગઝલનાં બંધારણ, બહર ઈ. બાબત અલગ રાખી માત્ર તેની મઝમુન-વિષય, રહસ્ય વગેરે વિષેજ લખી તેમાં તેઓની અશક્યતા અપૂર્ણતા દેખાડી આપી છે, અને તે જોકે મેં પ્રથમ કહ્યા પ્રમાણે અતિ ટુંકમાં-તે માસિકના માત્ર બે કૉલમમાં પતાવ્યું છે, તો પણ તે એવી ઉત્તમ કારીગીરી તથા ઉમદા રીતે કે તેમાં પોતાની મૂળ મકસદ પુરતી રીતે જણાવી દીધો છે. અથાગ મહાસાગરને જાણે એક કુવામાં સમાવી દીધો છે. આથી એ વિષયની શોકીન આલમને લાભ છેજ, પરંતુ મને બેવડો લાભ થયો છે; કારણ મારી આ હારમાળામાં એ બાબત મેં જે લખવા ધારેલું તે લખવાની હવે મને જરૂર દીસતી નથી; કાંકે ઝવેરી સાહેબનો સદરહુ લેખ આજકાલનો તાજેહતર છે, અને તેમાં એમણે જે ઝવેર અર્પણ કર્યા છે તેની ખુબીને હું કિંવા મારી લેખણ પહોંચી શકે નહી ! તત્સંબંધે જો હું લખું, તે "પીંજેલો રૂ ફરી પીંજયા" જેવુંજ ગણાય.



"બીજા હાથપર, રા. રા. નારાયણ વિસનજીનો લેખ બહુ વિસ્તીર્ણ તે "ગુજરાતી" ના દીવાળી અંકનાં મોટાં મસ પાનાના આખા સાત કૉલમ જેટલો લાંબો છે; અને તેમાં મુખ્યત્વે "ફારસી સ્કુલ" ના હિંદુ કવિઓની ગઝલોનાં બંધારણ, બહર, શબ્દ રચના, રે ખુદ તેમની કૃતિ રીતિનુંજ પોકલ ઉઘાડું પાડી તેને ગઝલ કિંવા ફારસી સ્કુલની કવિતા તરીકે બિલકુલ અયોગ્ય દેખાડી આપી છે-તે પણ સબળ દાખલા દલીલો તથા અકકલ પસંદ તકરારોના આધારે, એથીએ આગળ વધી તેમણે ગેય કાવ્ય વિરૂદ્ધ રજુ કીધેલાં કવિ નાના-

લાલ દલપતરામના, બંધારણ તથા નિયમ રહિત કવિતાની હિમાયતીના સિદ્ધાંતો તથા તકરારોને તેઓએ તેવીજ ઉમદા કાબેલીઅતથી બેવજન તથા નિર્માલ્ય ઠરાવી આપ્યા છે. ઠક્કર સાહેબનો એ વિષય જેટલો વિસ્તીર્ણ તેટલોજ વિદ્વત્તા ભરેલો છે, અને મારૂં મન થાય છે કે, તે પ્રત્યે હું પેટ પુરતું ને મનમાનતું બોલું, પરંતુ મારા સંકુચિત કટોરામાં તે બનીજ કેમ શકે ? તેથી નિરૂપાયે હું માત્ર " વાહ " નો ઉદ્ગાર કાઢીને, તથા " વાહરે વાહ ભાઈ " ની નાચન નાચીનેજ સંતોષ પામું છું. આ વિષય જાતે મને પ્રિય તો છેજ, પરંતુ તેમાં તેના કાબેલ લેખકના લગભગ તમામ વિચારો મને મળતા, તથા મારા મુદ્દાઓને પુષ્ટિ આપનારા હોવાથી તે મને વધારે પ્રિય લાગે છે; અને મને એવી લાલસા થાય છે કે જો હું આ " ગુજરાતી " નો માલેક કિંવા તંત્રી હોઉં તો તે આખો ને આખો અત્રે ઉતારી લેઉં ! [ પણ, " વોહ દિન કહાંસે કે મિયાકે પાઉંમે જુતીઆં ?" ] ઘડીભર મને એમ પણ લાગે છે કે, ઠક્કર સાહેબ નારાયણ વિસનજીએ મારા મનમાં એ જે વિચાર લાંબા કાળથી ભમતા હતા તે તેમણે તફડમચી કરી લીધા હશે ! અને જો તેમજ હોય તો હું તેમને કોર્ટની દેવડીએ ઘસડું ! ! [ પણ, ત્યારે એમ કાં નહિ હોય કે ઠક્કર નારાયણજીના મનના વિચાર બીરબલે ચોરી લીધા હોય ? ! ! ] એતો ગમે તેમ હો, પરંતુ સદરહુ વિદ્વાનોના લેખથી આટલું તો નિર્વિવાદ સિધ્ધ થાય છે કે, " ફારસી સ્કુલ " ને નામે હિંદુ કવિઓ ગઝલ નામક જે જોડકાં લખે છે તે, ત્રણ ચાર માન ભરેલા અપવાદ શિવાય સામાન્ય રીતે ને મોટે ભાગે હમ્બગ છે, અને તે તેમ છે એમ ખુદ ફારસી ઉર્દુના અભ્યાસી એવા નામીચા હિંદુ સાક્ષરો પણ માને છે, એટલુંજ નહિ પણ તે હમ્બગ ખુલ્લે ખુલ્લા શબ્દોમાં ઉઘાડું પાડવામાં પોતાની ફરજ તથા ગુર્જરગિરાની શોભા માને છે.



" જે હિંદુ સાક્ષરો ફારસી અને ઉર્દુ ભાષા તથા કવિતાનું ઉંડું જ્ઞાન ધરાવી ગુર્જરગિરામાં ફારસી સ્કુલનાં ઝળકતા નામ હેઠળ ભેળાતો કવિતાઈ કચચરો આ રીતે સાફ કરવાનો પ્રયાસ કરે છે તેઓ પ્રત્યે મારૂં ભક્તિભાવિક નમન છે; પણ તેજ વેળા એ દિશાભણી પારસી લેખકો તથા પારસી કવિઓની ઘોર બેદરકારી દેખી મને નિરાશા તથા સખેદાશ્ચર્ય ઉપજે છે. ફારસી ભાષા પારસીઓની મૂળ માતૃભાષા કિંવા વતન-ઝબાન છે, અને તેથી "ફારસી સ્કુલ" ની કવિતા જેવું ભંડોળ ખાસ કરી તેઓ તરફથી રજુ થવાની વકકી આપણે

સાધારણ રીતે રાખી શકીએ. પણ જ્યારે હિંદુઓમાં તેની જાગૃતિ થઇ અને પ્રવૃત્તિ વધી છે, ત્યારે પારસીઓનું રૂતું પણ તે દિશાભણી હાલતું જણાતુ નથી. સ્વર્ગસ્થ પારસી કવિઓ મનસુખ તથા રૂસ્તમ ઈરાનીના મરણ જોડે પારસીઓની એ વલણ ગઈ તે ગઈજ ! પરંતુ તે માટે આજકાલના પારસીઓએ લજવવાનું કિંવા બીવાનું શેનું ? જો પારસીઓ ફારસી સ્કુલની કવિતા નથી લખતા તથા તત્સંબંધી ચર્ચામાં રસ નથી લેતા તો તેનો શો મુનાફો ? તેને બદલે તેઓ " ઇંગ્લીશ સ્કુલ " ની કિંવા " વિલાયતી સ્કુલ " ની કવિતા લખે છેજકની ? અને તેમાં આશ્ચર્ય પણ શું ? જો પારસીઓ પોતાનું જુનું ત્યાગી બધુંજ " વિલાયતી પાલીશ " ધારણ કરે, તો તેઓ કવિતામાં પણ " વિલાયતી સ્કુલ " પર મોહી પડી મરી ફીટે તેમાં નવાઇ શી ? "



# ઐતિહાસિક નવલકથા અને નાટક*

" प्रबंधकल्पना स्तोकसत्यां प्राज्ञाः कथां विदुः ।
परंपराश्रया या स्यात्सा मताख्यायिका बुधैः "

सुभाषितम्

## વિષયની મહત્તા

કેટલાક વિદ્વાનો અને પોતાને સભ્ય માનનારા ગૃહસ્થોનો વારંવાર એવો અભિપ્રાય વ્યક્ત થતો દેખાય છે કે, નવલકથાનાં ઢંગધડા વગરનાં અને મનઃકલ્પિત થોથાં વાંચવાં એ પોતાના સમયને એક પ્રકારે નષ્ટ કરવા સમાન છે, અને નવલકથાના લેખકો તે લેખકની ગણનામાંજ નથી. તેમનો એ અભિપ્રાય લેશ માત્ર પણ સત્ય નથી; કારણ કે, નવલકથાના વિષયની મહત્તા શી છે, એ પ્રશ્નનો તેમણે મનન પૂર્વક અને શાન્તિથી વિચાર કર્યો હોય એમ દૃષ્ટિગોચર થતું નથી. શાસ્ત્રીય ગ્રંથમાં અમુક એક એક વિશિષ્ટ શાસ્ત્રીય વિષયનું સંપૂર્ણ કિંવા સૂક્ષ્મ પ્રતિપાદન કરેલું હોય છે અને તેથી તેવા ગ્રંથોના વાંચનથી તેવા વિશિષ્ટ વિષયોનું જ્ઞાન થઈ શકે છે. પરંતુ તેવા ગ્રંથો રૂક્ષ અને શુષ્ક શાસ્ત્રીય ભાષામાં લખાયલા હોવાથી કેવળ તે તે વિષયના અભ્યાસકો કિંવા વિદ્વાનોના ઉપયોગમાંજ આવી શકે છે; સાધારણ જનસમાજને તેવા ગ્રંથો રુચિકર થઈ શકતા નથી અને તેથી તેમનું જનસમાજના મનમાં જે પરિણામ થવું જોઇએ તે થઈ નથી શકતું.

આથી એ પણ સિદ્ધ થઇ જાય છે કે, એક વિશિષ્ટ શાસ્ત્રીય વિષયના પ્રતિપાદક ગ્રંથકર્તાને તેજ વિષયના પરિપૂર્ણ જ્ઞાનની આવશ્યકતા હોય છે અને જો તેનું જ્ઞાન તે ધરાવતો હોય, તો અવશ્ય તે લેખક આદરને પાત્ર થઇ શકે છે.

* આ લેખ પ્રથમ સંવત્ ૧૯૬૭ (રવિવાર તા. ૨૨ મી ઑક્ટોબર ૧૯૧૧) 'ગુજરાતી' ના ખાસ દીપોત્સવી અંકમાં પ્રકાશિત થયો હતો.

નવલકથાની પરિસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની છે અને તેથી નવલકથાના લેખકો પણ ભિન્ન પ્રકારના હોવા જોઇએ, એ સર્વથા સ્વભાવિકજ છે. નવલકથા તે આ સમસ્ત સંસાર કિંવા વિશ્વનું એક મૂર્ત્તિમત્ શાબ્દિક ચિત્ર કિંવા શાબ્દિક પ્રતિકૃતિ છે. સંસાર એક એવો શબ્દ છે કે જેમાં સર્વ વિષયોનો સમાવેશ થઈ જાય છે. નવલકથા સંસારની શાબ્દિક પ્રતિકૃતિ હોવાથી તેમાં પણ સર્વ વિષયોનો સમાવેશ થએલો હોવોજ જોઇએ. સાંસારિક મનુષ્યજીવનના વ્યવહારમાં ધર્મ, નીતિ, આચાર, જ્ઞાન, વિજ્ઞાન, ન્યાય, અન્યાય, સ્વાર્થ, પરમાર્થ, આસક્તિ, વૈરાગ્ય, શોક, વિનોદ, વિલાસ અને વૈભવ તથા દારિદ્રય આદિનો પરિસ્થિતિ અનુરૂપ વિસ્તાર થએલો નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે. સંસારના નવલકથારૂપ શાબ્દિક ચિત્રના ચિત્રકાર નવલકથાકારને ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, જ્ઞાન, વિજ્ઞાનશાસ્ત્ર અને વ્યવહારશાસ્ત્ર તથા અનુભવ આદિ સર્વ વસ્તુઓની આવશ્યકતા હોય છે. અર્થાત્ સાધારણતઃ સર્વ પ્રકારના વિષયોનું સમાન જ્ઞાન ધરાવનાર લેખકજ સારી નવલકથાની સૃષ્ટિને નિર્માણ કરી શકે છે.

નવલકથાના વિષયની સાધારણ મહત્તા આ પ્રમાણે છે, અને તેમાં પણ ઐતિહાસિક નવલકથા લખવામાટે તો એથી પણ કેટલાક વિશેષ ગુણ અને વિશેષ જ્ઞાનની આવશ્યકતા આવી પડે છે. જે સમયની ઐતિહાસિક ઘટનાનો નવલકથામાં ઉલ્લેખ કરવાનો હોય, તે સમયની રાજકીય, ધાર્મિક, સામાજિક, વૈજ્ઞાનિક, અને વ્યાવહારિક આદિ પરિસ્થિતિનું સંપૂર્ણ જ્ઞાન હોય, તોજ લેખક ઐતિહાસિક નવલકથા ઉત્તમતાથી લખી શકે છે; અન્યથા તેનો તેવો પ્રયત્ન સર્વથા અફળ અને વ્યર્થ થઇ પડે છે. એ સર્વ વિષયો ઉપરાંત એક નવલકથાકારે નવલકથા લખતી વેળાએ જે ત્રણ વિષયોમાં મુખ્યતઃ ધ્યાન આપવાનું હોય છે તે ભાવ (Idea), આશય (Aim), અને વિષય (Subject), છે. ભાવ મહાન્ અને ગંભીર, આશય ઉચ્ચ તથા શ્રેષ્ઠ અને વિષય વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી હોવો જોઇએ. એ પછી 'વસ્તુસંકલના'ની રચનામાં પણ લેખકના બુદ્ધિસામર્થ્યનું પરીક્ષણ થાય છે અને નવલકથાનો સર્વસ્વ આધાર તેની ઉપરજ રહેલો હોય છે. તે જેમ ઉત્તમ, મધ્યમ, અને

કનિષ્ટ, તેજ પ્ર.         નવલકથા પણ ઉત્તમ, મધ્યમ, કે કનિષ્ટ પ્રકારની ગણાય છે. પરન્તુ સંકલના પછી વર્ણનશક્તિ પણ ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ; કારણ કે, નવલકથાના પ્રસંગમાં આવતાં, ભિન્ન ભિન્ન સ્થળ, કાળ, અને વિષય ઇત્યાદિનું રસોત્પાદક અને મનોમોહક ભાષામાં વર્ણન કરવું એ નવલકથાકારનું એક મુખ્ય કર્તવ્ય મનાય છે; તેમજ વળી વિવિધ પાત્રજનોના સ્વભાવનું પૃથક્કરણ કરવામાં પણ બહુ અંશે તેનું ચાતુર્ય પ્રકટ થાય છે. હવે જે વિદ્વાનો કિંવા સભ્યજનો સાધારણતઃ નવલકથા પ્રતિ અભાવ દર્શાવનારા છે, તેઓ પણ ઐતિહાસિક નવલકથાની ઉત્તમતાને અને આવશ્યકતાને માન્ય રાખે છે; કારણ કે, કલ્પિત વાર્તાઓ વાંચતાં વાંચનારના મનમાં કોઇવાર એવો ભાવ આવવાનો પણ સંભવ હોય છે કે, આ તો કેવળ કવિની કલ્પના છે, આમાંનાં પાત્રો અને બનાવો અસત્ય છે અને કેટલીક વાર ઢંઢા પહોરના ગપાટા પણ હાંકેલા છે એટલે આવી નકામી વાતો વાંચવામાં સમય શામાટે નષ્ટ કરવો ? પરંતુ ઐતિહાસિક વાર્તા વાંચતાં વાંચનારના મનમાં આવો ભાવ ઉદ્ભવવાનો સંભવ હોતો નથી; કારણકે, 'ઐતિહાસિક' એ શબ્દજ પ્રથમથી તેનો એવો નિશ્ચય કરાવી દે છે કે, એ નવલકથામાંનાં પાત્રો અને એમાં વર્ણવેલી ઘટનાઓ સત્ય છે અને એ સત્યતાના યોગે ઐતિહાસિક નવલકથાના વાંચનમાં તેની અધિક અભિરુચિ થાય છે.

ઇતિહાસના વાંચનથી ભૂતકાળમાં મોટાં મોટાં સામ્રાજ્યોની કેવી રીતે સ્થાપના થઇ હતી, શા કારણોથી તેમની ઉન્નતિ થઇ હતી, પુનઃ તેમની અવનતિ અને અંતે પતન થવાનાં કારણો શા હતાં, સાહિત્ય, વિજ્ઞાન, કળા, અને ઉદ્યોગનો ભૂતકાળમાં કેવો અને કેટલો વિકાસ થયો હતો, અને તેમની સાથે સરખાવતાં આપણે એ વિષયોમાં તેમનાથી કેટલા આગળ વધ્યા છીએ, તથા કેટલા પ્રમાણમાં પાછળ છીએ, તેમજ પાછળ રહેવાનાં કારણ શાં છે ? ઇત્યાદિ અનેક વિષયોનું જ્ઞાન થાય છે. પરંતુ ઇતિહાસના ગ્રંથો ગંભીર અને કઠિન ભાષામાં શુષ્કતાયુક્ત લખાયલા હોવાથી, સામાન્ય જનસમાજને ઐતિહાસિક નવલકથા દ્વારા એ જ્ઞાન સહજ પ્રાપ્ત થઇ શકે છે. સારાંશ કે, ઐતિહાસિક નવલકથા જે કાર્ય કરી શકે છે, તે કાર્ય કરવાને ઇતિહાસ પોતે પણ અસમર્થ છે.

ઐતિહાસિક નાટકમાં પણ ઐતિહાસિ. ..ા પ્રમાણેજ જેમણે ઇતિહાસમાં પોતાનાં નામોને ઉજ્જવલ કિંવા કલંકિત કરેલાં હોય, તેવાં ખરેખરાં સ્ત્રી પુરુષો અને તેવીજ ઐતિહાસિક ઘટનાનું દશ્ય ચિત્ર રજૂ કરવામાં આવતું હોવાથી, ઐતિહાસિક નાટકની મહત્તા પણ ઐતિહાસિક નવલકથા જેટલીજ છે. ઐતિહાસિક નવલકથા અને ઐતિહાસિક નાટકમાં જે એક મુખ્ય ભેદ રહેલો છે, તે એટલોજ કે, નવલકથામાં જે ઐતિહાસિક સમય લેવામાં આવ્યો હોય, તે સમયની પરિસ્થિતિ, નીતિરીતિ, અને પોષાક આદિનાં વર્ણનો આપવાં પડે છે અને તે વર્ણનોની નાટકમાં આવશ્યકતા હોતી નથી; કારણ કે, નાટકમાં તે સર્વ પ્રત્યક્ષ બતાવવામાં આવે છે. અર્થાત્ જો એટલા ભેદને કાઢી નાખવામાં આવે, તો ઐતિહાસિક નાટકનાં અન્ય સર્વ લક્ષણો ઐતિહાસિક નવલકથા પ્રમાણેનાંજ છે. ઐતિહાસિક નાટકોના યોગે ફ્રાન્સ આદિ પાશ્ચાત્ય દેશોમાં ઘણીક વાર રાજ્યક્રાંતિઓ થવાનો પ્રસંગ આવી લાગ્યો હતો, એજ ઐતિહાસિક નાટકની અપૂર્વ મહત્તાને સિદ્ધ કરી બતાવનારૂં પ્રબળ પ્રમાણ છે.

## ઇતિહાસ અને ઐતિહાસિક નવલકથા તથા નાટકની ભિન્નતા

કેવળ ઇતિહાસના ગ્રંથમાં ભૂતકાળમાં બનેલા ખરેખરા બનાવોનું તેમના યથાર્થ સ્વરૂપમાં વર્ણન કરવાનોજ ઇતિહાસલેખકનો મુખ્ય ઉદ્દેશ હોય છે, અને વાંચકોને એ ઇતિહાસના વાંચનમાં રસયુક્ત અભિરુચિ થશે કે નહિ, એની ઇતિહાસના લખનાર ઇતિહાસવેત્તાને જરા પણ દરકાર હોતી નથી; પરંતુ ઐતિહાસિક નવલકથા અને ઐતિહાસિક નાટક લખનારને સાહિત્યમાં, કહેલાં શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ* અને અદ્‌ભુત આદિ આઠ રસોનું નવલકથા કિંવા નાટકમાં પોષણ કરી વાંચકોની વાંચન-

* " शृंगार हास्य करुण रौद्र वीर भयानकाः ।
बीभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः ॥"–કાવ્યપ્રકાશ.

આમાંથી કેટલાક બીભત્સ રસને ત્યાજ્ય ગણી તેના સ્થાનમાં 'શાન્તરસ'નો સ્વીકાર કરે છે અને 'ભક્તિ' નામનો એક નવીન રસ ઉમેરી રસોની સંખ્યા નવની માને છે. અમને પણ આ માર્ગ વિશેષ ઉત્તમ જણાય છે.

લાલસાને જાગ્રત અને ઉત્તેજિત્ત કરવામાટે ઐતિહાસિક ઘટનાઓ સાથે કલ્પનાનું પણ મિશ્રણ કરવું પડે છે. અર્થાત્ નવલકથા કિંવા નાટકમાં એવી રીતે કલ્પનાનું મિશ્રણ કરવાનો લેખકને અમુક પ્રકારનો એક મર્યાદિત અધિકાર મળેલો હોવાથી ઐતિહાસિક નવલકથા અને નાટક લખનાર નવલકથા અને નાટકમાં ઐતિહાસિક પાત્રોની સાથે કેટલાંક કલ્પિત પાત્રો તેમજ કેટલીક કલ્પિત ઘટનાઓને પણ નિર્માણ કરે છે અને તેમના યોગે તે નવલકથાઓ આદરપૂર્વક વંચાય છે તથા નાટકો રસપૂર્વક જોવાય છે.

પરંતુ અહીં એ એક તત્ત્વ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે કે, એક સર્વથા કલ્પિત નવલકથા કિંવા નાટકના લેખનક્ષેત્રમાં લેખક જેવી રીતે પોતાના કલ્પનારૂપ અશ્વને યથેચ્છ આડોઅવળો દોડાવી શકે છે, તેટલી સ્વચ્છંદતા અને સ્વતંત્રતા તેને ઐતિહાસિક નવલકથા તથા નાટક લેખનના ક્ષેત્રમાં મળી શકતી નથી. જે કલ્પનાના યોગે પોતે સ્વીકારેલા ઐતિહાસિક વિષયની ઐતિહાસિકતાનો લેશ માત્ર પણ લોપ ન થતો હોય અને ઐતિહાસિક ઘટનાને બાધ ન આવતો હોય તેટલી મર્યાદિત કલ્પનાસૃષ્ટિનેજ તે નિર્માણ કરી શકે છે. સારાંશ કે, ઐતિહાસિક નવલકથા અને નાટકમાં ઐતિહાસિકતા પ્રધાન અને કલ્પના નિરન્તર ગૌણજ હોય છે. આ નિયમનો ભંગ કરી જે લેખકો ઐતિહાસિક નવલકથા અને ઐતિહાસિક નાટકમાં કલ્પનાને પ્રધાન બનાવી ઐતિહાસિકતાને ગૌણ કિંબહુના લુપ્ત પ્રાય કરી નાખે છે, તે લેખકો અવશ્ય વિદ્વાન્ અને સુજ્ઞ વાંચકો તથા પ્રેક્ષકોના અનાદર તથા તિરસ્કારનેજ પ્રાપ્ત થાય છે તથા તેમના એવા પ્રયત્નો કદાપિ ચિરસ્થાયી થઈ શકતા નથી.

જેવી રીતે ઐતિહાસિક નવલકથા તથા નાટકમાં ઐતિહાસિકતા પ્રધાન અને કલ્પના ગૌણ હોય છે, તેજ પ્રમાણે ઐતિહાસિક નવલકથા તથા નાટકના લેખકમાં ઐતિહાસિક જ્ઞાનની પ્રધાનતા અવશ્ય હોવીજ જોઇએ; એટલે કે, તેણે ઇતિહાસનું બહુજ ઉત્તમતાથી પરિશીલન કરેલું હોવું જોઇએ; નહિ તો તે કદાપિ ઐતિહાસિક નવલકથા અને નાટકની ઉત્તમ સૃષ્ટિને નિર્માણ કરી શકતો નથી. ઇતિહાસના જ્ઞાનના અભાવે લેખક ઘણીક વાર એવા

ગોટાળા કરી નાખે છે કે, તેના યોગે વાંચક કિંવા પ્રેક્ષકના મનમાં ઇતિહાસ વિષે એકને બદલે બીજો—સર્વથા વિપરીત ભાવ—જ ઠસાઇ જાય છે. એવી વિપરીતતાનાં ઉદાહરણો આપણે આગળ ચાલતાં જોઇશું.

## વર્ત્તમાન ઐતિહાસિક નવલકથાઓ અને નાટકો

'ગુજરાતી' પત્રે પોતાની વાર્ષિક ભેટ તરીકે ઐતિહાસિક નવલકથાઓ આપવાનો આરંભ કર્યા પછી અને તેની તેવી નવલકથાઓ ( સ્વતંત્ર તેમજ અનુવાદરૂપે ) ની સારી સંખ્યા પ્રકાશમાં આવી ગયા પછી, આપણી ગુજરાતી ભાષામાં ઐતિહાસિક નવલકથાઓ લખવાની કાંઇક પ્રવૃત્તિ થવા લાગી છે અને તે પ્રવૃત્તિના પરિણામે કેટલીક સ્વતંત્ર અને કેટલીક અંગ્રેજી, બંગાળી, મરાઠી, અને એવીજ અન્ય ભાષાઓમાં લખાયલી નવલકથાઓના અનુવાદ રૂપે—એવી રીતે અનેક ઐતિહાસિક નવલકથાઓ લખાઇ છપાઇને બહાર પડી ચૂકી છે. ગુજરાતી ભાષામાં સ્વતંત્ર ઐતિહાસિક નવલકથાઓ કરતાં અન્ય ભાષાઓની તેવી નવલકથાઓનાં ભાષાન્તરોની સંખ્યા વિશેષ છે અને ઐતિહાસિક નાટકોનો પણ લગભગ તેવોજ પ્રકાર છે. પરંતુ જણાવતાં ખેદ થાય છે કે, ગુજરાતી ભાષામાં સ્વતંત્ર કિંવા અનુવાદરૂપ લખાયલી ઐતિહાસિક નવલકથાઓમાં જો ઉત્તમ અને આદર્શ કથાઓનો શોધ કરવા બેસીએ, તો તેવી કથાઓ બહુજ સ્વલ્પ સંખ્યામાં આપણને મળી શકશે. હવે અહીં જે એક સ્વાભાવિક પ્રશ્ન થવાનો સંભવ છે, તે એ કે, આવી પરિસ્થિતિ થવાનું કારણ શું છે? આવશ્યકીય જ્ઞાનનો અભાવ, સારાસારવિવેકબુદ્ધિની ન્યૂનતા અને મિથ્યા પ્રતિસ્પર્ધા કિંવા અસૂયા; આ સર્વ એનાં કારણો છે. હવે એ કારણોનું આપણે કાંઇક વિસ્તારથી વિવરણ કરીશું.

ઐતિહાસિક નવલ કથા અને નાટકના લેખકને કેવા પ્રકારના જ્ઞાનની આવશ્યકતા હોય છે, એ તો ઉપર જણાવેલુંજ છે. એ જ્ઞાન નાનાવિધ ગ્રંથોનાં વાંચન, પરિશીલન અને સ્વાનુભવ વિના પ્રાપ્ત થઇ શકતું નથી; અર્થાત્ એ જ્ઞાનનું ઉપાર્જન કરવામાટે વાંચન અને કાળ ઉભયનો ભોગ આપવો પડે છે. પરંતુ એવી રીતે ધન અને સમયનું બલિદાન આપીને જ્ઞાન મેળવવાની લાલસા આજ કાલ ઘણાજ થોડા લેખકોમાં જોવામાં

આવે છે. કેટલાક લેખકો તો પુસ્તકોની ખરીદીમાં પૈસા ખર્ચવા તે પૈસા પાણીમાં નાખી દેવા સમાન માને છે અને વળી આશ્ચર્ય તો એ કે જો પોતાની લખેલી કોઇ એક કચરાની ટોપલીને સ્વાધીન કરવા લાયક ચોપડીનું વેચાણ ન થાય, તો બીજા લોકોને મૂર્ખ, વિદ્વાનોની કદર ન કરનારા અને કંજૂસ કહેવામાં તેમને જરા પણ સંકોચ થતો નથી ! સારાંશ કે, એવા લેખકો પોતાને મહાજ્ઞાનનિધાન માનતા હોવા છતાં જ્ઞાનના અભાવે તેમની બુદ્ધિનો વિકાસ થતો નથી અને બુદ્ધિનો વિકાસ ન થવાથી સ્વતંત્ર કલ્પનાનો આવિર્ભાવ ન થાય એ સ્વાભાવિકજ છે. એટલે એવા લેખકોની વૃત્તિ સ્વાભાવિકજ ભાષાન્તર તરફ દોરાય છે. જો તેઓ ભાગ્યના યોગે કોઈ એકાદ બીજી ભાષા થોડી ઘણી જાણતા હોય, તો તે ભાષાનું કોઈ પુસ્તક કોઇ મિત્ર કે ઓળખીતાને ત્યાંથી માગી લાવે છે અથવા તેમ ન મળી શકે તો લાચારીએ ખરીદ કરીને તરત તેનું વાંચન કર્યા વિના અને તેના રહસ્ય કિંવા ગુણદોષને જાણ્યા વિનાજ તેમજ ગુજરાતી પ્રજાને એથી કેવું જ્ઞાન આપી શકાશે, એનો વિચાર કર્યા વિના, ભાષાન્તર કે, અનુકરણ કરવા મંડી જાય છે. ભાષાન્તર કરવું એ તો ઘી ખીચડી ખાવા સમાન છે અને ભાષાન્તરમાં વધારે પરિશ્રમ પડતોજ નથી, એવી તેમની ધારણા હોય છે અને એ ધારણાના યોગે તેઓ બીજા કોઈ બુદ્ધિમાન્ વિદ્વાન્‌ના સ્વતંત્ર ગ્રંથને પણ ભાષાન્તર તરીકેજ જાહેર કરતા ફરે છે. 'પિંડે તેવું બ્રહ્માંડે' એ કહેવતને તેઓ અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ કરી બતાવે છે. પરંતુ ભાષાન્તર કરવાનું કાર્ય તેઓ ધારતા હોય તેટલું સરળ અને સહજ નથી અને એક ભાષાંતરમાં પણ અનેક ઉત્તમોત્તમ ગુણોની આવશ્યકતા હોય છે, એની તેમને સ્વપ્ને પણ કલ્પના હોતી નથી. ભાષાંતરકારમાં કેવી અને કેટલી યોગ્યતાની આવશ્યકતા હોય છે એનું અહીં પ્રસંગને અનુસરી વચ્ચેજ કિંચિદ્ દિગ્દર્શન કરીશું, તો તે અયોગ્ય તો નહિજ કહેવાય.

## ભાષાંતર

'ભાષાંતર' પ્રસ્તુત સમયના કેટલાક નવીન નિર્માણ થએલા શબ્દોમાંનો એક શબ્દ છે. પ્રાચીન સંસ્કૃતમાં એ શબ્દ મળી શકતો નથી; કારણ

કે, તે વેળાએ એના પ્રયોગની બહુધા આવશ્યકતાજ નહોતી. આસપાસનાં રાષ્ટ્રો તે કાળમાં આપણા આર્યલોકો કરતાં બહુજ ન્યૂન જ્ઞાનસંપન્ન હોવાથી તેમના ગ્રંથોનાં સંસ્કૃતમાં ભાષાંતરો થવાનો યોગ કદાપિ આવ્યો નહોતો; વિરુદ્ધ પક્ષે તે સમયમાં અને તે સમય પછી પાસેના લોકોએ સંસ્કૃત ગ્રંથોનાંજ માત્ર ભાષાંતરો કર્યાં હતાં, એ વાર્તા કાંઇક અનુમાન અને કાંઇક પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે. ત્યાર પછી જ્યારે પ્રાકૃત કિંવા બાલભાષાનો પ્રચાર થયો અને સંસ્કૃત ભાષા કાંઇક પાછળ પડી, તે વેળાએ પ્રાકૃતનું સંસ્કૃતમાં અને સંસ્કૃતનું પ્રાકૃતમાં ભાષાંતર કરવાનો પ્રસંગ આવી લાગ્યો. છતાં તે કૃતિનું નામ 'ભાષાંતર' નહોતું; કિન્તુ તે કૃતિ આજ પર્યન્ત 'છાયા' ના નામથી ઓળખાતી આવી છે. 'છાયા' એટલે 'પ્રતિબિંબ'. 'છાયા' શબ્દનો ગુજરાતી ભાષામાં પ્રચાર નથી. 'ગુજરાતીમાં અર્થ કરવો' એમ આપણે કહીએ છીએ અથવા તો 'ટીકા' કિંવા 'વ્યાખ્યા' આદિ શબ્દોનો પ્રયોગ કરીએ છીએ. સારાંશ કે, એ શબ્દ અંગ્રેજી ભાષાના સમાગમ પછી નવીનજ નિર્માણ થએલો દેખાય છે અને અત્યારે હવે એનો પ્રયોગ સર્વસાધારણ થઇ પડ્યો છે.

'ભાષાંતર' શબ્દનો 'બીજી ભાષા' એવો મૂળ અર્થ છે. એ કર્મધારય સમાસ હોઇને સંસ્કૃત વ્યાકરણની રીતિથી **'अन्य भाषेति भाषान्तरम्'** ( બીજી ભાષા એટલે ભાષાંતર ) એ પ્રમાણે એનો વિગ્રહ કરવામાં આવે છે. સારાંશ કે, ભાષાંતર કરવું એટલે એક વિવક્ષિત ભાષાના અર્થને બીજી ભાષામાં ઉતારવો, એજ એનો મથિતાર્થ છે.

હવે ભાષાંતરકારમાં એટલા ગુણો તો અવશ્ય હોવાજ જોઇએ. પ્રથમ તો જે ભાષામાંથી ભાષાંતર કરવાનું હોય, તે ભાષા તેને પૂર્ણ અવગત હોવી જોઇએ; વ્યાકરણરચના અને અર્થસ્વારસ્ય આદિને તે સારી રીતે જાણી શકતો હોવો જોઇએ; તેણે બીજાના ભાષાંતર કિંવા કથનપર આધાર રાખવો ન જોઇએ; મૂળ ગ્રંથના સમગ્ર અર્થને પોતાના મનરૂપ ભંડારમાં ભરી લઇને, પછી તેણે તેનો પ્રવાહ, ભાષાંતરદ્વારા અન્ય ભાષામાં વહેવડાવવો, દ્વિતીય, જે ભાષામાં ભાષાંતર કરવાનું હોય તે ભાષાનું પણ, અન્ય ભાષાથી

વિશેષ અને ઉત્તમ જ્ઞાન હોવું જોઇએ. એમ હોય તોજ પ્રથમ ભાષાના અર્થને તે બીજી ભાષામાં યથાસ્થિત વ્યવસ્થાપૂર્વક ઉતારી શકે છે. આ કાર્ય પ્રથમ કરતાં કેટલું બધું કઠિન છે, એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. મૂળ ભાષાના અર્થને સમજી લેવાનું કાર્ય તાદૃશ કઠિન નથી; પરંતુ તેજ અર્થને અન્ય ભાષાદ્વારા યથાસ્થિત વ્યક્ત કરવા જતાં ઘણીક વાર બોબડીજ બંધ થઈ જાય છે અને લેખિની જ્યાંની ત્યાંજ અટકી જાય છે. જો ઇચ્છા હોય તો તે અર્થને તેની તેજ ભાષામાં અનેક પ્રકારે વ્યક્ત કરી શકાય છે; પરંતુ પરભાષામાં તેની કલ્પનાને યથાસ્થિત રજૂ કરવી એ કાર્ય પરમ દુર્ઘટ છે! ઉત્તમ ભાષાંતરકારને આ કઠિનતાનો ડગલે ને પગલે વારંવાર અનુભવ મળ્યા કરે છે. ભાષાભાષામાં અનેક પ્રકારની ભિન્નતા અને વિશિષ્ટતા રહેલી હોય છે. કેટલીક ભાષાઓમાં શબ્દસંગ્રહ બહુજ મર્યાદિત અને અલ્પ હોય છે અને કેટલીક ભાષાઓમાં શબ્દોનો ભંડાર અપાર હોય છે; કેટલીક ભાષાઓમાં સંસ્કૃત ભાષા પ્રમાણે શબ્દસાધનની ઘણીજ સગવડ હોય છે,–એટલે કે, એક શબ્દપરથી ભિન્ન ભિન્ન અર્થના વાચક શબ્દો જોઇએ તેટલા એક પછી એક અનુક્રમે બનાવી શકાય છે; અને કેટલીક ભાષાઓમાં એ સગવડ બહુજ ઓછી હોય છે. વળી કેટલીક ભાષાઓમાં કેટલીક એવી કલ્પનાઓ હોય છે કે, તે કલ્પનાઓને બીજી ભાષામાં કદાપિ વ્યક્ત કરી શકાતીજ નથી અથવા કરી શકાય તો કેવળ તેના ઉપર ઉપરના ભાવનેજ વ્યક્ત કરી શકાય છે. એ ઉપરાંત શબ્દોનું માર્દવ, સૌન્દર્ય, અને લાલિત્ય ઇત્યાદિ પ્રકાર, વાક્યરચનાની રીતિ અને ભાષાશૈલી આદિ બીજા પણ અનેક ભેદ હોય છે. અર્થાત્ એ બધી અડચણોમાંથી નિર્વિઘ્ન પાર પડી જવું, એ કાંઇ જેવું તેવું કે નાનું સૂનું કામ તો નથીજ. અર્થાત્ ભાષાંતરકાર પોતાના વિષયમાં દક્ષ અને ચતુર હોવાની સાથે ભાષાંતરના કાર્યમાં સારો ઘડાયલો હોવો જોઇએ, એ આટલા વિવેચનથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. તૃતીય, જે ગ્રંથનું ભાષાંતર કરવાનું હોય તે ગ્રંથ ભાષાંતર કરવાને યોગ્ય છે કે નહિ, એનો વિવેક. અર્થાત્ એવી રીતે ઉત્કૃષ્ટ ભાષાંતરમાટે મુખ્યતઃ ત્રણ સાધનો અવશ્ય અનુકૂળ હોવાંજ જોઇએ. એ ઉપરાંત

એક ચોથા ગુણનું પણ અહીં નિરીક્ષણ કરવું જોઇએ, અને તે એ છે કે, ભાષાંતરકર્ત્તા મૂળગ્રંથકારનો સમવૃત્તિ હોવો જોઇએ. એટલે કે મૂળ ગ્રંથકારની વૃત્તિ જેવી વિનોદિની, ગંભીર, મૃદુ અથવા કઠિન હોય, તેવીજ વૃત્તિ ભાષાંતરકારની પણ હોવી જોઇએ; કિંબહુના એકજ ગ્રંથમાં એવી વૃત્તિઓ જેમ જેમ તેણે સ્થળે સ્થળે પ્રકટ કરેલી હોય, તેજ પ્રમાણે અનુક્રમથી તે વૃત્તિઓ ભાષાંતરમાં યથાસ્થિત ઊતરવી જોઇએ. આ કાર્યને ગમે તે મનુષ્ય સાધ્ય કરી શકે તેમ તો નથીજ. કેટલાકોનો સ્વભાવ મૂળથી વિનોદીજ હોય છે, તો કોઇને વિનોદની વાસના પણ ગમતી નથી! અર્થાત્ જો મનુષ્ય પોતાના સ્વભાવથી વિરુદ્ધ ગ્રંથનું ભાષાંતર કરવાનો પ્રયત્ન કરે, તો તે ગમે તેવો અને ગમે તેટલો બુદ્ધિમાન્ હોવા છતાં તેનાથી તે કાર્ય યોગ્યતાપૂર્વક કદાપિ થઈ શકવાનું નહિજ. ધર્મના કિંવા વેદાંત વિષયના ગ્રંથમાટે તેવાજ સ્વભાવનો ભાષાંતરકાર જોઇએ, અને 'ડૉન્ ક્વીક્ઝોટ્' જેવા ગ્રંથનો ભાષાંતરકર્ત્તા સર્વથા તેથી ભિન્ન સ્વભાવનોજ હોવો જોઇએ. હવે કેટલાક પુરુષોમાં ઉભય પ્રકારના સ્વભાવો હોય છે અને તેઓ ગમે તે વિષયને લખીને દીપાવી શકે છે; પરંતુ એવા અપવાદરૂપ વિદ્વાનો વિરલજ હોય છે. એજ પ્રમાણે ભાષાંતરકારે મૂળ ગ્રંથની ભાષાપદ્ધતિ આદિમાં પણ અવસ્ય ધ્યાન આપવું જોઇએ.

એવી રીતે ઉત્કૃષ્ટ ભાષાંતર થવામાટે કયાં કયાં સાધનોની અગત્ય છે, તે જણાવ્યું. હવે આપણે ભાષાન્તરના ભિન્ન ભિન્ન પ્રકારોને જોઇએ. ગ્રંથોના એકંદર મોટા બે વિભાગ છે. એક ગદ્ય ગ્રંથ અને દ્વિતીય પદ્ય ગ્રંથ, એટલે કે કવિતાગ્રંથ. ગદ્ય ગ્રંથમાં પણ વળી બે પ્રકાર છે; એક શાસ્ત્રીય વિષયના ગ્રંથો અને બીજાં સાધારણ સર્વ વિષયનાં પુસ્તકો,—એટલે કે નવલકથા, ચરિત્ર અને ઇતિહાસ, ઇત્યાદિ. આજનો આપણો વિષય નવલકથાનો હોવાથી અન્ય વિષયનો વિચાર ન કરતાં આપણે અત્યારે કેવળ એજ વિષયનો વિચાર કરીશું.

ઘણાકોનો એવો અભિપ્રાય થએલો દેખાય છે કે, નવલકથાઓનું ભાષાંતર કરવું એમાં તે શું? એ તો એક સાધારણ અને સહજ રમત છે. ઘડીભર

આપણે એમ સ્વીકારીએ કે, એ કાર્ય વિશેષ કઠિન નથી, તોપણ એટલું તો માનવુંજ જોઇએ કે, એ કાર્ય બહુ કઠિન ન હોવા છતાં પણ ઉત્તમતાથી તો કોઇકના હાથેજ પાર પડી શકે છે. જેવી રીતે કવિ જન્મથીજ કવિ નિપજે છે તેવી રીતે કથા કથનાર પણ પ્રાસાદિકજ હોવો જોઇએ, એવો એક વિદ્વાન્ ગ્રંથકારનો અભિપ્રાય છે. આ કથન કેટલાકોને કદાચિત્ કેવળ અત્યુક્તિરૂપજ ભાસશે, પરંતુ વાસ્તવિક તેમ નથીજ. કથાની ચિત્તવેધક રીતિથી રચના કરવી કે મનોહરતાથી કથાનું કથન કરવું, એ કળા કાંઈ જેવી તેવી તો નથીજ. થોડાં વર્ષો ઉપર મુંબઇની મ્યુનિસીપાલીટીની સામેના ફૂવા આગળ એક મોબેદ શાહનામું વાંચતો હતો, તેની કથા કથવાની છટા એવી ઉત્તમ હતી કે તે વર્ણવી શકાય તેવીજ નથી. હસવાનો પ્રસંગ આવતાં તે ગમે તેવા કુંજરાને પણ હસાવે અને કરુણ પ્રસંગ આવતાં પથ્થરમાં પણ પાણી વહેવડાવે. એ કળા કિંવા કૃતિ કેટલી બધી કઠિન છે, એનો જેને પ્રત્યક્ષ અનુભવ લેવો હોય, તેણે પુસ્તકમાં વાંચેલી કોઇ એક આકર્ષક અને મનોરંજક વાર્તા અથવા તો કોઇ ભાટ ચારણના મુખથી સાંભળેલી વાર્તા, પોતે પોતાના મુખથી કોઇ બીજાને કહી સંભળાવવી એટલે તે ગ્રંથકારમાં કિંવા ભાટ ચારણમાં અને પોતામાં કેટલો અને કેવો તફાવત રહેલો છે, તે તરત દેખાઈ આવશે. કોઇ એક મનુષ્યને મનોરંજક વસ્તુસંકલના રચવાની કિંવા કથા કહી સંભળાવવાની ક્રિયા કિંવા કળા એટલી બધી સાધ્ય થઇ ગએલી હોય છે કે, નિરન્તર તેના સહવાસમાં રહેવાં છતાં પણ તેની એ કળા બીજાને સાધ્ય થઇ શકતી નથી. વસ્તુસંકલનાની સુંદરતા, જે શબ્દોમાં તે કથવી હોય તે શબ્દો જાણે ઢાળેલા હોયની તેવાજ હોવાના, તેમાં એક પણ નિરર્થક શબ્દ નજ આવે, રસના અનુક્રમથી વાર્તાનો આરંભ કરવો, તેની સમાપ્તિ પણ તેવીજ રસિકતાથી કરવી, અને ભિન્ન ભિન્ન પાત્રોની ભાષા તેમને ઘટે તેવી રીતે યોજવી, ઇત્યાદિ પ્રકારો સર્વ મનુષ્યને સાધ્ય થઈ શકે તેવા નથી. અર્થાત્ જેવી રીતે એક લખનાર કિંવા બોલનારને રસા (સરસ્વતી) અનુકૂળ હોવી જોઇએ છે, તેવીજ રીતે તે સૌન્દર્ય અને તે મનોરંજકતાને પરભાષામાં યથાસ્થિત ઉતારવામાટે ભાષાંતરકર્તાના

અંગમાં પણ એ ગુણની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે. સારાંશ કે, સર્વ જનોથી ઉત્તમ ભાષાંતરો કરી શકાતાં નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે, પ્રખ્યાત આંગ્લકવિ ગ્રેની 'એલીજી'નું કોઇએ હિંદી ભાષામાં છંદોબદ્ધ ભાષાંતર કરેલું છે. તે ભાષાંતર જો કે અદ્યાપિ મેં જોયું નથી; પરંતુ ન જોવા છતાં પણ તે ભાષાંતર વિશે એવો અભિપ્રાય આપતાં મને લેશ માત્ર પણ સંકોચ કે વિચાર થતો નથી કે, તે ભાષાંતર કચરાપટીને સ્વાધીન કરવા યોગ્યજ થયું હશે; કારણ કે, તેમાં જે કોમળ પદ્ધતિની ભાવનાઓ છે તે કેવળ અંગ્રેજી પદ્ધતિનીજ છે અને તેથી તે ભાવનાઓ હિંદી કિંવા અન્ય કોઇ ભાષામાં યથાર્થ સ્વરૂપે ઉતરવી સર્વથા અશક્ય અને અસંભવનીયજ છે!

ઉપર્યુક્ત સિદ્ધાંતના પ્રત્યયમાટે આપણે એક જગતપ્રસિદ્ધ ઉદાહરણ અહીં ટાંકી બતાવીશું. આપણા આર્યાવર્તમાં ઋષિ વાલ્મીકિ જેવી રીતે આદ્ય કવિ કહેવાય છે, તેવી રીતે યૂરોપમાં હોમર આદ્ય કવિના અભિધાનથી ઓળખાય છે. એ હોમર કવિના 'ઇલીયડ' નામક કાવ્યનાં કેવળ અંગ્રેજી ભાષામાંજ દશ બાર ભાષાંતરો થયલાં છે; પરંતુ મૂળના સૌંદર્યને બરાબર સાચવનારાં ભાષાંતર તો કેવળ બે કે ત્રણજ છે અને તેમાં પણ કવિ પોપ જેવાની પણ એ ભાષાંતર કરતી વેળાએ કેવી અપૂર્વ દુર્દશા થઈ ગઇ હતી એનું તેણે પોતેજ વર્ણન કરેલું છે. 'ઇલીયડ'ના ભાષાંતરનો આરંભ કરવા પૂર્વેજ એ કવિ કીર્તિને પાત્ર થઇ ચૂક્યો હતો અને તેના લોભ તથા મદમાં તણાઇનેજ તેણે આ અસહ્ય ભારને પોતાના શિરપર ઉપાડેલો હોવો જોઇએ, એ નિર્વિવાદ છે. પોપ કવિએ પોતાનો વિચાર વર્તમાનપત્રદ્વારા સર્વને જણાવીને શતાવધિ મોટા મોટા લોકો પાસેથી પૈસા પણ લઇ લીધા અને એવો સંકલ્પ કર્યો કે પ્રતિદિવસ પચાસ પંક્તિની ગણનાથી લગભગ વર્ષ સવા વર્ષના અવધિમાં ચોવીસે સર્ગોની સમાપ્તિ કરી નાખવી. જ્યાં સુધી આ મનોરથો ચાલતા હતા, ત્યાં સુધી તો સઘળું ઠીક હતું; પરંતુ જે વેળાએ તેણે ભાષાંતરનો પ્રત્યક્ષ આરંભ કર્યો, ત્યારે તરત આટાદાળનો ભાવ તેના જાણવામાં આવી ગયો. ભાષાંતરની ચિંતામાં ને ચિંતામાં તે ક્ષુધા, તૃષા, અને નિદ્રાને પણ ખોઇ બેઠો. આગળ ઉપર તો તેને એટલો બધો ત્રાસ અને

કંટાળો થવા લાગ્યો કે, હવે તો મને કોઇ ફાંસીએ ચઢાવી દે તો વધારે સારૂં! એવા અભદ્ર ભાવોની તેના મનમાં ઉત્પત્તિ થવા લાગી. અંતે એવી વિપત્તિમાં અટવાતાં અટવાતાં જે કાર્યને તે વર્ષ સવા વર્ષના અવધિમાં આટોપી નાખવાનો હતો, તે કાર્યની તે પાંચ વર્ષે પણ પરિસમાપ્તિ કરી શક્યો નહિ; અને જો તેણે આગળથી થએલા ગ્રાહકોના પૈસા ન લઇ લીધા હોત, તો એ ભાષાંતરના ભારને પોતાના મસ્તકપરથી ક્યારનોએ ઉતારીને દૂર ફેંકી દીધો હોત, એમાં લેશ માત્ર પણ સંશય નથી! વારૂ, હવે આટલો બધો ઉપદ્વ્યાપ કરવા છતાં પણ ભાષાંતર કેવુંક ઉતર્યું? જેમનો મૂળ કાવ્ય સાથે પરિચય નથી, તેમને તો એ ભાષાંતર ઉત્તમ અને મનોરંજક લાગે છે; પરંતુ મૂળ કાવ્યની ભાષા–ગ્રીક ભાષા–જાણનારાઓના અભિપ્રાય પ્રમાણે તો તેની યોગ્યતા ઠીક ઠીકજ છે. પોપના સમયમાંજ ઇંગ્લંડમાં ગ્રીક અને લૅટિન ભાષામાં અત્યંત પ્રવીણતા ધરાવનારો બેંટલી નામક એક મહાવિખ્યાત પંડિત હતો, તેણે તો પોપના મોઢાપરજ સ્પષ્ટતાથી કહી દીધું હતું કે, "તમારૂં 'ઇલીયડ'નું ભાષાંતર તે એક મનોરંજક કાવ્ય છે ખરૂં, પણ તેમાં હોમરના ગુણો બિલકુલ આવી શક્યા નથી!' * અને ત્યાર પછી મૅકૉલેએ તો એક સ્થળે એ ભાષાંતરની રેવડી દાણાદાણ કરી નાખી છે.† અર્થાત્ અન્ય ભાષામાંથી ભાષાંતર કરવાનું કાર્ય કેવું ભયંકર હોય છે એની આ

* બેંટલીએ જે પ્રસંગે એ અભિપ્રાય આપ્યો હતો તે પ્રસંગ વિશેષતાથી વર્ણવવા યોગ્ય છે. એ ગ્રીક અને લૅટિન ભાષાભિજ્ઞ પંડિત પોપના ગ્રાહક હોવાથી 'ઈલીયડ'ના ભાષાંતરના ભાગો જેમ જેમ તૈયાર થતા ગયા, તેમ તેમ બીજા ગ્રાહકો પ્રમાણે એમને પણ પહોંચાડવામાં આવ્યા હતા. એક વેળાએ એવો એક ભાગ તરતનોજ બહાર પડયો હતો અને તેવામાં પોપ અને બેંટલીનો અચાનક મેળાપ થયો. પોપે સહજ સ્વભાવે પૂછ્યું કે–"કેમ તમારાં પુસ્તકો તમને મળ્યાં ને?" બેંટલીએ ન સમજવાનો ઢોંગ કરીને સ્હામો પ્રશ્ન કર્યો કે–"કયાં પુસ્તકો?" "મારા હોમરનાં" પોપે કહ્યું. ગર્વિષ્ઠ પંડિત બેંટલીએ ગંભીરતાથી જણાવ્યું કે,—"પોપ, તમે તેને ગમે તો મનોરંજક કાવ્ય કહો, પણ હું તેને હોમર તો કહેવા દેવાનોજ નથી.?"

† Addison and his writings.

ઉદાહરણથી ઘણીજ સારી કલ્પના થઈ શકે છે. સ્વતંત્ર ગ્રંથની રચના કરવાનું કાર્ય એક રીતે સરળ હોય છે; કારણ કે પોતાના વિષયનો પોતાને અનુભવ હોવાથી તેનો જોઇએ તેટલો ન્યૂન કે અધિક વિસ્તાર કરી શકાય છે; પરંતુ પરભાષામાંના નાનાવિધ ગ્રંથોને પોતાની ભાષામાં ઉતારતાં ઘણીકવાર મોટી પંચાત પડી જાય છે. ભાષાંતરમાં મૂળ ગ્રંથના રહસ્યને જાળવીને ત્યાર પછી પોતાનું સંધાન જાળવવું પડે છે અને અન્ય રીતે પણ અસીમ પરાધીનતાનો સ્વીકાર કરવો પડે છે. એથી એટલું તો અવશ્ય સિદ્ધ થાય છે કે, કેટલાક અર્ધદગ્ધ અને અલલટપ્પુ લેખકો ભાષાંતરને જેટલું સરળ અને સહજ કાર્ય ધારે છે, તેવું તે કાર્ય નથી; કિંતુ મહાભયંકર કાર્ય છે અને તેથી તેને ઘણા થોડાજ લેખકો સાધ્ય કરી શકે છે.

## અનુકરણ

વળી બીજી ભાષાના ગ્રંથનું પોતાની ભાષામાં અનુકરણ કરવાનું કાર્ય તો એ ભાષાંતર કરતાં પણ વધારે કઠિન છે અને તે જો સંપૂર્ણ સાધ્ય ન થાય તો '**शिव शिव न हिन्दु नँ यवनः**' એટલે કે **ત્રિ**શંકુ સમાન સ્થિતિ થઇ પડે છે. એનાં ઉદાહરણ તરીકે, આપણા પારસી લેખકોએ અંગ્રેજીમાંથી ગુજરાતી ભાષામાં પોતાના સંસારને લાગૂ પાડીને કરેલાં અનુકરણો વિપુલ સંખ્યામાં આપણા સમક્ષ ઉપસ્થિત છે; એટલે એ વિશે વિસ્તારથી લખવાની આવશ્યક્તા નથી. કેટલાક હિન્દુ લેખકોની વાર્તાઓ પણ એવા શંભૂમેળાનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ રૂપ છે, એ પણ નવેસરથી કહેવાની જરૂર નથી. દેશ **ભા**રતવર્ષ, વેશ વાણીયાસાઇ, બ્રાહ્મણસાઇ, પંજાબી, મરેઠી, બંગાળી, અને આત્મા વિલાતી, આચરણ વિલાતી, વિચાર વિલાતી!

## બંગાળીમાંથી થયેલાં ભાષાંતર

આજકાલ આપણામાંના કેટલાક લેખકોની બંગાળી ભાષાનાં પુસ્તકો–ખાસ કરીને ઐતિહાસિક નવલકથાઓ–નાં ભાષાંતરો કરવામાં વિશેષ પ્રવૃત્તિ થએલી છે અને તેના પરિણામે બંગાળી ભાષાના ઘણા ગ્રંથો ગુજરાતી ભાષામાં આવી ચૂકયા છે. **ભા**રતવર્ષમાં વર્તમાનકાળમાં જે ભાષાઓ પ્રચલિત છે, તે સર્વમાં આજે બંગાળી ભાષા વિશેશ સમૃદ્ધ છે અને તેનું સાહિત્ય-

ક્ષેત્ર વિશાળ છે તેમજ બંગાળી લેખકો પણ વિદ્વાન્ છે; એ અમે માન્ય કરીએ છીએ; છતાં એટલું તો કહેવુંજ જોઇએ કે અંગ્રેજી ભાષા જેવી જગદ્વ્યાપક ભાષામાં પણ જ્યારે સારા ગ્રંથોની સાથે અનેક ભૂંડાં તથા નીરસ પુસ્તકો બહાર પડ્યા કરે છે તો પછી એ દોષથી બંગાળી ભાષાનો ગ્રંથ-સમુદાય અલિપ્ત રહેલો હોય, એમ કેમ બની શકે?—અર્થાત્ કોઇ પણ બંગાળી ગ્રંથ હોય એટલે તે ઉત્તમ અને ભાષાંતર કરવાને યોગ્યજ હોવો જોઇએ, એ માન્યતા સર્વથા ભૂલ ભરેલી અને મૂર્ખતાદર્શકજ છે. તેમાં પણ વળી બંગાળીમાંથી કોઈ ઐતિહાસિક નવલકથાનું ભાષાંતર કરવાનું હોય, ત્યારે તો એ વિષયમાં વિશેષ સૂક્ષ્મ ધ્યાન આપવાની આવશ્યકતા છે. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે આજ કાલના અલ્પજ્ઞ અને અલલટપ્પૂ ભાષાંતરકારો એ વિષયમાં ધ્યાન ન આપતા હોવાથી બંગાળીમાંનો કેટલોક કચરો પણ ગુજરાતી ભાષામાં આવી પહોંચ્યો છે અને એ અત્યંત ખેદનો વિષય છે.

બંગાળીમાંથી એવાં ઇતિહાસના નામને કલંકિત કરનારાં જે કેટલાંક પુસ્તકો ગુજરાતીમાં ભાષાંતર રૂપે આવ્યાં છે, તેમાંનાં બે ચારનું આપણે ઉદાહરણ તરીકે અવલોકન કરીએ.

બંગાળી ભાષામાં એક "અશ્રુમતી" નામક નાટક લખાયલું છે. તેમાં ચિત્તોડના પ્રાતઃસ્મરણીય મહારાણા **પ્રતાપ** તથા દિલ્લીના તે સમયના પ્રતાપી સમ્રાટ્ **અકબર**નો ઐતિહાસિક સમય લેવામાં આવ્યો છે. એ નાટકમાં મહારાણા **પ્રતાપ**ની એક '**અશ્રુમતી**' નામની પુત્રી બતાવવામાં આવી છે. નાટકની નાયિકા તેજ છે. એ **અશ્રુમતી** **અકબર**ના વલીઅહદ્ (યુવરાજ) **સલીમ**માં આસક્ત થાય છે અને અંતે માતાપિતાના વિરોધના યોગે તેની જોડે પોતાનો શરીરસંબંધ ન થઈ શકવાથી તે એક સંસારવિરક્ત યોગિની તરીકે પોતાના જીવનને વીતાડવાની પ્રતિજ્ઞા કરે છે. અનેક ઇતિહાસોનું અવલોકન કરવા છતાં મહારાણા **પ્રતાપ**ની કોઇ '**અશ્રુમતી**' નામક પુત્રી હતી કે કેમ, એનોજ પત્તો મળતો નથી; તેમજ બીજી કોઇ તેની વયસ્યા થએલી દુહિતા હોય એનો પણ ઇતિહાસમાં કશો પૂરાવો નથી એટલે પ્રતાપી

ત્રીશ્વર પ્રતાપને ગળે બળાત્કારે સુતા સ્વરૂપ એક શ્રૃંખલા બાંધવામાં આવી છે અને અધૂરામાં પૂરૂં તેને પ્રતાપના હાડવૈરી અને આર્યધર્મના દ્વેષ્ટા અકબરના પુત્રના પ્રેમમાં પડેલી બતાવી છે. '**मूलं नास्ति कुतः शाखा !**' એમ કહેવાય છે ખરૂં; પણ આમાં તો મૂળ ન હોવા છતાં સ્વચ્છંદતા અને મનોવિકારના વેગમાં તણાઇ જઇને કવિએ પ્રત્યક્ષ શાખાને ઉત્પન્ન કરી દેખાડી છે. પરંતુ એમ કરવાથી મેવાડના પવિત્ર શિશોદીયા વંશને કેટલું અને કેવું કલંક લાગવાનો સંભવ છે અને મહારાણા પ્રતાપનો આત્મા સ્વર્ગમાં પણ આ ઘટનાથી કેટલો બધો કંપતો હશે, એનું એ નાટકના કર્તાને લેશ માત્ર પણ ભાન કે જ્ઞાન રહ્યું નથી. આ નાટકના વાંચન કે પ્રયોગથી પ્રતાપરાણા અને તેના કુળ વિશે લોકોની શી ભાવના થશે, એનો પણ લેખકે વિચાર કર્યો હોય એમ જણાતું નથી. મૂળ લેખકે તો આમ બધી વિપરીત અને ઇતિહાસવિરુદ્ધ રચના કરી છે, પણ એનું પાછું સ્વર્ગીય નારાયણ હેમચંદ્રે ગુજરાતી ભાષામાં ભાષાંતર કર્યું ! અજ્ઞાનનું બીજું દર્શન થયું ! સ્વ. નારાયણ હેમચંદ્રના ભાષાંતરના આધારે સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીએ રંગભૂમિને યોગ્ય સંગીતયુક્ત એજ નાટક તૈયાર કરીને ગુજરાતી પ્રજા સમક્ષ ભજવી બતાવ્યું ! એટલે અજ્ઞાન અને અવિચારશીલતાની સીમાજ થઇ ચૂકી ! કોઇએ પણ એ નાટકમાંના મહાભારત દોષનો લેશ માત્ર પણ વિચાર ન કર્યો અને અંધપરંપરા જે ચાલી તે ચાલતીજ રહી અને એ નાટક અત્યારે પણ 'દેશી નાટક સમાજ' ગુજરાતનાં જૂદાં જૂદાં નગરોમાં અને મુંબઇમાં વારંવાર ભજવી બતાવે છે.

એજ બંગાળી લેખકે બીજું 'સરોજિની' નામક નાટક લખ્યું છે અને તેમાં પણ મેવાડના ઇતિહાસનો એવીજ નિર્દયતાથી વધ કરેલો છે.

અહીં કદાચિત્ કોઇ એવો વાદ ઉપસ્થિત કરશે કે, ઐતિહાસિક નવલકથામાં કે નાટકમાં પણ કથાભાગને રસમય બનાવવામાટે લેખકને કલ્પનાનું મિશ્રણ કરવાનો અધિકાર છે, એમ તો તમેજ જણાવી ગયા છો; એટલે આ નાટકમાં લેખકે તેવી એક કલ્પનાનું મિશ્રણ કરીને વસ્તુને રસિક બનાવ્યું છે તો પછી તેને દોષ આપવાનું શું કારણ? એના ઉત્તરમાં મારે

જણાવવું જોઇએ કે, ઐતિહાસિક નવલકથા કે નાટકમાં કલ્પનાના મિશ્રણનો લેખકને અધિકાર તો છે, પણ તે અધિકારની મર્યાદા પણ છે એટલે કે, તે અધિકાર અમર્યાદિત ન હોવો જોઇએ. એક પવિત્ર વંશના મહાપુરુષના નામને કલંકિત કરનારી કલ્પના વિના કલ્પનાનો બીજો કોઈ માર્ગજ લેખકને ન મળે, એવો કાંઈ નિયમ નથી અને એનું એક પ્રત્યક્ષ પ્રમાણ પણ આપણી આંખો આગળ તૈયાર છે. બંગાળાનાજ એક બીજા હારાણચંદ્ર રક્ષિત નામક વિદ્વાને પ્રતાપ અને અકબરના ઐતિહાસિક સમયની '**मंत्रेर साधन किंवा देहेर पातन**'* નામની એક નવલકથા લખી છે અને તેમાં કથાભાગને રસિક બનાવવામાટે બીકાનેરના રાઠોડ પૃથ્વીરાજની ભગિનીની મહારાણા પ્રતાપના પુત્ર અમરસિંહમાં પ્રેમભાવના બતાવવામાં આવી છે. હવે એ પણ જો કે એક કલ્પનાજ છે, પરંતુ યોગ્ય અને ઉભય પક્ષની શોભા તથા પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરનારી કલ્પના છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથીજ. લેખકને જે કલ્પનાનો અધિકાર છે, તેનો ઉપયોગ આવી યોગ્ય કલ્પનામાં થવો જોઇએ, નહિ કે, અયોગ્ય અને સર્વથા વિપરીત કલ્પનામાં.

'અમૃતપુલિન' નામક એક ઐતિહાસિક નવલકથા બંગાળી ભાષામાં પ્રકટ થએલી છે. એ નવલકથામાં પણ પ્રતાપ તથા અકબરનોજ ઐતિહાસિક સમય લેવામાં આવ્યો છે અને જે પ્રતાપરાણાએ દિલ્લીની દિશામાં કદાપિ દૃષ્ટિપાત પણ કર્યો નહોતો, તે પ્રતાપરાણાને દિલ્લીમાં એક સાધારણ વ્યક્તિ તરીકે આણીને અકબરની સાથે શિકાર કરતો દેખાડવામાં આવ્યો છે, અને ત્યાર પછીનો જે કથાભાગ ચાલે છે તેમાં તો ઇતિહાસનો ગંધ માત્ર પણ ક્યાંય જોવા કે જાણવામાં આવતો નથી. એ વાર્તામાંથી જો ઐતિહાસિક નામોને બદલે બીજાં નામો મૂકવામાં આવે, તો એક કલ્પિત વાર્તા તરીકે એ વાર્તા કદાચિત્ સારી કહી શકાય એવી છે. પણ પ્રતાપરાણાનાં એવાં ભાગ્ય હોય ત્યારે ને? આમાં પણ બિચારા પ્રતાપનેજ કલંકિત

---

* આ નવલકથાનું "હળદીઘાટનું યુદ્ધ" નામથી ગુજરાતીમાં ભાષાંતર થયું છે અને તે 'ગુજરાતી'ના ગ્રાહકોને ૧૯૦૬ ની ભેટ તરીકે આપવામાં આવ્યું છે.

કરવામાટે પકડી આણવામાં આવ્યો છે અને એનાં ગુજરાતીમાં એક બે નહિ પણ ખાસાં ત્રણ ત્રણ ભાષાંતરો થયાં છે ને તે છપાઇને બહાર પણ પડી ચૂક્યાં છે. એમાંનું એક ભાષાંતર રા. વસંતે **'મેવાડની સંધ્યા'** નામથી કર્યું છે, બીજું ભાષાંતર વડોદરામાં 'અજયસિંહ' નામથી બહાર પડ્યું છે. અને ત્રીજું ભાષાંતર અમદાવાદમાં પ્રકટ થયું છે, પણ તેના નામનું સ્મરણ નથી. આ અંધપરંપરા નહિ, તો બીજું શું? મૂળ લેખકને તેમજ ભાષાંતરકારોને ઐતિહાસિક વિપરીત ભાવનો લેશ માત્ર પણ વિચાર આવ્યો નથી!

એવી ઢંગધડા વિનાની બીજી પણ કેટલીક ઐતિહાસિક નવલકથાઓ ગુજરાતી ભાષામાં પ્રકટ થએલી છે જેવી કે 'કુસુમાવતી', પરમારકૃત 'માધવસિંહ મકવાણો' અને 'રા માંડલિક' ઇત્યાદિ. પરંતુ સ્થળ અને સમયનો અભાવ હોવાથી એ સર્વેનું અત્યારે સંપૂર્ણ સમીક્ષણ કરી શકાય તેમ નથી. જેમની ઇચ્છા હોય, તેમણે એ વાર્તાઓ વાંચવી એટલે તેઓ મારા કથનના સત્યાંશને જાણી શકશે.

હવે ગુજરાતની રંગભૂમિપર ભજવાઇ ગએલાં અને ભજવાતાં કેટલાંક અન્ય ઐતિહાસિક નાટકોમાંથી અન્ય પ્રકારની વિપરીતતાનું આપણે નિરીક્ષણ કરીશું.

બહુધા ઇ. સ. ૧૮૯૫માં મુંબઇમાં 'નવી મુંબઇ ગુજરાતી નાટક મંડળી' નામક એક નાટક મંડળી ઉભી થઇ હતી અને તે દિલ્લીના છેલા રાજપૂત મહારાજા પૃથ્વીરાજ ચહુઆણના ઐતિહાસિક સમયનું 'સંયુક્તા હરણ' નામક નાટક ટિવોલી નાટક શાળામાં ભજવી બતાવતી હતી. એ નાટકમાં પૃથ્વીરાજનો રાજકુમાર અન્ય સમવયસ્ક બાળકો સાથે રમતો આવે છે અને બાળકોનો કેટલોક વિનોદ ચાલે છે, એવો એક પ્રવેશ હતો. તે વિનોદ સંગીતમાં ચાલતો હતો અને તે સંગીત આ પ્રમાણે:—

**૧—ઓલ્લો ગુડનાઇટ્ ઓ માઇ શેઠ!**
**૨—કસાલા તું ઇકડે તિકડે ભેટં ભેટ?**
**૩—છડયો ગાલ એડી હાણે હુબે મુંજો પેટ;**
**૪—મ્હાં હડો મત મરો મત યૂ આર મૅડ!**

શું ઇ. સ. ના ૧૨મા શતકમાં એટલેકે આજથી લગભગ આઠસો વર્ષ-પૂર્વે ભારતવર્ષમાં પાશ્ચાત્ય પ્રજાનું કે આંગ્લ ભાષાનું આગમન થયું હતું ? થયું હોય તો તે એટલી સીમા સૂધી કે ન્હાના બાળકો પણ સાધારણ સંભાષણમાં તેનો ઉપયોગ કરતા હતા ? વાસ્તવિકતાથી તો આમાંનું કાંઇપણ હતુંજ નહિં. પરંતુ કવિએ પોતાના ચતુર્ભાષા વિષયક જ્ઞાનનું પ્રદર્શન કરાવવાના ઉદ્દેશથી ઐતિહાસિક વિપરીતતાનો લેશ પણ વિચાર ન કરતાં **પૃથ્વીરાજ ચહુઆણના** ઐતિહાસિક સમયને ઇ. સ.ની ૨૦ મી સદીની **મુંબઇ** નગરીમાંજ લાવી મૂક્યો છે અર્થાત્ આવાં નાટકોથી જે સમયનું ઐતિહાસિક નાટક ભજવાતું હોય, તે સમયનું પ્રેક્ષકોને જ્ઞાન થવાને બદલે આધુનિક કાળનુંજ જ્ઞાન થાય છે અને તેથી એવાં નાટકોનું જે પરિણામ પ્રેક્ષકોના અંતઃકરણમાં થવું જોઇએ, તે થઈ શકતું નથી. સારાંશ કે, પ્રયત્ન અફળ થઇ જાય છે, અને ખરી રીતે આવા પ્રયત્નો સર્વથા નિષ્ફળ થવાજ જોઇએ. સફળ થાય તો તે આશ્ચર્યજ કહેવાય !

બીજું ઉદાહરણ 'વિક્રમચરિત્ર' નાટકનું એવાજ પ્રકારનું છે. એ નાટકનો ઐતિહાસિક કાળ **વીર વિક્રમાદિત્યનો** એટલે કે, આજથી લગભગ ૨૦૦૦ વર્ષની નજીકનો છે. 'મુંબઇ ગુજરાતી નાટક મંડળી' એ નાટક અત્યારે પણ ભજવી બતાવે છે. એ નાટકની નાયિકા રંભાનું એક ગાયન આ પ્રમાણે છેઃ—

"મને સાહાય્ય કરશે મોરારીરે
વ્હારે ચડશે ગોવર્ધનધારી—
અહલ્યા ઉગારી **મીરાંબાઇ** તારી,
એની ચિંત્તા કરીશ નહિ મારી—મને
માંજારી બચ્ચાને બળતાં ઉગારી
મોક્ષ દીધો ગજેન્દ્રને તારી,
દ્રૌપદીનાં ચીર પૂર્યાં, થાશે તે સાહાય્યકારી "—મને.

**આ ગાયનમાં જે વાંધો છે, તે કેવળ મીરાંબાઇ શબ્દનો છે; કારણ કે, એ શબ્દથીજ, ઐતિહાસિક કાળમાં વિરોધ આવી પડે છે.**

'વિક્રમચરિત્ર' નાટકનો કાળ **મીરાં**બાઇ કાળથી બહુજ પૂર્વેનો છે; એટલે કે, **વિક્રમાદિત્ય**નો કાળ ઉપર જણાવ્યા પ્રમાણે લગભગ ૨૦૦૦ વર્ષનો છે અને **મે**ડતાની વિદુષી રાજનંદિની અને ભક્તાણી **મીરાં**બાઇનો સમય લગભગ ૫૦૦ વર્ષનો છે. અર્થાત્ ૫૦૦ વર્ષપર થઈ ગએલી **મીરાં**ના નામનો ૨૦૦૦ વર્ષપર થઈ ગએલી **રંભા**, **રામચંદ્ર**ની સમકાલીન **અહ**લ્યાના નામ સાથે ઉચ્ચાર કરે એ સ્વાભાવિક છે ખરૂં ! આ પ્રકારને જોતાં તો **રંભા**ને એક ખાસી ૧૫૦૦ વર્ષનું ભવિષ્ય ભાખનારી ભવિષ્યવાદિની પણ કહી શકાય ! વળી એજ નાટકમાં આગળ જતાં એક ગાયન આવે છે અને તેમાં 'હ્યોરે હાફૂસ, મીઠા હાફૂસ' ઇત્યાદિ શબ્દો આવે છે અને એથી તો ઐતિહાસિક વિપરીતતાની સીમાજ થાય છે. 'હાફૂસ' શબ્દ આંહી આંબા (પાકી કેરી)ના અર્થમાં યોજાયલો છે. અહીં જે વાંધો છે તે એટલોજ કે, **વિક્રમાદિત્ય**ના સમયમાં **આર્યાવર્ત**માં આમ્રવૃક્ષ તથા આમ્રફળનું અસ્તિત્વ તો હતું, પરંતુ તે ફળો હાફૂસ અને પાયરીના નામથી ઓળખાતાં નહોતાં. આમ્રફળનાં એ નામો **હિંદુસ્તાન**માં **બ્રિટિશ** સત્તા પગભર થઇ નહોતી અને **પોર્ટુગીજો**ની દંડાબાજી ચાલતી હતી તે સમયમાં એટલે કે, લગભગ ૨૦૦ વર્ષ પૂર્વેજ અસ્તિત્વમાં આવેલાં છે. **આલ્ફાન્સો** નામનો કોઇ પોર્ટુગીજ અધિકારી ગોવામાં આવ્યો હતો અને તેણે આમ્રનાં બે જૂદી જૂદી જાતનાં વૃક્ષોને એકત્ર કરી કલમની યોજનાથી જે ફળો ઉપજાવ્યાં તે ફળો '**આલ્ફાન્સો**' નામથી ઓળખાવા લાગ્યાં અને પછી તેનું અપભ્રષ્ટ રૂપ 'હાફૂસ' થયું, કે, જે આજે પણ **મુંબઇ**માં પ્રચલિત છે. પરંતુ 'વિક્રમ ચરિત્ર'માં એ શબ્દનો પ્રયોગ હોવાથી એવો સ્વભાવિકજ પ્રશ્ન થાય છે કે, આમ્રફળ ૧૮૦૦ વર્ષ પછી 'હાફૂસ'ના નામથી ઓળખાશે એ ભાવિ ઘટના તે કાળના લોકોના જાણવામાં આવી ગઇ હતી કે કેમ ?

આજકાલની કેટલીક ઐતિહાસિક નવલકથાઓ અને ઐતિહાસિક નાટકોમાં જે અનેક પ્રકારના ઐતિહાસિક વિરોધો જોવામાં આવે છે, તેમાંના બે પ્રકારના વિરોધોનું તો આપણે અવલોકન કરી ચૂકયા. હવે એક તૃતીય **પ્રકારના એથી વિશેષ ભયંકર અને** વિપરીત **પરિણામકારક ઐતિહાસિક**

વિશેષનું આપણે નિરીક્ષણ કરવાનું છે અને તે હેતુની યથાર્થ સિદ્ધિમાટે '**ભક્તિ વિજય**' નામક નાટકની આપણે સૂક્ષ્મ સમાલોચના કરીશું. એ નાટક આજથી લગભગ અઢી પોણા ત્રણ વર્ષ પૂર્વે વડોદરામાં પ્રથમ ભજવાયું હતું. એ નાટક કાઠીયાવાડના સુપ્રસિદ્ધ કવિ **નથ્થુરામ સુંદરજી** શુકલનું લખેલું છે અને તે વડોદરામાં સ્થાપાયલી પ્રસિદ્ધ 'શ્રી નૃસિંહ નૌતમ નાટક સમાજ' નામક નાટક મંડળી ભજવી બતાવે છે. એ નાટકનું પ્રથમ નામ '**મીરાં** ભક્તિવિજય' હતું, પરંતુ મુંબઇમાં અમુક કારણવશાત્ '**મીરાં**' શબ્દ કાઢી નાખીને એ નાટકનું કેવળ 'ભક્તિવિજય' નામ રાખવામાં આવ્યું હતું; કે જે અત્યારે પણ કાયમ છે.

હાલમાં થોડાં વર્ષથી જે ભક્તિભાવનાં નાટકો ભજવી બતાવવાનો એક પ્રકારનો પવન ચાલ્યો છે, તે પવનની એક લહરીમાંથીજ એ 'ભક્તિવિજય' નાટકની સૃષ્ટિ નિર્માણ થએલી છે; એટલે કે, એ નાટકને સાધારણતઃ ભક્તિરસના નાટક તરીકેજ ઓળખવામાં આવે છે; કારણ કે, એમાં **મીરાંની** શ્રી કૃષ્ણચંદ્ર ગિરિધરલાલમાંની ભક્તિનો પરિણામે પ્રત્યક્ષ વિજય બતાવવામાં આવ્યો છે. હવે એ નાટક એક રીતે ભલે ભક્તિપ્રભાવદર્શક હોય; પરંતુ બીજી રીતે ઐતિહાસિક પણ છે; કારણ કે, એ નાટકની નાયિકા **મીરાં** મેવાડના મહાબુદ્ધિમાન્ અને યશસ્વી મહારાણા કુંભાની ધર્મપત્ની ( રાણી ) હતી. 'ભક્તિવિજય' નાટકમાં **મી**રાંબાઇને કુંભા રાણાની રાણી બતાવવામાં આવી છે અને તેથી જ મેં પણ અહીં **મી**રાંબાઇને તેની રાણી તરીકે ઓળખાવી છે; કારણ કે, ખરી રીતે તો **મી**રાંબાઇ કુંભારાણાની ધર્મપત્ની હતી જ નહિ; પરંતુ એમાં કવિ શ્રી **નથ્થુ**રામનો દોષ નથી; કારણ કે 'રાજસ્થાન' ના લેખક માન્યવર શ્રી ટૉડ્ સાહેબેજ **ચિત્તો**ડમાં રાણા કુંભાના મંદિરની પાસે **મી**રાંબાઇના મંદિરને જોઇને ભ્રમથી એમ લખ્યું છે કે, **મીરાં**બાઇ કુંભારાણાની રાણી હતી અને એ ભ્રમપરંપરા અત્યારસૂધી ચાલતીજ રહી છે. **મી**રાંબાઇનો સત્ય ઇતિહાસ આ પ્રમાણેનો છેઃ-

**મી**રાંબાઇ **જોધપુર** રાજ્યાન્તર્ગત **મેડ**તાના રાવ રતનસેનની પુત્રી હતી અને તેનો રાણા **સાંગા**ના કુમાર **ભોજ**રાજ સાથે વિક્રમ સંવત્ ૧૫૭૩ માં

લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો હતો. લગ્ન પછી અલ્પકાળમાંજ કુમાર **શ્રી ભોજ**રાજનો સ્વર્ગવાસ થવાથી **મીરાં** વિધવા થઇ હતી. **મીરાં**ના પિતૃકુળમાં વૈષ્ણવ ધર્મ પળાતો હોવાથી બાલ્યકાળથીજ **મીરાં** શ્રી ગિરિધર **નાગર** ( શ્રી કૃષ્ણ )ની ભક્તિમાં તલ્લીન થએલી હતી. આ કારણથીજ તેના હૃદયમાં પતિના અખંડ વિયોગનો લેશ માત્ર પણ આઘાત ન થયો. વિધવા થયા પછી **મીરાં** પોતાનો સર્વ સમય ભગવદ્‌ભજન તથા સાધુસેવામાંજ સહર્ષ વીતાડતી હતી; પરંતુ એથી લોકોએ **મીરાં**ની નિન્દાનો આરંભ કરી દીધો અને તેથી **મીરાં**ના દીયર રતનસિંહ, વ ક્રમાજિત તથા ઉદયસિંહે—કે જેઓ મહારાણા **સાંગાજીથી** પછી ક્રમશઃ મેવાડના મહારાણા થયા હતા—**મીરાં**ને એ સાધુ-સેવાથી અનેક પ્રકારે રોકવાના પ્રયત્નો કર્યા, પણ **મીરાં**એ તેમના ઉપદેશને માન ન આપ્યું. અંતે શ્વસુરપક્ષના લોકોના ઉત્પીડનથી દુઃખી થઇને **મીરાં** મેડતે પોતાનાં પીયરિયાંમાં ચાલી ગઇ, ત્યાંથી કેટલાંક વર્ષપછી **વૃન્દાવન** ગઇ અને કેટલાંક વર્ષપર્યન્ત **વ્રજ**ભૂમિમાં નિત્ય નવાં પદોની રચના કરીને ગાતી વિચરતી રહી. **વૃન્દાવન**માં **દિલ્લી**નો તે સમયનો બાદશાહ પોતાના એક વજીરને સાથે લઇને **મીરાં**ના દર્શનમાટે ગયો હતો, એવી દંતકથા ચાલે છે. એ પછી **મીરાં** વૃન્દાવનમાંથી **દ્વારિકા**પ્રતિ પ્રયાણ કરી ગઇ અને ત્યાં શ્રી રણછોડરાયજીની સેવામાં પોતાનું જીવન વીતાડવા લાગી. **મીરાં**ના **મેવાડ**ને ત્યાગી ગયા પછી **મેવાડ**માં કેટલાક દુષ્કાળ પડયા અને **દિલ્લી**ના મુગલ બાદશાહે પણ **મેવાડ**પર કેટલીક વાર આક્રમણ કર્યું અને તેથી **મેવાડ**ના રાણા તથા **મેવાડ**ની પ્રજા અત્યંત ત્રાસી ગયાં. **મેવાડ**ની આવી દુર્દશાને જોઇને સર્વ લોકોએ રાણાને એમ કહ્યું કેઃ " **મીરાંબાઇ** અહીંથી દુઃખી થઇને ચાલ્યાં ગયાં છે, તેથી જ આ સર્વ ઉત્પાત થયો છે ! " રાણાએ આ વાર્ત્તા સાંભળીને **મીરાં**ને પાછી લાવવામાટે કેટલાક બ્રાહ્મણોને **દ્વારિકા** મોકલ્યા અને બ્રાહ્મણોએ **દ્વારિકા** પહોંચીને **મીરાંબાઇ**ને રાણાનો સંદેશો સંભળાવ્યો; પરંતુ **મીરાં**એ **મેવાડ**માં જવાની અનિચ્છા દર્શાવી અને તેથી બ્રાહ્મણો અન્નજળને ત્યાગીને **મીરાં**ના દ્વારમાં લાંઘવા બેસી ગયા. તેમના એ આચરણથી **મીરાં**એ અત્યંત દુઃખી થઇને તેમની સાથે **મેવાડ**

જવાની તેમને આજ્ઞા આપી અને ત્યાર પછી શ્રી રણછોડજીના મંદિરમાં જઇને નિમ્ન લિખિત પદ્ય ગાયું;–

"જ્યોં જાનો ત્યોં લીજે સ્વજન સુધિ
જ્યોં જાનો ત્યોં લીજે—
તુમ બિનુ મેરો ઔર ન કોઊ કૃપા રાવરી કીજૈ—જ્યોં.
વાસા ભૂષણુ નૈન ન નિદ્રા તન તો પલપલ છીજૈ—જ્યોં.
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર મિલ બિછુડન નહિ કીજૈ "—જ્યોં.

જ્યારે મીરાંને મંદિરના આન્તરિક ભાગમાં ગયાને ઘણો જ વખત થઇ ગયો અને મીરાં બહાર ન આવી એટલે બ્રાહ્મણોએ મંદિરમાં જઇને તેનો શોધ ચલાવ્યો, પણ ત્યાં મીરાં તો જેવામાં ન આવી, કિંતુ મીરાંની સાડી રણછોડજીની મૂર્ત્તિ સાથે વીંટળાયલી તેમના જેવામાં આવી; અર્થાત્ મીરાં તો ભગવાનમાં લીન થઈ ગઇ હતી, ગિરિધરલાલજીએ પોતાની ભકતાણીની કરુણોત્પાદક પ્રાર્થના સાંભળીને તેને પોતામાં શમાવી દીધી હતી! મીરાંએ 'રાગગોવિન્દ' તથા જયદેવ કૃત 'ગીતગોવિન્દ' ના તિલકની ભાષાપદ્યમાં રચના કરી હતી, પરંતુ અત્યારે તેની એ કૃતિ ઉપલબ્ધ નથી. ચિત્તોડમાં મીરાંનું ચણાવેલું શ્રી ગિરિધરલાલજીનું એક મહદ્ મંદિર અત્યારે પણ વિદ્યમાન છે, પરંતુ તે મૂર્ત્તિશૂન્ય છે. ઐતિહાસિક શોધતિ એમ જાણવામાં આવ્યું છે કે, માનસિંહ કચ્છવાએ જ્યારે ચિત્તાડપર વિજય મેળવ્યો હતો, તે વેળાયે તે શ્રી ગિરિધરલાલજીની મૂર્ત્તિને આમેરમાં લઇ આવ્યો હતો અને ત્યાં જગતપ્રભુના નામથી તે મૂર્ત્તિને એક વિશાળ મંદિરમાં પધરાવી હતી.

હવે આમાંથી મીરાંની શ્રી રણછોડરાયજીમાં થએલી લીનતાની કથાને આપણે વિશેષ મહત્ત્વ ન આપીએ, તોપણ એટલી કથા તો સત્ય જ છે કે, મીરાં કુંભારાણાની પત્ની તો નહોતી જ અને મીરાંને થઇ ગયાને ૪૦૦ વર્ષ કરતાં વધારે કાળ વીત્યો નથી. હવે ટૅાડની માન્યતા પ્રમાણે આપણે મીરાંને કુંભાની રાણીજ માનીએ, તો એ નાટકમાં જે પાત્રોની યોજના કરવામાં આવી છે. તેમાંનો કુંભોરાણો, તેની માતા અને તેની રાણી મીરાં, એ ત્રણ

પાત્રો તો સર્વથા ઐતિહાસિકજ છે. મેવાડના ઇતિહાસ 'રાજસ્થાન' મ. કુંભારાણાને અત્યંત બુદ્ધિમાન્, રાજનીતિનિપુણ, આસ્તિક અને વિદ્વાન્ રાજા તરીકે વર્ણવેલો છે. જેમકેઃ—

"Koombho, who with Hamir's energy, Lakha's taste for the arts and a genius comprehensive as either and more fortunate, succeeded in all his undertakings, and once more raised the 'Crimson banner' of Mewar upon the banks of the Caggar, the scene of Samarsi's defeat."

* * * *

"Koombho Rana was also a poet; but in a far more elevated strain than the troubadour princes, his neighbours, who contented themselves with rehearsing their own prowess, or celebrating their lady's beauty. He composed a 'Tika' or appendix to the "Divine Melodies * in praise of Chrishna.

Tod's Rajasthan; Pages 300 and 303.
( Calcutta Edition )

અર્થાત્ જે કુંભારાણાએ 'ગીતગોવિન્દ' નામક સંસ્કૃત કાવ્યની સંસ્કૃત ભાષામાં વિદ્વત્તાપૂર્ણ ટીકા રચી છે અને આજે પણ ઇતિહાસમાં જે રાણો ઉત્તમ કવિના ઉપનામથી વિખ્યાત છે, તે કુંભારાણાને 'ભક્તિવિજય' નાટકમાં એક બુદ્ધિહીન, પરમતાવલંબી, સંશયાત્મા, કાપુરુષ અને બહુધા નાસ્તિક તરીકે જ રજૂ કરવામાં આવ્યો છે; એટલે કે, મીરાંની મહત્તા સ્થાપવા જતાં કુંભારાણાના સ્વભાવ, ચારિત્ર્ય અને અદ્વિતીય ગુણોનો અપૂર્વ નિર્દયતાપૂર્વક વધ કરવામાં આવ્યો છે, એમ કહેવામાં કોઇપણ પ્રકારનો પ્રત્યવાય નથી. જ્યારે જ્યારે મીરાં સાથે તેના વાદ કિંવા સંભાષણનો પ્રસંગ

* Geeta Govinda by Jayadeva.

આવે છે તે સર્વ પ્રસંગે **મીરાં**ના એક સાધારણ પ્રશ્નથી તે નિરુત્તર થઇ જાય છે અને મસ્તક નમાવીને ઊભો રહે છે અને વળી પાછો બીજાઓની શીખવણી પ્રમાણે **મીરાં**ને પજવતો જાય છે. એ ઉપરાંત **મીરાં**ની નિરર્થક મહત્તાને વધારવામાટે એ ઐતિહાસિકતા સાથે પૌરાણિક 'ન ભૂતો ન ભવિષ્યતિ' સમાન કલ્પનાસૃષ્ટિનું પણ એટલું બધું સંમિશ્રણ કરી દેવામાં આવ્યું છે કે, તેના યોગે **મીરાં** વંદ્ય થવાને બદલે સહૃદય પ્રેક્ષકોની દૃષ્ટિમાં તો નિંદ્યજ થઇ જાય છે. **મીરાં**નું કૃષ્ણ સાથે પરણવું, છતાં કૃષ્ણની આજ્ઞાથી પોતાના પતિ કુંભારાણાને ત્યાં જવું, ત્યાં કુળદેવતાના પૂજનમાટે ના પાડવી, પોતે પરમ ઇશ્વરભક્તિપરાયણા સન્નારી હોવાછતાં શાસ્ત્રોમાં ઇશ્વર તુલ્ય કહેલા પતિનો તિરસ્કાર એક નહિ પણ અનેકવાર કરવો અને ગમે ત્યાં ભટકતા ભિક્ષુકો અને સાધુડાનાં ટોળાં સાથે દિવસે તથા રાત્રિયે ગમે ત્યાં સ્વચ્છંદ ભ્રમણ કરવું, એ શું એક આર્ય સન્નારીને શોભાવનારાં કર્મ કહી શકાય? વળી કૃષ્ણ **મીરાં** સાથે એક સાધારણ મનુષ્ય પ્રમાણે લગ્નસંબંધથી જોડાય, છતાં કૃષ્ણ તેને સાસરે જવાની આજ્ઞા આપે, અને જ્યારે રાણો કાંઇકિ પણ યોગ્ય ઉપદેશ **મીરાં**ને આપે, કિંવા તેને કાંઇ શિક્ષા કરે, તે વેળાયે, તરત આવીને રાણાને નાના પ્રકારે ડરાવવાનો ધંધો આદરી બેસે, એ કૃષ્ણમાટે એ નાટ્ય પ્રયોગને જોઇને આપણા મનમાં કેવોક સારો ભાવ કિંવા વિચાર બંધાય? અર્થાત્ જો કૃષ્ણનો સ્વભાવ આવાજ પ્રકારનો હોય, તો તો આપણે તેને દૂરથીજ નવગજના નમસ્કાર કરીને સદા તેનાથી દૂર જ રહેવું જોઇએ. અર્થાત્ આવાં નાટકોનું સાધારણ બુદ્ધિનાં સ્ત્રી પુરુષ પ્રેક્ષકોના હૃદયમાં, ઐતિહાસિક, ધાર્મિક અને નૈતિક પરિણામ, સર્વથા વિપરીત થાય, એ સ્વભાવિક જ છે; એટલે એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

એવોજ ગોટાળો વાંકાનેર નાટક મંડળીના પ્રસિદ્ધ 'ભક્તાણી મીરાંબાઇ' નામક નાટકમાં પણ છે. ભક્ત તુલસીદાસ અને મીરાં સમકાલીન હતાં તેમજ અકબર તથા તાનસેન પણ મીરાંબાઇનાં સમકાલિક હતા, એ પ્રસંગોને દાખલ કરવામાં ઇતિહાસનું નખ્ખોદ વાળ્યું છે; એટલુંજ નહિ પણ લેખકે અજ્ઞાનતાજ દર્શાવી છે.

હવે પ્રશ્ન અહીં એ ઉપસ્થિત થાય છે કે, કવિ નથ્થુરામ સુંદરજી શુક્લ જેવા કોવિદે આવું ધડપૂછડા વગરનું નાટક કેમ લખ્યું હશે ? કવિ તો ઉત્તમ છે; તો શું તેમને ઇતિહાસનું જ્ઞાન તેમજ અસંબદ્ધતા અને સંબદ્ધતાનું ભાન નહિ હોય ? બહુધા તેમજ છે; કારણ કે કવિનો પ્રદેશ જૂદો હોય છે અને ઐતિહાસિક નવલકથા કિંવા ઐતિહાસિક નાટક લખનારનો જ્ઞાનપ્રદેશ જૂદો હોય છે. ઇતિહાસવેત્તા જો ઇચ્છે તો કવિતામાં સિદ્ધમનોરથ થઇ શકે છે; પણ કેવળ કવિતાનો રચનાર ઐતિહાસિક નાટક કે નવલકથા લખવામાં ભાગ્યેજ યશોભાગી થાય છે અને તેનું 'ભક્તિવિજય' નાટક એક ઉત્તમ ઉદાહરણ–પ્રત્યક્ષ ઉદાહરણ–છે. રા. નથ્થુરામ સુંદરજી શુક્લ એક સારા કવિ છે અને તેમની કેટલીક કવિતાઓ પ્રાસાદિક છે, એતો હું પણ માનું છું; પરંતુ તેમના ઐતિહાસિક તથા શાસ્ત્રીય જ્ઞાનની મર્યાદા કિંવા સીમા બહુજ અલ્પ છે, એ પણ સત્યને અનુસરીને મારે જણાવવુંજ જોઇએ. 'ભક્તિવિજય' નાટક તેમણે ઇતિહાસના અવલોકન અને સારાસારના વિવેક વિનાજ લખ્યું છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી. હિન્દી ભાષામાં 'मीरांबाईका जीवन चरित' નામક ૩૪ પાનાનું એક ન્હાનું પુસ્તક પ્રસિદ્ધ થએલું છે અને તેના કર્તા શ્રી કાર્તિકપ્રસાદ ખત્રી અને પ્રકાશક દેવકીનંદન ખત્રી છે. એ પુસ્તકનું મૂલ્ય બે આના છે. એ ચરિત્રગ્રંથમાં મીરાંબાઇના જીવન સાથે સંબંધ ધરાવનારી જે સર્વથા અદ્દ્ભુત અને પૌરાણિક ઘટનાઓ અંધશ્રદ્ધા પૂર્વક આપવામાં આવી છે, તેજ ઘટનાઓ થોડા ઘણા સુધારા સાથે 'ભક્તિવિજય' નાટકમાં પણ લેવામાં આવી છે. એટલે એ નાટક કેવળ એ એકજ ધડપૂછડા વગરના પુસ્તકના આધારે લખવામાં આવ્યું છે અને તેથી એ નાંટક જો ધડપૂછડા વગરનું થયું હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી. ઐતિહાસિકતાને અબાધ્ય રાખવા છતાં મીરાંની ભક્તિની મહત્તાને સ્થાપવાના બીજા અનેક માર્ગો છે, પરંતુ તેમાં સંપૂર્ણ વેદાન્તજ્ઞાનની સંપૂર્ણ આવશ્યકતા છે અને તેવા જ્ઞાનના અભાવે તેમની એ કૃતિ વંદ્યને બદલે નિંદ્ય થઇ ગઈ છે. અર્થાત્ આમાં નાટક મંડળીના સંચાલકોનો દોષ નહિ, પણ કેવળ કવિનોજ વિશેષ દોષ છે, એ પણ અહીં જણાવવુંજ જોઇએ.

આ પ્રમાણે નાટકમાંના દોષો વિસ્તારથી બતાવવાનું મૂળ કારણ એ છે કે, ઐતિહાસિક નવલકથાઓ કરતાં પણ એક વિષયમાં નાટક કાંઇક વિશેષ પ્રભાવકારિણી શક્તિ ધરાવે છે. ઐતિહાસિક નવલકથાઓ તો જેઓ લખી, વાંચી જાણતા હોય, તેઓજ વાંચી શકે છે; પરંતુ દૃશ્ય નાટકમાં શ્રંગાર, હાસ્ય અને સંગીત આદિ મનોરંજકતાના પ્રકારો રહેલા હોવાથી નિરક્ષર ગ્રામ્યજનોની પણ નાટક જોવામાં પ્રવૃત્તિ થાય છે અને તેથીજ નાટકમાંના સારાં કે નઠારાં તત્ત્વોનું સર્વસાધારણ જનસમાજના મનમાં બહુજ સત્વર અને દૃઢ પરિણામ થાય છે; કે જે થવુંજ જોઇએ. નાટક શિક્ષણ-રૂપ હોવાથી જે ગૃહમાં નાટક ભજવાય છે તેને નાટકશાળા કહેવામાં આવે છે. મહાન્ કવિ શેક્સપીયરનાં ઐતિહાસિક નાટકોનાં પરિણામને દર્શાવતાં એક આંગ્લ વિદ્વાન્ લખે છે કે;-

"But besides being a source of often repeated pleasure, the historical plays of Shakespear have a great value from an educational point of view. It may be truly said that a large number of Englishmen derive much of their knowledge of the History of their native land from Shakespear's plays. This is to a large extent the case now, and was in a still greater degree in the past, when books were few, and the people were illiterate, and the stage played the part of a great national school, the students in which were taught by their eyes and ears without the help of books. A great deal of the strength of English patriotism must be due to the interest in English History aroused by Shakespears's splendid plays, which are full of fervid expressions of love of country."

એનો ભાવાર્થ એવો છે કે,-"વારંવાર આનંદના સાધન ઉપરાંત શિક્ષણની

દૃષ્ટિથી પણ શેક્સપીયરનાં ઐતિહાસિક નાટકોની મહત્તા અપ્રતિમ છે. એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી કે, આંગ્લ મનુષ્યોની વિશાળ સંખ્યા પોતાની જન્મભૂમિના ઇતિહાસ વિષયક જ્ઞાનનો વિશેષ અંશ શેક્સપીયરનાં નાટકોમાંથીજ મેળવે છે. અત્યારે બહુધા એજ પ્રકાર છે અને પૂર્વ કાળમાં તો એ પ્રકાર વળી એના કરતાં પણ વિશેષ પ્રમાણમાં હતો કે જ્યારે પુસ્તકોની સંખ્યા સ્વલ્પ હતી, મનુષ્યો બહુધા અશિક્ષિત હતા અને રંગભૂમિ એક મહતી રાષ્ટ્રીયશાળાનું કાર્ય કરતી હતી, કે જેમાં વિદ્યાર્થીઓને પુસ્તકોના સાહાય્ય વિના કેવળ નેત્ર અને શ્રવણોદ્વારાજ શિક્ષણ આપવામાં આવતું હતું. આંગ્લ સ્વદેશોભિમાનની દૃઢતાનો વિશેષ ભાગ તે શેક્સપીયરનાં સ્વદેશપ્રેમના પ્રચંડ ઉદ્‌ગારોથી છલકાતાં મહાતેજસ્વી નાટકોએ આંગ્લ ઇતિહાસમાં ઉપજાવેલી પ્રિયતા કિંવા ભાવનાનું પરિણામ છે.”

ઈંગ્લંડમાં ઐતિહાસિક નાટકોએ આવું પરિણામ નિપજાવ્યું છે, ત્યારે આપણાં ગુજરાતી ઐતિહાસિક નાટકો એથી સર્વથા ભિન્ન પ્રકારનું જ પરિણામ ઉત્પન્ન કરે છે, એથી વિશેષ ખેદનો વિષય બીજો શો હોઇ શકે?

## ઉત્તમ ઐતિહાસિક નવલકથાઓ અને નાટકો

અત્યારસુધી કેટલાંક કનિષ્ટ ઐતિહાસિક નવલકથાઓ તથા નાટકોના દોષ અને દુર્ગુણ માત્રનુંજ આપણે અવલોકન કર્યું, પરંતુ અહીં જણાવવું જોઇએ કે, એ અવલોકન આપણે કેવળ ઐતિહાસિક વિરોધરૂપ દોષોનું જ કર્યું છે. એ ઉપરાંત એવી નવલકથાઓ અને નાટકોમાં જે પ્રેમનાં બીભત્સ ટાયલાં, વર્ણનોની અસ્વાભાવિકતા તથા અસંબંદ્ધતા, ઢંગધડા વગરનાં ગાયનો, ખેંચતાંણુ કરીને આણેલો હાસ્યરસ, વસ્તુસંકલનાની ત્રુટી અને અભિનયમાં સીમાનું ઉલ્લંઘન આદિ અન્ય દોષો નિત્ય દેખાયા કરે છે, તેમનો તો આપણે ઉલ્લેખ કર્યોજ નથી; કારણ કે, એ કાર્ય આપણા આજના વિષયની મર્યાદાથી બહારનું છે. હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, શું ગુજરાતી ભાષામાં ઉત્તમ ઐતિહાસિક નવલકથા અને નાટકોનો સર્વથા અભાવજ છે કે? જી નહિ; તેવું તો નથીજ. ગુજરાતી ભાષામાં કેટલીક ઉત્તમ ઐતિહાસિક નવલકથાઓ અને કેટલાંક ઉત્કૃષ્ટ ઐતિહાસિક નાટકો

અસ્તિત્વ ધરાવે છે અને એ એક રીતે આપણામાટે અતિશય આનંદનો વિષય છે. સ્વ. નંદશંકર તુલજાશંકરકૃત "કરણઘેલો" * સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠકૃત 'વનરાજ ચાવડો' રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇકૃત 'ગંગા' એક ગુર્જર વાર્તા, તેમજ 'ગુજરાતી' પત્રની ભેટો તરીકે પ્રકટ થયેલી 'પ્લાસીનું યુદ્ધ' 'પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ' † આદિ સ્વતંત્ર ઐતિહાસિક નવલકથાઓ ગુજરાતી ભાષામાં ઉત્તમ ઐતિહાસિક નવલકથાઓનાં ઉદાહરણરૂપ છે.

હવે આપણે ઉત્તમ ભાષાંતરોનું અવલોકન કરીએ. ઉપર જણાવ્યા પ્રમાણે ભાષાંતરનું કાર્ય અત્યંત કઠિન અને પરિશ્રમસાધ્ય છે; છતાં સારા ભાષાંતરકારો નથીજ નીપજતા અથવા અત્યારસુધીમાં નીપજ્યાજ નથી, એમ માની લેવાનું નથી. '**नानारत्नावसुंधरा**' અર્થાત્ ઉત્તમ ભાષાંતરકારો પણ અનેક થયા છે અને હવે પછી પણ થવાનાજ. ઇટાલીયન્ ભાષામાં ડેન્ટે નામક કવિનું જે પ્રખ્યાત કાવ્ય છે, તેનું કેરી નામક એક વિદ્વાને અંગ્રેજી ભાષામાં ભાષાંતર કર્યું છે અને ઉત્કૃષ્ટ ભાષાંતરનું તે એક નામાંકિત ઉદાહરણ છે. તેમજ ઉપર્યુક્ત હોમર કૃત 'ઇલીયડ'નું પોપે કરેલું ભાષાંતર સર્વને અમાન્ય છે, એમ તો નથીજ. જોન્સનનો તો એ વિશે એવો અભિપ્રાય છે કે 'એવું ઉત્તમ બીજું કોઇ ભાષાંતર આજસુધીમાં થયુંજ નથી' અને 'ઇલીયડ'નાં બીજાં દશબાર ભાષાંતરો અંગ્રેજીમાં હોવા છતાં અદ્યાપિ પોપના ભાષાંતરનીજ વિશેષ ખ્યાતિ ચાલતી આવી છે; એથી તેમાં એવાજ કાંઇ વિશેષ ગુણો રહેલા હોવાજ જોઇએ એ સ્પષ્ટ જણાઇ આવે છે. જોન્સને 'જ્યુવેલ' નામક લૅટિન્ કવિની પદ્ધતિ પ્રમાણે કેટલાંક ઉત્કૃષ્ટ લઘુ કાવ્યો રચેલાં છે; તેમજ પોપના 'મેસાયા' નામક એક અં-

---

* 'કરણઘેલા'નું મરાઠી ભાષામાં 'કરણવાઘેલા' નામથી ભાષાંતર થઇ ગયું છે.

† 'પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ'નું મરાઠી ભાષાંતર હાલમાં થાય છે અને તેને 'મરાઠા મિત્ર' નામક માસિક પત્રમાં વિભાગશઃ પ્રકટ કરવામાં આવે છે.

ગ્રેજી કાવ્યનું લૅટિન્ ભાષામાં અત્યંત ઉત્કૃષ્ટ ભાષાંતર કર્યું છે. એ ભાષાંતર વાચતાંની સાથે પોપના મુખમાંથી અશ્ચર્યપૂર્વક એવો ઉદ્ગાર નીકળી ગયો હતો કે, “ આ નૂતન કવિ સત્વર સર્વને એવા સંશયમાં નાખી દેશે કે, કોણ જાણે આમાંનું મૂળ કાવ્ય કયું છે અને ભાષાંતર કયું છે ! ” આપણી ગુજરાતી ભાષામાં એવાં ઉદાહરણો જો કે વિશેષ પ્રમાણમાં મળી શકે તેમ નથી, તો પણ ગુજરાતી ભાષામાં તેના વિકાસના પ્રમાણમાં જે થોડાં ઘણાં ઉદાહરણો મળી આવે છે, તે ઘટના પણ કાંઇ ન્યૂન સંતોષદાયક તો નથીજ.

ઐતિહાસિક નવલકથાઓનો વિશેષ પ્રચાર ‘ ગુજરાતી ’ ની ભેટોદ્વારા જ થએલો છે અને તેથી બહારનાં બીજાં ઉદાહરણો આપણને ભાગ્યેજ મળી શકે છે; એટલામાટે આપણે એમાંની જ કેટલીક નવલકથાઓના નામો આપીશું. ‘ ઇરાવતી ’[1] ‘ ગંગાગોવિંદસિંહ ’[2] ‘દિલ્લીપર હલ્લો’[3] ‘પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ’[4] ‘નંદનવનનો નાશ’[5] અને ‘હળદીઘાટનું યુદ્ધ’[6]

૧ ‘ઈરાવતી’ મૂળ ડચ ભાષામાં લખાયલી એક અત્યંત ઉત્કૃષ્ટ નવલકથા છે અને તેનું આ ભાષાંતર અંગ્રેજી ભાષાંતરપરથી કરાયલું છે. આનાં હિન્દી અને મરાઠી ભાષામાં ‘અકબર’ નામથી ભાષાંતરો થયાં છે. ૨ ગંગાગોવિંદસિંહનું મરાઠી ભાષાતર થયું છે. ૩ ‘ દિલ્લીપર હલ્લો ’ એ વાર્તા મૂળ બંગાળી ‘ દીપનિર્વાણ ’ નામક વાર્તાનો અનુવાદ છે, પણ અનુવાદ અનેક સુધારા વધારા સાથે એટલી તો દક્ષતાથી કરવામાં આવ્યો છે કે, એ ગુજરાતી અનુવાદનો મરાઠીમાં એજ નામથી અનુવાદ થયો છે. ૪ ‘ પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ ’ ‘ લાલન ધિ બૅરાગન ’ નામક અંગ્રેજી ગ્રંથનું ભાષાંતર છે. એનું ‘ લાલન વેરાગણ ’ ના નામથી પ્રથમ પણ એક ભાષાંતર થયું હતું; પણ તેના કરતાં આ ભાષાંતર બહુજ ઉત્તમ છે અને તે કાળની સ્થિતિ રીતિનું સારૂં જ્ઞાન ભાન કરાવે છે. ૫ નંદનવનનો નાશ ’ એ વાર્તા બંગાળી ‘ એ કે રાંમેર અયોધ્યા ? ’ નામક વાર્તાનું ભાષાંતર છે અને તે પુષ્કળ યોગ્ય સુધારા વધારા સાથે કરાયું છે. એજ ગ્રંથનું બીજું ‘અયોધ્યા અને અંગ્રેજ’ નામક ભાષાંતર થયું છે, પણ તે આટલું ઉત્તમ નથી તેમજ અધમ પણ નથી. ૬ ‘ હળદીઘાટનું યુદ્ધ ’ બંગાળી ‘ मंत्रेर साधन किंवा देहेर पातन ’ નામક નવલકથાનું ભાષાંતર છે અને આ ગુજરાતી ભાષાંતરપરથી એનું મરાઠી ભાષાંતર પણ થઇ ચૂકયું છે.

ઇત્યાદિ ભાષાંતરરૂપ નવલકથાઓ ઉત્તમોત્તમ છે, અને એ નવલકથાઓ વાંચવાની અમે સર્વને ખાસ ભલામણ કરીએ છીએ.

આપણી ગુજરાતી રંગભૂમિપર ભજવાતાં નાટકોમાં ઐતિહાસિક નાટકોનું પ્રમાણ જોકે બહુ ઓછું છે, તોપણ તે અલ્પ સંખ્યામાં પણ **નળ**દમયંતી, મોરબી આર્યસુબોધ નાટક મંડળીનાં '**ભર્તૃહરિ**' '**ચાંપરાજ હાડો**'[1] '**રાણા રાજસિંહ**' '**રાણકદેવી રા ખેંગાર**[2] મુંબઇ ગુજરાતી નાટક મંડળીના '**મૂળરાજ સોલંકી**'; '**મેવાડનો પ્રતાપી ચંદ**' અને 'કરણઘેલો' તથા અન્ય શૂરવીર શિવાજી જેવાં ઉત્તમ ઐતિહાસિક નાટકો અસ્તિત્વ ધરાવે છે અને તેથી કાંઇક મંદ આશા બંધાય છે કે, ભવિષ્યમાં કદાચિત્ એના કરતાં પણ વિશેષ ઉત્તમ ઐતિહાસિક નાટકો ગુજરાતી ભાષામાં લખાશે અને ગુજરાતી રંગભૂમિપર તેના પ્રયોગો કરી બતાવવામાં આવશે. ઇશ્વર આપણી એ શુભ આશાને ફળીભૂત કરે એજ એક મહત્વાકાંક્ષા! રંગભૂમિપર ન ભજવાતાં નાટકોમાં સાક્ષર **ન**વલરામનું '**વીર**મતી' નાટક **સિદ્ધ**રાજના કાળનું બહુ અચ્છું જ્ઞાન આપે છે!

હવે રહ્યો એક અનુકરણનો વિષય. આપણી ગુજરાતી ભાષાની ઐતિહાસિક નવલકથા અને ઐતિહાસિક નાટકોનાં અનુકરણ થએલાં જોવામાં આવતાં નથી. મરાઠી ભાષામાં કેટલાંક અનુકરણો થયાં છે, પણ સર્વોત્કૃષ્ટ પંક્તિમાં મૂકી શકાય એવું મરાઠી ભાષામાં અંગ્રેજી નવલકથાનું જો કોઇ પણ અનુકરણ હોય, તો તે '**વિક્ર**માદિત્ય કિંવા **પ્રાચીન ભા**રતભૂમિ' નામક નવલકથાજ છે. **રે**નોલ્ડ્‌ઝ્‌ના 'બ્રૉન્ઝ્ સ્ટેચ્યુ'નું તે અનુકરણ છે. ગુજરાતીમાં એજ વાર્તાનુ "માજન્દરાનનું તલેસ્માતી પુતળું" નામથી અનુકરણ થયું છે, પણ તે સાવ કચરો છે. અને બીજું અનુકરણ 'મહાકાલીની મૂર્તિ ને તેના ભોગ' નામક છે, તે પણ માલવિનાનું છે. પારસી લેખકોનાં અનુકરણો તો નિષ્ફળજ છે. માત્ર મરહૂમ કાબ્રાજીનાં અનુકરણ અને અનુસરણ પ્રસંશનીય છે, એજ અપવાદરૂપ છે. ગુજરાતી ભાષામાં જો કોઇ સારામાં સારૂં અનુકરણ હોય, તો તે અભેદમાર્ગપ્રવાસી

૧ 'ચાંપરાજ હાડા'નો ઐતિહાસિક વૃત્તાંત કોટાના ઇતિહાસમાં નથી. ૨ આ નાટક હાલમાં મોરબી આર્યસુબોધ નાટક મંડળી '**વીરબાળા**' નામથી ભજવી બતાવે છે.

**મણિલાલ** નભુભાઈ **દ્વિવેદી** કૃત '**ગુલાબસિંહ**' છે. લૉર્ડ **લીટન** કૃત 'જૅનોની' નામક તાત્ત્વિક નવલકથાનું એ અનુકરણ એટલું અને એવું તો ઉત્તમ થયું છે, કે સાહિત્યની દૃષ્ટિથી વિચાર કરતાં '**સરસ્વતીચંદ્ર**' ની માનવામાં આવતી અથવા કહેવાતી મહત્તાનો એના સમક્ષ તત્કાળ સ્વર્ગવાસ થઇ જાય છે. એ અનુકરણની જેટલી પ્રસંશા કરવામાં આવે તેટલી ઓછીજ છે અને તેથી એ વિશે વિશેષ કાંઇ પણ ન લખતાં કેવળ વાંચકોને એ ગ્રંથ એક વાર અવશ્ય વાંચવાની ભલામણ કરીને આટલેથીજ હું વિરમું છું.



# ગુજરાતી ભાષાની ઉન્નતિનો રાજમાર્ગ.*

## ઉપોદ્ઘાત

ગુજરાતી ભાષાનો ઇતિહાસ—એટલે કે, તેની ઉત્પત્તિ કઇ ભાષામાંથી થઇ, તે ઉત્પત્તિ ક્યા સમયમાં થઇ અને ઉત્પત્તિ પછી તેમાં કેવું અને કેટલું પરિવર્તન ધીમે ધીમે થતું ગયું, એ સર્વેનું સવિસ્તર નિરૂપણ ન કરતાં અત્યારે તે કઇ સ્થિતિમાં છે અને તેની સુધારણા અથવા ઉન્નતિનો કોઇ માર્ગ છે કે નહિ, એ વિષેના વિચારોને દર્શાવવાનોજ મારો આશય છે.

## મતભેદ અને દુરાગ્રહ

કેટલાક લોકો–બહુધા આંગ્લવિદ્યાવિભૂષિત ઉપાધિધર વિદ્વાનો–ના વારંવાર એવા ઉદ્ગાર નીકળતા સંભળાય છે કે, "પોતાના મનોભાવને યથાર્થ સ્વ-રૂપમાં પ્રદર્શિત કરવામાટે ગુજરાતી ભાષા સર્વથા અપ્રયોજક અને નિર્માલ્ય છે. ગુજરાતી ભાષામાં અન્ય ભાષાનો યોગ્ય અનુવાદ કરી શકાતો નથી; કારણ કે, તેના શબ્દકોષમાં જોઇએ તેવા અને જોઇએ તેટલા શબ્દો છેજ નહિ." માત્ર આટલું બોલીનેજ તેઓ શાંત થઇને બેસી રહેતા નથી, કિન્તુ પોતાની દેશભાષાને તેઓ એટલી સીમાપર્યન્ત તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે કે, ગુજરાતી ભાષામાં બોલવું કે લખવું એ તેમને એક મહાપાતકજ જણાય છે. જો કે તેઓ પોતાના ઘરમાં બૈરાં છોકરાં સાથે અથવા બીજા સાધારણ-જનો સાથે લાચારીએ નાક મરડીને ગુજરાતીમાં વાતચીત કરે છે, તો પણ તેમાં પોણે ભાગે અંગ્રેજી શબ્દો મુખ વિકાસીને ઉભા રહે છે; એટલે કે, જે ગુજરાતી ભાષા તેમના મુખમાંથી નીકળે છે તે ઢેડ ગુજરાતીજ કહી શકાય. ઉદાહરણાર્થ–"આપણે જે **મેન્શનમાં** રહેવા જવાનાં છીએ, ત્યાં **વૉટર-પાઇપ, બાથરૂમ** અને **વૉટરક્લોઝેટ્** વગેરેની **કન્વીનિયન્સ્ બેસ્ટ** છે, એટલે આપણે ત્યાં **કમ્ફર્ટેબ્લી** રહી શકીશું." જે શબ્દો કાળા અક્ષરમાં છે

---

* આ લેખ સંવત્ ૧૯૬૮ (ઇ. સ. ૧૯૧૨)ના 'ગુજરાતી'ના ખાસ દીપોત્સવી અંકમાં પ્રથમ પ્રકાશિત થયો હતો.

તે બધા અંગ્રેજી છે. બિચારી ગુજરાતી પણ ન ભણી હોય, અથવા બે ત્રણ ચોપડીનો ગુજરાતી અભ્યાસ કર્યો હોય, તેવી પત્ની પોતાના પતિના આ ભાષણનો ભાવાર્થ કેમ કરીને સમજી શકે? અર્થાત્ એવા એ આંગ્લ-ભાષાભિમાની વિદ્વાનોનો એવોજ અભિપ્રાય છે કે, અંગ્રેજી ભાષા વિના આપણી ભાષાવિષયક ઉન્નતિ થવાનીજ નથી.

વળી વિદ્વાનોનો એક બીજો વર્ગ એવો છે કે, જેમના હૃદયમાં સંસ્કૃત ભાષાવિષયક અભિમાનનો અતિરેક થઇ ગયો છે. એ વર્ગમાંના કેટલાક વિદ્વાનો સંસ્કૃત અને અંગ્રેજી ઉભયભાષાના જ્ઞાતા છે અને કેટલાકો કેવળ સંસ્કૃત ભાષાનાજ પંડિતો છે. તેઓ કહે છે કે, 'ગુજરાતી ભાષામાંથી જ્યાં સુધી બીજી ભાષાઓના શબ્દોને કાઢી નાખીને કેવળ સંસ્કૃત ભાષાના શબ્દોને સમ્રાટ્ સમાન પદ આપવામાં નહિ આવે, ત્યાં સુધી ગુજરાતી ભાષાની ઉન્નતિનો લેશ માત્ર પણ સંભવ નથી.' આવા વિદ્વાનો પણ કેવળ આટલું બોલીનેજ અટક્યા નથી, કિન્તુ પોતાના એ મતની તેમણે વ્યવહારમાં પણ યોજના કરી બતાવી છે. કેટલાંક વર્ષ પૂર્વે 'સુદર્શન' અને 'બુદ્ધિપ્રકાશ' આદિ માસિક પત્રિકાઓમાં **આનંદનંદન** નામથી (બહુધા એ સ્વર્ગીય **પાનાચંદ આનંદજી**જ હોવા જોઇએ) એક ગૃહસ્થે એક બે લેખ લખ્યા હતા અને તેમણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, "આ લેખમાંથી જો કોઇ પરકીય ભાષાનો એક પણ શબ્દ શોધી આપશે, તો તેને એક વર્ષપર્યન્ત 'સુદર્શન' માસિક પારિતોષિક રૂપે મોકલવામાં આવશે." ઇત્યાદિ. અરે એટલુંજ નહિ, પણ કેટલાક વિદ્વાનો તો **પણ** શબ્દના સ્થાનમાં **અપિ** શબ્દને યોજવાનું સાહસ પણ કરી ચૂક્યા છે. એ સર્વેની સમાલોચનાનો અહીં અવકાશ ન હોવાથી આપણે આટલેથી જ અટકીશું.

## અંગ્રેજી અને ઉર્દૂ ભાષાની ઉન્નતિ

હવે જો પૂર્ણ વિચાર કરવામાં આવે, તો તરત જણાય એમ છે કે, ઉપર્યુક્ત ઉભય પક્ષના એ બે ભાષોન્નતિવિષયક વિચારો લાભકારક નહિ, કિન્તુ વિઘાતક થઇ પડે તેવાજ છે. અંગ્રેજી ભાષાના પક્ષકારોએ વિચાર કરવાનો છે કે, જે અંગ્રેજી ભાષામાટે તેઓ આટલું બધું અભિમાન ધરાવે છે,

તે અંગ્રેજી ભાષાની ઉન્નતિ કાંઇ સ્વભાષાના તિરસ્કારથી થઈ નથી, કિન્તુ તેને ઉન્નત કરવામાટેની બ્રિટનોની દૃઢ ઇચ્છા અને યોગ્ય પ્રયત્નોથીજ થઇ છે. જેમ આર્યાવર્તમાં પ્રથમ સર્વ પુસ્તકો સંસ્કૃત ભાષામાં લખાતાં હતાં અને જે સંસ્કૃત ભાષાનો જ્ઞાતા હોય તેનેજ ખરો વિદ્વાન માનવામાં આવતો હતો; તેજ પ્રમાણે ઇંગ્લંડમાં સર્વ ગ્રંથો લૅટિન્ ભાષામાં રચાતા હતા અને લૅટિન્ ભાષાના જ્ઞાતાઓ જ સત્ય વિદ્વાન્ મનાતા હતા. ઇ. સ. ૮૭૧થી ૯૦૧ સુધીમાં થઇ ગયેલા ઇંગ્લંડના સેકસન્ રાજાઓમાં આલફ્રેડ નામક રાજા બહુજ પ્રસિદ્ધ અને પ્રજાપ્રિય થઇ ગયો છે. તે પ્રજાનો મહા શુભચિંતક અને દેશનો સત્યહિતાભિલાષી હતો. એજ રાજાએ ઓક્સ-ફર્ડ મહાવિદ્યાલયની સ્થાપના કરી હતી કે જે વિદ્યાલય આજે પણ કેવળ ઇંગ્લંડમાંજ નહિ, પણ સમસ્ત વિશ્વમાંના ઉત્કૃષ્ટ વિદ્યાપીઠોમાંનું એક ગણાય છે. ડેન લોકોને યુદ્ધમાં પરાજિત કરી નિશ્ચિંત થઈ, રાજસિંહાસને આરૂઢ થવા પછી એ રાજાએ મહાપરિશ્રમથી લૅટિન્ ભાષાનો અભ્યાસ કર્યો અને પછી અનેક લૅટિન પુસ્તકોનો પોતાની દેશભાષામાં અનુવાદ કર્યો. એ ઉદાહરણે બહુજ સારૂં પરિણામ નિપજાવ્યું. '**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः**' એ નિયમ પ્રમાણે રાજાની દેખાદેખીથી ઍંગ્લો સેકસન્ ભાષામાં અનેક પુસ્તકો લખાવા માંડયાં, અને લૅટિન્માંથી ભાષાન્તરો પણ થવા લાગ્યાં. જે શબ્દોની ઍંગ્લો સેકસન્ ભાષામાં ન્યૂનતા હતી, તે શબ્દો લૅટિન્ ભાષા-માંથી લઇને તે સમયના વિદ્વાનોએ પોતાની ભાષામાં મેળવી દીધા અને પો-તાની ભાષાના શબ્દકોષની વૃદ્ધિ તથા પુષ્ટિનો આરંભ પણ કરી દીધો. એવી રીતે અંગ્રેજી ભાષાની ઉન્નતિનો મૂળ પાયો રોપાયો અને પછી તે ઉન્નતિનો ક્રમ વધતોજ ગયો અને તે એટલે સુધી કે આજે આપણે તેને મહાવિશાળ સ્વરૂપમાં જોઈ શકીએ છીએ. અંગ્રેજી ભાષાનો શબ્દભંડાર જે આટલો બધો અપાર જોવામાં આવે છે, તે સર્વ અન્ય ભાષાના શબ્દનોજ પ્રતાપ છે. એકલા ઍંગ્લો સેકસન્ શબ્દો અથવા એકલા લૅટિન્ શબ્દોના પ્રતાપે અંગ્રેજી ભાષાનો શબ્દકોષ આટલો વિશાળ નથી થયો, એ તત્ત્વને અવશ્ય સ્મરણમાં રાખવુંજ જોઇએ. અંગ્રેજી ભાષાની જે આટલી ઉન્નતિ થઇ છે, તે ત્યાંના

લોકોના સતત પ્રયત્નનુંજ પરિણામ છે; એટલુંજ નહિ, પણ અંગ્રેજોનો પોતાની ભાષાને હજી પણ વિશેષ ઉન્નત કરવાનો એ પ્રયત્ન ચાલૂ છે અને ભવિષ્યમાં પણ ચાલતોજ રહેવાનો. અંગ્રેજોએ લૅટિન, ગ્રીક, રોમન પોર્તુગીજ, ડચ્, સ્પૅનિશ્ અને ફ્રેન્ચ આદિ યુરોપીયન્ ભાષાઓમાંથી તો જોઇએ તેટલા પ્રમાણમાં નાનાવિધ શબ્દો લીધેલાજ છે; પરંતુ તે ઉપરાંત તુર્કી, અરબી, ફારસી અને ઉર્દૂ કિંવા હિન્દુસ્તાનની ભાષાના શબ્દો પણ અત્યારે અંગ્રેજી કોષમાં અંગ્રેજી શબ્દ તરીકે દાખલ થઇ ગયા છે; એટલુંજ નહિ, પણ સંસ્કૃત શબ્દનો પણ તે ભાષાના કોષમાં શુદ્ધ કિંવા અપભ્રષ્ટ રૂપે પ્રવેશ થયેલો છે. રાજા, સુલ્તાન, સુલ્તાના, લૂટ, જંગલ આદિ શબ્દો એનાં ઉદાહરણ રૂપ છે. અર્થાત્ અંગ્રેજોએ બીજી ભાષાઓમાંના સારા સારા શબ્દોને પોતાની ભાષામાં ખેંચીને પોતાના કરી લેવાના કાર્યને અયોગ્ય માન્યું નથી અને તેથીજ તેઓ પોતાની ભાષાને ઉન્નતિના આટલા ઉચ્ચતમ શિખરે ચઢાવી શકયા છે. હિન્દુસ્તાનમાં ચાલતી ઉર્દૂ ભાષાની ઉન્નતિ પણ એજ પદ્ધતિથી થયેલી છે. શાહજહાનના સમયમાં એટલે કે, મુગલ શહનશાહતની ઉન્નતિના કાળમાં જે સૈનિકો, વિદ્વાનો, કારીગરો અને વ્યાપારીઓ બીજા નાનાવિધ દેશોમાંથી આવીને હિન્દુસ્તાનમાં વસ્યા હતા; તેમાંના ઘણાખરા લોકો એક બીજાની ભાષા જાણતા નહોતા, છતાં જ્યાં સાથે વસવાનો પ્રસંગ આવે, ત્યાં ભાષાદ્વારા પરસ્પર વ્યવહાર તો ચાલવોજ જોઇએ, એટલે તેઓ જે સર્વભાષાઓના મિશ્રણવાળી એક ભાષા બોલવા લાગ્યા, તે તેમની ભાષા 'ઉર્દૂ ભાષા'ના નામથી ઓળખાવા લાગી. 'ઉર્દૂ' શબ્દ તુર્કી ભાષાનો છે અને એનો 'લશ્કરી બાજાર' એવો અર્થ થાય છે. લશ્કરમાં જેમ જૂદા જૂદા દેશના અને જૂદી જૂદી ભાષાના બોલનારા લોકોની એકત્રતા થયેલી હોય છે, તેજ પ્રમાણે એ ભાષામાં અનેક દેશની અનેક ભાષાના શબ્દોનું સંમેલન હોવાથી જો એને 'લશ્કરી બાજારની ભાષા' એવું નામ અપાયું હોય, તો તે સ્વાભાવિકજ છે. વળી ઉર્દૂ ભાષાનું બીજાું નામ રેખ્તા છે અને તે શબ્દનો મિશ્રિત એવો સાધારણ અર્થ થાય છે. ફૉર્બ્સ સાહેબ પોતાના હિન્દુસ્તાની કોષમાં એ શબ્દની વ્યાખ્યા આપતાં લખે છે કે; "Hindustani language is called Rekhta

being a mixed dialect." એટલે કે, 'હિન્દુસ્તાની ભાષા મિશ્રિત ભાષા હોવાથી રેખ્તાના નામથી ઓળખાય છે.' જો ઉર્દુ-હિન્દુસ્તાની-ભાષાના કોષનું સ્થિરતા અને સૂક્ષ્મતાથી અવલોકન કરવામાં આવે, તો તેમાં અરબી, ફારસી, તુર્કી, પોર્તુગીજ, ઇટાલિયન્, ગ્રીક, પંજાબી, ઇબ્રાની, ગુજરાતી, તામીલ, મલાયી અને એવી બીજી પણ અનેક ભાષાના શબ્દો તેમના શુદ્ધ કિંવા અપભ્રષ્ટ રૂપમાં તરત મળી આવે તેમ છે; અને તેથીજ આજે હિન્દુસ્તાનમાં બોલાતી બીજી સર્વ ભાષાઓ કરતાં ઉર્દૂ ભાષાનો શબ્દભંડાર ઘણોજ સારો છે, અને એ ભાષામાં પોતાના વિચારોને યથાર્થ રીતે વ્યક્ત કરવામાં જરા પણ પ્રત્યવાય આવતો નથી. ઉર્દુભાષાના અંગમાં ગુણગ્રાહકતા કિંવા બીજા શબ્દોમાં કહીએ તો શબ્દગ્રાહકતાનો એક એવો તો અદ્વિતીય ગુણ રહેલો છે કે, કોઇ પણ ભાષાના શબ્દ સાથે મિત્રતા કરી લેતાં તેને પળ માત્રનો પણ વિલંબ લાગતો નથી. અરબી અને ફારસી આદિ ભાષાઓ સાથે તો એનો સંબંધ હતોજ, પરંતુ સંસ્કૃત ભાષાના શબ્દોને પણ સ્વીકારવાનો એનો ક્રમ ચાલૂ છે. આમ છતાં પણ અદ્યાપિ ઉર્દુના પુરસ્કર્ત્તાઓ સંતોષ પામ્યા નથી, અને તેથી તેઓ ઉર્દુમાં સંસ્કૃત શબ્દોના વિશેષ ભંડાર ભરવાની કોશિશ કરતા જણાય છે. 'મખ્ઝન' ઉર્દુ ભાષાનું એક ઉત્તમ માસિક પત્ર છે કે જે લાહોરમાં પ્રકટ થાય છે, એના ઇ. સ. ૧૯૧૦ના મે માસના અંકમાં 'તામીલ સંસ્કૃતકી ઝુરૂરત' શીર્ષક જે એક લેખ છપાયો છે, તે એક મુસ્લમાન સજ્જનની નિષ્પક્ષપાત અને ઉદાર બુદ્ધિનો યોગ્ય પરિચય કરાવે છે. એ લેખમાં રણધીર કૉલેજના પ્રોફેસર મૌલવી મહમૂદઅલી સાહબ લખે છે કે;—"સંસ્કૃત એક એવી તો સમર્થ ભાષા છે કે, જો એના જ્ઞાતાઓની સંખ્યા મોટી થઇ જાય, તો પછી રોજની બોલચાલમાં તેમના મુખમાંથી અવશ્ય સંસ્કૃત શબ્દો નીકળ્યા કરે, અને પછી ધીમે ધીમે તે શબ્દો પ્રચલિત ઉર્દુ ભાષાના અંગરૂપ થઇ જાય, એ સ્વાભાવિક છે. સંસ્કૃતના મિલનથી મોટો લાભ એ થશે કે, આપણી દેશભાષા સમર્થ થશે અને સુંદરતા સહિત આપણી મનોભાવનાઓને આપણાથી યોગ્ય રૂપમાં વ્યક્ત કરી શકાશે!" ખરેખર ગુણગ્રાહકતા તો આવીજ હોવી જોઇએ.

ઉપર્યુક્ત વિવેચનનો સારાંશ એટલોજ કે, અંગ્રેજી અને ઉર્દુ એ બન્ને સ્વતંત્ર ભાષાઓ નથી, કિન્તુ મિશ્રિત ભાષાઓ–રેખ્તા–જ છે અને તેમની જે આટલી ઉન્નતિ થઇ છે, તે અન્ય ભાષાના શબ્દોના યોગેજ થઇ છે. ત્યારે અહીં પ્રશ્ન એ થાય છે કે, એજ પદ્ધતિને સ્વીકારવાથી આપણી ગુજરાતી ભાષાની ઉન્નતિનો સંભવ છે ખરો કે? એનું હું તો એજ ઉત્તર આપીશ કે, 'હા, એજ પદ્ધતિને સ્વીકારવાથી ગુજરાતી ભાષાની ઉન્નતિનો પૂરેપૂરો સંભવ છે; પોણા સોળ આના નહિ પણ વીશ આના સંભવ છે!'. કારણ કે, ગુજરાતી ભાષાની ઉત્પત્તિ ભલે ગમે તે ભાષા–સંસ્કૃત ભાષા કે પ્રાકૃત ભાષા–માંથી થઈ હોય, છતાં તેના આજના સ્વરૂપને જોતાં તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, અંગ્રેજી અને ઉર્દુ પ્રમાણે આપણી ગુજરાતી ભાષા પણ એક મિશ્રિત ભાષાજ છે, અને એ મિશ્રિત ભાષા હોવાથી અંગ્રેજી તથા ઉર્દુ પ્રમાણે અન્ય ભાષાના સાહાય્યથી સહજ પ્રયત્ને પોતાની ઉન્નતિ કરી શકે તેમ છે. માત્ર વિશિષ્ટ મતાભિમાની કેટલાક વિદ્વાનોના દુરાગ્રહ, સંકોચ અને ખેંચતાણથીજ એ ઉન્નતિના કાર્યમાં આટલો વિલંબ થયો છે અને હજી પણ થતો જાય છે.

## પરભાષાના શબ્દો

ગુજરાતી ભાષામાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના શબ્દોની વિપુલતા તો છે જ; પરંતુ મુસલ્માનોના રાજ્યની સ્થાપના થયા પછી ગુજરાતીમાં અરબી તથા ફારસી શબ્દો પણ કાંઈ અલ્પ પ્રમાણમાં આવ્યા નથી, અને કેટલાક અરબી અને ફારસી શબ્દોએ તો ગુજરાતીમાં પોતાનાં મૂળને એટલાં બધાં ઊંડાં ઉતારી દીધાં છે કે ભદ્રંભદ્રના અવતારરૂપ મહાસંસ્કૃતાભિમાની વિપ્રવર્યો પણ તેમને પોતાના સંભાષણમાંથી કાઢી નાખવાને સર્વથા અસમર્થ અને અશક્ત થઈ પડ્યા છે; એટલે હવે પ્રાણ જતાં પણ યાવની ભાષાના શબ્દોનો ઉચ્ચાર ન કરવો, એ વાક્યમાં કાંઇ તથ્ય જેવું રહ્યું નથી. જેવી રીતે '**स्त्रीरत्नं दुष्कुलादपि ग्राह्यम्**' એ ઉપદેશ અપાયલો છે, તેવી રીતે 'ઉત્તમ શબ્દોનો તો કોઇ પણ ભાષામાંથી સ્વીકાર કરવોજ જોઇએ' એ તત્ત્વને સ્વીકારવાનો અને ગુજરાતી ભાષાને ઉચ્ચ પંક્તિએ

ચઢાવવાનો અભેદભાવદર્શક સમય આવી લાગ્યો છે, અને તેથી જો એ તત્ત્વનો આપણે અસ્વીકાર કરીશું, તો તેથી આપણી પોતાનીજ હાનિ થવાની છે.

સંસ્કૃતભાષાના પક્ષકારો અન્ય ભાષાના શબ્દોને ગુજરાતીમાં ન લાવવાનું એક એવું કારણ દર્શાવે છે કે "સંસ્કૃત ભાષા તે એક સર્વાંગપરિપૂર્ણ ભાષા છે અને તે જ્યારે ગુજરાતીની જનની છે, ત્યારે પછી બીજી અપૂર્ણ અને વ્યંગશાળી ભાષાઓ પાસેથી ગુજરાતીને શબ્દસાહાય્ય લેવાની કશી પણ આવશ્યકતા નથી." સંસ્કૃત ભાષા એક ઉત્તમ અને પરિપૂર્ણ ભાષા છે, એ તત્ત્વને તો હું પણ માનું છું; પરંતુ તેમાં કિંચિન્માત્ર પણ અપૂર્ણતા નથી અને અન્ય ભાષામાં એના કરતાં કિંચિન્માત્ર પણ અધિક સૌન્દર્ય ક્યાંય પણ નથી, એવી અંધશ્રદ્ધા રાખનારામાંનો એક હું નથી. બીજી ભાષાઓ આપણા વિચાર પ્રમાણે સર્વાંગપરિપૂર્ણ ન હોવા છતાં પણ કેટલાક શબ્દો તેમાં એટલા બધા સારા છે અને કેટલુંક સૌન્દર્ય એવું અદ્વિતીય છે, કે કદાચિત્ સંસ્કૃતમાં તેનો અમુક અંશે અભાવ પણ હોય. ઇશ્વરે સર્વમાં એક પ્રકારની વિશેષતા તો આપેલી જ છે, તો પછી એ ભાષાઓજ સર્વથા સૌન્દર્યહીન કેમ હોઇ શકે? ફારસી અને અરબી ભાષામાં **હરીફ** તથા **રકીબ** એવા બે શબ્દો છે અને તેમનો સાધારણ અર્થ શત્રુ અથવા પ્રતિસ્પર્ધી થાય છે; પરંતુ **હરીફ** એટલે કોઇ પણ કાર્યમાં—વ્યાપાર આદિમાં—પ્રતિસ્પર્ધા ધરાવનારો મનુષ્ય અને **રકીબ** એટલે માત્ર કોઇ સ્ત્રીના પ્રેમવ્યવસાયમાંનો પ્રતિસ્પર્ધી—એટલે એકજ સ્ત્રીના બે પ્રેમી હોય, તો તે એક બીજાના **રકીબ** કહેવાય છે—એટલો એ બે શબ્દોના અર્થમાં આંતરિક ભેદ સમાયેલો છે. હવે **હરીફ** શબ્દ તો ગુજરાતી શબ્દકોષમાં દાખલ થઇ ચૂક્યો છે, તો પછી **રકીબ** શબ્દને પણ કોષમાં સ્થાન શામાટે ન આપવું? આ શબ્દમાટે જો સંસ્કૃત શબ્દની યોજના કરવા જઇએ 'તો પ્રણયપ્રતિસ્પર્ધી ' એવી રીતે બે શબ્દો યોજ્યા વિના એનો અર્થ વ્યક્ત થાય તેમ નથી, અને બે શબ્દો યોજવા છતાં પણ '**રકીબ**' શબ્દમાં જે અર્થગાંભીર્ય છે, તે તો સર્વાંશે વ્યક્ત થઇ શકતુંજ નથી. પ્રવાસીઓના ઊતરવાના સ્થાનને આપણે **ધર્મશાળા** કહીએ છીએ, એ સમાસાન્ત નામ કરતાં માત્ર બે અક્ષરનો એજ અર્થને વ્યક્ત કરતો ફારસી '**સરા**' શબ્દ ઉત્તમ ખરો કે નહિ?

આ શબ્દ અધિક સરળ છે કે **ધર્મશાળા** અને આધુનિક કેટલાક વિદ્વાનો લખે છે તેમ **પથિકાલય** અને **પ્રવાસિવિશ્રામસ્થાન** ? વળી અરબી ભાષાના કેટલાક સમાસાન્ત શબ્દો પણ બહુજ ઉત્તમ અને સંક્ષિપ્ત હોય છે. જેમકે, **તારીખ** એટલે ઇતિહાસ અને **મોર્રિખ** એટલે ઇતિહાસ લખનાર અથવા ઇતિહાસવેત્તા. **ઇતિહાસજ્ઞ, ઇતિહાસવેત્તા** અથવા **ઇતિહાસલેખક** કરતાં એ **મોર્રિખ** શબ્દ અધિક સંક્ષિપ્ત અને વિશેષ ઉત્તમ નથી કે શું? **વસ્લ** અને **વિસાલ** એ શબ્દોના યથાર્થ સમાનાર્થદર્શક શબ્દો તો અન્ય ભાષામાં એટલાજ સંક્ષિપ્ત સ્વરૂપમાં મળી શકે તેમ છેજ નહિ. આવા તો અનેક શબ્દો છે અને તે સર્વેનું વિવેચન કરતાં એક ભિન્ન ગ્રંથની આવશ્યકતા થઇ પડે એમ હોવાથી માત્ર એટલું કહેવું જ પૂર્ણ થશે કે, આવા શબ્દોને જો દુરાગ્રહથી ગુજરાતી શબ્દકોષમાં સ્થાન આપવામાં ન આવે અને વિદ્વાનો પોતાના લેખોમાં આવા શબ્દોની યોજના ન કરે, તો તે ગુજરાતી ભાષાનું એક મહદ્દુર્ભાગ્ય જ કહી શકાય. ખાસ કરીને અરબી તથા ફારસી શબ્દોના સ્વીકાર વિશે આટલા આગ્રહથી લખવાનું કારણ એજ કે, અત્યારે અંગ્રેજી ભાષા આપણી રાજભાષા હોવાથી અંગ્રેજી શબ્દોનો જેમ ધીમે ધીમે આપણા દેશની જૂદી જૂદી ભાષાઓમાં પ્રવેશ થતો જાય છે; તેમ જો અત્યાર સૂધી ઉર્દુ ભાષાજ આપણી રાજભાષા રહી હોત, તો એ પરિવર્તન પોતાની મેળેજ થયા કરત. પણ તે અત્યારે રાજ ભાષા ન હોવાથી તેમજ તે ભાષાના બોલનારા તથા તે ભાષાના ગ્રંથો સાથે ગુજરાતીઓનો વિશેષ સમાગમ ન હોવાથી એ શબ્દભંડાર આપણી ભાષામાં આવતો અટકી ગયો છે; એટલે હવે વિદ્વાનોનું એ કર્તવ્ય છે કે, એવા શબ્દોનો તેમણે પોતાના લેખ અને સંભાષણમાં ઉપયોગ કરીને સર્વત્ર પ્રચાર કરવો અને કોષકારોએ પોતાના રચેલા કોષમાં પણ એ શબ્દોને સ્થાન આપી તેમના અર્થ દર્શાવવા. એમ કરવાથી ગુજરાતી ભાષાની શબ્દસમૃદ્ધિમાં વૃદ્ધિ થવાનો સંભવ છે. આથી કેવળ અરબી અને ફારસી શબ્દોનોજ સ્વીકાર કરવાનો છે, એમ સમજવાનું નથી; કિન્તુ કોઇ પણ ભાષાના સુંદર શબ્દોને ગુજરાતીમાં તત્કાળ સ્થાન આપવું, એવો એનો વિશાળ અર્થ સ્વી-

કારવો. આ કાર્યમાં સંકોચબુદ્ધિ તો રાખવીજ નહિ. અત્યારે કદાચિત્ એથી કાંઇક નવીનતા જણાશે, પણ વખતના જવા સાથે એજ શબ્દો ગુજરાતી ભાષામાં સર્વસાધારણ થઇ પડશે.

## કેટલાંક ચિન્હોની આવશ્યકતા

પરંતુ પરભાષાના એ શબ્દોને પોતાની ભાષામાં લાવવા સાથે એ શબ્દો બહુધા તેમના શુદ્ધ સ્વરૂપમાં લખાય, એની પણ પ્રથમથીજ વ્યવસ્થા કરી રાખવાની બહુજ આવશ્યકતા છે; કારણ કે, ભાષાપદ્ધતિનો તેમજ ભાષાની ઉન્નતિનો પ્રથમ ગુણ એ શુદ્ધતા જ છે. વર્ણ, શબ્દ અને વાક્ય એ ત્રણેની રચના સર્વથા નિર્દોષ હોય, તેને શુદ્ધતા કહેવામાં આવે છે. જો કે એ સત્ય છે કે, સંસ્કૃત અને અંગ્રેજી જેવી પરિપક્વ દશાને પ્રાપ્ત થયેલી ભાષાઓમાં, મોટા મોટા કોષકારોએ; વૈયાકરણોએ, અને મહાન્ મહાન્ અભિયુક્ત ગ્રંથકર્તાઓએ પુષ્કળ પરિશ્રમ કરીને જેવી નિશ્ચિતતા લાવી મૂકી છે; તેવી નિશ્ચિતતાને લાવવાનો આપણી ગુજરાતી ભાષામાં જાણવા જેવો કશો પણ પ્રયત્ન થયો નથી, અને તેથી ઉપર્યુક્ત ભાષાઓ પ્રમાણે ગુજરાતીના શબ્દપ્રયોગો નિશ્ચિત થયા નથી. અર્થાત્ શુદ્ધાશુદ્ધતાનો સર્વમાન્ય નિર્ણય થયેલો ન હોવાથી ગુજરાતી ભાષામાં અદ્યાપિ લેખકોનો અનેક સ્થળે પ્રયોગભેદ જોવામાં આવે છે. છતાં જો યત્ન કરવામાં આવે, તો એ કાર્ય અસાધ્ય તો નથીજ; મારા અભિપ્રાય પ્રમાણે તો સહજસાધ્ય છે. માત્ર પ્રયત્નનોજ અભાવ છે અને તે અભાવ દૂર થવો જોઇએ.

આપણી ગુજરાતી લિપિમાં સંસ્કૃત શબ્દો તો તેવીજ શુદ્ધતાથી લખી શકાય છે; કારણકે, દેવનાગરી લિપિ અને ગુજરાતી લિપિમાં કોઇ પણ પ્રકારનો વિશેષ ભેદ નથી. પરંતુ અરબી, ફારસી અને અંગ્રેજી આદિ પરભાષાના શબ્દો જોઇએ તેવા શુદ્ધ સ્વરૂપમાં લખી શકાતા નથી; કારણ કે, તે ભાષાઓની લિપિમાંના કેટલાક અક્ષરો દેવનાગરી અને ગુજરાતી લિપિમાં છે જ નહિ. જેમકે, અંગ્રેજી Z અક્ષરને બદલે અને ફારસી ઝે, ઝાલ, ઝુઆદ આદિ અક્ષરોને બદલે ગુજરાતી ભાષામાં 'ઝ' અક્ષરની યોજના કરવામાં આવે છે, પણ તે સર્વથા અશુદ્ધ અને અનુચિત છે. યથા—અંગ્રેજી Zeal શબ્દનો ગુજરાતી

ઉચ્ચાર 'ઝીલ' ડિક્શનરીઓમાં આપેલો છે, અને 'ઔરંગઝેબ' લખવાને બદલે ઔરંગઝેબ લખાય છે. સારાંશ કે, અંગ્રેજી Z અક્ષર જેવો જેનો ઉચ્ચાર થઇ શકતો હોય એવો ગુજરાતી અક્ષર ન હોવાથી આવી રીતે કેટલીકવાર કામ ચલાવી લેવું પડે છે. પણ જો પ્રયત્ન કરવામાં આવે, તો એ અડચણ તરત દૂર થઇ શકે તેમ છે. વિશિષ્ટ નવીન ચિન્હોની સૃષ્ટિને નિર્માણ કરવાથી એ સર્વ પરભાષાના શબ્દો શુદ્ધરૂપમાં લખી શકાશે. જો એ પરભાષાના સર્વ અક્ષરોના યથાર્થ ઉચ્ચારને અનુસરીએ, તો તો એવાં ચિન્હોની મોટી સંખ્યાને નિર્માણ કરવાની આવશ્યકતા છે; પરંતુ એટલા ઉંડા ન ઉતરતાં આપણે માત્ર જેમના વિના નજ ચાલી શકે તેટલાં ચિન્હોનોજ વિચાર કરીશું. ફારસી ભાષામાં **ખ**નો ઉચ્ચાર બે પ્રકારે થાય છે, એક આપણે કરીએ છીએ તેવો અને બીજો ગળામાંથી; એટલે જ્યાં એનો ઉચ્ચાર ગળામાંથી થતો હોય, ત્યાં **ખ**ની નીચે નુકતો—મીંડું—અવશ્ય મૂકવો જોઇએ. જેમકે, ગુલે **બે.ખાર;** નહિ કે ગુલે **બેખાર.** એવીજ રીતે **ગ,જ,**ડ અને **ફ**ની નીચે પણ નુકતા મૂકવાની અમુક શબ્દોમાં આવશ્કતા છે. એના ઉદાહરણરૂપ ચાર શબ્દો આ પ્રમાણે: ગ.મ, **જ.**માના, ગડ.બડ. અને ફ.રન. કેટલીકવાર એ ચિન્હો ન મૂકવાથી ફારસી ભાષાના શબ્દમાંથી અર્થને બદલે અનર્થનોજ ઉદ્‌ભવ થાય છે—જેમકે **જ**લીલ અને **જ.**લીલ—આમાં પ્રથમ શબ્દનો, કીર્તિમાન્—તેજસ્વી, એવો અર્થ થાય છે અને બીજા શબ્દનો તેથી સર્વથા વિરુદ્ધ એટલે કે, નીચ—બદમાશ, એવા પ્રકારનો અર્થ થાય છે. એવોજ ભેદ **અજ.**લ અને **અજ**લ શબ્દોમાં પણ રહેલો છે. **અજ.**લ એટલે જન્મ અને **અજ**લ એટલે મરણ. કેટલો અને કેવો અર્થભેદ—એક નુક્તાના તફાવતથી ખુદાથી જૂદા થઇ જવાનું કહેવામાં આવે છે તે એટલામાટેજ. એક અનુસ્વારને કાઢી નાખતાં **ચિંતામાંથી ચિતા** થાય છે અને અનુસ્વારને ઉમેરવાથી **ચિતામાંથી ચિંતા** થાય છે, એટલે ચિતા તથા ચિંતાના ભેદને દર્શાવવામાટે જેમ અનુસ્વારની અત્યંત આવશ્યકતા છે, તેવીજ એ નુક્તાની આવશ્યક્તા છે, એમ સમજવું. આવાં ચિન્હોને નિર્માણ કરવાથી ઉર્દૂ ભાષા આદિના લેખોને જો તેવાજ સ્વરૂપમાં ગુજરાતી લિપિમાં

લખવા હોય તોપણ લખી શકાશે. કેટલાંક ઉર્દુ નાટકોની ચોપડીઓમાં આ ચિન્હોનો સ્વીકાર કરાયલો છે અને તેથી જો ગુજરાતી કોષમાં અને લેખોમાં એ ચિન્હોની એવા શબ્દોમાં યોજના કરવામાં આવે, તો તેથી બહુજ સરળતા થવાની સંભાવના છે.

## ભાષાશુદ્ધિની અગત્ય

એ ઉપરાંત ઘણાક લેખકોના લેખોમાં જે આપણી અત્યારની ચાલુ ભાષા પણ બહુ અશુદ્ધ લખાય છે; તે પણ શુદ્ધ લખાય એવા પ્રયત્નોની બહુજ આવશ્યકતા છે. આપણી ભાષામાં વળી **હિંદુ** ગુજરાતી અને **પારસી** ગુજરાતી એવા જે બે ભેદો પડી ગયા છે; તેમણે તો ખરેખર ઘણુજ કાઢી નાખ્યો છે; પારસીઓ ગમે તેવા પણ વિદેશીય છે, અને ગુજરાતી ભાષા તે તેમની દેશભાષા નથી; એટલે તેમણે પોતાનો કક્કો ખરો ન કરતાં અને ફાંકો ન રાખતાં હિંદુઓની અને ખાસ કરીને હિંદુ વિદ્વાનોની ભાષાને આદર્શ માની તદનુસાર પોતાની ભાષા લખવી; એજ તેમનામાટે વિશેષ શ્રેયસ્કર માર્ગ છે. એવિશે મી. **પાલનજી બરજોરજી** દેસાઇએ પપેટીન "સાંજ"ના છેલ્લા અંકમાં એક ખાસ લેખ લખીને પોતાના પારસીભાઇઓનું ધ્યાન ખેંચ્યું છે; તેમાટે હું તેમને ધન્યવાદ આપું છું, અને આશા રાખું છું કે, પારસી લેખકો તેમના એ ઉપદેશને માન્ય રાખી તે પ્રમાણે વર્તવાનો યત્ન કરશે.

## વ્યાકરણ અને કોષની આવશ્યકતા

વળી ગુજરાતી ભાષાના એક ઉત્કૃષ્ટ વ્યાકરણ તથા વિશાળ શબ્દકોષની આવશ્યકતા પણ જેવી તેવી નથી. સંસ્કૃત ભાષા તો વેદકાળથીજ અસ્તિત્વમાં હતી, પરંતુ તે છિન્નભિન્ન અવસ્થામાં હતી અને તેના નિયમો દૃઢ તથા સર્વમાન્ય ઐક્યવાળા થયા નહોતા, એ સર્વશ્રુત હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. પાણિનિએ 'અષ્ટાધ્યાયી' નામક વ્યાકરણની રચના કરી સંસ્કૃત ભાષાને વ્યાકરણના નિયમથી બદ્ધ કરી નાખી, ત્યાર પછીની સંસ્કૃત ભાષાનું સ્વરૂપ પૂર્વના સ્વરૂપ કરતાં બહુજ ઉત્તમ થયું છે અને તેના યોગે ગ્રંથરચના નિયમબદ્ધ થતાં ઉત્તરોત્તર તેની ઉન્નતિ થઇ છે.

અર્થાત્ ગુજરાતીમાં પણ અત્યારે જે છિન્નભિન્ન વિચિત્રતા પ્રસરેલી છે, તે સર્વને નિયમબદ્ધ કરીને જો કોઇ તેવા ગુજરાતી વ્યાકરણની રચના કરે, તો પાણિનિ પ્રમાણે તે વિદ્વાન્‌નું નામ યાવચ્ચંદ્રદિવાકરૌ અજરામર થઇ જાય, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય નથી, તેમજ ગુજરાતી ભાષા અને તે ભાષાના બોલનારાપર એ વૈય્યાકરણનો એવો તો અલૌકિક ઉપકાર થશે કે, યુગોના યુગ પર્યન્ત તેનું લોકોના હૃદયમાંથી વિસ્મરણ થઇ શકશે નહિ.

ગુજરાતી ભાષામાં પ્રથમ સ્વર્ગીય કવીશ્વર નર્મદાશંકર લાલશંકરે શબ્દકોષની રચના કરી હતી અને ત્યાર પછી બીજા પણ ત્રણેક ગુજરાતી શબ્દકોષ પ્રકટ થયા છે. બેલસરેનો ગુજરાતી અંગ્રેજી શબ્દકોષ પણ ઠીક છે; પરંતુ એ કોષોમાં પરભાષાઓના શબ્દ અને શાસ્ત્રીય પારિભાષિક શબ્દોનો જે બહુધા અભાવ જોવામાં આવે છે, તે અભાવની હવે પછીના નવીન શબ્દકોષમાં પૂર્ણતા થવી જોઇએ. આપણાં શાસ્ત્રોની પરિભાષા પણ પૂર્ણ સ્વરૂપમાં એ કોષોમાં મળી શકતી નથી, તો પછી આધુનિક પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રની પરિભાષા તો ક્યાંથીજ મળી શકે ? પટેલ કૃત ‘ ગુજરાતી શબ્દકોષ ’માં ‘ પંચેન્દ્રિય ’ શબ્દનો અર્થ આવી રીતે આપેલો છે—“ કાન, ચામડી, આંખ, જીભ અને નાક એ પાંચ ઇન્દ્રિય. ” પણ ખરી રીતે જોતાં એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે અને બીજી પાંચ હસ્ત, પાદ, ગુદ, ઉપસ્થ અને ત્વચા એ કર્મેન્દ્રિય છે, એનો અહીં સ્ફોટ થવો જોઇતો હતો. એમ ન કરવાથી અતિવ્યાપ્તિનો સંપૂર્ણ સંભવ માની શકાય. આવા દોષો કોષમાં ખાસ કરીને રહેવા ન જોઇએ. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પોતાની ‘હીરક મહોત્સવ ગ્રંથમાળા’ના બીજા મણકા તરીકે ગુજરાતી ભાષાના કોષનો સ્વરવિભાગ છપાવીને પ્રકટ કર્યો છે અને તેમાં ‘ અભિનય ’ શબ્દનો અર્થ આમ આપવામાં આવ્યો છેઃ—“ મનનો ભાવ પ્રકટ કરવાનો જે અંગમરોડ વગેરે તે; અંગચેષ્ટાઓ; અંગચાળો, લટકો; લહેકો; નખરાં વગેરે તે. ૨ નાગરિક છટા; સભ્યતા; વિવેક વિનય; નમ્રતા; સૌજન્ય. ” એ શબ્દના મુખ્ય નાટ્યકળા વિષયક પારિભાષિક અર્થનો તો ઉલ્લેખજ કરવામાં આવ્યો નથી. રા. વૈદ્ય પોતાની સંસ્કૃતઈંગ્લિશ ડિક્શનરીમાં ‘અભિનય’ શબ્દનો અર્થ નીચે પ્રમાણે આપે છેઃ—

"I Action and posture expressive of sentiment especially when exhibited in a dramatic performance. **नर्तकीरभिनयातिलंघिनीः** R. XIX, 14, **अभियान् परिचेतुमिवोद्यता** R. IX, 33.2 dramatic representation (it is four-fold; (2) **आंगिक** conveyed by bodily action, (2) **वाचिक** by speech, (3) **आहार्य** by dress, decoration &c. and (4) **सात्विक** by the manifestation of feelings, as by perspiration, horripilation, &c.) **ललिताभिनयं तमद्य भर्ता मरुतां द्रष्टुमनाः सलोकपालः** Vikr. II."

ગુ. વ. સોસાઇટીના કોષમાંના અર્થમાં અને આ અર્થમાં કેટલો બધો અંતરાય રહેલો છે અને એ બેમાંથી સત્ય અને સર્વમાન્ય અર્થ કયો છે, એ વિદ્વાનો સારી રીતે જાણતા હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. જે કોષના કેવળ સ્વરવિભાગમાંજ ૩૨૫ પાનાં રોકવામાં આવ્યાં છે, તે કોષમાં આવા એક સાધારણ શબ્દનો આવો સંદિગ્ધ અને અસંતોષકારક અર્થ મળે, એ અત્યંત શોચનીય વિષય છે. આટલાં વર્ષોના પ્રયત્ન પછી કોષના વિષયમાં સોસાઇટીએ આવુંજ ફળ ગુજરાતી પ્રજા સમક્ષ રજૂ કર્યું, એ પણ ચાલતા નવા જમાનાની એક અજાયબી નહિ તો બીજું શું? આના કરતાં તો એકજ વ્યક્તિના વર્ષો પહેલાંના પ્રયત્નરૂપ 'નર્મકોષ'જ અધિક ઉત્તમ અને માનનીય છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. તેમજ વળી 'ગુજરાતી પ્રેસ' એ 'નર્મકોષ'ની નૂતન શોધિત વર્દ્ધિત આવૃત્તિ છપાવે છે; તેમાં આ સૂચનાનો ઉપયોગ કરવામાં આવશે, તો તે કોષ વધારે ઉત્તમ અને ઉપયોગી થશે. છતાં એ દિશામાં હજી પણ વધારે અને દૃઢ પ્રયત્ન થવાની આવશ્યકતા છે; કારણ કે, ઉત્કૃષ્ટ શબ્દકોષ તે અમુક ભાષાની ઉન્નતિનું એક મુખ્ય અંગ છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથીજ. એજ પ્રમાણે એક અંગ્રેજી—ગુજરાતી વિશાળ અને સર્વોત્કૃષ્ટ શબ્દકોષની પણ આવશ્યકતા છે, અને તેની રચના રા. રાનડેના અંગ્રેજી—મરાઠી શબ્દકોષ અનુસાર થવી જોઇએ. રા. રાનડેએ શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક

પરિભાષાના સંસ્કૃત શબ્દો યોજવામાં બહુજ સારૂં બુદ્ધિચાતુર્ય બતાવ્યું છે, અને તેથી તેનો લાભ આપણે બનતી ઉતાવળે લઇ લેવો, એ આપણું પ્રમુખ કર્તવ્ય છે.

## પરભાષાના શબ્દોમાં વિવેક

હવે જે એક અંતિમ સૂચના કરવાની તે એજ કે, પ્રથમ જે પરભાષાના શબ્દોને આપણી ભાષામાં લઇને શબ્દભંડારને વધારવા વિષે કહ્યું છે, તેમાં પણ વિવેક હોવો જોઇએ; અરબી, ફારસી કે અંગ્રેજી આદિ પરકીય શબ્દોને સ્વીકારવામાં અને તેમને ગુજરાતી ભાષામાં યોજવામાં એવી અંધતા અને અવિવેકિતા ન થવી જોઇએ કે જેથી ગુજરાતીનું ગુજરાતીપણુંજ નષ્ટ થઇ જાય અને 'ન ઇધરકે ઔર ન ઉધરકે' જેવી અવસ્થા થઇ પડે! પાણી અને જળ આદિ શબ્દો ઘણાજ ઉત્તમ હોવાથી **આબ** અને **વૉટર** જેવા શબ્દોને ગુજરાતી ભાષામાં સ્થાન આપવાની આવશ્યકતા નથી. ભૂમધ્ય સમુદ્ર, વાતાવરણ અને વકીભવન જેવા, મૂળના અંગ્રેજી શબ્દોને પણ પ્રૌઢતા તથા વર્ણસૌન્દર્યમાં લજ્જિત કરનારા, શબ્દો જ્યાં આપણી ભાષામાં પ્રથમથીજ અસ્તિત્વ ધરાવે છે, ત્યાં 'મેડીટરેનીયન્સી,' 'એટ્‌મોસ્ફીયર,' અને 'રિફ્રેક્શન્' જેવા કર્ણકટુ પરકીય શબ્દને ગુજરાતીમાં યોજવાની કશી પણ અગત્ય નથી. પરંતુ એજ પ્રમાણે બાઇસિકલને 'દ્વિચક્રી' નામ આપવાની ભદ્રંભદ્રતા પણ ન થવી જોઇએ તેમજ કુરસીને 'ચતુષ્પદીય આસન'ના નામથી ઓળખાવીને શુદ્ધતા દર્શાવવાની ચેષ્ટા કરવી, એના જેવું મૂલચ્છેદિ પાંડિત્ય બીજું શું હોઇ શકે? કોઇ પણ વિષયનો અતિરેક હાનિકારક છે અને વિવેક લાભદાયક છે, એ તત્ત્વને સ્મરણમાં રાખીનેજ ઉપર કહ્યા પ્રમાણે વિદ્વાનોના હાથે ગુજરાતી ભાષાની ઉન્નતિના પ્રયત્નો થવા જોઇએ. એમ થવાથી અવશ્ય આપણે અલ્પકાળમાંજ ભાષાની ઉન્નતિનો સાક્ષાત્કાર કરી શકીશું.

આ ઉપરાંત ગુજરાતી ભાષાની ઉન્નતિના બીજા માર્ગો પણ હોવાજ જોઇએ, અને તે જેમની કલ્પનામાં આવે તેઓ પ્રદર્શિત કરશે તો તેમનો ગુજરાતી ભાષાપર ઘણોજ મોટો ઉપકાર થશે.

# લ અને ળ*

પુસ્તકપરીક્ષા, અમારો અભિપ્રાય, ગ્રંથાવલોકન, અને સમાલોચના આદિ મથાળાં લખી તેમની નીચે માસિક પુસ્તકો તથા વર્તમાન પત્રોના અધિપતિઓ અભિપ્રાયાર્થે આવેલા ગ્રંથોની પરીક્ષા કરીને તે વિશે પોતાના મત આપતા જણાય છે; પણ તેમનામાં યથાર્થ રીતિથી ગ્રંથાવલોકન કરનાર ઘણાજ થોડા જોવામાં આવે છે; કેમકે, ગ્રંથપરીક્ષા કરીને તે વિશે પોતાનો અભિપ્રાય આપી તેના યથાર્થ ગુણ દોષ દર્શાવવા એ કાંઇ સહજ કાર્ય નથી. તો પણ આજે જોઇને આશ્ચર્ય થાય છે કે, થોડું ઘણું જાણનાર પણ સમાલોચકમાં ખપે છે. ઘણાક મહાન્ વિદ્વાનોનું કહેવું આ પ્રમાણે છે કે, " લખનાર કરતાં પ્રથમ સારા વાંચનાર થાઓ !" કારણકે વિપુલ વાંચ્યાવિના બહુશ્રુતતા આવતી નથી અને બહુશ્રુતત્વ વિના સમાલોચના યથાર્થ રીતે થઇ ન શકે એ તો દેખીતુંજ છે. હાલના કેટલાક ગ્રંથાવલોકન કરનાર તેવા બહુશ્રુત ન હોવાથીજ સમાલોચનાના હાલહવાલ થતા જોવામાં આવે છે.

હવે જાણો કે તમે પોતે એક પુસ્તકપરીક્ષક છો અને તમારી પાસે રસાયનશાસ્ત્રનું એક પુસ્તક અભિપ્રાયમાટે આવ્યું છે; પણ તમને તો રસાયનશાસ્ત્રનું કિંચિન્માત્ર પણ જ્ઞાન નથી, અને તે પુસ્તક પણ કોઇ અલ્પજ્ઞના હસ્તથી લખાયલું હોવાથી તેમાં કેટલાક પ્રયોગો ખોટા છાપેલા છે. પણ તમોને તેનું જ્ઞાન ન હોવાથી તમે નિડરપણે છાતી ઠોકીને તે ભૂલ દર્શાવી શકશો ? તેમજ ભાષાનું પૂર્ણ જ્ઞાન ન હોય તો આપણાથી તે ભાષામાંના શબ્દો શુદ્ધ છે કે અશુદ્ધ છે તે કહી શકાય નહિ અને તે છતાં જો કહીએ તો તે આપણી મૂર્ખાઇને હાથે કરીને જાહેર કરવા જેવું થાય તેમાં શી શંકા ?

એ પ્રમાણેજ હાલના કેટલાક વિદ્વાનો જ્યારે બીજી કાંઇ ભૂલ પુસ્તકમાંથી કાઢવાને શક્તિમાન્ થતા નથી, ત્યારે પોતાના ભાષા વિષયક જ્ઞાનને દર્શાવવામાટે આ સ્થળે 'લ' ને બદલે 'ળ' જોઇએ, એમ દર્શાવીને

---

* આ લેખ પ્રથમ ઇ. સ. ૧૮૯૮ ના જાન્યુઆરી માસના 'જ્ઞાનવર્ધક' માસિકમાં પ્રકટ થયો હતો.

પોતાની સમાલોચનાની સમાપ્તિ કરે છે. એ વિદ્વાનોનું કહેવું એવું છે કે, "બાલ, કાલ, સાલા, માલા, વલ, દલ, પલ, છલ, કલ" આદિ શબ્દોમાં '**લ**' ને સ્થળે ગુર્જર ભાષામાં '**ળ**' જ લખાવો જોઇએ. આ સ્થળે એમના જેવા અન્ય શબ્દો પણ જાણવા. પણ '**ળ**' વર્ણ આવ્યો ક્યાંથી ? **ળ**કારમાં અને **લ**કારમાં ફેરશો છે ? ઉપર જણાવેલા શબ્દોનું મૂળ રૂપ કેવું છે ? અને એ શબ્દો આપણી ગુજરાતી ભાષામાં કઇ ભાષામાંથી આવ્યા ? આદિ પ્રશ્નો જો તેમને આપણે પૂછીશું, તો તેમનાં ઉત્તર આપતાં તેમને જરાક કઠિનતા પ્રાપ્ત થશે. માટે આ સ્થળે જણાવવું આવશ્યક છે કે, "બાલ, કાલ, શાલા, માલા, વલ, દલ, પલ, છલ, કલ," આદિ શબ્દો મૂળ સંસ્કૃત ભાષામાંથી આવ્યા છે ને તે અત્યારે ગુર્જર ભાષામાં પ્રચલિત હોવા સાથે તેમનું મૂળ સ્વરૂપ **લ**કારયુક્ત જ છે. **ળ**કાર સંસ્કૃત ભાષામાં છે જ નહિ; તે તો કેવળ વેદોમાં જ છે અને વેદોમાંથીજ તે ઇતર ભાષાઓમાં આવેલો છે. ઘણાક પ્રાચીન તથા અર્વાચીન પંડિતોનો જ એજ મત જોવામાં આવે છે કે;–" ઘણી ખરી પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાંથીજ ઉત્પન્ન થયેલી છે." માટે સંસ્કૃતમાંથી આવેલા શબ્દો તેના મૂળ **લ**કાર યુકત લખીએ તો તેથી અશુદ્ધતા ગણાય જ નહિ. તેમજ **ળ**કાર સહિત પણ શુદ્ધ છે; કેમકે, તે વર્ણ પણ ભાષાઓમાં પ્રચલિત થયેલો છે અને તેથી તે સર્વથા ગ્રાહ્ય છે. હવે **લ**કાર ક્યાં અવશ્ય લખવો જોઇએ તથા **ળ**કાર ક્યાં જરૂર રાખવો જોઇએ, એ વિષે થોડુંક વિવેચન કરી મારો લેખ સમાપ્ત કરીશ.

આપણી ગુર્જર ભાષામાં કેટલાક શબ્દો એવા છે કે, જેમાં **લ**કારને બદલે **ળ**કાર રાખવાથી કડવો ઉચ્ચાર થાય છે તથા કેટલાકની અન્યાર્થમાં અતિવ્યાપ્તિ થઈ જાય છે. ઉદાહરણ તરીકે, "ચાલ, સાલ, હાલ, વ્હાલ લાલ" હવે એજ શબ્દો "ચાળ, સાળ, હાળ, વ્હાળ, અને લાળ" એવી રીતે લખ્યાથી એજ અર્થમાં કર્ણકટુતા જણાય છે કે નહિ એવો વિચાર કરવાનો છે. હવે અર્થમાં ફેર પડે છે તે શબ્દો લઇએ. લાલ (રાતું) અને લાળ (મુખમાંથી નીકળતી લાળ); ચાલ (રીતિ રિવાજ અથવા તું ચાલ) તથા ચાળ (લોટ અથવા એવી કંઇ વસ્તુ ચાળ) એ પ્રમાણે ફેરફાર થાય

છે. એવી રીતે અન્યત્ર પણ જાણી લેવું. અર્થાત્ જ્યાં અર્થમાં ફેરફાર થતો હોય ને ઉચ્ચારમાં પણ કટુતા થતી હોય, ત્યાં પ્રત્ન લેખકે પ્રસંગાનુસાર **લ**કાર અથવા **ળ**કાર લખવો. એથી ભિન્ન સ્થળે લેખકની ઇચ્છા પ્રમાણે **લ**કાર અથવા **ળ**કાર લખાય તો તેમાં કાંઈ પણ દોષ નથી.

છતાં પણ આજકાલ સંસ્કૃતના પક્ષપાતી કેટલાક વિદ્વાનો **ળ**કારનો સર્વથા ત્યાગ કરીને શાળા, બાળા, માળા, કાળ, વિશાળ, કરાળ, તાળ, પાળ, જાળ અને નાળ ઇત્યાદિ શબ્દોમાં અંતિમ **ળ**ના સ્થાનમાં **લ**ને યોજીને શાલા, બાલા, માલા, કાલ, વિશાલ, કરાલ, તાલ, પાલ, જાલ અને નાલ ઇત્યાદિ સ્વરૂપમાં એ શબ્દો લખે છે, તે મને તો ઇષ્ટ જણાતું નથી; કારણ કે, એ શબ્દોમાંના **ળ**ના ઉચ્ચારમાં જે સુંદરતા રહેલી છે, તે સુંદરતા અને મધુરતા **લ**ના યોગે સર્વથા નષ્ટ થઇ જાય છે; એટલામાટે એવા શબ્દોમાં જો **ળ**થી અર્થ ફરી જવાનો સંભવ ન હોય તો **ળ**નીજ યોજના થવી જોઇએ; કારણ કે, આવા શબ્દોમાંના **ળ**નો ગુજરાતી ભાષા સાથે જેટલો મેળ છે, તેટલો મેળ **લ**નો નથી, એ નવેસરથી કહેવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી.

# કર્ણ છન્દ

---

સપ્ટેંબર માસના "બુદ્ધિપ્રકાશ"માં "સ્ત્રી અને તેની ભિન્ન ભિન્ન અવસ્થાઓ"એ શિરોનામથી એક અંગ્રેજી કવિતાનું રૂપાન્તર કવિતામાં છપાયેલું છે; પણ તે કવિતાના છંદ કે વૃત્તનું નામ આપવામાં આવ્યું નથી, અને તેને માટે નીચે ટિપ્પણી આપેલી છે કે, "આ છંદ ભુજંગી જેવોજ છે. ફેર માત્ર એટલોજ છે કે આમાં છેવટનો ગુરુ અક્ષર આવતો નથી. એટલે ભુજંગી છંદમાં ૪ "ય" ગણ આવે છે, આમાં ૩ "ય" ગણ તથા લઘુ ગુરુ એ પ્રમાણે આવે છે."

ભુજંગી છંદને મળતોજ એ છંદ છે; ફારસી ભાષામાં એ છંદમાં અનેક કાવ્યો રચાયેલાં છે, અને એની રચના ૩ "ય" ગણ અને લઘુ ગુરુ મળી ૧૧ અક્ષરની છે, એ તે કાવ્યલેખકના સિદ્ધાન્તો સત્ય છે. "કારીમા" (કરીમા)નું ઉદાહરણ પણ યોગ્ય છે, પરંતુ આપણામાં પ્રથમથીજ એ છંદની રચના છે, તે કાંઇ નવીન થયેલી નથી અને તેનાં પ્રમાણો નીચે પ્રમાણે મળી આવે છે.

આજથી લગભગ પચીસ વર્ષ પહેલાં છપાયેલા કવિ **હીરાચંદ કાનજી** કૃત "પિંગલાદર્શ', નામક પિંગળના મહાન ગ્રંથના ૫૭ મા પૃષ્ઠમાં "કર્ણ" છંદના નામથી એ છંદનું "**यया‌या लगा कर्ण शत्रू यती**" એવું લક્ષણ આપેલું છે. **અર્થાત્** એ છંદના પ્રત્યેક ચરણની ત્રણ ય ગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષરની રચના છે, અને શત્રુ એટલે ૭ અક્ષરે યતિ છે. "પિંગલાદર્શ"ની રચના બહુધા સંસ્કૃત અને હિન્દી પિંગળોના આધારેજ કરવામાં આવેલી હોવાથી, તેમજ એ છંદના નામમાં પણ સંસ્કૃતનીજ લક્ષણ પ્રબળ-

---

* આ લેખ ઈ. સ. ૧૯૦૪ ના 'બુદ્ધિ પ્રકાશ' માસિકના એક અંકમાં પ્રથમ પ્રકટ થયો હતો.

તા હોવાથી એ છંદ નિઃસંશય સંસ્કૃતજ હોવો જોઇએ, એવી તત્કાળ કલ્પના કરી શકાય છે, અને તે વધારે શોધ કરવાથી સિદ્ધ થઇ શકે તેમ છે. કવિ દલપતરામ કૃત, કવિ નર્મદાશંકર કૃત અને અન્ય ગુજરાતી પિંગળોમાં એ છંદનું લક્ષણ આપેલું નથી; છતાં પણ પિંગળના પ્રસ્તારના નિયમ પ્રમાણે એકજ પ્રમાણમાં અક્ષરસંખ્યા કે માત્રાસંખ્યા ધરાવનારા છંદોની ભિન્ન ભિન્ન અનેક જાતિની રચના થઇ શકે છે; અને તે પ્રમાણે એ છંદની કોઇપણ સંસ્કૃત કવિએ રચના કરેલી હશેજ અને તેના આધારેજ કવિ હીરાચંદે એ છંદનું લક્ષણ આપેલું હોવું જોઇએ. પિંગળમાં જે છંદોનું વર્ણન આપવામાં આવે છે, તેટલાજ છંદો ઉપયોગમાં આવે છે, એવો નિયમ નથી; પરંતુ બહુધા જેમનો પ્રચાર હોય, તેજ છંદોનાં સ્પષ્ટીકરણ પિંગળમાં કરવામાં આવે છે, અને કેટલાક અલ્પ પ્રચારવાળા છંદોને છોડી દેવામાં આવે છે; છતાં પણ આ છંદનો તો એક ગુજરાતી પિંગળમાં ઉલ્લેખ છે, પણ તે કદાચિત્ સદરહુ લેખકના જોવામાં નહિ આવ્યો હોય, તેટલામાટે વિજ્ઞપ્તિરૂપ આ લેખ લખવામાં આવ્યો છે. ગુજરાતી ભાષામાં કવિ હીરાચંદના "પિંગળાદર્શ" જેવું બીજું એક પણ પિંગળનું પુસ્તક નથી.

હવે જે ફારસી કાવ્યના પુસ્તકને ઉપર "કારીમા" નામથી ઓળખવામાં આવ્યું છે, તે "કારીમા" નહિ, પણ "કરીમા" છે. શેખસાદીના એ જગત્પ્રસિદ્ધ નીતિના પુસ્તકનો પ્રારંભ "કરીમા" (હે કરુણેશ્વર!) એ પરમેશ્વરના સંબોધનાત્મક શબ્દોથી થતો હોવાથી સાધારણ રીતે એને "કરીમા" નામથી ઓળખવામાં આવે છે, પણ એનું ખરૂં નામ તો "પન્દનામહ" છે. ભર્તૃહરિના 'નીતિશતક' અને શેખસાદીકૃત 'કરીમા'ના વિચારો પરસ્પર એટલા બધા તો મળતા છે કે, જ્ઞાનિજનોના બુદ્ધિ અને વિચારોની એકતાનું તેથી આપણને ઘણુંજ સારૂં જ્ઞાન થઇ શકે છે. એ "કરીમા"નું પદ્યાત્મક—કવિતામાં—ભાષાંતર મારા અધિપતિપણાથી પ્રકટ થતા માસિક પત્ર "મુસાફર"માં છપાય છે અને ફારસીના જ્ઞાતાઓને તે વધારે ઉપયોગી થઇ પડે તેમ છે. આ ભાષાન્તરની સમાપ્તિ પછી "કરીમા" અને તેના કર્તા

શેખસાદી વિષે પણ એક નિબંધ લખવાનો મારો મનોભાવ છે, અને તે વખતે આ વિષયમાં કેટલાક વધારે સારા વિચારો દર્શાવી શકાશે.*

---

* ઉપરના ચર્ચાપત્રમાં રા. ઠક્કુરે "કર્ણછંદ" સંબંધી જે સ્પષ્ટીકરણ કર્યું છે તે બરાબર છે. રા. હીરાચંદ કાનજી કૃત "પિંગલાદર્શ"માં તે છંદનું માપ હોવાનું તેમણે જણાવ્યું છે, તે ઉપરાંત રા. રા. રણછોડભાઇ ઉદયરામ કૃત "રણપિંગળ"માં પણ તે છંદનું લક્ષણ તથા તેનાં દૃષ્ટાંત આપેલાં છે. પૃષ્ઠ ૨૯૦ ઉપર વર્ણ મેળ છંદના પેટા વિભાગ સમવૃત્તમાં આ છંદનું લક્ષણ નીચે પ્રમાણે આપેલું છે.

"**ભુજંગી, કર્ણ, સેહેલ.** ૬, ૫ યતિ. ય, ય, ય, લ,ગ.

"ભુજંગીજ કર્ણ, યયાયા લ ગી.

**એડિટર, "બુદ્ધિપ્રકાશ"**

# મહારાષ્ટ્ર દેશ અને તેની ભાષા.*

"Whoever thinks a faultless piece to see,
Thinks what ne'er was, nor is, nor e'er shall be."
Pope.

આજથી લગભગ ત્રણ વર્ષ પૂર્વે જ્યારે "જ્ઞાનવર્ધક" મેસર્સ ડી. લક્ષ્મીદાસની કંપની પાસેથી મી૦ રતનજી બહેરામજી માડને ખરીદી લીધું ત્યારે તેના પ્રથમ અંકમાંજ મી૦ શેઠનાનો "મહારાષ્ટ્ર દેશ અને તેની ભાષા" એ લેખ પ્રકટ થયો હતો અને તે વિનાકારણ એક સુધરેલા અને વિદ્યા વિષયમાં આગળ વધેલા દેશને લજ્જા ઉપજાવનાર હોવાથી તેનું પ્રત્યુત્તર તેજ વર્ષ (૧૯૦૦) માં મી૦ માડનને મોકલી આપવામાં આવ્યું હતું; પણ તે કોણ જાણે શા કારણથી મી૦ માડને પ્રસિદ્ધ ન કર્યું તે હું જાણી નથી શકતો. તેથી નિષ્પક્ષપાતતાથી એક ઉન્નત અને વિદ્વાન રાષ્ટ્રને સત્ય ન્યાય આપવાના હેતુથીજ તે ઉત્તરને આ "ભારત જીવન" માં પ્રકટ કરવાનું ઉચિત ધારૂં છું. આટલા દિવસ મને આશા હતી કે મી૦ માડન એ લેખ પોતાના માસિકમાં પ્રસિદ્ધ કરશે પણ તે આશાને નિરાશામાં બદલાઇ જવાનાં કારણો મળવાથી આજે નિરુપાયે આ માસિકનો આશ્રય લેવો પડયો છે.

ઉપર્યુક્ત પ્રખ્યાત આંગ્લ કવિવર ઍલેકઝાંડર પોપની કવિતાની પંક્તિઓ વાંચતાં વાંચકો સહજમાંજ અનુમાન કરી શકશે કે, પ્રસ્તુત પૃથ્વીને વિષે પ્રત્યેક પુરુષ પ્રમાદને પાત્ર છે; પરંતુ આપણે એની વ્યાખ્યામાં એટલો વધારો કરી શકીએ ખરા કે, કોઈ જન વિશેષ પ્રમાદ કરે છે, તો કોઇની કૃતિમાં પ્રમાદનો ભાગ ઘણોજ થોડો દીઠામાં આવે છે. મી૦ રતનજી શેઠનાનો લેખ પ્રમાદોથી આકંઠ ભરેલો છે અને તેમના તે પ્રમાદોનું નિવારણ કરવામાટે જ આ લેખનો પ્રારંભ છે. તો જો કે આ લેખ પણ સર્વથા પ્રમાદ-

* આ લેખ ઈ. સ. ૧૯૦૦માં પ્રથમ સિંધ હયદરાબાદમાં લખાયો હતો અને ઈ. સ. ૧૯૦૩ માં "ભારત જીવન" માસિક પત્રના ત્રણ અંકોમાં ક્રમશઃ પ્રકટ કરવામાં આવ્યો હતો.

રહિત હોય એ તો અસંભવિત છે; પરંતુ એટલું તો હું નિશ્ચયથી કહી શકું છું કે, જો આમાં પણ કોઇ ભૂલ મળીજ આવે, તો તે બહુધા કવચિત્ જ.

આટલો ઉપોદ્‌ઘાત કરીને હવે આપણે આપણા મુખ્ય વિષય ઉપર આવીશું.

પ્રથમ તો સ્વાભાવિક પ્રશ્ન એજ ઉદ્દભવે છે કે, મી૦ શેઠનાએ એ લેખ સ્વકપોલકલ્પિત લખેલો છે કે, બીજા કોઇ લેખનો આધાર લઇને લખેલો છે ? એનું ઉત્તર મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે એજ આવી શકે છે કે, મોલ્સવર્થ સાહેબના અંગ્રેજી મરાઠી કોષના પ્રારંભમાજ વિલ્સન સાહેબે જે નિબંધ લખેલો છે તેમાં તેમણે "મહારોનું રાષ્ટ્ર તે મહારાષ્ટ્ર" એવી મહારાષ્ટ્ર શબ્દની વિચિત્ર વ્યુત્પત્તિ આપેલી છે અને તેનો આધાર લઇને જ આ લેખ લખવામાં આવ્યો હોય એમ જણાય છે. અર્થાત્ એ લેખ સર્વાંશે સ્વકપોલકલ્પિત નથી; અને એથી મી. શેઠનાના શિરપરથી જો કે એની જવાબદારીનો કેટલોક ભાર ઓછો તો થાય છે, પરંતુ તેના જેવોજ તેમની ઉપર એક બીજો મોટો દોષ પાછો આવી પડે છે તે આ પ્રમાણે:—

યૂરોપિયનો આપણા દેશના વાસી નથી અને તેથી સર્વ વિષયમાં આપણાથી તેમના ઉપર 'One sheep follows another' એવી અન્ધશ્રદ્ધા પ્રમાણે સર્વથા વિશ્વાસ રાખી ન શકાય. તેમના લેખનો આધાર લેતી વેળાયે આપણે સદ્ અસદ્‌નો વિવેક અવશ્ય રાખવોજ જોઇએ; અન્યથા આપણે હાસ્યને પાત્ર થઇશું. મી૦ શેઠનાના એવો વિવેક ન કરવાના દોષવડેજ તેમનો લેખ નિષ્ફળ નીવડ્યો છે, અને એથી એની જવાબદારીનો કેટલોક ભાગ તેમના શિરે પણ આવી પડે છે. પરંતુ એનું વિષેશ પિષ્ટપેષણ ન કરતાં હવે આપણે તેમના લેખમાં આદિથી અંત પર્યંત કેટલી અસત્યતા ભરેલી છે તેનુંજ યથાર્થ વિવેચન કરીશું.

મી૦ શેઠનાના લખવા પ્રમાણે અજ્ઞાન સ્થિતિના લોકોની ભાષા ઘણી સંક્ષિપ્ત હોય છે અને તે બહુધા સોથી હજાર શબ્દોમાંજ સમાઇ જાય છે, અને એ વાર્તા અમોને પણ માન્ય છે. સોથી હજાર તો શું પણ ઇંગ્લૅંડના વિશ્વવિખ્યાત તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર કૃત 'The Inductions of Eihics.'

નામના ગ્રંથમાં કેટલીક એવી પણ જંગલી જાતિઓનું વર્ણન આપણને મળી શકે છે કે, જેમની ભાષાનો સમાવેશ માત્ર પંદર વીસ શબ્દોમાંજ થઇ રહે છે. પરંતુ અત્ર પ્રશ્ન થાય છે તે એજ કે, મહારાષ્ટ્ર દેશ પ્રાચીન કાળમાં એવી સ્થિતિમાં હતું કિંવા નહિ ? જ્યાં સુધી આ વાર્તા ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ ન થાય ત્યાં સુધી એ વાર્તા પરમેશ્વરની લીલામાં સત્ય છતાં પણ એને આપણે સત્ય તરીકે સ્વીકારી શકતા નથી. કેવળ અનુમાનોથીજ યથેચ્છ મતો દર્શાવી દેવા, એ રીતિ આજના વિદ્વાનોને માન્ય નથી.

" જૂદા જૂદા દેશોના લોકો આવી ભેળાયાથી તેમની ભાષાના શબ્દો ઘણા સાથે ભેળાય છે " એ મી૦ શેડનાનાં વચનો સર્વાંશે સત્ય છે. પરંતુ 'મરાઠી ભાષાની યોજનાનું મૂલ જોતાં જણાય છે કે,—' મહાર ' લોકોના મૂળ સ્થાનકનું આ નામ હતું અને તે ઉપરથી આ દેશને " મહાર રાષ્ટ્ર " એ નામ મળ્યું; પણ હાલના ઉચ્ચારમાં " ર " નો લોપ થયો છે.' એ તેમના મતથી અમે વિરુદ્ધ છીએ અને એનો કાંઇક વિસ્તાર પૂર્વક અહીં નિર્ણય કરવો ઉચિત છે.

અહીં સંસ્કૃત ભાષાની સર્વ માન્યતાને સિદ્ધ કરવા બેસીએ તેટલો સમય અને તેટલું સ્થળ આપણી પાસે નથી તેથી સંક્ષેપમાં એટલુંજ કહેવું પૂર્ણ થશે કે વર્ત્તમાન સમયમાં પૌરસત્ય તેમજ પાશ્ચાત્ય સર્વ વિદ્વાનો અંતે એજ નિશ્ચયપર આવેલા છે કે, " સંસ્કૃત વૈયાકરણોએ જેમને "ધાતુઓ" એવું નામ આપેલું છે તેજ સર્વ ભાષાઓનું મૂલ છે. તેનાથી પૂર્વે ભાષાની કેવી સ્થિતિ હતી તેનો અદ્યાપિ શોધ થયો નથી. જગતની સર્વ ભાષાઓનું મૂલ એવી રીતે એક છતાં દેશકાલ પ્રભૃતિના ભેદવડે એકના અનેક રૂપાંતરો થતાં તેમાંથી પુષ્કળ ભાષાઓ ઉદ્દ્ભવી; પરંતુ યત્ન કરતાં તેમનું એકમૂલત્વ સહજ સિદ્ધ થઇ શકે તેમ છે. અર્થાત્ અન્ય ભાષાઓ તે પુત્રીઓ અને સંસ્કૃત તેમની માતા એટલે ઉત્પાદક છે. " એ ઉપરથી એ તો સહજમાંજ સિદ્ધ થઇ શકે તેમ છે કે, જેમ હિંદુમાંથી કોઇ વટલીને મુસલ્માન થઇ શકે, તેમ સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થઇને શબ્દ બીજી ભાષામાં બીજા રૂપમાં પોતાનું દર્શન આપે, એ સંભવિત છે; પરંતુ મુસલ્માનમાંથી કોઇ હિંદુ થાય

એ બનાવ જેટલો અવિશ્વસનીય છે, તેટલુંજ કોઇ કહે કે બીજી ભાષામાંથી આ શબ્દ સંસ્કૃતમાં આવ્યો, તે અપભ્રષ્ટ થઇને આવ્યો, તે પણ અસંભવિત છે. આવું વિધાન તો હાસ્યાસ્પદજ મનાય.

મી૦ શેઠનાનુ કહેવું તો એમ છે કે " મહારાષ્ટ્ર " એવો જે સંસ્કૃત શબ્દ તે " મહાર રાષ્ટ્ર " જેવા એક નીચ જાતિના શબ્દનો અપભ્રંશ છે. પરંતુ તેમને ભાષાશાસ્ત્ર અને ઇતિહાસ એ ઉભયનું પૂર્ણ જ્ઞાન ન હોવાથી તેમના આ વિધાનને કેવળ એક પ્રકારનો અજ્ઞાનમૂલક ભ્રમજ કહી શકાય; કારણકે 'મહાર' ઇત્યાદિ અત્યંત પ્રાકૃત અને 'રાષ્ટ્ર' આદિક શુદ્ધ સંસ્કૃત શબ્દોનો ઉપર જણાવ્યા પ્રમાણે બહુધા મરાઠીમાં પરસ્પર સમાસ થતોજ નથી. "મહારરાષ્ટ્ર" શબ્દની વ્યુત્પતિ સંસ્કૃત વ્યાકરણના નિયમ અનુસાર આ પ્રમાણે છેઃ—મહત્—રાષ્ટ્ર; તેમાંથી રાષ્ટ્ર શબ્દમાંના ધાતુ અને પ્રત્યયને ભિન્ન કરીએ તો તેનું મૂલ સ્વરૂપ રાજ્—ષ્ટ્રન્ એવું થાય છે. સમાસમાં ' મહત્ ' માંના અન્ત્ય ' ત્ ' નો લોપ થતાં પૂર્વના હકારમાંનો અકાર દીર્ઘ થાય છે તેથી " મહારાષ્ટ્ર " એવો શબ્દ સિદ્ધ થાય છે. એવી રીતે સંસ્કૃતમાં એની પૂર્ણ વ્યુત્પત્તિ મળી આવતી છતાં પણ વચમાં " ર " લાવવો અને તેનો પાછો લોપ કરી નાખવો, એને તે મૂલચ્છેદિ પાંડિત્યવિના અન્ય કયું ઉપનામ આપી શકાય ? વળી ' રાષ્ટ્ર ' શબ્દનો અર્થ વિદ્યાકળા ઇત્યાદિકથી સુધરેલો દેશ, એવો થાય છે. અર્થાત્ મહારો જેવા એક પ્રકારના અશિક્ષિત લોકોએ કોઇ દેશને વિદ્યાકળાથી વિભૂષિત કર્યો હોય, એવું માનવાને આપણને પ્રાચીન ઇતિહાસમાંથી કોઇ પણ સાધન મળી નથી આવતું અને એવી કલ્પના કરવી પણ સયુક્તિક જણાતી નથી; તેથી ' મહારાષ્ટ્ર ' શબ્દનો ' મોટું રાષ્ટ્ર ' એ અર્થજ નિર્વિવાદ સિદ્ધ થાય છે. મહારોનું રાષ્ટ્ર એ અર્થ કિંવા વ્યુત્પતિ સર્વથા અસત્ય છે. બીજું વળી મહારાષ્ટ્ર જેવોજ સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર—સોરઠ) દેશ છે. તેની પણ ' મહાર રાષ્ટ્ર ' પ્રમાણે ' સુરરાષ્ટ્ર ' એટલે દેવોનું રાષ્ટ્ર એવી વ્યુત્પત્તિ કરીએ તો તે શું ન થઇ શકે ? આપણે એમ પણ કહી શકીશું કે, ' ર ' નો પાછળથી લોપ થતાં બાકી સંસ્કૃતમાં કેવળ 'સુરાષ્ટ્ર' રહ્યો; પરંતુ એમ કહેવાથી માત્ર આપણી મૂર્ખતાજ વ્યક્ત થશે. એથી જેવી

રીતે ' સુરાષ્ટ્ર 'ની વ્યુત્પતિ ' સુરરાષ્ટ્ર ' એવી નથી થતી, તેવીજ રીતે ' મહારાષ્ટ્ર ' ની વ્યુત્પત્તિ 'મહારરાષ્ટ્ર' કરવી, એ પણ અયુક્તિક છે.

બીજું એ કે ભરતખંડના દેશોના કિંવા લોકોનાં પ્રાચીન નામોનો લક્ષપૂર્વક વિચાર કરીએ છીએ તો બહુધા દેશના નામ ઉપરથી જ તત્ર વસતી પ્રજાને ઓળખવામાં આવે છે. જેમકે કુરુદેશ વાસી તે કૌરવ; જેમનું સ્થાન મગધ દેશ છે તે માગધ, અને કોશલદેશસ્થ તે કોશલ, ઇત્યાદિ, પરંતુ લોકસમાજનું નામ દેશને આપવામાં આવ્યું હોય એવાં અપવાદરૂપ ઉદાહરણોજ મળી શકશે. એ ઉપરથી પણ એજ નિષ્પન્ન થાય છે કે ' મહાર રાષ્ટ્ર ' તે ' મહારાષ્ટ્ર ' નહિ, કિંતુ મહારાષ્ટ્ર એટલે ' મોટું રાજ્ય ' એજ અર્થ સત્ય છે. કોઇ રાજાના નામ ઉપરથી દેશનું નામ પડયું હોત તો તે એક જૂદી વાત હતી. સારાંશ કે, ' સુ ' અને ' મહત્ ' એ ઉભય પૂજ્યાર્થદર્શક શબ્દો રાષ્ટ્ર શબ્દની પૂર્વે પ્રાપ્ત થઇને તેમના અનુક્રમે ' સુરાષ્ટ્ર ' અને ' મહારાષ્ટ્ર ' એવાં રૂપો થયાં, એ સિદ્ધાંત નિર્વિવાદ સિદ્ધ થાય છે.

આગળ વધીને મહાર લોકોનું પ્રાચીનત્વ સિદ્ધ કરતાં વળી પાછા મી. શેઠના લખે છે કે, " તેમજ દરેક ગામમાં મહાર લોકોનાં રહેઠાણ ગામની પહેલી હરોલમાં આવે છે. તેમને " અતી શુદ્ર " ના નામે ઓળખવામાં આવે છે. આ 'અતી' શબ્દનો અર્થ " પ્રાચીન કાળના " એવો થાય છે. " ઇત્યાદિ. પરંતુ પ્રથમ તો " અતી શુદ્ર " એવી રીતે એ શબ્દજ તેમણે અશુદ્ધ લખ્યો છે. શુદ્ધ શબ્દનું " અતિ શૂદ્ર " એવું હ્રસ્વ ઇકારયુક્ત રૂપ થાય છે. વળી મહા આશ્ચર્યની વાર્ત્તા તો એ છે કે " અતિ " શબ્દનો અર્થ " પ્રાચીન કાળના " એવો કદાપિ થયો નથી, થતો નથી અને થશે પણ નહિ. એમ છતાં પણ તેમણે એ અર્થ ઠોકી બેસાડયો છે અને તે કોણ જાણે કયા કોષના આધારે ? આપણે અત્ર કેટલાક ગુજરાતી, ગુજરાતી–અંગ્રેજી, સંસ્કૃત, સંસ્કૃત–મરાઠી, સંસ્કૃત–અંગ્રેજી તથા મરાઠી કોષોનાં પ્રમાણો આપીશું.

**"अति (અ) ઘણું, બેહદ, હદબહાર, ઉલટું (અર્થે)" વિઠ્ઠલ રાજારામ દલાલ કૃત–'ગુજરાતી શબ્દાર્થ સિંધુ'.**

"**अति** Ati, adj. (S) Exessive" Belsare's 'Gujarati English Dictionary.'

"**अति–अव्ययम्–अत्–इन्" पूजायां, उत्कर्ष, अतिक्रमणे, अतिशये च" वाचस्पतिः (शब्दस्तोममहानिधौ).**

"**अति अ. उत्कर्ष, अतिशय, २ हदीं बाहेर जाणें.**" માધવ ચંદ્રોબાકૃત "**शब्दरत्नाकर**".

"**अति** Ati ad. Over. beyond (vobe PX)–Exceedingly, very, too transcending etc." Macdonell's Sanskrit–English Dictionary.

"**अति (सं) क्रि. वि. अतिशय, पुष्कळ"–(शुद्ध मराठी कोष.)**

એ પ્રમાણોથી જણાય છે કે 'અતિ' શબ્દનો અર્થ જો "પ્રાચીન કાળનો" એવો થતો હોત તો ઉપર્યુક્ત કોષકારોમાંથી કોઇએ તો અવશ્ય તેનું પ્રતિપાદન કર્યું હોત; કેમકે બધાજ કાંઇ મૂઢ નહોતા. પણ એટલી ડિક્ષનરીઓ કે કોષો જોવાનો પરિશ્રમ કોણ લે ? એ તો હાંક સલેમાન ગાલ્લું ની માફક જેમ વાંચવામાં આવ્યું તેમ લખી દીધું. આ પ્રમાદની કોઇ જેવા તેવા લેખકને તો ક્ષમા આપી શકાય, પણ મી. **શેઠ**ના જેવા એક બાહોશ લેખકે એવી ભૂલ કેમ કરી હશે, એનોજ અમોને રહી રહીને વિચાર થયા કરે છે ! આ પ્રમાણોથી એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે "અતિ" એટલે 'અતિશય' અને "શૂદ્ર" એટલે નીચ જાતિનો મનુષ્ય. અર્થાત્ અતિ શૂદ્ર તે અત્યંત નીચ જાતિનો મનુષ્ય. ( A man of the lowest of the four casts ) એવોજ 'અતિ શૂદ્ર' શબ્દનો અર્થ થાય છે; "પ્રાચીન કાળનો શૂદ્ર" એવો અર્થ થતો નથી.

હવે ત્રીજો મુદ્દો એ છે કે પ્રાચીન જે મહારો તેમનો તો મી. **શેઠ**નાના પોતાના કહેવા પ્રમાણેજ ઇતિહાસ મળતો નથી અને જે કાંઇ સાધન પ્રાચીન ગ્રંથોમાંથી મળી શકે છે, તે નગરો આદિને વસાવવાનું કાર્ય 'મનુ'ના વંશજ ધ્રુવની પશ્ચાત્ અને પૃથુની પૂર્વે થયું હોય એમ તેઓજ જણાવે છે, અને એજ વાતને આપણે પણ માન્ય રાખીએ તો પણ મહારાષ્ટ્રના પ્રા-

ચીન રાજ્યકર્તાઓ શુદ્ધ ક્ષત્રિયો હતા એજ વાર્તાને વિશેષ પુષ્ટિ મળે છે. મી૦ **શેઠ**નાના લખવા પ્રમાણેજ જો **પૃથુ**ના સમયમાં ગામો વસેલાં હોય, તો **પૃથુ**નો કાળ ઘણોજ પુરાતન છે. આર્યશાસ્ત્ર અનુસાર **પૃથુ** તે સત્યયુગમાંનો પાંચમો રાજા છે. સત્ય, ત્રેતા, અને દ્વાપર સંપૂર્ણ થઇને હાલ કળિયુગ ચાલે છે તેથી તેમનાજ મત પ્રમાણે ક્ષત્રિયોનું પ્રાચીન પ્રમાણ મળ્યા છતાં પણ મહારોને એક રાષ્ટ્રાધિપતિ તરીકે સ્વીકારવા એ અત્યંત શોચનીય છે. .તો જો કે અમે હજી મહારાષ્ટ્રમાં **પૃથુ**ની પૂર્વે રાજ્ય સ્થાપવામાં આવ્યું હતું, એ વિષયમાં મી૦ **શેઠ**નાના મતને મળતા નથી. એ વિષે વળી કોઇ બીજીવાર વિવેચન કરવામાં આવશે. **મનુ**ને આર્યશાસ્ત્ર પ્રમાણે સૃષ્ટિના પ્રારંભમાં ઉત્પન્ન થએલો માનવામાં આવે છે અને **પૃથુ** તેની પાંચમી પેઢીએ અવતરેલો છે તેથી તેમની પૂર્વે મહારો અસ્તિત્વમાં હોય એ પ્રમાણુજ હસી કાઢવા જેવું છે.

**ભ**વાની, **ખં**ડોબા, **ચ**લમા, **મ્હ**સોબા, **વૈ**તાળ વિગેરે સુરોના દેવતા છે એવું જે મી. શેઠનાનું કહેવું છે તે તદ્દન નાપાયાદાર છે; કારણ કે **ભ**વાની પાર્વતીનુંજ એક નામ છે અને તેને ઉચ્ચ જાતિના બ્રાહ્મણો આજે પણ શ્રદ્ધાસહિત પૂજે છે.

**મ્હ**સોબા તે **મ**હિષાસુરનો અપભ્રંશ છે અને **વૈ**તાળ એ દેવ નહિ પણ યમ છે. એમની કથાઓ રચીને આર્યોએ નવીનતાથી પાછળથી તેમનું માહાત્મ્ય નથી વધાર્યું, પણ તેમનું જે કર્તવ્ય હતું તે તેઓ કરતા આવ્યા છે. નીચ જાતિઓ એ દેવતાઓનું પૂજન કરે છે, તે આર્યોનું અનુકરણ માત્રજ સમજવું. વળી **ભ**વાની ઇત્યાદિનું વેદમાં પણ વર્ણન મળી આવે છે અને વેદ પૂર્વે કોઇ પણ ધર્મકલ્પના અસ્તિત્વ ધરાવતી હતી એવું ઇતિહાસથી અદ્યાપિ સિદ્ધ થઇ નથી શક્યું.

"મ્હારી ભાષા" એવું નામ જે મી૦ **શે**ઠના તરફથી મરાઠી ભાષાને આપવામાં આવેલું છે, તેની વ્યુત્પત્તિ પણ 'મહારરાષ્ટ્ર' અને 'મહારાષ્ટ્ર' શબ્દો પ્રમાણે કરી લેવી. વળી તેમણે મરાઠી કોષમાં અમુક નિશાનીવાળા શબ્દો મૂળ મરાઠી અને અમુક પાછળથી પ્રવિષ્ટ થએલા સંસ્કૃત છે એવો જે

સિદ્ધાંત સિદ્ધ કર્યો છે તે વિષે એટલુંજ જણાવવું બસ થશે કે, જ્યારે ઘણી ખરી ભાષાઓના શબ્દોનો મોટો ભાગ સંસ્કૃત સાથેજ ઓછો વધારે સંબંધ ધરાવે છે ત્યારે અમુક શબ્દ મૂળ મરાઠી હોવાનો સંભવજ ક્યાં રહ્યો ? જો તેઓ એમ કહેત કે અમુક શબ્દો સંસ્કૃતના અપભ્રંશ છે અને અમુક મૂળ રૂપમાં સ્થિત છે; તો તેમાં અમે પણ મહા આનન્દથી સંમત થયા હોત.

મી૦ શેઠનાના કથન અનુસાર મરાઠી ભાષા ૧૦૦૦ ( એક હજાર ) વર્ષ પૂર્વે જૂદા પ્રકારની હતી અને અમે પણ સ્વીકારીએ છીએ કે ૧૦૦૦ તો રહ્યાં, પરંતુ શ્રી શિવાજી મહારાજના સમયમાં પણ તેનું રૂપ અન્ય પ્રકારનું હતુ. પરંતુ એથી શું તેનું સંસ્કૃતમાંથી ઉદ્ભવવું નિર્મૂળ ઠરી શકે છે ખરૂં કે ? કદાપિ નહિ. '૧૦૦૦ વર્ષ પહેલાં મરાઠીને માગધીના નામથી ઓળખવામાં આવતી હતી;' એ વળી મી૦ શેઠનાનો બીજો ભ્રમ; કારણ કે, માગધી, પૈશાચી, સૌરસેની ઇત્યાદિ સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થએલી ભાષાઓ તે મરાઠીથી ભિન્ન ભાષાઓજ છે અને તેમનાં આજે પણ અનેક વ્યાકરણો આપણા જોવામાં આવે છે. તો જો કે પૂર્વની મરાઠી ભાષામાં અને વર્તમાન સમયની મરાઠી ભાષામાં કેટલોક અંતર પડી ગયો છે, એ વાર્તાને તો અમે પણ માન્ય કરીએ છીએ. પણ એ અંતર નજીવો છે, કાંઈ ઘણો નથી; કારણ કે પાછળથી તેમાં રૂપાંતર પામેલા કેટલાક ફારસી અને અરબી શબ્દો મળેલા જોવામાં આવે છે.

વળી મી૦ શેઠના કહે છે કે "મરાઠી ભાષાનું વ્યાકરણ નહોતું તે હાલમાં બનાવવામાં આવ્યું છે." કલ્પનાશક્તિનો તો અવધિ થયો. પરંતુ શ્રમથી શોધ કર્યો હોત તો તેમને સત્વર જણાઇ આવત કે વરરુચિ નામક એક પ્રાચીન વિદ્વાને આજથી સેંકડો વર્ષ પૂર્વે મરાઠી ભાષાનું વ્યાકરણ લખ્યું હતું અને તે આજે પણ પ્રસિદ્ધ છે. તે છતાં પણ મરાઠી ભાષાને વ્યાકરણ વિનાની દર્શાવવી એ કેટલું સાહસ ? ( વરરુચિનો કાળ તે ઉજ્જયિનીના પ્રખ્યાત મહારાજા ભોજનો સમય મનાય છે; પણ અદ્યાપિ એનો પૂર્ણ નિશ્ચય થયો નથી. )

સાંપ્રત સમયમાં મહારાષ્ટ્રીય ભાષામાં ઉત્તમ ઉત્તમ ગ્રંથો લખાતા જાય

છે તે સત્ય છે અને કાળચક્ર અનુસાર એમ થવું સ્વાભાવિક છે; પરંતુ પૂર્વે કાંઇ મરાઠી ભાષામાં અનુત્તમ ગ્રંથો લખાયા હોય તેમ નથી. જો તેમની લેખનપદ્ધતિ અન્ય પ્રકારની હોય તો તે વાત જૂદી છે.

ગ્રંથોના વિષેશ પ્રમાણથીજ અમુક જાતિના બુદ્ધિબળનું અનુમાન કરી શકાય છે, એ વાર્તા જો કે ખરી છે, તો પણ બ્રાહ્મણો પાસે ગ્રંથો હતા તેથી તેઓ અર્વાચીન છતાં પણ મહત્તા પામ્યા અને મહારો પ્રાચીન છતાં પણ ગ્રંથોના સાધન વિના અધોગતિને પામ્યા છે; એ મી૦ શેઠનાનો સિદ્ધાંત પણ તેમના બીજા સિદ્ધાંતો જેટલોજ માનવા જોગ ગણી શકાય; કારણ કે સૃષ્ટિના આરંભમાં જ્યારે ઉત્પન્નજ પ્રથમ બ્રાહ્મણો થયા છે તો તેઓ અર્વાચીન ઠરીજ કેમ શકે?

આ વિસ્તૃત વિવેચન ઉપરથી વાંચકોના લક્ષમાં આવ્યું હશે કે મી૦ શેઠનાનો ઉક્ત લેખ કેવો ભૂલ ભરેલો અને એકતરફી છે, અને તેથીજ આ પ્રત્યુત્તર લખવું પડયું છે, કે જેથી મી૦ શેઠના ભવિષ્યમાં એવા પ્રમાદને વશ ન થાય. જો મી૦ શેઠનાને આ લેખ લેશ માત્ર પણ ધ્યાન આપવા યોગ્ય જણાશે, તો હું મારા શ્રમનું સાર્થક્ય થએલું માનીશ.

# જાપાની સાહિત્ય.*

કદાચિત્ વર્ત્તમાન કાળમાં ઉન્નતિશીલ **એશિયાના** ઉન્નત ખંડોનું નિરીક્ષણ કરીએ છીએ, તો માત્ર **જાપાનનેજ** આપણે ઉન્નતિના સર્વથી ઉચ્ચ શિખરપર ચઢેલું જોઇ શકીએ છીએ; કારણ કે શિલ્પ, વાણિજ્ય, વિજ્ઞાન, અને યુદ્ધ આદિ સમગ્ર વિદ્યાઓમાં આજે **એશિયાનો** બીજો કોઇ પણ પ્રદેશ એની બરાબરી કરી શકે તેમ નથી. થોડાજ સમય પહેલાં જે **જાપાનને** લોકો અસભ્ય કહેતા હતા અને તુચ્છ સમજતા હતા; તેજ **જાપાન** આજે સભ્યતાના શિખરે પહોંચી ભૂમંડળના ઉન્નતિશાળી દેશોમાટે એક ઉદાહરણ સમાન થઇ પડ્યું છે. ઇતિહાસના અવલોકનથી આપણે જાણી શકીએ છીએ કે આજ સુધીમાં **જાપાનીઓ** સમાન સંસારની કોઇ પણ જાતિ આટલા વેગથી ઉન્નતિની ચોટીપર પહોંચવામાં સમર્થ થઇ નથી શકી. આજે પૃથ્વીની સમસ્ત સભ્ય જાતિઓ **જાપાનના** આ અસંભવનીય અભ્યુદયને અવલોકી અત્યંત આશ્ચર્યચકિત થઇ રહી છે. એક દિવસ એવો હતો કે **જાપાની** લોકો **બુદ્ધદેવની** જન્મભૂમિ **ભારતવર્ષને** તીર્થસ્થાન સમજીને યાત્રાના નિમિત્તથી અહીં આવતા હતા અને આજે એ પણ એક દિવસ છે કે **ભારતનિવાસી** યુવકો વિજ્ઞાનનું શિક્ષણ લેવાને **જાપાનમાં** જાય છે. કાલચક્રનું કેવું વિસ્મયમય વિચિત્ર પરિવર્ત્તન!

આજે **જાપાનની** ઉન્નતિનો ઇતિહાસ લખવાની કાંઇ અમારી ઇચ્છા નથી; પણ ડૉકટર **જ્યૉર્જ બ્રૅંડસ્**ના એક નિબંધના આધારે ગુર્જર વાંચકોને **જાપાની** સાહિત્યનો વિવેચનરૂપ ઉપહાર આપવાની અમારી મનોભાવના છે.

ઇ. સ. ૪૦૦થી મહાસામ્રાજ્ય **ચીન જાપાનપર** પોતાની સત્તાના પ્રભાવને બતાવતું આવતું હતું. આજે **જાપાનનો** પ્રભાવ એટલી સીમા સુધી પહોંચ્યો છે કે **ચીન** તેની આગળ યત્કિંચિત્ સમાન થઇ ગએલું જોવામાં આવે છે. છતાં એ તો સ્મરણમાં રાખવુંજ જોઇએ કે પોતાની સત્તાને

---

* આ લેખ પ્રથમ ઇ. સ. ૧૯૦૪ ના "મુસાફર" માસિકપત્રના નવેમ્બર માસના ( ૪ થા ) અંકમાં પ્રકટ કરવામાં આવ્યો હતો.

સભ્યતમ બનાવવામાં જેવી રીતે ગ્રીક અને રોમ ભારતવર્ષના ચિર ઋણી છે; તેવીજ રીતે જાપાનની ઉન્નતિ તે મૂળ ચીનની આભારી છે. યૂરોપનો જેવો પેલેસ્ટાઇન સાથે સંબંધ છે; તેવોજ ભારતવર્ષ સાથે જાપાનનો પણ સંબંધ છે; કારણ કે જેવી રીતે અન્ય ધર્મોનો ઉચ્છેદ કરીને ક્રિશ્ચિયાનિટીએ સમગ્ર યૂરોપમાં પોતાનું પ્રાબલ્ય પ્રસાર્યું છે; તેવીજ રીતે ભારતવર્ષના બૌદ્ધ ધર્મે પણ જાપાનના પ્રાચીન શિંટો ધર્મને હટાવીને ત્યાં પોતાની મહતી સત્તા ચલાવી છે

જાપાની ભાષાના પ્રથમ ધર્મગ્રંથનું નામ " કૌજિકી " છે અને તેની રચના આપણાં પુરાણો પ્રમાણેજ કરવામાં આવી છે. એ ગ્રંથના એક ભાગમાં શિંટોધર્મની અનેક કથાઓ લખવામાં આવી છે અને બીજા ભાગમાં ઇ. સ. ૬૨૮ સુધીના જાપાનના ઇતિહાસનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઇ. સ. ૬૭૦ માં જાપાનના સમસ્ત ભાગોમાં વિદ્યાલયો સ્થાપિત થઇ ગયાં હતાં અને ત્યાર પછી થોડા સમયમાંજ અનેક વિશ્વવિદ્યાલયો (Universities) ની સ્થાપના પણ થઇ, અને તેમાં વિદ્યાર્થીઓને ગણિત, વિજ્ઞાન, ઇતિહાસ, વ્યવહારશાસ્ત્ર, ન્યાય ( Logic ) તથા ચીની સાહિત્યનું શિક્ષણ આપવાનો પ્રારંભ કરવામાં આવ્યો. એ ઉપરથી કલ્પના કરી શકાય છે કે, શિક્ષણના વિષયમાં જાપાન યૂરોપથી પણ આગળ વધેલું હતું. એજ સમયમાં જાપાની લોકો ચિત્રવિદ્યા તથા શિલ્પકળામાં પણ સારી ઉન્નતિ કરી ચૂક્યા હતા. એજ કાળમાં એટલે ઇ. સ. ૭૦૦ ની લગભગમાં જાપાનીઓએ બુદ્ધદેવનું એક મંદિર બનાવ્યું હતું અને તેમાં નારા નામે બુદ્ધદેવની એક વિશાળ તથા ભવ્ય પ્રતિમા ઘણીજ જોવા લાયક અને ઉત્તમ શિલ્પવિદ્યાના એક ઉદાહરણરૂપ છે.

જાપાની ભાષામાં કાવ્યનો આરંભ સાતમા શતકથી થયો. પરંતુ એ જાપાની કાવ્યો અને યૂરોપીય કાવ્યોમાં પરસ્પર ઘણીજ વિભિન્નતા જોવામાં આવે છે; કારણ કે, એ જાપાની સાહિત્યમાં "ઇલિયડ" અને "ઑડેસી" ઇત્યાદિ જેવું એક પણ મહાકાવ્ય નથી, તેમજ દાર્શનિક, રાજનૈતિક, તથા વ્યંગરસાત્મક કાવ્યોનો પણ જાપાની સાહિત્યભંડારમાં પૂર્ણ અભાવજ છે. ચૌદમા શતકમાં જાપાની સાહિત્યમાં નાટકની સૃષ્ટિનું પણ દર્શન થયું ખરૂં;

પરંતુ એ નાટ્યવિદ્યાની કાંઇ પણ વિશેષ ઉન્નતિ થઇ ન શકી અને તે એટલે સુધી કે, આજ સુધીમાં જાપાની ભાષામાં એક પણ નાટકના ગ્રંથની રચના માત્ર પણ થઇ નથી.

જાપાની સાહિત્યના કાવ્યે માત્ર ગીતિકાવ્યમાંજ સારી રીતે પૂર્ણતાને પ્રાપ્ત કરેલી છે અને તે ખંડ કાવ્યો ઘણાજ થોડા વિસ્તાર અને ઘણાજ થોડા ભાવોમાં વર્ણવાયલાં છે. ઉક્ત કાવ્યોમાં કેવળ જાપાનીઓના હૃદયગત ભાવોનો પ્રકાશ અને સ્વભાવોનો વિકાસ એવી તો સરલતા અને દક્ષતાથી કરવામાં આવ્યો છે કે, જેથી તેમના પ્રધાન ઉદ્દેશ્ય વિષયોનું આપણને તત્કાળ જ્ઞાન થઇ શકે છે. જાપાની લોકો પોતાની કવિતામાં પ્રેમ, મદિરા, પ્રશંસા આકાંક્ષા અને વેદનાનું વર્ણન ઉત્તમતાથી કરે છે; પરંતુ તેમની કવિતામાં સૂર્યાસ્ત ( સંધ્યા ) તથા નક્ષત્રલોક ઇત્યાદિ વિષયોના ભાવોનું દર્શન થઇ નથી શકતું; એનું કારણ, જાપાન એટલે ઊગતો સૂર્ય એવો અર્થ હોવાથી અવનતિદર્શક સૂર્યાસ્ત સમયનું વર્ણન તેઓ અશુભ ધારતા હશે; એ હોવું જોઇએ.

જાપાની સાહિત્યમાં વિષય તથા ભાવની ઘણીજ ન્યુનતા અને છન્દોની અતિશય દરિદ્રતા છે. આજ સુધી એ ભાષામાં સંસ્કૃત સમાન અક્ષરોની ગુરુ લઘુ માત્રા રાખવાનો પણ કોઇ નિયમ સ્થપાયો નથી. તેમનાં ગદ્ય અને પદ્યના ભેદને જાણવાનો માત્ર એજ ઉપાય છે કે, પદ્યનું પ્રત્યેક ચરણ અનુક્રમે પાંચ અથવા સાત માત્રા ( Sylable શબ્દાંશની એક માત્રા ) નું થાય છે; ક્ષુદ્ર કાવ્યોમાં ‘ ટંકા ’ નામક ક્ષુદ્ર કવિતાનોજ જાપાનમાં વિશેષતાથી પ્રચાર છે અને એક ટંકામાં કેવળ પાંચ ચરણોજ આવે છે. તેના પ્રથમ ચરણમાં પાંચ, બીજામાં સાત, ત્રીજામાં પાંચ, અને ચોથામાં સાત, માત્રાનું વજન હોય છે અને તે બધા મળીને એકત્રીશ માત્રા શબ્દાંશ થાય છે.

સાતમા શતકથી આજ સુધી જાપાની કવિતા ઘણાજ થોડા વિસ્તારમાં રમ્યા કરે છે. હાલ પણ ત્યાંના ચક્રવર્તી ભૂપાલ નવીન વર્ષારંભ સમયે પોતાના સભાસદોને ‘ ટંકા ’ બનાવવામાટે અનેક વિષયો ( સમસ્યા ) આપ્યા કરે છે.

અહીં એ પણ જણાવવું ઉચિત છે કે, **જાપાનના** સર્વે કવિજનો ઉચ્ચ પદાધિકારીઓજ હોય છે. તેથી કવિજનો દરિદ્રજ હોય છે, એવી જે **ભારતનિવાસી** જનોની સાધારણ માન્યતા છે તે સિદ્ધાન્તની સત્યતા **જાપાની** કવિઓમાં નથી, એ વ્યક્ત થાય છે. **જાપાની** કવિઓ એ નિયમના અપવાદરૂપ દેખાય છે.

આજ કાલ બહુધા ઘણા લોકોનો એવો મત છે કે, સ્ત્રીઓ ઘણું કરીને કવિતા રચી નથી શકતી, પરંતુ **જાપાનમાં** અર્ધથી વધારે ભાગ એવી સ્ત્રીઓનો છે કે, જે કવિતાની રચનામાં પુરુષો કરતાં પણ બે ડગલાં આગળ વધેલી છે. આપણા **આર્યાવર્ત્તના** એક વિશાળ પ્રદેશ **બંગ** ( **બંગાલા** ) દેશમાં પણ કાંઇ સ્ત્રી કવિઓની સંખ્યા ઓછી નથી.

**જાપાનમાં** કવિતા રચવાનું શિક્ષણ કુલીન તથા ઉચ્ચવંશના લોકોનેજ આપવામાં આવે છે. જે કવિતા મહારાજાની આપેલી સમસ્યાની પૂર્ત્તિ તરીકે બનાવવામાં આવેલી હોય, તે કવિતાને કોઇ પણ કવિ પોતાના પુસ્તકમાં પ્રકટ કરી નથી શકતો. એ સમસ્યાપૂર્ત્તિઓમાંથી ઉત્તમ કવિતાઓને ચૂંટી કાઢી તેમને મહારાજા પોતેજ પ્રસિદ્ધ કરે છે. નવમા શતકમાં એવા પ્રકારની કવિતાઓનો એક સંગ્રહ કરવામાં આવ્યો હતો અને તેમાં લગભગ ચાર હજાર કવિતાઓનો સમાવેશ કરેલો હતો.

**જાપાનીઓની** માનસિક પ્રકૃતિ ઘણીજ વિચારસંગત હોય છે, એટલા-માટે તે લોકો કવિતામાં રૂપકને પસંદ નથી કરતા તેમજ તેઓ જડપદાર્થોના ગુણો અને શરીરધારીઓના મનોભાવની કલ્પના પણ નથી કરતા. તેમના આવા સ્વભાવથી જાણી શકાય છે કે, તેમનામાં પ્રકૃતિની વિચિત્રતા ઇત્યાદિના જ્ઞાનનોજ મૂળ અભાવ હોવો જોઇએ. એ લોકો વ્યક્તિગત ભાવોને ઝળકાવવામાં જેવા અયોગ્ય છે તેવાજ વાકપટુતાના મહા અનુરાગી પણ છે.

જ્યારે **સિકાડો** નામક રાજ્યકર્તાની સત્તા જતી રહી, અને જે સમયે **સગુણ** અર્થાત્ પાર્થિવ મહારાજાએ શાસનદંડનું ગ્રહણ કર્યું; ત્યારથી **જાપાનીઓના** ચિન્તારાજ્યમાં સ્ત્રીઓનો પ્રભાવ પણ ઓછો થતો ચાલ્યો. તે વેળાએ પ્રજાને માટે એવા નિયમની આજ્ઞા કરવામાં આવી કે, કોઇ પણ

પ્રજાજને રાજભકિતહીન અર્થાત્ રાજદ્રોહી થવું ન જોઇએ; કારણકે, હવેથી રાજભકિતનેજ પ્રજાનો શ્રેષ્ઠ ધર્મ સમજવામાં આવશે. તે કાળથી **જા**પાનીઓમાં રાજા પ્રતિ અનન્ય ભકિત રાખવી અને ઇશ્વરાજ્ઞાસમાન રાજાની આજ્ઞાનું પાલન કરવું, એજ મુખ્ય ધર્મ—કર્મ મનાયું. " **નાકમિત્સુ** " નામનો એક પુરુષ **જા**પાની ઇતિહાસ તથા સાહિત્ય ઇત્યાદિનો સર્વજનપ્રિય નાયક હતો. એક વેળાએ ત્યાંના મહારાજાના પુત્રને એક મોટા અપરાધમાટે મરણની શિક્ષા થયેલી હતી તે વેળાયે **નાકમિત્સુ**એ મહારાજાના પુત્રના પ્રાણના રક્ષણમાટે પોતાના પુત્રનું મસ્તક પોતાનેજ હાથે ઉડાવી નાખીને પોતાની રાજભકિતનું પૂરૂં પ્રદર્શન કરાવ્યું હતું. તે સમયમાં **જા**પાની લોકો પ્રતિહિંસાને પણ મહાન્ પવિત્ર કર્મ સમજતા હતા. જેવી રીતે આજ કાલના **યુ**રોપીયન સાહિત્યના લેખકો ઉપન્યાસ કિંવા નવલકથામાં પ્રેમનું દર્શન કરાવવું એનેજ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજે છે, તેવીજ રીતે તે સમયના **જા**પાની જનો–નવલકથા અને કાવ્યના પ્રેમી જનો–પોતાના સાહિત્યગ્રંથોમાં પ્રતિહિંસાના ઉત્કર્ષને વ્યકત કરવામાંજ પોતાના કર્તવ્યકર્મની પરિપૂર્ણતા થએલી માનતા હતા. **ચીન**ના સંશ્રવથી **જા**પાની લોકો જ્યારે ધીરે ધીરે **ચીન**વાળાઓનું અનુકરણ કરવા લાગ્યા; ત્યારથીજ સ્ત્રીઓનો પ્રભાવ પણ ધીરે ધીરે લુપ્ત થવા લાગ્યો અને તેની સાથે સાથે ધર્મની પણ અવનતિ થતી ચાલી. વિધવાસમૂહમાંથી જે વિધવા બીજો પતિ ન કરવાની ઇચ્છા દેખાડતી હતી તેજ સતીત્વની ધ્વજારૂપ મનાતી હતી. તેમજ વેશ્યાવૃત્તિ પણ કાંઇ તે સમયમાં નિંદ્ય મનાતી નહોતી. જેમનાં માતા પિતા દરિદ્રાવસ્થામાં હોય અને દુઃખ ભોગવતાં હોય, તેમની પુત્રી—સુકુમાર બાળા—કદાચિત્ પોતાનાં માતા પિતાનાં પાલન પોષણમાટે વેશ્યાનો વ્યવસાય આદરે, તો તે પુત્રીને કર્ત્તવ્યપરાયણા તથા પ્રશંસાને પાત્ર માનવામાં આવતી હતી. એજ કારણને લીધે **જા**પાની લોકો નવલકથાઓની નાયિકા (Heroin) માંની બહુધા વેશ્યાનેજ માનની દૃષ્ટિથી નીહાળતા હતા.

ઇ. સ. ૧૮૬૭ માં **જા**પાનમાં એક મહાન્ દેશવ્યાપી ઉપદ્રવ થયો હતો. તે સમયે ત્યાંના **સગુણ** નામક મહારાજાને પદભ્રષ્ટ કરીને તેના સ્થાને **મિકાડો**

નામક વ્યક્તિને રાજસિંહાસનપર બેસાડવામાં આવ્યો અને ત્યારથી ત્યાંના રાજ્ય સંબંધી તથા બીજા તેવા વિષયોમાં ધીમે ધીમે મોટું પરિવર્તન થવા માંડ્યું. **અંગ્રેજી** ભાષા અને **યૂરોપીયન** સભ્યતાનો પ્રવેશ પણ **જાપાન**માં તે કાળમાંજ થયો. રેલ્વે, ટેલિગ્રાફ, અને લડાઇનાં જહાજો તેજ વખતમાં બન્યાં અને નવી રીતિ પ્રમાણે લશ્કરને લડવાનું શિક્ષણ પણ તેજ સમયમાં અપાતું થયું. અર્થાત્ સર્વ કાર્યો ધીમે ધીમે યૂરોપ પ્રમાણેજ થવા લાગ્યાં. કાયદો, શાસનપદ્ધતિ, રાજ્યપ્રબંધ આદિ સર્વ યૂરોપીયન રંગ પ્રમાણેજ કરવામાં આવ્યાં અને ગલી ગલી અને રસ્તે રસ્તે સ્કૂલોનાં દર્શન પણ થવા લાગ્યાં.

ઇ. સ. ૧૮૭૨ માં **જાપાન**માં પ્રથમજ વર્તમાનપત્રનું દર્શન થયું અને ધીમે ધીમે તેમનો એટલો તો વિસ્તાર વધતો ગયો કે, ઇ. સ. ૧૮૯૪ માં સંવાદપત્રો અને વર્તમાનપત્રોની સંખ્યા ૮૧૪ સુધી પહોંચી. **જાપાની** વિદ્વાનોએ એ પછી સાહિત્યના બીજા વિભાગોની પુષ્ટિમાટે ધીમે ધીમે અંગ્રેજી પુસ્તકોનાં ભાષાન્તરો પણ કરવા માંડ્યાં તેમજ દાર્શનિક તથા વૈજ્ઞાનિક ગ્રંથોનાં ભાષાંતરો પણ થવા લાગ્યાં. નવલકથાઓનાં ભાષાંતરો પણ થયાં અને તેમણે સાધારણ જનસમાજમાં સારો સત્કાર મેળવ્યો. નીતિવિષયક ગ્રંથોમાં "ટેલિમેકસ" તથા "રૉબિન્સન ક્રુસો" ઇત્યાદિનાં ભાષાંતરો વાંચવાનો પણ જાપાનીઓને પ્રસંગ મળ્યો.

વર્તમાન કાળના ઉન્નતિશીલ **જાપાની** વિદ્વાનો-**યૂરોપ** તથા **જાપાન**ના જૂના ગ્રંથોના ભાવોને મેળવીને પોતાના સાહિત્યના ભંડારને ભરવાના કામમાં ગુંથાયલા છે. **"સૂડોનાન સુઈ"** નામક વિદ્વાન્ પોતાના એક રાજનૈતિક ઉપન્યાસમાં યૂરોપીયન વિદ્વાન્ **લિટન**, **બેકન**, **સ્કૉટ** તથા **હ્યુગો** ઇત્યાદિનાં નામો લખીને એમ જણાવે છે કે, 'રાજનૈતિક નવલકથાઓ લખવાની પદ્ધતિ મેં એ ગ્રંથકારોની લીધેલી છે.'

ઇ. સ. ૧૮૮૭માં **સુઇએ** એક સર્વોત્તમ નવલકથા પ્રકટ કરી હતી. એ પુસ્તકમાં **ટોકીયો** નગરની આધુનિક શિલ્પકળાની જે ઉન્નતિ થએલી છે તેનું ઘણુંજ મનોહર ચિત્ર ખેંચેલું છે. એ નવલકથાની નાયિકા—મુખ્ય સ્ત્રી

પાત્ર—એક દૂધ વેચનારી પરમ સૌંદર્યવતી નવયૌવના સુંદરી છે. લોકોને કદાચિત્ એવી શંકા થશે કે દૂધ વેચનારીઓમાં પણ શું કોઇ સારી નવલકથાન નાયિકા બનાવવા જેવી યોગ્ય અબળા હશે? પરંતુ **સુડોનાન સુઇએ** તેજ દૂધવાળીના આશ્ચર્યમય ગુણોની પ્રશંસા કરેલી છે અને તેમાં એક વિશિષ્ટ હેતુ—ભેદ—રહેલો છે. **જાપાન**માં ખાદ્ય પદાર્થોમાં દૂધનું ગ્રહણ કરવામાં આવતું નહોતું. મનુષ્યદેહમાટેનાં પૌષ્ટિક સાધનોમાં આ સંસારમાં દૂધના જેવો કોઇ પણ ખાદ્ય પદાર્થ નથી, છતાં **જાપાન**વાળા દૂધને સ્પર્શ સુદ્ધાં પણ કરતા નહોતા. એવી સ્થિતિમાં એક સુશિક્ષિતા દૂધવાળી પોતાના સ્વદેશબંધુઓને દૂધના ગુણો સમજાવીને તેનો પ્રચાર કરે, એ શું થોડા ગૌરવની વાર્તા છે? શું એ એક આશ્ચર્યમય ગુણનો પ્રતાપ નથી કે, જેની માર્ફતે તે પરમ રમણીય સુંદરીએ દૂધમાટે તિરસ્કાર બતાવનારા કુસંસ્કારને પોતાના દેશમાંથી દૂર કરીને દેશમાં આદર સાથે તેના પ્રચારનાં દ્વાર દઢતાથી સદાને માટે ખોલી દીધાં? વિક્રમચરિત્ર નાટક પ્રમાણે માત્ર બીભત્સ પ્રેમનાં ટાહેલાંમાટે અહીં દૂધવાળીના પાત્રની વ્યવસ્થા કરવામાં નથી આવી અને તેમાં સમાજની અવનતિનું નહિ, કિન્તુ ઉન્નતિનું રહસ્ય-તત્ત્વ—સમાયલું છે, એ સારી રીતે ધ્યાનમાં રાખવું જોઇએ. આવી રહસ્યમય અને કુરૂઢિવિનાશક તત્ત્વોથી ભરેલી નવલકથાઓની **આર્યાવર્ત**માં ઘણીજ આવશ્યકતા છે; અને નવલકથાના લેખકોએ પોતાની લેખિની અને કલ્પનાશક્તિનો હવે એવા વિષયોના લેખનમાંજ ઉપયોગ કરવો જોઇએ, એવી મારી નમ્ર પ્રાર્થના છે.



# અંગ્રેજી ભાષાની ઉન્નતિનો સંક્ષિપ્ત ઈતિહાસ

---

## ઉપોદ્‌ઘાત

અંગ્રેજી શાસન અને વિદ્યાની કૃપાથી આજે કેટલાક સુશિક્ષિત પુરુષોના ચિત્તમાં સ્વદેશસ્નેહના અંકુરો ઉત્પન્ન થવા માંડયા છે. હવે કેટલાક પુરુષો પોતાના સમયનો કેટલોક અંશ દેશની દીન દશા અને દેશના ઉદ્ધારમાટેના વિચારોમાં જ વીતાડવા લાગ્યા છે. કેટલાક મહાનુભાવ સદ્‌ગૃહસ્થો તો એવા પણ છે કે, જેમણે પોતાનું જીવનસર્વસ્વ એ મહા પુણ્યના કાર્યમાં જ સમર્પી દીધું છે અને તેથી તેઓ પોતાના જીવનનો અધિક સમય એના જ વિચારો અને એ સંબંધી કાર્યોમાં જ વીતાડતા જોવામાં આવે છે. શું અંગ્રેજી શાસનકાળમાં આપણા દેશને એ એક એવો લાભ થયો નથી કે, જેને માટે અંગ્રેજી રાજ્યને આપણે જેટલા પણ ધન્યવાદ આપીએ તેટલા અલ્પ જ ગણાય ? જ્યારે આપણે બાદશાહોના સમયનો જરા ધ્યાન પૂર્વક વિચાર કરીએ છીએ ત્યારે તે સમયના "નવીન પ્રકાશ" વાળા અર્થાત્ મુસલ્માનીય શિક્ષણને પામેલા ઘણાખરા ધનવાન અને ઉચ્ચ પદાધિકારી મહાશયોનો કાળ ઘણું કરીને વેશ્યા, ભાંડ, ભવૈયા, નાચ, તમાશા અને મદિરાપાનમાં અથવા તો ખુશામદ કરીને તેમજ છળ પ્રપંચથી ધન મેળવવામાટેના વિચારોમાં જ વીતતો હતો. જો આજ કાલના કેટલાક રાજાઓ અથવા જાગીરદારોને ત્યાં જાઓ, તો આજે પણ એ બાદશાહીના કેટલાંક નાનાં નાનાં ઉદાહરણો પ્રત્યક્ષ તમારા જોવામાં આવી શકશે. છળ કપટથી બીજાઓનો અધિકાર છીનવી લેવો અને શત્રુના સ્ત્રી તથા પુત્ર આદિ પર પણ વિપત્તિનો વર્ષાદ વર્ષાવવાનો નિશ્ચય કરવો તેમજ પ્રેમની અશ્લીલ કવિતાઓ, ગજલો લખવી,

---

* આ લેખ અમદાવાદમાં ઈ.સ. ૧૯૦૮ માં જન્મ પામેલા 'મેઘનાદ' નામક માસિક પત્રના અંક ૫, ૬, ૮, માં પ્રકટ કરવામાં આવ્યો હતો.

એ અને એવાંજ બીજાં કેટલાંક કાર્યોની ઉત્તમોત્તમ કાર્યોમાં ગણના કરવામાં આવતી હતી. સ્વદેશ શી વસ્તુ છે, ઉત્સાહ કોને કહે છે અને દેશોન્નતિ કયા પક્ષીનું નામ છે, એ વિચારો તો તેમના સ્વપ્નમાં પણ હતા નહિ; અસ્તુ.

આર્યાવર્તમાં અત્યારે દેશોન્નતિનું દર્શન થવા માંડયું છે, એ વાત તો ખરી; પરંતુ એ વિષેના વિચારમાં એક મોટો ભેદ પડી ગયેલો છે. કેટલાકોનો એવોજ નિશ્ચય થઇ ગયો છે કે, દેશની ઉન્નતિનો માત્ર એકજ પ્રશસ્ત માર્ગ કિંવા ઉપાય એજ છે કે, વસ્ત્રો અંગ્રેજી ધારણ કરવાં, આચાર અને વ્યવહાર અંગ્રેજી રાખવા, ધર્મ પણ અંગ્રેજીજ પાળવો અને ભાષા પણ બોલવી તે અંગ્રેજીજ. આવા વિચાર ધરાવનારા લોકો જો હિન્દુસ્તાનને કાળું ઇંગ્લિસ્તાન બનાવવા ઇચ્છતા હોય, તો તેમની એ આશા વંધ્યાપુત્ર સમાન વ્યર્થ અને અસંભવિતજ છે. વળી એક બીજો પક્ષ એવો છે કે, જે એ પક્ષથી સર્વથા વિરુદ્ધ વિચારોનુંજ સમર્થન કર્યા કરે છે. તેઓ એમ સમજે છે કે, અંગ્રેજી વિદ્યા અને અંગ્રેજી શાસનથી આ દેશને કશો પણ લાભ થયો નથી અને થવાનો પણ નથી; માત્ર એથી હાનિઓજ અનેક થયેલી છે. એવા લોકોના અભિપ્રાય પ્રમાણે માત્ર સંસ્કૃત ભાષાના શિક્ષણ, પાટપૂજા, ગૌબ્રાહ્મણની પ્રતિષ્ઠા અને જાતિભેદને હજી પણ વિશેષ બળવાન્ બનાવવાથીજ અને પુરાણોક્ત રીતિઓના આધારે ચલાવવાથીજ ભારતવર્ષની ઉન્નતિ થવાનો સંપૂર્ણ સંભવ છે. અંગ્રેજી વિદ્યાનો અભ્યાસ તો કરવોજ ન જોઇએ અને લાચારીએ જો તેમ કરવુંજ પડે, તો માત્ર પેટ ભરવામાટે તેનો કામ પૂરતો અભ્યાસ કરવો, એથી વધારે કશો પણ લાભ મેળવવો નહિ. અહીં કહેવાની કાંઇ વિશેષ અગત્ય નથી કે, આજ કાલ એ પંથવાળાઓની સંખ્યા આર્યાવર્તમાં બહુજ વધારે છે. બહુધા સર્વ અશિક્ષિત પુરુષ અને સ્ત્રીઓ અને આ દેશના દુર્ભાગ્યની પ્રબળતાથી કેટલાક સારા સુશિક્ષિત મહાશયો પણ એજ પંથના અનુગામી થયેલા જોવામાં આવે છે. જે પક્ષના સહાયકોની સેનામાં સર્વ મૂર્ખ અને નિરક્ષરાચાર્યોજ ભરાયલા હોય, તે પક્ષ કેટલી સીમા સુધી માનનીય થઇ શકે છે, એનો નિર્ણય વાચકોએ પોતેજ કરી લેવાનો છે.

એ ઉપર્યુક્ત બે પક્ષના મધ્યમાં વળી એક ત્રીજો પક્ષ પણ છે, ને

તેનું તાત્પર્ય એવું છે કે, આપણે આપણી બુદ્ધિને ભિન્ન ભિન્ન વિદ્યાઓના અભ્યાસથી, દેશાટનથી, પરસ્પર વિચારપરિવર્તનથી અને નાના પ્રકારના ગ્રંથ તથા સમાચારપત્રોના અવલોકનથી તીવ્ર કરવી જોઇએ. આપણા દેશની ઉન્નતિમાટે એમ કરવું બહુજ અગત્યનું છે. જો એમ કરીશું તોજ આપણે પ્રત્યેક વિષયના ગુણ અને દોષોને યથાર્થ રીતે જાણી શકીશું અને ત્યાર પછી સારાસારનો યથાશક્તિ વિવેક કરીને નિશ્ચિત સિદ્ધાંતો પર ચાલી શકીશું. કહેવાનો ભાવાર્થ એટલોજ કે, આપણે બુદ્ધિનોજ બને તેટલો વધારે ઉપયોગ કરવાનો છે. એ અપૂર્વ શક્તિજ મનુષ્યત્વનું મુખ્ય અવલંબન છે; જો એ ન હોય, તો પછી મનુષ્ય અને પશુમાં માત્ર રૂપનોજ ભેદ છે, એમજ કહી શકાય.

વિચાર કર્યા વિના જ અંગ્રેજોના ગુણ તથા દોષને એક સરખી રીતેજ આદર આપવો, એ જેમ આપણું કર્તવ્ય નથી, તેમજ જેટલી જૂની વસ્તુઓ છે, તે સર્વ સત્ય અને સન્માન્ય હોવીજ જોઇએ; તેમાં તર્ક વિતર્ક કરવાની અને નવીન વસ્તુને સ્વીકારવાની કશી પણ આવશ્યક્તા નથી, એમ માની લેવું એ પણ આપણું કર્તવ્ય નથીજ. કિંતુ ઉભયના સારાસારનો વિચાર કરીનેજ વર્તવાનું છે.

જ્યાં સૂધી જાણવામાં આવ્યું છે ત્યાં સૂધી તો એમજ દેખાય છે કે, ઉચ્ચ શિક્ષાને પામેલા, અને વિચારશીલ મહાપુરુષોમાંના ઘણાખરાઓએ તો બહુધા એ મધ્યસ્થ માર્ગનુંજ અવલંબન કરેલું છે. ઇતિહાસોના અવલોકનથી પણ એજ જાણવામાં આવે છે કે, સર્વ પ્રકારની ઉન્નતિઓ એ માર્ગનો આશ્રય લેવાથીજ થયેલી છે.

દેશની ઉન્નતિના સંબંધમાં ઇતિહાસોમાંથી આપણને કેટલુંક બહુજ લાભકારક શિક્ષણ મળી શકે છે અને તેના આધારે આપણા દેશના પ્રત્યેક વિષયના ગુણ અને દોષ વિષે બહુ લખી શકાય એમ છે. પરંતુ આ લેખમાં તો સંક્ષેપથી અમારો માત્ર એજ સિદ્ધાંતને દર્શાવવાનો વિચાર છે કે, માતૃભાષાની ઉન્નતિ અને દેશની ઉન્નતિ, એ બન્નેનો એક બીજા સાથે બહુજ ગાઢ સંબંધ રહેલો છે. એના ઉદાહરણ તરીકે, આપણે આજે ઇગ્લંડનો

સ્વીકાર કરીશું અને તેથી માતૃભાષાની ઉન્નતિ અને દેશની ઉન્નતિનો પરસ્પર કેટલો બધો ઘનિષ્ટ સંબંધ છે, એ કેટલેક અંશે વાંચકોના જાણવામાં આવી શકશે.

ઉન્નતિ એટલે શું વારૂ ? જે વેળાએ રોમના પ્રસિદ્ધ શાસનકર્ત્તા **જુલિયસ સીજરે** ઇંગ્લંડપર ચઢાઇ કરી હતી, તે વેળાથી જ લોકોને ઇંગ્લંડના ઐતિહાસિક વિષયોનું કાંઇક જ્ઞાન મળવા લાગ્યું છે. એ બનાવને લગભગ બે હજાર વર્ષ જેટલો સમય થવા આવ્યો છે; કારણ કે એ ચઢાઇ ઇ. સ. થી ૫૫ વર્ષ પૂર્વે થઇ હતી. તે સમયમાં ઇંગ્લંડ **બ્રિટન્** અને ત્યાંના નિવાસીઓ **બ્રિટેન્**ના નામથી ઓળખાતા હતા.

એ **બ્રિટન્** લોકોને કૃષિવિદ્યાનું કશું પણ જ્ઞાન હતું નહિ. **ફ્રાન્સ**દેશની સામેના સમુદ્રતટપરની થોડી ઘણી બહુજ અસ્ત વ્યસ્ત અને ભૂંડી રીતે ખેડેલી જમીન વિનાનો દેશનો બીજો બધો ભાગ બહુધા અરણ્ય અને મેદાનના રૂપમાંજ પડી રહેલો હતો. કૃષિ અથવા ખેતી, સભ્યતાનું પ્રથમ ચિન્હ છે અને તેનીજ જ્યારે આવી દશા હતી ત્યારે ત્યાં અન્ય સુધારણા અને બીજી ઉન્નતિની આશા તો ક્યાંથીજ રાખી શકાય ? લોકો પશુઓની ખાલ, વાળ અથવા તો વૃક્ષોની છાલથીજ પોતાનાં શરીરોને ઢાંકી લેતા હતા અને એમ કરવા છતાં પણ જે અંગો–હાથ, અને પગ ઇત્યાદિ–ખુલ્લાં રહેતાં હતાં તેમને છુંદણાંવતી ઢાંકી દેવામાં આવતાં હતાં. શરીરપર છુંદણાં પડાવીને દેહને કુરૂપ કરવાના રિવાજને સભ્યતા અને સુધારણાનું એક મુખ્ય લક્ષણ માનવામાં આવતું હતું. વળી એ લોકો પોતાના દેવતાઓને સંતુષ્ટ રાખવામાટે પુરુષ અથવા મનુષ્યનું બલિદાન આપતા હતા. એટલાથીજ એમનો ધર્મ કેવો અને કેટલો બધો અધમ હોવો જોઇએ, એ પોતાની મેળેજ સિદ્ધ થઇ શકે છે; સારાંશ કે, તે સમયમાં એ લોકો બિલકુલ પશુ જેવા અને અસભ્યજ હતા.

**ફ્રાન્સ**નાં નિકટવર્તી સ્થાનોના નિવાસીઓ **બ્રિટન્** લોકો કરતાં વધારે સભ્યતાવાળા અને શિક્ષિત હતા, એમાં તો જરા પણ સંશય નથીજ. એ લોકો કૃષિવિદ્યાનું પણ થોડું ઘણું જ્ઞાન ધરાવતા હતા, ઊનનાં વસ્ત્રો પહેરતા

હતા અને સોના તથા ચાંદીના અલંકારોનો ઉપયોગ પણ કરતા હતા. એ અંગ્રેજોની બે હજાર વર્ષ પહેલાંની દશાને જુઓ, અને આજ કાલના અંગ્રેજોના પ્રભાવ, ગુણ તથા વિદ્યાનુરાગનું અવલોકન કરો, એટલે સ્પષ્ટ જણાઇ આવશે કે, ખરી ઉન્નતિ શાથી થાય છે અને કેવી રીતે થાય છે.

## ઇંગ્લંડમાં રોમનોનો અધિકાર

**સીઝરે** કરેલી ચઢાઇ પછી ધીમે ધીમે રોમનોએ ઇંગ્લંડમાં પોતાનો પૂરેપૂરો અધિકાર જમાવી દીધો અને લગભગ ૫૦૦ વર્ષ પર્યંત–ઇ. સ. પૂર્વે ૫૫ થી તે ઇ. સ. ૪૧૦ સુધી–તેમણે ત્યાં રાજ્ય કર્યું. ઇ. સ. ૪૧૦ માં જ્યારે રોમનો આસપાસની આફતોમાં ચારે તરફથી ઘેરાઇ ગયા, તે વેળાએ રોમના સમ્રાટે પોતાની સમસ્ત રોમન સેના અને શાસકોને બ્રિટન દેશમાંથી પાછા પોતાના દેશમાં બોલાવી લીધાં.

પોતાના શાસનકાળમાં રોમનોએ ઇંગ્લૅંડમાં સડકો અને સિક્કાઓદ્વારા વાણિજ્યનો ઘણોજ સારો પ્રચાર કર્યો હતો, અને કેટલાંક નગરો પણ વસાવ્યાં હતાં. એથી ઘણાક લોકોને પરસ્પર મળવા અને એકત્રિત થવાનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો હતો. અર્થાત્ સભ્યતા અથવા સુધારણાનો વિસ્તાર થવામાં એથી બહુજ સુગમતા થઇ પડી. રોમનોએ બ્રિટનદેશવાસીઓને કૃષિવિદ્યા, તેમજ બીજા પણ કેટલાક ગુણો શીખવ્યા હતા. જે વેળાએ રોમનોએ બ્રિટનદેશનો ત્યાગ કર્યો, તે વેળાએ ત્યાંથી અન્ન, ચૂનો, પનીર, મોતી, અને ટિન ઇત્યાદિ પદાર્થોનો વાણિજ્યના નિમિત્તે બહાર બીજા દેશોમાં નિકાસ થતો હતો.

એ સર્વ ઘટનાઓથી એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, રોમનોએ, એ દેશની કેટલેક અંશે ઉન્નતિ કરી ખરી; પરંતુ એ ઉન્નતિ ત્યાંના મૂળ નિવાસી બ્રિટનમાટે કાંઇ વિશેષ લાભદાયક થઇ શકી નહિ. એક અંગ્રેજી ઇતિહાસકાર એ વિષે લખે છે કે,—" સર્વ નગરો વિદેશીય વિજયી લોકો અને તેમની સંતતિથીજ વસેલાં હતાં, અને સમસ્ત દેશમાં રોમમાંથી સપરિવાર પધારેલા અથવા તો જેમના બાપદાદાઓએ એ દેશમાં વસવાનું પસંદ કર્યું હતું, તે ધનવાન રોમન ભૂસ્વામીઓની કોઠીયોનોજ વિસ્તાર થએલો

જોવામાં આવતો હતો. બહુધા સર્વ નીચ કાર્યો દેશના મૂળવતનીઓ પાસે-થીજ કરાવવામાં આવતાં હતાં અને દેશનો લક્ષ્મીભંડાર તથા સમસ્ત અ-ધિકાર વિદેશીયોના હાથમાંજ હતા." યદા કદાચિત્ કોઇ **બ્રિટનો રોમન** શિક્ષણ મેળવતા હતા, તો તેઓ રીતિ, રિવાજ અને પોશાક વિગેરેમાં **રોમનો**નું અનુકરણ કરીને તેમની જોડેજ મળી જતા હતા. એ ઇતિહાસોના વાંચનથી હસ્તામલકવત્ સ્પષ્ટ જણાઇ આવે છે.

જેવી રીતે **રોમનો**એ **બ્રિટનો**ને વિદ્યાના શિક્ષણથી વંચિત નહોતા રાખ્યા, તેવીજ રીતે ઉદાર અંગ્રેજોએ આપણને વિદ્યાનું દાન મુક્ત હસ્તે આપ્યું છે; આપણામાટે સ્કૂલો અને કૉલેજોનાં દ્વાર ખુલ્લાં કરી આપ્યાં છે અને સુશિક્ષિત જનોને કેટલાક અધિકાર અને યોગ્ય સન્માન પણ અંગ્રેજો તરફથી અપાય છેજ; છતાં પણ આપણે જો આપણી પોતાની સર્વ પ્રકારે ઉન્નતિ કરવાનો પ્રયત્ન ન કરીએ, તો પરમાત્મા અંગ્રેજોને કોઇ કાળે પણ દોષભાગી ઠરાવવાનો નથીજ, કિંતુ એ દોષની જવાબદારી તો આપણા પોતાના માથાપરજ આવવાની, એનો બહુજ સૂક્ષ્મતાથી આપણે વિચાર કરવાનો છે.

## બ્રિટનોએ સેક્સનોને બોલાવ્યા

જે વેળાએ **રોમનો**એ ચઢાઇ કરી હતી તે વેળાએ **બ્રિટન** લોકોએ મહાવીરતા અને સાહસપૂર્વક તેમનો મુકાબલો કર્યો હતો; પરંતુ ત્રણસો ચા-રસો વર્ષની ચાલતી આવેલી પરાધીનતાએ તેમની વીરતાનો નાશ કરી ના-ખ્યો હતો. એનું મુખ્ય કારણ એ હતું કે, **રોમનો**ના શાસનકાલમાં તેમના પોતપોતામાં ચાલતા દંગા ફસાદ ઘણે ભાગે બંધ થઇ ગયા હતા અને શત્રુ-ઓના પ્રહારથી દેશને બચાવવાનું કાર્ય બહુધા **રોમન** સિપાહીઓજ બજા-વતા હતા. એટલે જ્યાં યુદ્ધનું કામ કે નામ નિશાન ન હોય, ત્યાં વીરતાનો લોપ થાય, એ સર્વથા સ્વાભાવિકજ છે. એમ થવુંજ જોઇએ. અર્થાત્ **રોમ-નો**ના દેશમાંથી ચાલ્યા જવા પછી ત્યાંની અસહાય અને યુદ્ધની શક્તિથી રહિત પ્રજાપર ઉત્તર અને પશ્ચિમ દિશામાંથી વારંવાર આક્રમણ થવા લાગ્યાં. એ આક્રમણ કરનારા લોકો બીજા કોઇ નહિ, પણ **બ્રિટનો**ના ભાઇબન્ધ અથવા પાડોશીઓજ હતા. યૂરોપની ભૂગોળના વાંચનથી, અને નકશાના

અવલોકનથી એ તો કોઇ પણ જાણી શકે તેમ છે કે, ઇંગ્લંડની ઉત્તરે સ્કૉટલંડ અને પશ્ચિમે વેલ્સ એ બે પહાડી દેશો વસેલા છે. રોમનોએ કરેલી ચઢાઇના વખતમાં ઘણાક બ્રિટન લોકો ન્હાસીને તે પહાડી દેશોમાં જઇ વસ્યા હતા; કારણ કે, ત્યાં રોમનોની જરાપણ કારીગરી ચાલી શકતી નહોતી. બહુધા એ લોકો પહાડપરથી ઉતરીને રોમન પ્રજાપર ટૂટી પડતા હોવાથી તેમના આક્રમણને રોકવામાટે રોમનોએ ઉત્તરમાં એક મોટી અને મહાભારત કિલ્લા જેવી દીવાલ બંધાવી હતી અને સરહદપર રક્ષણમાટે કેટલીક રોમન સેનાને હમેશ હાજર રાખવામાં આવતી હતી. સીમારક્ષક સૈન્ય દૂર થતાંજ એ પહાડી લોકો પોતાના સુધરેલા ભાઇબન્ધોને એકદમ મારવા લૂટવા મંડી પડયા. એ પહાડી લોકો એટલા બધા ક્રૂર અને નિર્દય હતા કે, માત્ર ધનમાલ લૂટીનેજ સંતોષ ન પામતાં બિચારા બ્રિટનોમાં બાળકો અને સ્ત્રીઓને પણ નિર્દયતાથી રેંસી નાખીને તમાશો જોયા કરતા હતા. જેટલી સંપત્તિ પોતાથી લઇ શકાય તેટલી તેઓ લઇ જતા હતા, અને બાકી જે બચ્યું હોય તે સઘળાંને ઘર સુદ્ધાં બાળી જાળીને નષ્ટ કરી નાખતા હતા. સહસ્રાવધિ ગ્રામો અને નગરોનો એવી રીતે તેમના હાથે નાશ થઇ ગયો. રોમનોની બધી સુધારણાસૂચક ઇમારતો જડ મૂળથી નાબૂદ થઇ ગઇ. સમસ્ત દેશ ભસ્મરાશિ તથા અર્ધદગ્ધ આગારોથી સ્મશાન સમાન ભયંકર ભાસવા લાગ્યો. અસમર્થ બ્રિટનોને જ્યારે પોતાના ઉદ્ધારનો બીજો કોઇ પણ ઉપાય દેખાયો નહિ અને રોમનો રાજા પણ તેમના પોકારને સાંભળવા છતાં કાંઇ પણ સહાયતા કરી ન શકયો, ત્યારે નિરુપાય થઇને બ્રિટનોએ જર્મનીના લોકો પાસેથી સહાયતાની યાચના કરી.

## સેકસન લોકો

તે સમયમાં જર્મની દેશ પણ બહુધા જંગલોથીજ ભરેલો હતો, અને ત્યાંના નિવાસીઓ પણ સર્વથા અસભ્ય અને જંગલીજ હતા. પરંતુ તે લોકો સમુદ્રમાં નૌકા ઇત્યાદિ ચલાવવાની વિદ્યા સારી રીતે જાણતા હતા, અને તેથી તે લોકો સમુદ્રના રાજાના અભિધાનથી ઓળખાતા હતા. બ્રિટનોની વિનતિને માન્ય કરીને તેમનામાંના કેટલાક જનો પોતાના સરદાર હિંજસ્ટ

અને હાર્સા સહિત ઇંગ્લૈંડમાં આવ્યા. ( ઇ. સ. ૪૪૯ ). તેમણે ઇંગ્લૈંડમાં આવીને પહાડી બ્રિટનોને ન્હાસાડી દીધા; પરંતુ ઇંગ્લૈંડ તેમને એટલો બધો રમણીય પ્રદેશ દેખાયો કે, પોતે તો પાછા નજ ફર્યા, અને તે દેશની અત્યંત પ્રશંસા કરીને તેમણે બીજા પણ દેશ બાંધવો–જર્મનો–ને ત્યાં બોલાવી લીધા. એ પછી અનુક્રમે ૧૨૫ વર્ષ પર્યંત તીડોના દલ સમાન એ જર્મન લોકોના સમૂહોના સમૂહો ઇંગ્લૈંડમાં આવીને નિવાસ કરતા રહ્યા હતા. તેમના અને બ્રિટનોના પરસ્પર અનેક ઘોર સંગ્રામો થયા અને તેનું પરિણામ એ થયું કે બિચારા બ્રિટનોની બહુ સંખ્યા રણમાં હણાઈ ગઇ; કેટલાક પહાડોમાં ન્હાસી જઇને પોતાના ભાઇઓ સાથે જઇ મળ્યા અને અવશિષ્ટ રહેલાઓએ જર્મનોના દાસત્વનો અનિચ્છાથી સ્વીકાર કરી લીધો.

જર્મન લોકોના મુખ્ય દલ ત્રણ હતા. ઍંગલ, સેક્સન અને જ્યૂટ. એ ત્રણ દલોએ સમસ્ત ઇંગ્લૈંડમાં એકંદર સાત રાજ્યોની સ્થાપના કરી. જ્યારે બ્રિટનોના નામ નિશાનને એ દલોએ નાબૂદ કરી નાખ્યાં, ત્યારે એ રાજ્યો વચ્ચે પરસ્પર યુદ્ધનો આરંભ થયો અને અઢીસો વર્ષના સતત વિગ્રહ પછી ઇ. સ. ૮૨૭માં સમસ્ત ઇંગ્લૈંડ દેશ રાજા ઈગ્બર્ટના અધિકારમાં આવી ગયો. તે સમયથી એ દેશ ‘ ઇંગ્લૈંડ ’ અથવા ‘ ઇંગ્લ લોકોના દેશના નામથી ઓળખાવા લાગ્યો; કારણ કે, અંતે ઍંગ્લ લોકો–દલ–નેજ વિજયશ્રીએ વરમાળા આરોપી હતી. એમની ભાષા “ ઍંગ્લો–સેક્સન ” ના નામથી ઓળખાય છે. ઇગ્બર્ટનું સ્થાપેલું રાજ્ય ( ઈ. સ. ૮૨૭થી ૧૦૧૭ ) ૧૯૦ વર્ષ કાયમ રહ્યું, ઇ. સ. ૧૦૧૭માં ડેન લોકોએ અંતિમ સેક્સન રાજા એડમન્ડને પરાજિત કરીને દેશને પોતાના અધિકારમાં કરી લીધો. એ ડેન લોકોનો વૃત્તાંત હવે પછી આપવામાં આવશે. અત્યારે તો આપણે એક બીજાજ વિષયનું નિરીક્ષણ કરવાનું છે.

હવે પ્રથમ આપણે જોવું જોઇએ કે, સેક્સન લોકોએ પોતાના ૫૦૦ વર્ષના રાજ્યકાળમાં ( ઇ.સ. ૪૪૯ થી ૧૦૧૭ સુધીમાં ) સભ્યતાનો ક્યાં સુધી વધારો કર્યો અને કેટલી તથા કેવીક દેશોન્નતિ કરી. એક ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય વિષય એ છે કે, એ લોકોએ બ્રિટનોનો તો એટલો બધો

સર્વનાશ કરી નાખ્યો હતો કે, ઇંગ્લેંડ નવીનતાથી પાછું વસ્યું, એમ કહીશું તો તે સર્વથા યોગ્યજ ગણાશે. એ ૫૦૦ વર્ષનો ઍંગ્લો સેક્સનોનો રાજ્યકાળ વિશેષાંશે યુદ્ધમાંજ વ્યતીત થઇ ગયો અને શાંતિનો સર્વથા અભાવજ રહ્યા કર્યો. શાન્તિના અભાવે દેશની ઉન્નતિ ભાગ્યેજ થઇ શકે છે. ઇંગ્લૅંડના એ નવીન નિવાસી ઍંગ્લો સેક્સનો જે વેળાએ પોતાના દેશ જર્મનીથી એ સ્થાનમાં આવ્યા હતા તે વેળાએ તેઓ પૂર્ણ મૂર્ખશિરોમણિ અને અસભ્યજ હતા. તેમનાં મકાનો લાકડાનાં થતાં હતાં, અને તેઓ કેટલા જ્ઞાનહીન હતા, એ માત્ર એકજ વાતથી સિદ્ધ થઇ શકશે કે, રાજા આલફ્રેડને, પોતે વાંચવા કે ભણવા બેસતો હતો તે વેળાએ મકાનની ફાટોમાંથી આવતી હવાથી દીવાની રોશનીને બચાવવામાટે એક નવીન જાતિના લૅમ્પનો શોધ કરવો પડ્યો હતો. જ્યાંના રાજભવનની એવી દશા હોય, ત્યાં ગરીબોની ઝૂપડીઓ વિષે તો વધારે શુંજ કહી શકાય ? તેમનાં ઘરો બહુજ નીચાં, નાનાં અને શરદીનો ભાગ વધારે હોવાથી ચારે તરફથી બંધ રહે, તેવાંજ થતાં હતાં. રોશની અને હવાને આવવામાટેનાં કેટલાંક છિદ્રોજ માત્ર રાખવામાં આવતાં હતાં. તે ઘરોમાં ફર્નીચર ( આરામ અને અલંકાર-માટેની વસ્તુઓ, કુરસી, ટેબલ, ખાટલા છબીઓ અને કબાટ ઇત્યાદિ ) નું ક્યાંય નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું. સર્વ લોકો બહુધા ઘાસ-પરજ સૂઇ રહેતા હતા અને દીપક ન હોવાને લીધે દિવસેજ ભોજન કરી લેતા હતા. ગરીબ માણસોની ઝૂપડીઓમાં તેમનાં સૂવર અને બકરાં આદિ જાનવરો પણ માણસોની સાથેજ વસતાં હતાં. તે લોકો બહુધા સૂવરનું માંસ, જાડી અને મોટી રોટલીઓ અને માછલાંનોજ આહાર કરતા હતા, અને ભોજન પછી અકરાંતિયાપણાથી ખૂબ મદ્યપાન પણ કરતા હતા; અને તે એટલે સુધી કે, જ્યાં ખાતા હતા ત્યાંજ બેહોશ થઇને જમીનપર ઢળી સૂઇ જતા હતા. સારાંશ એજ કે એ લોકો એટલા બધા ગંદા અને મેલા હતા કે, ભગવાન્ બચાવે-તેમની એ દશાનું વર્ણન કરતાં પણ અત્યારે ઘૃણા ઉત્પન્ન થાય છે. તેમની એ દશા, જે વેળાએ તેઓ પ્રથમ ઇંગ્લૅંડમાં આવ્યા હતા, ત્યારની છે. એ પછી તેમણે કેટલીક ઉન્નતિ કરી હતી. તે સમયમાં

સભ્યતાનો સર્વથી મુખ્ય સહાયક ક્રિશ્ચિયન્ ધર્મજ થયો હતો, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. રોમનોએ પણ પોતાના રાજ્ય કાળમાં એ મતનો કેટલોક પ્રચાર કર્યો હતો; પરંતુ રોમનોના એ દેશને છોડીને ચાલ્યા જવા પછી જે યુદ્ધનો યુગ ચાલ્યો, તેમાં એ મતનાં ચિન્હો બહુધા મટી ગયાં હતાં; કારણ કે ઍંગ્લો સેક્સન લોકો ક્રિશ્ચિયન્ નહોતા. ઇ.સ. ૫૯૬ થી પુનઃ એ ધર્મની ચર્ચાનો આરંભ થયો અને અલ્પકાળમાંજ સેક્સન રાજા સુદ્ધાં પણ એ ધર્મના અનુયાયી બની ગયા. એથી સભ્યતાની વૃદ્ધિને બહુજ પુષ્ટિ મળવા લાગી.

એ પંથના ધર્મગુરુઓ બહુધા રોમન લોકોજ થતા હતા અને તે સમયમાં રોમન્સ્ સર્વથી વિશેષ સભ્ય હતા અથવા ગણાતા. એ રોમન ધર્મ-ગુરુઓએ આવીને ત્યાં પાઠશાળાઓ ( સ્કૂલો ) ઉઘાડી અને ઍંગ્લો સેક્સનોને રોમન અક્ષરોમાં તેમની ભાષા લખવાનું શીખવ્યું. ઘણા ખરા ધર્મસંબંધી ગ્રંથોનો ભાષાનુવાદ કરીને તેમણે ઍંગ્લો સેક્સન ભાષાના બીજનું આરોપણ કર્યું. જે શબ્દોની ઍંગ્લો–સેક્સનોની ભાષામાં ન્યૂનતા હતી, તે શબ્દો લૅટિન ભાષામાંથી લઇને તેમણે તે ભાષામાં મેળવી દીધા. એવી રીતે ઍંગ્લોસેક્સન ભાષાના શબ્દકોષની રોમન ધર્મગુરુઓએ વૃદ્ધિ અને પુષ્ટિ કરવાનો આરંભ કર્યો.

એ ક્રિશ્ચિયન્ ધર્મગુરુઓએ તેમને કૃષિવિદ્યાનું પણ સારૂં શિક્ષણ આપ્યું; કારણ કે, તે પોતે પણ એ વ્યવસાય કરતા હતા, ને તેથી બીજાઓને પણ શીખવતા હતા. અસભ્ય ઍંગ્લોસેક્સનોને માટે એ ધર્મગુરુઓજ સ્કૂલ–માસ્ટર, ડૉક્ટર, એન્જીનીયર, ગ્રંથકર્તા અને પછી ન્યાયાધીશ તથા રાજ-મંત્રી ઇત્યાદિ સર્વના કાર્યનો ભાર માથે ઉપાડતા હતા.

એ તો સ્પષ્ટજ છે કે, વિદ્યા અને ધર્મની ઉન્નતિનો આધાર સર્વથા શાન્તિપરજ રહેલો હોય છે. ક્રિશ્ચિયન્ ધર્મ યુદ્ધનો વિરોધી હોવાથી રોમન ધર્મગુરુઓ સર્વ રીતે શાન્તિના પ્રચારનીજ ચેષ્ટા કરવા લાગ્યા અને એથી પરિણામે ઇંગ્લૅંડ દેશને ઘણોજ લાભ થયો. સેક્સન રાજ્યકાળના અંતિમ અમીરોની હવેલી ઈંટો અને માટીની બનવા લાગી, ખાવામાં રોટ-લીનો ભાગ વધારે વપરાવા લાગ્યો, કપડાં કાંઇક બારીક પહેરાવા લાગ્યાં,

અમીરોના મકાનમાં લાકડાનાં અસ્તાવ્યસ્ત પડેલાં પાટિયાં વિગેરે બેંચ, સ્ટૂલ, અને ખાટલાનું કામ આપવા લાગ્યાં અને વિદ્યાની ચર્ચા પણ વધવા લાગી. અહીં એમની વિદ્યા સંબંધી દશાપર કાંઇક વધારે ધ્યાન આપવું જોઇએ; કારણ કે ઉન્નતિનો મુખ્ય આધાર માત્ર વિદ્યાજ છે. ઉચ્ચ શિક્ષા કેવળ લૅટિનભાષામાંજ અપાતી હતી અને તે પ્રથા અત્યારે પણ ઇંગ્લંડમાં વિદ્યમાન છે.

રાજા આલ્ફ્રેડ (ઇ. સ. ૮૭૧ થી ૯૦૧ સુધી) સેકસન રાજાઓમાંનો બહુજ પ્રસિદ્ધ અને પ્રજાપ્રિય રાજા થઇ ગયો છે. તે પ્રજાનો મહાશુભચિંતક અને દેશનો સત્ય હિતાભિલાષી હતો. એ રાજાએજ ઑક્સફર્ડ મહાવિદ્યાલયની સ્થાપના કરી હતી કે, જે વિદ્યાલય આજે પણ કેવળ ઇંગ્લંડમાંજ નહિ, પણ સમસ્ત સંસારમાંના ઉત્કૃષ્ટ વિદ્યાપીઠોમાંનું એક ગણાય છે. ડેનોને યુદ્ધમાં પરાજિત કરી નિશ્ચિંત થઇ રાજસિંહાસને આરૂઢ થવા પછી એ રાજાએ મહાપરિશ્રમથી લૅટિનભાષાનો અભ્યાસ કર્યો હતો અને પછી અનેક લૅટિન પુસ્તકોનો પોતાની માતૃભાષામાં અનુવાદ કર્યો હતો. એ ઉદાહરણે બહુજ સારૂં પરિણામ નિપજાવ્યું. '**यद्यदाचरति श्रेष्ठस्ततदेवेतरोजनः**' એ નિયમ પ્રમાણે રાજાની દેખાદેખીથી ઍંગ્લોસેકસન ભાષામાં અનેક પુસ્તકો લખાવા માંડયાં અને લૅટિનમાંથી ભાષાંતરો પણ થવા લાગ્યાં. લૅટિનની ઉચ્ચશિક્ષા તો જેને અવકાશ હોય, અને ધનનું સાધન હોય તેનેજ પ્રાપ્ત થઇ શકતી હતી. એવી રીતે માતૃભાષાની ઉન્નતિ થવાથી મેહનત મજૂરી કરીને પેટ ભરનારા ગરીબ લોકોને ( કે જેમની સંખ્યા પ્રત્યેક દેશ અને પ્રત્યેક કાળમાં ધનવાન્ અમીરોથી વધારેજ હોય છે ) પણ શિક્ષણ આપીને જ્ઞાનવાન્ બનાવવાનું કાર્ય અત્યંત સરલ તથા સહજ થઇ પડયું.

એંગ્લોસેકસન પુસ્તકોમાંનુ કોઇ પણ પુસ્તક વર્તમાન સમયને માટે વિશેષ ઉપયોગી નથી; કારણ કે, તેમાંનાં કેટલાંક માત્ર મનોરંજનાર્થે લખાયલાં કાવ્યનાં પુસ્તકો છે; વિષેશ ભાગ ધર્મગ્રંથોનો છે અને કેટલાંક પુસ્તકો સત્યાસત્યના મિશ્રણવાળા ઇતિહાસોના છે. બસ અંત આવી રહ્યો. પરંતુ એમાં ધ્યાનમાં રાખવા જેવી બાબત એટલીજ છે કે, અંગ્રેજોની પુણ્યભૂમિમાં દેશાનુરાગી અને પ્રજા-

પાલક પ્રથમ પૃથ્વીપતિ આલ્ફ્રેડજ થયો અને તેણે દેશની ઉન્નતિમાટે માતૃભાષાની ઉન્નતિ બહુજ જરૂરની જોઇ. એ ઉદ્દેશથી તેણે પોતેજ માતૃભાષામાં અનેક પુસ્તકોના અનુવાદ કરીને બીજાઓના ઉત્સાહની વૃદ્ધિ કરી હતી, એ વાર્તાને વાંચીને આપણા તે સંસ્કૃત અથવા અંગ્રેજી ભાષાના વિદ્વાનોને લજ્જા આવવી જોઇએ કે, જેઓ દેશાનુરાગી બની બેઠા છે, અને ઉન્નતિનો આડંબર બતાવ્યા કરે છે, પણ માતૃભાષાના પુસ્તકોને જોવા અને હાથમાં ઉપાડવાથી–લખવાનું તો દૂર રહ્યું–પણ પોતાની પ્રતિષ્ઠાની હાનિ થએલી માનવામાં જરા પણ અચકાતા નથી. જેવી રીતે આજકાલ આપણા દેશમાં સર્વ શિક્ષણ અંગ્રેજી ભાષામાંજ આપવામાં આવે છે; તેવીજ રીતે સેંકડો વર્ષ પર્યંત કેવળ ઇંગ્લૅંડમાંજ નહિ, પણ સમસ્ત યૂરોપમાં સર્વ શિક્ષા લૅટિન ભાષામાંજ અપાતી હતી. છતાં પણ દેશના સત્ય હિતૈષીઓ માતૃભાષામાં પુસ્તકો લખવાને પોતાનું એક મુખ્ય કર્તવ્ય અને ગૌરવ સમજતા હતા. એજ પુણ્યના પ્રભાવથી અંગ્રેજોના રાજ્યમાં આજે સૂર્યનો અસ્ત નથી થતો.

આપણા કેટલાક શિક્ષિત બંધુઓ કહે છે કે, " વારૂ, પુસ્તકો તો લખીએ, પણ તે પુસ્તકો લેવાવાળું કોણ છે? " તેમના એ વાક્યને સાંભળીને કાંઇક હસવું આવે છે અને કેટલેક અંશે શોક પણ થાય છે ! શું આલ્ફ્રેડ રાજાએ પણ એવો વિચાર કર્યો હતો કે, " આ ગ્રંથો લખવાથી મને પ્રાપ્તિ શી થશે ? આરામથી રાજભોગ ભોગવવાનું છોડીને આ વિના કારણ પરિશ્રમ આપણે શામાટે કરવો જોઇએ ? " કદાપિ નહિ. અરે આલ્ફ્રેડ રાજાના ઉદાહરણને એકબાજૂએ રાખો, પણ પ્રથમ એ તો કહો કે પ્રાચીન પુસ્તકોનું વેચાણ ક્યાં થતું હતું ? ત્યારે શું ધનની લાલસા વિના બીજા કોઇ શુભ ઉદ્દેશથી પોતાના સમયનો વ્યય આપણે સારા કાર્યમાં કરી શકીએ તેમ નથી કે ? સમસ્ત યૂરોપીય દેશોનો ઇતિહાસ સ્પષ્ટતાથી આપણને બતાવી આપે છે કે, દારિદ્રય અને દુઃખને દૂર કરવાનો ઉપાય એક માત્ર વિદ્યાજ છે અને આપણા ગરીબ દેશબાન્ધવોને માતૃભાષાના શિક્ષણ વિના વિદ્યા પ્રાપ્ત થવી અશક્ય છે ! ધારો કે, આપણે સ્વાર્થપરાયણતાની એટલી બધી પરાકાષ્ઠાએ પહોંચી ગયા છીએ કે, બીજાના લાભમાટે કોઇ પણ કાર્ય કરવાને મહાપાપ સમજીએ

છીએ; છતાં પોતાની બુદ્ધિનો ચમત્કાર બતાવવામાં પણ શું આપણુને કાંઇ પણ આનંદ નથી થતો કે? શું કીર્તિ અને નામના મેળવવામાટે પરિશ્રમ કરવામાં પણ આનંદ નથી? જેવી રીતે આજે **આલ્ફ્રેડ** રાજાના નામનો આદરપૂર્વક ઉચ્ચાર કરવામાં આવે છે, તેવી રીતે આપણા મરણ પછી આપણા નામનો પણ લોકો ઉચ્ચાર કરે, એવી આકાંક્ષા પણ આપણાં મનમાં નથી કે? હોવીજ જોઇએ. જો ન હોય તો તે મનુષ્યજ નથી. દુનિયામાં કીડા મંકોડા પણ પેદા તો થાય છેજ; તે કેટલાક દિવસ જીવે છે, અને પછી મરી જાય છે. શું મનુષ્યનું કર્તવ્ય પણ એવુંજ છે કે, તેનું આ જગત્માં આવવું અને જવું એક પ્રકારનુંજ થાય? બીજાના લાભ અને હિતને માટે પ્રયત્ન કરવો; એના કરતાં મનુષ્યનું બીજું કોઇ પણ કાર્ય ઇશ્વરને અધિક પ્રિય નથી. જો ઉપર કહેલા વિચારોમાંથી એક પણ વિચાર આપણી નિદ્રિત બુદ્ધિને જાગ્રત ન કરતો હોય, તો પછી આપણે અંગ્રેજોને વિનાકારણ દોષ આપવો ન જોઇએ. તેમણે જેટલો ઉપકાર કરેલો છે તે ઉપકારને પણ આપણા જેવા સ્વાર્થાન્ધ લોકો પાત્ર નથી. જે પોતે બીજાના લાભનો જરાપણ વિચાર નથી કરતા, તેઓ જીવે કે મરે તો પણ બીજાઓએ તેમના લાભનો વિચાર શામાટે કરવો? એજ વિશ્વનો નિયમ છે અને તે સર્વથા સત્ય છે.

## ડેન લોકો

**સેકસન** રાજ્યના મધ્ય કાળમાંજ ઇંગ્લૅંડપર ડેન લોકોનાં આક્રમણોનો આરંભ થઇ ચૂક્યો હતો. એ ડેન લોકો ડેન્માર્ક, નૉર્વે, અને **સ્વીડ**નના નિવાસી હતા; અને **સેકસનો** પછી ખરી રીતે તેઓજ સમુદ્રના રાજા થયા હતા. એ લોકો એટલા બધા ક્રૂર અને દયાહીન હતા કે, ચર્ચ અને ક્રિશ્ચિયન સાધુઓના મઠને પણ બાળી મૂકતા હતા અને લોકોને મારી નાખતા હતા. રાજા **આલ્ફ્રેડે** તેમની નિર્દયતાને રોકવામાટેની સારી વ્યવસ્થા કરી હતી; પરંતુ તે રાજાના મરણ પછી પાછા તે લોકો અત્યાચાર કરવા મંડી ગયા અને અંતે તેમણે રાજ્ય પણ પોતાનું કરી લીધું. એ લોકોના બધા મળીને ત્રણ રાજાઓ થયા, અને તેમણે માત્ર ચોવીસ વર્ષજ રાજ્ય કર્યું. એ પછી રાજ્ય પાછું **સેકસન** રાજાના સંતાનોમાંના એક સંતાનના હાથમાં આવ્યું. જે વેળાએ ઇંગ્લૅંડમાં ડેન

લોકોની સત્તા ચાલતી હતી, તે વેળાએ **સેકસન** રાજા **ફ્રાન્સ**ના **નૉર્મન્ડી** પ્રાંતના ડ્યૂકને ત્યાં જઇને રહ્યો હતો. તે સમયમાં ઇંગ્લૅંડ કરતાં **ફ્રાન્સ** દેશ બહુજ સભ્ય અને ધનવાન હતો. એ રાજાનો લાગલાગટ સત્તાવીશ વર્ષ પર્યંત **ફ્રાન્સ**માં નિવાસ થવાથી તે ઘણોજ બદલાઇ ગયો હતો. તેના સમયમાં **ફ્રેન્ચ** વિદ્વાનો ઘણાજ પ્રતિષ્ઠિત મનાતા હતા અને બહુધા **ફ્રેન્ચ** લોકોનેજ ઉચ્ચ પદ આપવામાં આવતાં હતાં. એ દ્વિતીય **સેકસન** રાજ્યકાળ પચ્ચીસ વર્ષ ચાલ્યો. **સેકસન** રાજાનો દેહાંત થયા પછી **નૉર્મન્ડી**ના ડ્યૂકે એમ જાહિર કર્યું કે, **સેકસન** રાજાએ મને પોતાનો ઉત્તરાધિકારી નીમ્યો છે, અને એમ કહીને તેણે ઇંગ્લૅંડપર આક્રમણ કર્યું. એ ડ્યૂકનું નામ **વિલિયમ્** હતું. એક યુદ્ધ થયું અને તેમાં **વિલયમ્**નો વિજય થવાથી ઇંગ્લૅંડમાં **નૉર્મન** રાજ્યનો આરંભ થયો. એ બનાવ ઇ.સ. ૧૦૬૬માં બન્યો. દ્વિતીય **સેકસન** રાજ્યકાળમાં અથવા ડેન લોકોના સમયમાં વિદ્યા કળાની વિશેષ ઉન્નતિ થઈ નહોતી અને **નૉર્મન** રાજ્યનો વૃત્તાંત હવે આપવામાં આવશે.

**સેકસનો**નો પરાજય કરી ઇંગ્લૅંડના સિંહાસને વિરાજનાર ઉપર કહેલો **વિલિયમ** તેજ છે કે, જેના વંશજો આજ સુધી ઇંગ્લૅંડના રાજ્યનો ઉપભોગ કરતા જોવામાં આવે છે; એટલુંજ નહિ પણ ઇંગ્લૅંડ ઉપરાંત સમસ્ત પૃથ્વીના તૃતીયવિભાગમાં એમના રાજ્યનો વિસ્તાર થઇ ગયો છે; એ **નૉર્મન વિલિયમ્**જ આપણા વર્તમાન શહનશાહ **જ્યૉર્જ** ધિ **ફિફ્થ**નો માન્યવર પૂર્વજ હતો.

હવે આપણે તે સમય સુધી આવી પહોંચ્યા છીએ કે, જે સમય પછી અંગ્રેજોને બીજા કોઇ પરદેશીય રાજાના શાસનનો સ્વીકાર કરવો પડ્યો નહોતો અને એટલામાટે એમ કહેવું અનુચિત તો નહિજ થાય કે, તેમની ઉન્નતિ, વિદ્યા અને સંપત્તિની વૃદ્ધિ એ સર્વ તેમના પોતાના પરિશ્રમનુંજ મિષ્ટ ફળ છે; પરંતુ આ લઘુ લેખમાં માત્ર તેમની વિદ્યા અને માતૃભાષાની ઉન્નતિનોજ ઇતિહાસ આપવામાં આવશે. સર્વ દેશોના ઇતિહાસના અભ્યાસથી **એજ વિદિત થાય છે કે, વિદ્યાની ઉન્નતિ વિના બીજા કોઇ પણ પ્રકારની ઉન્નતિ થઈ શકતીજ નથી, અને તેવીજ રીતે માતૃભાષાની ઉન્નતિ વિના વિદ્યાનો પ્રચાર જોઇએ તેટલા પ્રમાણમાં થઇ નથી શકતો.**

ઇ.સ. ૧૦૬૬ એટલે કે જ્યારથી નૉર્મન રાજ્યનો આરંભ થયો ત્યારથી અત્યાર સુધી ૮૪૧ વર્ષ વીત્યાં છે અને એ એટલા કાળને વિદ્યા તથા માતૃ-ભાષાની ઉન્નતિના સંબંધથી ભિન્ન ભિન્ન ચાર કાળોમાં આપણે વિભક્ત કરી શકીએ તેમ છે. તે નીચે પ્રમાણેઃ—

૧. ઇ.સ. ૧૦૬૬ થી ૧૩૫૦ સુધી ૨૮૪ વર્ષ

૨. ઇ.સ. ૧૩૫૫૦ થી ૧૫૫૦ સુધી ૨૦૦ વર્ષ

૩. ઇ.સ. ૧૫૫૦ થી ૧૭૦૦ સુધી ૧૫૦ વર્ષ

૪. ઇ.સ. ૧૭૦૦ થી આજ પર્યંત.

પ્રથમ કાળ ( ઇ.સ. ૧૦૬૬ થી ૧૩૫૦ સુધીનો છે. )

એ કાળના અંગ્રેજી રાજાઓને વિદેશીયજ સમજવા જોઇએ; કારણ કે, તેમના સમયમાં સ્કૂલોમાં નૉર્મન ફ્રેન્ચ ભાષા શીખવવામાં આવતી હતી અને ન્યાયાલય તથા બીજાં સરકારી ખાતાંમાં પણ એજ ભાષા ચાલતી હતી. કાયદાઓ એજ ભાષામાં બંધાતા હતા. વકીલો પોતાના કેસ એજ ભાષામાં લખતા હતા અને કલર્જીમેન (પાદરી સાહેબો) પણ પોતાના ધાર્મિક વ્યાખ્યાનોમાં એજ ભાષાનો પ્રયોગ કરતા હતા. લોકોનો પહેરવેશ પણ ફ્રેન્ચ થઇ ગયો હતો અને સર્વ ઉચ્ચ પદવીઓ માત્ર નૉર્મનોનેજ મળતી હતી. સેકસન લોકોને અને તેમની ભાષાને એ લોકો બહુજ ધિઃક્કારતા હતા.

એ સમયમાં ઘણા ખરાં પુસ્તકો લૅટિન ભાષામાં લખાયાં હતાં અને કેટલાંક પુસ્તક નૉર્મન ફ્રેન્ચ ભાષામાં પણ લખવામાં આવ્યાં હતાં. એ સર્વ પુસ્તકોમાં ક્રિશ્ચિયન ધર્મ અને ઇતિહાસનો વિષયજ ચર્ચવામાં આવેલો છે. એ કાળના અંતિમ ભાગમાં કેટલાક એવા ગ્રંથો પણ રચાયા હતા કે, જેને સેકસન—ફ્રેન્ચ ભાષામાં લખાયલા ગ્રંથોજ કહી શકાય, અને એ ગ્રંથો નાર્મન ફ્રેન્ચ ભાષામાંથી અનુવાદિત કરેલા હતા. એ અનુવાદ દ્વારા અનેક ફ્રેન્ચ અને લૅટિન ભાષાના શબ્દો અંગ્રેજી ભાષામાં પ્રચલિત થયા, અને એમ થવાથી અંગ્રેજી ભાષાનો શબ્દભંડાર ઘણોજ પુષ્ટ થયો. એ સર્વ પુસ્તકો દેશાનુરાગી મહાત્મા-ઓનાંજ રચેલાં હતાં. ક્રમશઃ કેટલાક સેકસનોએ નૉર્મન સ્કૂલોમાં શિક્ષણ મેળવ્યું, અને તેમણે ત્યારપછી પોતાના દેશબાંધવોને વિદ્યાલાભ આપવાનો નિશ્ચય કર્યો. એ તો સ્પષ્ટજ છે કે, પ્રત્યેક વ્યક્તિને એટલો અવસર પણ નથી

હોતો, અને એટલો ઉત્સાહ પણ નથી હોતો કે, તે પોતે ઘણો વખત રોકીને અન્ય દેશીય ભાષામાં પ્રવીણતા પ્રાપ્ત કરી શકે; એટલામાટેજ નૉર્મન ફ્રેન્ચના અંગ્રેજીમાં અનુવાદો થવા લાગ્યા. એ અનુવાદમાં મૂળ શબ્દમાટે સેકસન શબ્દ ન મળ્યો કે તરત તેનો તે ફ્રેન્ચ શબ્દજ કાયમ રાખવામાં આવતો હતો, એટલે એથી થયું એમ કે, અર્ધ ગ્રંથ ફ્રેન્ચ અને અર્ધ સેકસન, એવા ગ્રંથોની રચના થઇ, અથવા સેકસન ફ્રેન્ચ ગ્રંથો લખાયા, એમ કહેવું વધારે સયુક્તિક છે. એ પદ્ધતિથી ખરી રીતે જોતાં બહુજ લાભકારક શિક્ષણ મળી શકે છે. ભાષાના શબ્દકોષની પરિપૂર્ણતા કરવામાટે અન્ય ભાષામાંથી પોતાની ભાષામાં અનુવાદ કરવાની મુખ્ય આવશ્યકતા છે. જર્મન, ફ્રેન્ચ, અને અંગ્રેજી ઇત્યાદિ જેટલી આધુનિક ભાષાઓ છે તે સર્વના ઇતિહાસથી પણ એજ સિદ્ધાંત કાઢી શકાય છે.

સેકસનો સાથે સરખાવતાં નૉર્મન લોકો વધારે સભ્ય અને સુધરેલા હતા. ભોજનમાં તેમણે ઘેટાં અને બકરાં ઇત્યાદિના માંસનો પ્રચાર કર્યો હતો તથા તેમનાં વસ્ત્રો સેકસનોના વસ્ત્રો કરતાં વધારે ઝીણાં, નરમ, અને સુંદર હતાં. મકાનો પણ ઇંટોનાં બંધાવા માંડયાં. ધનાઢ્ય નૉર્મન લોકો લાકડાના ખાટલાપર સૂતા હતા; સેકસન લોકો પ્રમાણે જમીનપર સૂતા નહોતા. ટેબલ અને કુરસીનો પણ થોડો થોડો એ કાળમાં પ્રચાર થવા લાગ્યો હતો. પરંતુ એટલું અહીં ધ્યાનમાં રાખવું જોઇએ કે, એ સ્થિતિ અમીરોની હતી; અધિકાંશ સાધારણ પ્રજા તો પોતાની પુરાણી પદ્ધતિ પ્રમાણેજ ચાલી જતી હતી.

ઉપરના ઉલ્લેખથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, એ પ્રથમ કાળમાં ઉન્નતિ તો થઇ હતી, પણ બહુજ ઓછા પ્રમાણમાં; સામાજિક ઉન્નતિ પણ કાંઇ વધારે થઇ નહોતી અને રાજકીય ઉન્નતિનો ઉલ્લેખ કરતાં લેખ વધી જવાની ભીતિ હોવાથી તે વિષય પડતો મૂકવામાં આવે છે. એ સમયમાં એક સ્મરણીય મહાકાર્ય એ થયું કે, સેકસન, ડેન, અને નૉર્મન લોકો પોતપોતાના વૈરભાવને ત્યાગીને એક સાથે મળી ગયા અને તેમની એક જાતિ બંધાઇ ગઇ એટલે સંપ અને એકતા કે જે ઉન્નતિની ઇમારતનો મૂળ પાયો મનાય છે, અને છે; તેની એ કાળમાં દઢતા થઈ, એ કાંઇ જેવો તેવો લાભ નહોતો; અસ્તુ.

દ્વિતીય કાળ ( ઇ૦ સ૦ ૧૩૫૦ થી ૧૫૫૦ સૂધી )

એ દ્વિતીય કાળ તે **અંગ્રેજોના** ઇતિહાસનો મહાગૌરવદર્શક કાળ છે. એ કાળને આપણે અંગ્રેજ જાતિના બાલ્યકાળના નામથીજ ઓળખવો જોઇએ. જે જાતીય એકતાનો પ્રથમ કાળમાં જન્મ થયો હતો તે એકતાની દ્વિતીય કાળમાં ઘણીજ દૃઢતા અને પુષ્ટિ થઇ હતી તેમજ અંગ્રેજી ભાષાનો જન્મ પણ એ સમયમાંજ થયો હતો. **અંગ્રેજોના** રાજા તૃતીય **ઍડવર્ડનું** **ફ્રાન્સના** રાજા જોડે ઘોર યુદ્ધ થયું, અને એ યુદ્ધનું પરિણામ એ થયું કે, વિલિયમ્ વંશીય **નૉર્મનોને** પોતાની **સેકસન** પ્રજાનો આશ્રય લેવો પડયો અને એમ થવાથી જાતીય એકતા બહુજ બળવતી બની ગઇ.

એ કાળના આરંભમાંજ **વિક્લિફે** 'બાઇબલ' નો અંગ્રેજી ભાષામાં અનુવાદ કરીને અંગ્રેજી ગદ્યનું મંગલાચરણ કર્યું અને **ચૉસરે** પોતાની કાવ્ય-રચનાથી **અંગ્રેજી** પદ્યનું બીજારોપણ કર્યું. ન્યાયમંદિરની ભાષા ( કૉર્ટ લૅંગ્વેજ ) **અંગ્રેજી** થઇ અને વકીલોનાં વ્યાખ્યાનો પણ **અંગ્રેજી** ભાષામાંજ થવા લાગ્યાં. પાદરીઓએ પણ એજ ભાષાનાં ઉપદેશ આપવાનો આરંભ કર્યો. એ સમયમાં પુસ્તકો વિશેષતઃ કેવળ બે વિષયો ઉપરજ લખાયાં હતાં અને તે વિષયો તે કાવ્ય અને ધર્મ હતા. પરંતુ એ કાવ્યરચનામાં હિંદી સમસ્યાપૂર્તિ, ઉર્દુ ગજલો અને ગુજરાતી ભજનિયાં જેવો પ્રકાર જોવામાં આવતો નહોતો; કિંતુ અન્ય ભાષાઓમાંથી સારી સારી નવલકથાઓનો જ કાવ્યમાં અનુવાદ કરવામાં આવ્યો હતો. બહુવા એ અનુવાદો લૅટિન અને ફ્રેન્ચ પુસ્તકોમાંથીજ કરાતા હતા અને તેમાં પણ ખૂબી એકે મૂળ, એક એક પુસ્તકના અંગ્રેજીમાં એક નહિ પણ અનેક અનુવાદો થયા. ઇતિ-હાસનો પણ કેટલોક ભાગ પદ્યમાં લખાયો. **અંગ્રેજોના** પુરાતન ઇતિહાસ ( **ક્રોનિકલ્સ્** ) કે જે એ સમય પર્યન્ત માત્ર લૅટિનમાંજ લખાતો હતો તે હવે અંગ્રેજી ભાષામાં લખાવા માંડ્યો. ક્રિશ્ચિયનોના રોમન કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટના પરસ્પર મતવિરોધનાં કારણોને દર્શાવનારાં નાનાં નાનાં પુસ્તકો અને વ્યાખ્યાનોનો સન્નિપાતજ ચાલવા લાગ્યો હતો. કાવ્ય, ઇતિહાસ અને ક્રિશ્ચિયાનિટી, એ ત્રણ વિષયો ઉપરાંત અન્ય વિષયોના ગ્રંથો લૅટિન ભાષા-

માંજ લખાતા હતા. એ કાળમાં મુદ્રણકળાનો જન્મ થવાથી વિદ્યાવૃદ્ધિના કાર્યમાં ઘણીજ સહાયતા થઇ પડી. એજ કાળમાં જે જે મોટી સ્કૂલો અને કૉલેજો તથા વિશ્વવિદ્યાલયોની સ્થાપના કરવામાં આવી હતી તે આજ સુધી પણ ઇંગ્લૅન્ડ અથવા ગ્રેટબ્રિટનમાં વર્તમાન છે. પ્રથમ જે ધનાઢ્ય લોકો દેવમંદિરો ( ચર્ચિસ્ ) બંધાવવામાં અને આળસૂ સાધુ સંતોને ખવડાવવા પીવડાવવામાંજ પોતાના ધનનો વ્યય કરતા હતા, તેઓ હવે એવી સાર્વજનિક વિદ્યાશાળાઓમાટે ધનદાન કરવા લાગ્યા. એ કાળમાં એટલું પરિવર્તન થયું. આપણા દેશની આધુનિક અવસ્થા અને ગ્રેટબ્રિટનની તે સમયના અવસ્થા ઘણે ખરે અંશે મળતી આવે છે, એ ચાણક્ય વાંચકો તત્કાળ જાણી શકે એમ છે.

તૃતીય કાળ ( ઇ૦ સ૦ ૧૫૫૦ થી ૧૭૦૦ સુધી )

ચૉસર અને વિક્લિફની અંગ્રેજી ભાષામાં અને આજ કાલની અંગ્રેજી ભાષામાં ઘણોજ ભેદ છે, અને એટલામાટે તે સમયની અંગ્રેજી ભાષા પુરાણી અંગ્રેજી ભાષા–old English–ના નામથી ઓળખાય છે. તે સમયની ભાષામાં સેક્સન વ્યાકરણનાં અનેક રૂપો જોવામાં આવે છે કે જેમનો વર્તમાન અંગ્રેજી ભાષામાં સંપૂર્ણ અભાવ છે. તે સમયથી પરિવર્તિત થતી થતી અંતે અંગ્રેજી ભાષા તેના આધુનિક સ્વરૂપને પ્રાપ્ત થઇ છે. એ અંગ્રેજી ઇતિહાસનો સર્વથી પ્રસિદ્ધ કાળ છે. મહાકવિ શેક્સ્પીયર અને મિલ્ટન, મહાજ્ઞાની બેકન, તેમજ વિજ્ઞાનના જન્મદાતા ન્યૂટન ઇત્યાદિ એ કાળમાંજ થઇ ગયા છે. હુકર બ્રાઉન અને જેરમી ટેલર ઇત્યાદિ ધર્મવેત્તા વિદ્વાનોએ કેટલાંક પુસ્તકો લખીને એજ કાળમાં અંગ્રેજી ગદ્યસાહિત્યની ઇમારતનો પાયો નાખ્યો હતો. ન્યૂટન ઉપરાંત વિલિક્સ ગિલ્બર્ટ અને હાર્વે ઇત્યાદિ વિદ્વાનો એ કાળમાં થઇ ગયા છે, પણ તે સર્વેની નામાવલી આપવાની વધારે અગત્ય નથી. સંક્ષેપમાં એટલુંજ કહેવું બસ થશે કે, ઇ૦ સ૦ ૧૫૫૦ થી પૂર્વે અંગ્રેજી લેખકોના મુખ્ય વિષયો ત્રણ હતા, કાવ્ય, ધર્મ, અને ઇતિહાસ, પણ ઇ૦ સ૦ ૧૫૫૦ પછી એ ત્રણમાં બીજા ત્રણ વિષયોનો વધારો થયો અને તે વિષયો નાટક, રાજનીતિ અને વિજ્ઞાન ( સાયન્સ્ ) હતા. એ કાળમાં

ધર્મવિષયક વાદવિવાદ બહુજ ઓછા પ્રમાણમાં ચાલ્યો હતો અને રાજનૈતિક વાદવિવાદનો વિશેષતાથી આરંભ થયો હતો.

એ જાણીને અત્યાનંદ થાય છે કે ઘણાખરા કવિઓ ઑક્સફર્ડ અને કૈંબ્રિજ નામક પ્રખ્યાત વિશ્વવિદ્યાલયોમાંથી એમ. એ, ની પદવી મેળવીને બહાર પડેલા વિદ્વાનો હતા. મિલ્ટને, એમ. એ, થવા પછી ગ્રીક, ફ્રેન્ચ અને ઇટાલિયન ભાષાનો અભ્યાસ કર્યો હતો. એ કવિઓ આપણા દેશના અભાગિયા કવિઓ પ્રમાણે સમસ્યાપૂર્તિ અને નાયકનાયિકાભેદના વર્ણનનેજ કવિતાનો અંત નહોતા માનતા.

ન્યૂટન અને બેકને પોતાના સારામાં સારા ગ્રંથો લૅટિન ભાષામાં લખ્યા હતા. વિજ્ઞાનશાસ્ત્ર ( સાયન્સ્ ) વિષયક ગ્રંથો સર્વથા લૅટિનમાંજ લખવામાં આવતા હતા. અંગ્રેજી ભાષાની આટલી બધી ઉન્નતિ થવા છતાં પણ વિદ્વાનોની એવી ધારણા હતી કે “ અદ્યાપિ અંગ્રેજી ભાષા એવા શાસ્ત્રીય વિષયો લખવાને યોગ્ય નથી. ”

એજ કાળના અંતિમ ભાગમાં વિજ્ઞાનશાસ્ત્રની ઉન્નતિના હેતુથી ‘ રૉયલ સોસાયટી ’ નામક એક સમાજની સ્થાપના કરવામાં આવી હતી કે, જે અદ્યાપિ વર્તમાન છે અને યથોચિત પોતાનું કર્તવ્ય કરે જાય છે.

એ કાળના વૃત્તાંતમાં એક બીજી વાત પણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે અને તે એકે, એ કાળમાંના કેટલાક લેખકો અને વિદ્વાનો અત્યંત દરિદ્ર અર્થાત્ ધનહીન હતા અને તે એટલે સુધી કે, બેચાર લેખકોએ પોતાનાં પુસ્તકો કારાગૃહમાંજ લખ્યાં હતાં; જોકે કેટલાક લેખકો ધનવાન્ પણ હતા, પરંતુ તેમની સંખ્યા બહુજ થોડી હતી. એમ હોવા છતાં પણ અનેક ગ્રંથો લખાતા જતા હતા, તેનું મૂળ કારણ એજ હતું કે, તેઓ માત્ર દ્રવ્યલાભની લાલસાથીજ વિદ્યાનુરાગી નહોતા થયા, કિન્તુ વિદ્યાની વૃદ્ધિ કરવી એજ તેમનો મુખ્ય અને પ્રધાન ઉદ્દેશ હતો. અંગ્રેજોના ઇતિહાસના પ્રત્યેક કાળમાં બેકન જેવા એવા અનેક વિદ્વાનોનાં નામો મળી આવે છે કે, જેઓ કોઈ પણ પ્રકારના લોભ વિના માત્ર લોકોના હિતમાટેજ મરણ પર્યંત વિદ્યાભ્યાસ અને ગ્રંથલેખનના કાર્યમાં પ્રવૃત્ત રહ્યા હતા. સ્કૉટ સમાન એવા અનેક

વિદ્વાન્ થઇ ગયા છે કે, જેમણે ધનદાયક વ્યવસાયને ત્યાગીને સ્વદેશબાંધવોના લાભમાટે વિદ્યાની સેવામાંજ પોતાના જીવનને સમર્પિત કરી દીધું હતું. ત્યારે ભારતવર્ષમાં આજકાલ એથી વિરુદ્ધ પ્રકાર ચાલતોજ જોવામાં આવે છે. કોઇ રીતે પરીક્ષામાં પસાર થયા, નોકરી કે ધંધામાં પડયા અને વિદ્યાદેવીને તલાકનામું આપીને તેની સાથે સદાને માટે છૂટા છેડા કર્યા, એજ ભારતવાસી વિદ્વાનોનો પરમ ધર્મ થઇ પડ્યો છે ! તે સમયમાં ઇંગ્લૅંડમાં અનેક ધનવાન્ પુરુષો કે જે પોતે ગ્રંથરચના કરવાની શક્તિ નહોતા ધરાવતા, તેઓ વિદ્યાનુરાગી જનોને ધનની સહાયતા આપતા હતા અને તેમનો એ ધર્મ અત્યારે પણ ત્યાં પ્રચલિત છે. અનેક છાત્રવૃત્તિઓ ( સ્કૉલરશિપ્સ્ ) અનેક વિદ્યાલયો અને અનેક પુસ્તકાલયોની એવીજ રીતે સ્થાપના કરવામાં આવી હતી અને અત્યારે પણ કરાતી જાય છે. હાલમાં થોડા દિવસની વાતપરજ એક કોટિપતિ કારનેજી નામના વ્યાપારીએ સ્કૉટલૅન્ડમાં વિદ્યાની અભિવૃદ્ધિ કરવાના ઉદ્દેશથી ત્રણ કરોડની ગંજાવર રકમ યુનિવર્સિટીની સ્થાપનામાટે આપેલી છે; એ ઉપરાંત કેટલાક બુદ્ધિમાન્ યુવકોને ખાનગી રીતે ધનવાનો પાસેથી ધનની સહાયતા મળ્યા કરે છે, તેનો તો હિસાબજ નથી. શેક્સ્પીયરનો આશ્રયદાતા ઇસેક્સ હતો. બેકનને તેના પિતાના મરી જવા પછી તેના કાકાએજ ઉચ્ચતમ શિક્ષણ આપ્યું હતું. મિલ્ટનના વિદ્યાનુરાગી સ્વભાવને જાણીને તેના પિતાએ તેને એમ. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થવા પછી નોકરી કરવાનો આગ્રહ નહોતો કર્યો, કિંતુ પોતાના સ્વયં ઉપાર્જિત ધનમાંથીજ એવો પ્રબંધ કરી આપ્યો હતો કે, તે સદાને માટે નિશ્ચિંતતાથી પોતાનો જીવનકાળ વિદ્યાની સેવામાંજ વીતાડી શકે. બાવીસ વર્ષના વયના એક મિત્રે મિલ્ટનને પોતાના મરણ સમયે પાસે બોલાવીને એટલું ધન આપ્યું કે, તે પોતાનું સમસ્ત જીવન સુખપૂર્વક કાવ્યની રચના કરવામાંજ વીતાડી શકે !! એવા પ્રકારનાં બીજાં પણ અનેક ઉદાહરણો મળી આવે એમ છે. આપણા દુર્ભાગી ભારતવર્ષમાં તો છોકરો પરીક્ષામાં ઉત્તીર્ણ થયો કે, બીજે દિવસે તેનાં માતાપિતા, સગાં વ્હાલાં અને બંધુ મિત્ર આવીને પ્રથમ એજ સવાલ કરવાના કે, " કેમ ભાઇ ! ક્યાંય

નોકરીનો બંદોબસ્ત કર્યો કે નહિ?" પરીક્ષામાં પસાર થવા પછી જો કોઇ-વાર તેના હાથમાં પુસ્તક જોવામાં આવ્યું, તો લોકો તેને ભ્રમિષ્ટ ધારવા મંડી જાય છે અને ઝાઝું ભણવાથી માણસ ગાંડા થાય છે, એવી એવી ગાંડાને શોભે તેવી ટીકાઓ પણ કરવા માંડે છે. શું એ પ્રકારે આપણા દેશનું કલ્યાણ થશે કે? ઉન્નતિની આશા એવા વિચારોમાંજ સમાયલી છે કે શું? જે જાતિમાં વિદ્યાની વૃદ્ધિમાટે ધનનો વ્યય કરવાને પોતાનો પરમ ધર્મ માનનારા મહાત્માઓ ઉત્પન્ન થાય છે, તે લોકોજ ધનવાન્ વિશેષણને ધારણ કરવાની યોગ્યતા વાળા છે. એમ તો ભંગી, ચમાર પણ ધનવાન્ હોય તેથી દેશને શો લાભ?

એજ કાળમાં રાજદ્વારા 'બાયબલ'નો અનુવાદ થયો, અને લૅટિન 'બાયબલ'ને સ્થાને અંગ્રેજી 'બાયબલ'નો ઉપયોગ થવા લાગ્યો. વિવાહના સમયમાં જે પ્રતિજ્ઞાઓ લૅટિન ભાષામાં વંચાતી હતી, તે હવે અંગ્રેજીમાં વંચાવા લાગી; તેમજ ધર્મ સબંધી બીજી સર્વ ક્રિયાઓ પણ અંગ્રેજીમાંજ થવા લાગી. છાપખાનાની કૃપાથી અને અંગ્રેજોના ધર્માનુરાગના કારણથી 'બાયબલ'નું ઘરેઘરમાં વાંચન ચાલું થયું અને તેના પર અનેક પ્રકારના વાદ વિવાદો પણ ચાલૂ થયા. એક સમય એવો હતો કે લોકો પોતે લૅટિન ભણતા નહોવાથી ધર્મનાં તત્ત્વોને જાણી શકતા નહોતા અને પાદરીઓ જે કહે તેનેજ ઇશ્વરવાક્ય માનતા હતા, પણ તે સમય હવે ચાલ્યો ગયો હતો, અને ધીમે ધીમે લોકોના મનોમંદિરમાં ધર્મજ્ઞાનરૂપ દીપકનો પ્રકાશ પડવા માંડ્યો હતો. છરી કાંટાની મદદથી ખાવું, ઘરમાં ચટાઇ, ટેબલ, કુરસીઓ ઇત્યાદિ ફર્નીચર રાખવું અને ભીંત પર તસ્વીરો લટકાવવી ઇત્યાદિનો પ્રચાર પણ એજ કાળમાં થયો હતો.

### ચતુર્થ કાળ ( ઇ. સ. ૧૭૦૦ થી અત્યાર સૂધી )

ઇંગ્લૅન્ડમાં થએલી વિદ્યાની આધુનિક ઉન્નતિનું આ લઘુ લેખમાં સંપૂર્ણ વર્ણન થવું અશક્ય છે, છતાં જેટલું બની શકે તેટલું તેનું સંક્ષેપમાં અવલોકન કરવુંજ જોઇએ. હવે આપણે પ્રથમ એ જોવાનું છે કે, એ કાળમાં અંગ્રેજી ભાષા અને તેના સાહિત્યમાં કયા નવીન વિષયોનો પ્રવેશ થયો.

ઇ.સ. ૧૭૦૦ પૂર્વે અંગ્રેજી ભાષામાં નવલકથા ( Novels ) નું નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું, પણ આજે એવો સમય છે કે, દરરોજ અંગ્રેજી નવલકથાઓનાં લક્ષાવધિ પુસ્તકોનું વેચાણ થાય છે અને એક ગણિતશાસ્ત્રીએ એવો હિસાબ કાઢ્યો છે કે, ઇંગ્લૅંડમાં દરરોજ ત્રણ નવીન નવલકથાનાં પુસ્તકો પ્રકટ થાય છે. નવલકથાનો પ્રથમ લેખક ડેનિયલ ડિફો હતો અને તેણે ઇ.સ. ૧૭૧૧ માં "રૉબિન્સન ક્રુસો" નામક નવલકથા લખી હતી. તે સમયથી આજ સુધીમાં થયલા નવલકથાકારોની જો ગણના કરવામાં આવે, તો સહસ્રાવધિ નામોની નામાવલી થઇ જાય એમ છે. પણ એમાના લૉર્ડ લિટન, વૉલ્ટર સ્કૉટ, રેનૉલ્ડજ, આદિ તેર ચૌદ નવલકથાકારો ઉત્તમ ગણાય છે અને બીજાઓને સાધારણ પંક્તિમાં મૂકવામાં આવે છે. વળી ખાસ કરીને એમના વિષે ધ્યાનમાં રાખવા જેવી બાબત તો એ છે કે, એ નવલકથાકારોમાંના ઘણા ખરા તો એવા વિદ્વાન હતા કે, જે પોતાની અંગ્રેજી ભાષા ઉપરાંત લૅટિન, ગ્રીક, ફ્રેન્ચ, ઇટાલિયન, જર્મન, અને સ્પૅનિશ આદિ બીજી ભાષાઓનું પણ બહુજ સારૂં જ્ઞાન ધરાવતા હતા. આપણે ત્યાંના આજકાલ નવા નવા પાકતા કેટલાક નિક્ષર ભટ્ટાચાર્યના વડિલ બંધુ નવલકથાકારો જેવા તેઓ નહોતા અને તેથીજ તેમની નવલકથાઓ આજે સર્વમાન્ય થયેલી આપણા જોવામાં આવી શકે છે.

વિદ્યાનો જે એક બીજો વિષય પરમ ઉન્નતિના શિખરે પહોચ્યો છે, તે વિષય ઇતિહાસ છે. પ્રથમના ઇતિહાસો કે જે 'ક્રૉનિકલ્સ્' ના નામથી ઓળખાય છે તેમાં સત્ય અને અસત્યનું કાંઈ ઠેકાણુંજ નથી. તે ગ્રંથોમાં વાસ્તવિક ઘટનાઓ અને સાંભળેલી દંતકથાઓ એકજ પ્રકારે વર્ણવાયલી છે. જેવી રીતે નેલ્સન્ અને વેલિંગ્ટનના ફ્રેન્ચમેનોપર મેળવેલા જયની જેટલી પ્રશંસા થાય છે તેટલીજ ક્રૉનિકલ્સ્માં વર્ણવેલી આર્થર રાજા અને તેના બાર સાથીઓએ મેળવેલી અસંભવનીય અથવા ન ભૂતો ન ભવિષ્યતિ સમાન કીર્તિ પણ સામાન્ય સમજાય છે. આર્થરની જાદૂઈ ઢાલ અને તલ્વાર ઇત્યાદિનું વર્ણન પણ તેમાં મહાગંભીરતાથી લખવામાં આવ્યું છે. એ તો

માત્ર બે ઉદાહરણો છે, પણ એવી વાતો તો સ્થાને સ્થાને ભરેલી છે; એટલે એ 'ક્રૉનિકલ્સ્' ને 'અરેબિયન્ નાઇટ્સ્'નો એક બીજો અવતારજ કહી શકાય. એથી આગળના કાળમાં મિલ્ટને ક્રૉનિકલ્સ્‌ની પદ્ધતિને અનુસરીને એક ઇતિહાસ લખવાનો વિચાર કર્યો હતો, પરંતુ થોડો ભાગ લખીને એ કાર્યને તેણે પડતું મૂકી દીધું હતું. સર્વથી પ્રથમ જો કોઈ સારો ઇતિહાસ પ્રકટ થયો હોય, તો તે ઇસ્વી સનની અઢારમી સદીના મધ્ય કાળમાં ડેવિડ હ્યૂમનો લખેલો ઇતિહાસ હતો. સત્યાનુરાગી જનોએ અનેક ભાષાનો અભ્યાસ કરીને અને અનેક દેશોમાં પર્યટન કરીને બહુજ પરિશ્રમથી એવો સિદ્ધાંત નિશ્ચિત કર્યો કે, જે સિદ્ધાંતને અનુસરીને લખાયલી ઘટનાઓના સત્યાસત્યનો સરળતાથી નિર્ણય કરી શકાય. અંગ્રેજી ભાષામાં આજે આખી સૃષ્ટિની સર્વ જાતિઓના ઇતિહાસો મળી આવે છે. ઇતિહાસના ઉત્તમોત્તમ ગ્રંથો સર્વ ગત શતાબ્દિ ( ઓગણીસમી સદી ) માંજ લખાયલા છે અને એથી એવી સહજ કલ્પના કરી શકાય છે કે, એ ઉત્તમ શાખા અલ્પ કાળમાંજ કપોલકલ્પિત કથાઓના પ્રદેશમાંથી આગળ વધીને વિજ્ઞાનની ઉચ્ચતમ પદવીને પ્રાપ્ત થઇ જશે. બીજા જીવનચરિત્ર, ભૂગોળ અને દેશ-પર્યટનવૃત્તાંત આદિ ઇતિહાસમિશ્રિત વિષયો પણ આજકાલ ઉન્નતિના શિખરપર ચઢેલા પ્રત્યક્ષ જોવામાં આવી શકે છે.

વિદ્યાની જે તૃતીય શાખા એ સમયમાં ઉન્નત્તિને પ્રાપ્ત થઇ છે તે વિજ્ઞાન છે. કાં તો ઇ. સ. ૧૭૦૦ પૂર્વેના અંગ્રેજ વિદ્વાનોએ પણ પોતાના વિજ્ઞાન વિષયક ગ્રંથો લૅટિન ભાષામાંજ લખ્યા હતા, અને કાં તો આજે સમસ્ત સૃષ્ટિનાં વિજ્ઞાન વિષયક પુસ્તકો અંગ્રેજી ભાષામાંજ મળી આવે છે. આ સંક્ષિપ્ત લેખમાં એ વિજ્ઞાન વિષયક ગ્રંથોનું કિંચિત્ વિવેચન પણ કરી શકાય તેમ નથીજ, છતાં એટલું કહેવું બસ થશે કે, અંગ્રેજી ભાષા અત્યારે તે ત્રણ ભાષાઓમાંની એક કહેવાય છે કે, ગમે તે દેશના વિજ્ઞાનીને એમાંની એક ભાષાનું જ્ઞાન તો અવશ્ય હોવુંજ જોઇએ, એવો સર્વમાન્ય સિદ્ધાંત કરવામાં આવ્યો છે. એ ત્રણ ભાષાઓ તે જર્મન, ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષા છે. વિજ્ઞાનની એવી એક પણ શાખા નથી કે, અંગ્રેજી ગ્રંથોદ્વારા

જેનું જ્ઞાન ન મેળવી શકાતું હોય. કહેવાનો સારાંશ એટલોજ કે, અંગ્રેજી ભાષામાં વિદ્યમાન ન હોય એવી જગતમાં વિદ્યાની એક પણ શાખા અસ્તિત્વ ધરાવતીજ નથી.

જે મહાનુભાવો પ્રાચીન અને અર્વાચીન ભાષાઓનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરીને તે ભાષાઓના ગ્રંથોનો અંગ્રેજી ભાષામાં અનુવાદ કરતા આવ્યા છે; તેમનાથી અંગ્રેજી ભાષા અને અંગ્રેજી ભાષાના અનુરાગીઓને ઘણોજ લાભ થયો છે અને થતો જાય છે. ઇંગ્લૅંડમાં એવા અનેક સ્ત્રીપુરુષો સર્વ સ્થાને મળી આવે છે કે, જેઓ અંગ્રેજી, લૅટિન અને ગ્રીક ઉપરાંત ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન, સ્પૅનિશ અને રશિયન આદિ ભાષાઓમાંની બે ત્રણ ભાષાઓ તો અવશ્ય જાણતા હોવાજ જોઇએ; તેમજ 'ઑક્સફર્ડ' તથા 'કૅમ્બ્રિજ' આદિ મહાન્ મહાન્ વિશ્વવિદ્યાલયોમાં તો સંસ્કૃત, અરબી, હિબ્રાની, ચાઇનીઝ, જાપાનીઝ, ફારસી, ફિનિશિયન, ઇજિપ્શિયન, તામીલ, તેલગૂ, મરાઠી, બંગાળી, હિન્દી, ઉર્દૂ અને ગુજરાતી આદિ સર્વ પ્રાચીન તથા અર્વાચીન ભાષાઓના જ્ઞાતા વિપુલ પ્રમાણમાં મળી આવે છે. ગ્રેટ-બ્રિટનના વિદ્વાનો એટલા બધા ખંતીલા છે કે, આધુનિક કાળની ચાલતી ભાષાઓ ઉપરાંત લાંબા વખતથી મૃતઃપ્રાય થઇ ગએલી ભાષાઓનો પણ તેઓ એટલીજ ખંતથી સંપૂર્ણ અભ્યાસ કરે છે અને પછીથી પોતાના દેશબાંધવોને પોતાની ભાષાદ્વારા તેના રસનું પાન પણ કરાવે છે. પરમ માનનીય સ્વ. પ્રૉફેસર મૅક્સમૂલર જૂદી જૂદી અઢાર ભાષાઓ જાણતા હતા અને તેમણે જે અનુવાદો કર્યા છે તે બે હજાર પૃષ્ટથી ઓછા તો નહિજ હોય.

આપણા ભારતવાસી બંધુઓમાં એક મોટામાં મોટો દોષ તો એ છે કે, તેઓ સ્કૂલ અથવા કૉલેજમાંથી બહાર પડવાની સાથેજ વિદ્યા સાથેના પોતાના સંબંધને એકદમ તોડી નાખે છે અને પોતાના જીવનના અમૂલ્ય સમયને વ્યર્થ નષ્ટ કરી નાખે છે. ભલે એક મનુષ્યે એમ. એ. ની પરીક્ષા પસાર કરી હોય, તો પણ વિદ્વાનો કૉલેજ અને સ્કૂલનાં પુસ્તકોનાં વાંચનને ખરૂં વાંચન ગણતાજ નથી. સ્કૂલ અને કૉલેજના શિક્ષણનો હેતુ તો માત્ર એટલોજ હોય છે કે, એથી વિદ્યાર્થી વિદ્યાના માર્ગમાં ચઢી જાય, અને તેથી

વાસ્તવિક રીતે વિદ્યાના રહસ્યપૂર્ણ અભ્યાસનો તો મોટામાં મોટી પરીક્ષા પસાર કરવા પછીજ પ્રારંભ થાય છે. વળી પરીક્ષાઓ માત્ર નોકરીમાટેજ પસાર કરવાની છે એમ સમજવું પણ ભૂલ ભરેલું છે. આપણે ત્યાં સ્કૂલ-ફાઇનલ અને મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થતાંજ વિદ્યાર્થીઓ પોતાને મોટી પદવીઓ ચલાવવાને લાયક થયેલા ધારે છે; પણ ઇંગ્લૅંડમાં તો એટલું ભણેલા ભાડાની ગાડીઓ હાંકે છે અથવા તો કારખાનાંમાં મજૂરી કરતા હોય છે એ બરાબર જાણી રાખવું જોઇએ.

ઇંગ્લૅંડનાં મોટાં મોટાં શહેરો અને ગામોની વાત તો દૂર રહી, પણ સાધારણ ગામડામાં પણ એવાં પુસ્તકાલયો છે કે, જ્યાંથી બધી જાતનાં પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચવામાટે મળી શકે છે અને તે પણ મફત નહિ. ત્યાંના લોકો એટલા બધા વિદ્યાનુરાગી છે કે, એ પુસ્તકાલયોનો ખર્ચ ફંડથી ચાલ્યા કરે છે. મોટાં મોટાં શહેરોમાં એવી અનેક નાઇટસ્કૂલ્સ ( રાત્રિશાળા ) છે કે, જેમાં દિવસે મજૂરી કરવાવાળા લોકો રાતના વખતે વિદ્યા ભણી શકે છે. એ ગરીબો મીલોમાંથી ચાલીને આવે છે, રાતેજ પાછા ચાલીને દૂર સુધી જાય છે અને શાળાની નિયત ફી વિગેરે પણ આપ્યા કરે છે. એ ઉપરાંત વિશ્વવિદ્યાલયોદ્વારા વિદ્યાની ઉન્નતિમાટે બીજાં પણ કેટલાક વિદ્યાસમાજો સ્થાપિત કરવામાં આવ્યા છે. તેમના પ્રબંધથી અને બીજા કેટલાક વિદ્યારસિકોના પરિશ્રમથી ત્યાં વ્યાખ્યાનો પણ થયા કરે છે. એ વ્યાખ્યાનો કરવાનો ઉદ્દેશ એટલોજ છે કે, જેમણે કારણ વિશેષથી વિદ્યાશાળાનો સત્વરજ ત્યાગ કર્યો હોય તેમને એ ભાષણોથી શિક્ષણ મળી શકે. સારાંશ કે, ત્યાં સ્થળે સ્થળે માત્ર વિદ્યાનીજ ચર્ચા ચાલતી હોય છે. વિશેષ સ્મરણીય વિષય તો એ છે કે, ત્યાંના લોકો સાધારણ વ્યાખ્યાન સાંભળવામાટે પણ ટિકેટ લઇને પૈસા આપે છે અને તે વ્યાખ્યાન સાંભળે છે; ત્યારે આપણા દેશના લોકો ભાંડના મોઢે ગાળો બકાવે છે અને ઘરના આંગણાંમાં રાંડો નચાવે છે; પણ જો એક ગ્રંથ, માસિકપત્ર કે વર્તમાનપત્રના ગ્રાહક થવું હોય છે તો પ્રથમ ચાર દિવસ સુધી સહદેવ જોશીનો અવતાર ધારણ કરીને દીર્ઘ વિચાર કર્યા કરે છે અને અંતે

"અત્યારે જવા દો પછી જોઇશું!" એમ કહીને ઠંડા ગાર થઇ જાય છે. હાય ભારતની કેવી દુર્દશા!

કેટલાક મહાશયો તો તડાક દેતા એમજ બોલી ઉઠે છે કે, "ખાવાને તો મળતું ન હોય, ને વિદ્યાની ઉન્નતિમાં ધ્યાન કેવી રીતે આપી શકાય વારૂ?" એના જવાબમાં અમે એટલુંજ કહીશું કે, જરા અંગ્રેજોના પ્રાચીન ઇતિહાસનું અવલોકન તો કરો. ત્યાં જૉન્સન, સૅવેજ, અને મોરલે આદિ સેંકડો ગ્રંથકારો એવા પણ થઇ ગયા છે કે જેઓ ભિક્ષાન્દેહી કરીનેજ પોતાના પેટનું પૂરૂં કરતા હતા. પ્રથમ પ્રથમ ઑક્સફર્ડ અને પૅરિસ તરફ જનારા વિદ્યાર્થીઓ સેંકડો ગાઉ પગે ચાલતા ભીખ માગતા જતા હતા અને પોતાનું જીવન એવી રીતેજ વીતાડતા હતા. અસ્તુ: એ વાતને જવાદો; પણ શું આપણા ભારતવર્ષના બધા બી. એ. અને એમ. એ. મહાશયો સદા સર્વદા એકાદશીના વ્રતનુંજ પાલન કરીને પોતાનું જીવન ગાળે છે કે? કદાપિ નહિ. આપણામાંના ઘણાક બી. એ. અને એમ. એ. મહાશયો તો ઇંગ્લૅંડના મહાન્થી મહાન્ વિદ્યાવિભૂષિતપુરુષો કરતાં ઘણાજ વધારે ધનવાન્ છે, પણ એમાંથી અપવાદને બાદ કરીએ તો ભાગ્યેજ કોઇ બે કલાક વાંચન અથવા લેખનમાં વીતાડતો હશે. એનું ખરૂં કારણ એજ છે કે, આપણા લોકોમાં વિદ્યાનો અનુરાગ નથી. પરીક્ષા પાસ કરવાની આકાંક્ષા ભલે હોય, પણ તેમાં પણ નોકરી મેળવવાની અધમ લાલસા રહેલી હોય છે! આપણા લોકો સમય અને સંપત્તિનો ઉચિત ઉપયોગ કેવી રીતે કરવો, એ તો જાણતાજ નથી. જ્યાં એવી દશા હોય, ત્યાં ઉન્નતિની આશા રાખવી આકાશકુસુમ સમાન છે. જો એવોજ પ્રકાર ચાલતો રહેશે, તો ભારતવર્ષની હવે પછી દિવસે દિવસે વિશેષ અવનતિનો સમયજ આવતો જવાનો. પણ હા, જો આપણે આપણા સ્વભાવમાં પરિવર્તન કરીશું, તો પછી સત્વર ઉન્નતિ થવી કાંઇ અશક્ય નથી; કારણ કે, કાળા માથાનું માનવી જે ચાહે તે કરી શકે છે, માત્ર મનનો નિશ્ચય અને તદનુસાર કૃતિનીજ આવશ્યક્તા છે. અસ્તુઃ મારા ભારતીય ભ્રાતાઓનું ભદ્ર ઇચ્છીને આ લંબાયલો લેખ હું અત્ર સમાપ્ત કરૂં છું.



# ચોથી સાહિત્ય પરિષદ્‌ના અધ્યક્ષ*

**ચતુર્થ સાહિત્ય પરિષદ્**નું થોડા સમયમાં વડોદરામાં અધિવેશન થવાનું છે અને તેના અધ્યક્ષની ચૂંટણીમાટે આગળ પ્રમાણેજ અત્યારે પણ કેટલીક નિરર્થક ચર્ચાઓ ચાલવા માંડી છે. મને આશા હતી કે, આ વખતે આગળ પ્રમાણેના વાદગ્રસ્ત અને એકપક્ષીય ક્ષુદ્ર વિચારોનું મંડન નહિ થાય અને ખરી યોગ્યતાનોજ સરળ ભાવથી સ્વીકાર કરવામાં આવશે; પરંતુ જ્યારે પુનઃ પક્ષપાતનાં પ્રતિપાદનોનો આરંભ થઇ ચૂક્યો છે અને વાદવિવાદનો રંગ દેખાવા માંડ્યો છે, ત્યારે એક તટસ્થ તરીકે મારા વિચારોને પ્રસિદ્ધિમાં મૂકવાનું એક પ્રકારે હું પ્રસંગાનુસાર અને યોગ્ય માનું છું.

'**ગુજરાતી પંચ**'ના ગઇ તા૦ ૧૨ મી નવેમ્બરના અંકમાં ગુજરાતી **સાહિત્ય પરિષદ્**ના પ્રમુખની ચૂંટણી વિશે એક લિડરેટ લખવામાં આવ્યું છે કેઃ—

" પ્રમુખની ચૂંટણીના સંબંધમાં અમારૂં એમ માનવું છે કે, એક તો તેમાં સાક્ષર લોકમતને વજન આપવું જોઇએ અને બીજું તેમાં વ્યવહારિક દૃષ્ટિ રહેવી જોઇએ. પોતાના જીવનનો અગત્યનો ભાગ સાહિત્યમાં વ્યતીત કરતા હોય, ભૂતકાળના અને વર્તમાન સાહિત્યના નિરીક્ષણ પછી, ભવિષ્યના ગુર્જર સાહિત્યના વિકાસ અને ઉત્કર્ષ માટે ઉચ્ચ પંથ જેઓ બતાવી શકે, તેજ **સાહિત્ય પરિષદ્**ના પ્રમુખ થવાને પાત્ર ગણાવા જોઇએ. પ્રમુખની પસંદગીમાં એકલા વૃદ્ધત્વ, એકલા ગુરુત્વ, એકલા સાંસારિક પદ અગર કોઇ બીજી દિશાની જનસેવાના વિચાર દૂર રહેવા જોઇએ."

'**ગુજરાતી પંચ**'ના એ લેખનેજ અનુસરીને તા૦ ૧૪ મીના એક પારસી પત્ર '**સાંઝ**'માં 'ગુજરાતી **સાહિત્ય પરિષદ્**'ના મથાળાથી એક લીડર લખવામાં આવ્યો છેઃ-

* આ લેખ પ્રથમ 'ગુજરાતી'ના ઇ. સ. ૧૯૧૧ ના નવેમ્બર માસની ૧૯ મી તારીખના અંકમાં પ્રકટ થયો હતો.

" પરિષદ્‌ના પ્રમુખ તરીકે કોને નીમવો એ સવાલ ઘણો વિચારવા જોગ છે અને તેથી અમારે જણાવવું જોઇયે કે આ સવાલનો નિર્ણય કરવામાં ઉમ્મર, લક્ષ્મી યા સાંસારિક દરજ્જો કાંઇ પણ ધ્યાનમાં લેવા સિવાય ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવનારાઓ માટેજ તે માન રીઝર્વ થવાની જરૂર છે. "

આ બન્ને ઉતારા વાંચતાં તત્કાળ કોઇ પણ કલ્પના કરી શકે તેમ છે કે, ' બાવો નાચ્યો તેમ બોડકી પણ નાચી ' એ તત્ત્વને અનુસરીને '**ગુજરાતી પંચ**'ના વિચારોનેજ માત્ર ઢંગધડા વગરની અપભ્રષ્ટ ભાષામાં "**સાંઝે**" રજૂ કર્યા છે. નવીન અને સ્વતંત્ર કહી શકાય તેવો અભિપ્રાય તેણે દર્શાવ્યોજ નથી. વળી '**સાંઝ**'નું વધારે ભાડુતીપણું તો એથી દેખાઇ આવે છે કે, '**ગુજરાતી પંચે**' જેવી રીતે પ્રમુખ તરીકે ચૂંટી કઢાવામાટે રા. રા. **નરસિંહરાવ ભોળાનાથ** દિવેટીયાના નામની નોબત વગાડી છે, તે નોબતના સ્વરમાં સ્વર મેળવીને '**સાંઝે**' પણ તેમના નામનીજ તૂતેડીનો અવાજ કાઢ્યો છે.

ખેદ માત્ર એટલોજ થાય છે કે, એ પત્રોએ પ્રમુખના ગુણોનાં લક્ષણો બાંધવામાં જેટલી દીર્ઘ દૃષ્ટિ બતાવી છે, તેટલી દીર્ઘ દૃષ્ટિ પ્રમુખના નામની સૂચનાને આગળ મૂકવામાં દર્શાવી નથી.

' गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः ' એ તત્ત્વ તો વિશ્વમાન્ય છે, એટલે એ વિશે વધારે કાંઇ કહેવાનું રહેતુંજ નથી. સારાંશ કે, જેણે ગુજરાતી સાહિત્યની સર્વથી વિશેષ સેવા કરી હોય, જેના જીવનનો વિશેષ ભાગ ગુજરાતી સાહિત્યના વિકાસમાટેના પ્રયત્નમાં વીત્યો હોય અને જેના અંગમાં સાહિત્ય વિષયક વિશેષ ગુણો સમાયલા હોય, તેવા ગૃહસ્થનેજ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદે વિરાજવાનું અગ્રગણ્ય માન મળવું જોઇએ. એ દૃષ્ટિથી જોતાં તથા વિચારતાં રા. નરસિંહરાવ કરતાં રા. રણછોડભાઇની સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે ચૂંટણી કરવામાં આવે, તો તે વિશેષ ન્યાયયુક્ત અને અપક્ષપાત ચૂંટણી કરેલી કહી શકાય; કારણ કે, ગુજરાતી સાહિત્યની જે સેવા રા. રણછોડભાઇએ અત્યાર સુધીમાં કરી

છે અને હજી પણ કરતા જાય છે, તેની બરાબરી કરનાર બીજો એક પણ ગુજરાતી સાક્ષર અત્યારે અસ્તિત્વ ભોગવતો નથી. રા. રણછોડભાઇની સાહિત્યસેવા કેટલી અને કેવા પ્રકારની છે, એનું હું સંક્ષિપ્ત દિગ્દર્શન કરાવું છું. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ એ છ વેદાંગ મનાય છે; એમાંના વ્યાકરણ અને છંદઃશાસ્ત્રને સારા સ્વરૂપમાં ગુજરાતીમાં લાવનાર સર્વથી પ્રથમ રા. રણછોડભાઇ છે. '**લઘુસિદ્ધાન્ત કૌમુદી**' ની આજથી ઘણાં વર્ષ પૂર્વે ગુજરાતી ટીકા કરી તેને પ્રસિદ્ધિમાં મૂકીને તેમણે સંસ્કૃત ભાષાના અભ્યાસકોને શિક્ષણનો માર્ગ સરળ કરી આપ્યો છે અને '**રણપિંગળ**' જેવો છંદઃશાસ્ત્રનો ગ્રંથ તો ગુજરાતી ભાષામાં બીજો છેજ નહિ, તેમ હવે પછી પણ નિર્માણ થશે કે નહિ એની શંકાજ છે. એ ઉપરાંત '**રાસમાળા**' ( ગુજરાતના ઇતિહાસ ) ના ગુજરાતી ભાષાંતરનો; '**લલિતા દુઃખદર્શક**' તથા '**હરિશ્ચંદ્ર**' અને '**નળદમયંતી**' જેવા શાસ્ત્રીય પદ્ધતિથી લખાયલાં નૈતિક નાટકોનો રસાસ્વાદ પણ એમણેજ ચખાડ્યો છે. '**નાટ્યપ્રકાશ**' નામક નાટ્યશાસ્ત્રવિષયક પ્રથમ ગ્રંથ ગુજરાતીમાં નિર્માણ કરવાનું માન પણ એમણેજ મેળવ્યું છે. રાજકીય વ્યવસાયમાં નિરંતર બદ્ધ હોવા છતાં પણ ગુજરાતી ભાષાની એમણે આટલી સેવા કરી છે, એટલુંજ નહિ, પણ અત્યારે ૭૫ કે ૭૬ વર્ષની વૃદ્ધાવસ્થામાં પણ ગુજરાતી ભાષાની ઉન્નતિ અને સેવામાટેના તેમના પ્રયત્નો ચાલૂ છે. મારા જાણવામાં આવ્યું છે કે, ડચ, ફ્રેંચ, પોર્ટુગીઝ અને અંગ્રેજ આદિ યૂરોપીયન ભિન્ન ભિન્ન પ્રજાના હિંદુસ્તાન સાથેના સંબંધનો એક વિશાળ ઇતિહાસ તેઓ લખે છે અને તે છપાવાનું કામ પણ શરૂ થઇ ચૂક્યું છે.×

મારા કહેવાનો મુદ્દો જે છે તે માત્ર એટલોજ કે, જો રા. નરસિંહરાવની સાહિત્યસેવા સાથે રા. રણછોડભાઇની સાહિત્ય સેવાની તુલના કરવામાં આવે તો અવશ્ય રા. રણછોડભાઇની સાહિત્યસેવા વધેલી જોવામાં

× '**યૂરોપિયનોનો પૂર્વ પ્રદેશ આદિ સાથે વ્યાપાર**' એ નામથી ઉક્ત ઇતિહાસના ચાર ભાગો પ્રકટ થઇ ચૂકયા છે અને બીજા બે ભાગો સત્વર જ પ્રકટ થવાના છે.

આવી શકે તેમ છે. આ સર્વ કારણોને જોતાં રા. રણછોડભાઈને પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવે તો મારા અભિપ્રાય સાથે અન્ય નિષ્પક્ષપાત બુદ્ધિ ધરાવતા ઘણા સાહિત્યોપાસકો અને સાહિત્યસેવકો સંમત થશે.

રા રા. રણછોડભાઇ પછી સાહિત્યના વૃદ્ધ ગુર્જર ઉપાસકોમાં બીજું નામ કવિ સવિતાનારાયણનું આવે છે. એ વૃદ્ધ પુરુષ સંસ્કૃત, હિંદી, મરાઠી, ગુજરાતી કાવ્ય અલંકાર, રસ ને નાયિકાશાસ્ત્રના ઘણાજ ઉત્તમ જ્ઞાતા છે. એમની પછી તૃતીય યોગ્ય પુરુષ તે રા. ભાઇશંકર નાનાભાઇ' સોલિસિટર છે. એમની સાહિત્યવિષયક યોગ્યતાની 'ભાઇશંકર ગ્રંથમાળા' ના વાંચનથી તત્કાળ કલ્પના કરી શકાય એમ હોવાથી વિશેષ લખવાની આવશ્યકતા નથી. આ જૂના વિદ્વાનો અને સાક્ષરશિરોમણિઓનાં નામો વાંચીને કદાચિત્ 'સાંઝ' અને "પંચ" ચીડાઇ જશે. જો ઇશ્વરે કાંઇ પણ સારાસારવિવેકબુદ્ધિ આપી હોય, તો જાણી લેવું જોઇએ કે, વર્તમાન-કાળના પાશ્ચાત્ય વિદ્યાવિભૂષિત અને કહેવાતા મહાન્ સાક્ષરોનો જ્યારે જન્મ પણ થયો નહોતો અથવા કેટલાકો જન્મીને માતાનાં હાલરડાં સાંભળી પાલણામાં ઝૂલતા હતા, તે વેળાએ રા. રણછોડભાઇ, સવિતાનારાયણ ને ભાઇશંકરભાઇ જેવા જૂના અને વૃદ્ધ સાક્ષરોએજ સાહિત્યોપાસના અને સાહિત્યપ્રસારનો અવ્યાહત વ્યવસાય ચલાવ્યો હતો અને ગુજરાતી પ્રજાને પ્રતિભાસંપન્ન કરવાનો ઉદ્યોગ આરંભ્યો હતો. જો વૃદ્ધોને જોઇને જુવા-નીયાઓ છેડાઇ જતા હોય, તો તો પછી તેમણે પોતાનાં વૃદ્ધ માતાપિતાનો પણ માતાપિતા તરીકે અસ્વીકારજ કરવો જોઇએ ! શું જુવાનીયાઓ કદાપિ વૃદ્ધ થવાનાજ નથી ? કદાપિ જુવાનીમાંજ તેઓ પોતાની માનવલીલાની સમાપ્તિ કરી જવાના હોય ! સારાંશ કે, જો વૃદ્ધોપ્રતિ તિરસ્કાર બતાવવામાં આવે તો આજકાલના તરુણ સાક્ષરોની તે એક અક્ષમ્ય મૂર્ખતાજ કહી શકાય અને નવીન સાક્ષરોને માટે અભિમાન રાખવામાં આવતું હોય, તો મારે કહેવું જોઇએ, કે નવીન સાક્ષરોમાંથી હજી એક પણ વ્રજલાલ શાસ્ત્રી જન્મ્યો નથી ! તેમ રા. રણછોડભાઇ ઠેઠ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છે, છતાં સાહિત્યસેવા બજાવવામાં નિરંતર જે પ્રયાસ સેવે છે; તેવો પ્રયાસ કોઇ કરનારો જન્મે ત્યારની વાત ત્યારે !

આવી રીતે રા. રા. રણછોડભાઈ જ્ઞાનવૃદ્ધ ગુર્જર સાહિત્યોત્કર્ષક હોવા સાથે વયોવૃદ્ધ છે; એ વળી સુવર્ણ અને સૌગંધ્યનો સંયોગ છે અને એટલા-માટે જો **સાહિત્ય પરિષદ્**‌ના ચતુર્થાધિવેશનના અધ્યક્ષ એઓ **થશે,** તો અવશ્ય અધ્યક્ષસ્થાનને વૃદ્ધઅવા સમાન દીપાવશેજ.

આથી હું એમ કહેવા માગતો નથી કે, રા. નરસિંહરાવ અધ્યક્ષપદ-માટે અયોગ્ય છે; કિન્તુ તેમની યોગ્યતા તથા વય ઉભયનો વિચાર કરતાં એકવાર રા. રણછોડભાઈ અને ત્યાર પછી કવિ **સ**વિતાનારાયણ તથા રા. **ભા**ઇશંકર અધ્યક્ષપદને દીપાવી જાય, ત્યાર પછીજ તેમનો અધિકાર સિદ્ધ થઇ શકે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં જો વડોદરામાં મળનારી **સાહિત્ય પ**રિષદ્‌ના સંચાલકો ગડબડાધ્યાયની રમત રમી જશે, તો તે તેમનો પક્ષપાત અને કુટિલ નીતિજ કહેવાશે. આગળ એકવાર કોઇએ એવું વિધાન કર્યું હતું કે, મુંબઇમાં થએલા **સા**હિત્ય **પ**રિષદ્‌ના અધિવેશન સમયે પ્રમુખપદ-માટે રા. રણછોડભાઇને આમંત્રણ મોકલવામાં આવ્યું હતું, તે વેળાએ અનારોગ્યનું કારણ દર્શાવી તે આમંત્રણનો તેમણે સ્વીકાર કર્યો નહોતો એટલે હવે પ્રમુખ થવાનો તેમનો અધિકાર ચાલ્યો ગયો ! આમ કદાપિ કોઇનો અધિકાર ચાલ્યો ગયો નથી અને કદાપિ જવાનો નથી. જો સર્વત્ર આવોજ નિયમ હોત, તો **શ્રી**માન્ દાદાભાઈ **ન**વરોજી અને **શ્રી**માન્ **સુ**રેન્દ્રનાથ **બે**નરજી તથા **સર ફી**રોજશા **મ**હેતા જેવા અનેક દેશહિતૈષીઓ બબ્બે અને ત્રણ ત્રણ વાર રાષ્ટ્રીય **સ**ભાના પ્રમુખપદે વિરાજવાનું માન મેળવવાને કદાપિ ભાગ્યશાળી થયા ન હોત. આ આલાપ નહિ કિન્તુ પ્રલાપ છે.



# હકારિયા "જોડણી પંચ પ્રભુ"ની સેવામાં ! !*

હાલમાં ગુજરાતી શબ્દોની જોડણીનાં સંબંધમાં એક પ્રશ્નમાળા બહાર પાડવામાં આવી છે, તે જોતાં ગુજરાતી ભાષાભિજ્ઞોના મોટા ભાગના મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહે તેમ નથીજ; કારણ કે, સમસ્ત જગતની અત્યાર સુધીમાં જે પ્રવૃત્તિ જોવામાં આવી છે, તેથી સર્વથા એ પ્રશ્નમાળા વિરુદ્ધ નિયમો કિંવા દુરાગ્રહના આધારપરજ રચાયલી છે. જો જગતના અત્યાર સુધીના સાધારણ કિંવા વિશેષતઃ ભાષાવિષયક ઇતિહાસનુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે, તો એમ જણાઈ આવશે કે, કોઇપણ રીતે સરળતાને સાધ્ય કરવાનોજ સર્વનો ઉદ્દેશ હોય છે. અંગ્રેજી ભાષામાં ચાર જાતના 'આલ્ફાબેટ'–મૂળાક્ષર–છે. તેમાંના પ્રથમ બે જાતિના મૂળાક્ષરોનો મુદ્રણકળામાં એટલે કે ગ્રંથાદિ છાપવાના કાર્યમાં ઉપયોગ થાય છે, અને ત્રીજી તથા ચોથી 'એબીસીડી' નો લખવાના કાર્યમાં ઉપયોગ કરવામાં આવે છે. હવે અહીં પ્રશ્ન એ થાય છે કે, છાપવામાટેના અને હાથે લખવાના અક્ષરો જૂદા જૂદા શામાટે કરવામાં આવ્યા હશે ? એનું ઉત્તર એજ છે કે, કેવળ સરળતાને માટેજ. પહેલી અને બીજી 'એબીસીડી' લખવામાં કષ્ટસાધ્ય છે; એ તો કોઇપણ અંગ્રેજી જાણનાર મનુષ્ય કહી શકે તેમ છે; પણ ત્રીજી અને ચોથી 'એબીસીડી' ના અક્ષરોની રચના એવી છે કે, તે અક્ષરો લખતી વેળાએ એક બીજા સાથે મળી જતા હોવાથી વચ્ચે અટકવું પડતું નથી અને લેખનવ્યવસાય સરળતાથી ચાલતો રહેવાથી બહુજ ઉતાવળથી લખી શકાય છે. એથી શ્રમ અને સમય બન્નેનો બચાવ થાય છે, એ પ્રકટજ છે.

મરાઠી ભાષાવાળાઓએ પણ સરળતાને સાધવાનો એવોજ પ્રયત્ન કરેલો છે અને તે મોડી અક્ષર છે. દેવનાગરી અક્ષરો કરતાં મોડી અક્ષરો બહુજ ઝડપ અને સરળતાથી લખી શકાય છે; કારણ કે, તેમનો આકાર

---

* આ લેખ પ્રથમ 'ગુજરાતી' ના ઇ.સ. ૧૯૧૨ ના માર્ચ માસની ૨૪ મી તારીખના અંકમાં પ્રકટ થયો હતો.

લગભગ અંગ્રેજી ચોથી 'એબીસીડી' જેવોજ છે, એમ કહીએ તો ચાલી શકે.

અંગ્રેજી જોડણીમાં પણ અમેરીકાવાળાઓએ સરળતા કરવાનો યત્ન ક્યારનોય આરંભી દીધો છે, અને ઘણાક શબ્દોમાં આવતા નિરર્થક અક્ષરોને અર્ધચંદ્રાકાર આપી દીધો છે ! એ વાત ગુજરાતી જોડણીના અંગ્રેજી ભાષાભિજ્ઞ પદવીધર વિદ્વાનોથી અજ્ઞાત હોય, એમ કોઇ પણ માને તેમ નથી. અંગ્રેજી Colour, Honour આદિ શબ્દોમાંના નિરર્થક 'u' ને કાઢી નાખીને અમેરીકનો Color, Honor આદિજ લખે છે, અને તેમણે કરેલી એ સુધારણાને સ્વીકારીને અંગ્રેજોએ પોતાની ડિક્ષનરીઓમાં એ શબ્દોની બન્ને જોડણીઓ આપીને પોતાની ગુણગ્રાહકતાનો પરિચય કરાવ્યો છે.

બીજી સુધારણાઓના એવાજ પ્રયત્નો ચાલૂ છે. 'એસ્પરેન્ટો' ભાષાની ઉત્પત્તિ તે શાનું પરિણામ? કોઇપણ કહેશે કે, કેવળ સરળતાના ઉદ્દેશનુંજ એ પરિણામ છે. અર્થાત્ યૂરોપના સર્વ દેશોના લોકો સમજી તથા બોલી શકે, એવાં તત્ત્વોના આધારે એ ભાષાની રચના કરવામાં આવી છે.

મહાકવિ કાલિદાસે પોતાનાં રચેલાં નાટકોમાં રાજકુળની સ્ત્રીઓના મુખમાં પણ પ્રાકૃત ભાષા આપેલી છે, એથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે, સાધારણ જનસમાજની ભાષાવિષયક પ્રિય અને સ્વાભાવિક વસ્તુ સરળતાજ છે. સંસ્કૃતમાંથી માગધી, શૌરસેની, પૈશાચી, અને પ્રાકૃત આદિ ભિન્ન ભિન્ન ભાષાઓની ઉત્પત્તિ થઇ, એ પણ કેવળ સરળતાપ્રિયતાનો પરિણામેજ. સંસ્કૃત શબ્દોનાં અપભ્રષ્ટ રૂપોને જોતાં પણ એ સરળતાનોજ ઉદ્દેશ દેખાઇ આવે છે. અર્થાત્ મસ્તક અને મસ્તિષ્ક કરતાં માથું તથા મત્સ્ય કરતાં મચ્છ અને માછલું, અને શય્યા કરતાં સજ્જા આદિ શબ્દોના ઉચ્ચારોમાં વિશેષ સરળતા સમાયલી છે, અને તેથી તેમની સર્વમાન્યતા અધિક હોય એ સ્વાભાવિક છે, એમ કોઇ પણ સ્વીકારશેજ.

આ સર્વ પ્રમાણોથી એ તત્ત્વ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, જો શબ્દોની જોડણીમાં સરળતાનો ગુણ વિશેષ હોય, તોજ તેની વિશેષ ઉપયુક્તતા થઇ શકે છે, અને તે સર્વ જનસમાજના આદરને પાત્ર થાય છે. આ

તત્ત્વથી **હકારિયા** વિદ્વાનોનું તત્ત્વ ભિન્ન તથા વિરુદ્ધ છે એટલે કે, ત્યાં, જ્યાં, અમારૂં, એમનું, તેમનું, મોટું આદિ જે સરળ શબ્દો આજ સૂધી ગુજરાતી ભાષામાં પ્રચલિત છે, તેમની સરળતાનો સંહાર કરી ત્હાં, જ્યહાં, અમ્હારૂં, તમ્હારૂં, મ્હેમનું અથવા હેમનું, ત્હેમનું અને મ્હોટું આદિ બોલવા અને લખવાનો તેમણે જે અવ્યાપારેષુ વ્યાપારનો પ્રકાર કરવા માંડયો છે, તે કદાપિ સર્વમાન્ય અને સર્વપ્રિય થઇ શકે તેમ નથીજ. જો **રા. ન્હાનાલાલ**ની નગ્ન કવિતા લોકાદરને પાત્ર થાય, તોજ આ ખટાટોપ પણ લોકોના આદરને પાત્ર થઇ શકે! એટલે કે, એનું નામ **શંકાજ.** અમારા તો નિરર્થક જડબાંતોડ અને માથાફોડ **હકારટપક** જોડણીને નવગજના નમસ્કાર છે; એના **શોધકો**નેજ એ જોડણી મુબારક!

હવે ભાષાવિષયક નિયમોને કેવા પ્રકારે નિશ્ચિત કરવામાં આવે છે, તે આપણે જોઇએ. એવો એક નિયમ છે કે, જેમ તરુવર શાખાને બદલે છે, તેમ બારબાર ગાઉએ બોલી બદલાય છે, અને તેથી જો તે બારબાર ગાઉના ભેદવાળી ભાષાના સર્વ ઉચ્ચારોનો સ્વીકાર કરવામાં આવે, તો આપણી ગુજરાતી અથવા તો બીજી કોઇ પણ ભાષાનો કોઇ નિયમ કે ઢંગધડો રહીજ ન શકે. એટલામાટે તેવા સર્વ પ્રાંતિક ભેદોનું તારતમ્ય કરીને શિષ્ટજનોનો જે સર્વસાધારણ ઉચ્ચાર કે નિયમ હોય છે, તેનોજ ભાષાના દૃઢ નિયમ તરીકે સ્વીકાર કરવામાં આવે છે. **સંસ્કૃત** ભાષા સમસ્ત **આર્યાવર્ત્ત**ની ભાષા છે અને તે **સંસ્કૃત** ભાષામાં પણ એજ પદ્ધતિને આપણે જોઇ શકીએ છીએ. જેમકે, **ઋ** અક્ષરનો ઉચ્ચાર કેટલાકો **રુ** સમાન કરે છે, અને કેટલાકો **રિ** પ્રમાણે કરે છે; પરંતુ બન્ને લખે છે તો એક **ઋ** જ; એના લેખનમાં અદ્યાપિ ભેદ થએલો નથી. **બંગાળીઓ** **ય**નો **જ** ઉચ્ચાર કરે છે; જેમ કે, **શય્યા** ને બદલે **સજ્જા**, **યુગ**ને બદલે **જુગ** ઇત્યાદિ; પરંતુ લખવામાં તેઓ **જ** ની યોજના કરતા નથી; કારણ કે, તેથી શબ્દની સાધારણ સાર્વદેશીયતામાં વિકૃતિ થવાનો સંભવ છે, એ તેઓ સારી રીતે જાણે છે. **મધ્યપ્રાંતવાળાઓ** **વ** ને બદલે બહુધા **બ**જ બોલે છે. જેમ કે **વિલાસ** ને બદલે **બિલાસ** અને **વસુ**ને બદલે **બસુ**, ઇત્યાદિ. **બંગાળીઓ**નો પણ **વ**ના

સંબંધમાં આવોજ પ્રકાર છે; પણ તે બન્ને લખવામાં તો વનેજ કાયમ રાખે છે, અને તે એજ હેતુથી કે, શબ્દના સર્વસામાન્ય સ્વરૂપમાં પ્રાંતિક ભેદની આપત્તિ ન થવી જોઇએ. અર્થાત્ કોઇ પણ શબ્દના સર્વસાધારણ રૂપમાં પ્રાંતિકતાને કદાપિ અગ્રસ્થાન મળવું નજ જોઇએ, એ સર્વથા નિર્વિવાદ અને નિઃસંશય છે. આમ હોવા છતાં, ગુજરાતી જોડણીના 'હ'કારિયા પંચપ્રભુ ત્યાં આદિ શબ્દોમાં અમદાવાદવાળાઓ 'હ'નો ઉચ્ચાર કરે છે એવા એક કારણને દર્શાવી, ત્યહાં અને જ્યહાં જેવાં એકદેશીય સ્વરૂપોને ગુજરાતી ભાષામાં પ્રચલિત કરવાનો ખટાટોપ આદરી બેસે, એ તેમની પદ્ધતિ કિંવા કૃતિ શું સર્વ પ્રકારે ઉપહાસાસ્પદ નથી કે? જો એવી એકપ્રાંતિકતાનો સ્વીકાર કરવામાં આવે, તો તો પછી અત્યારે જે સ્થાનમાં સાહિત્ય પરિષદ્ થવાની છે, તે વડોદરા રાજનગર અને તેની આસપાસના પ્રદેશોમાં કરીશ, બોલીશ, જઇશ આદિ ક્રિયાપદોનો કરેશ, બોલેશ, જયેશ આદિ ઉચ્ચાર કરવામાં આવે છે, અને સપ્તમી વિભક્તિના 'માં' પ્રત્યયનો 'મે' ઉચ્ચાર થાય છે; એટલે કે, જો 'હું ગામમાં હતો' બોલવું હોય, તો 'હું ગામમે હતો' એમ ત્યાં બોલાય છે; એ સર્વ પ્રાન્તિકતાનો પણ શામાટે સ્વીકાર ન કરવો, તે સમજી શકાતું નથી. પણ એમ કરવાથી ગુજરાતીભાષાની સુંદરતા, ગુરુતા અને સરળતામાં લેશ માત્ર પણ વૃદ્ધિ થવાનો સંભવ નથી, એ પ્રકટજ છે; એટલુંજ નાહ પણ એવાં સ્વરૂપોને સ્વીકારવાની પદ્ધતિ સૌન્દર્યવિધ્વંસિની છે, અને તેજ પ્રકાર ઉપર્યુક્ત શબ્દોમાં 'હ'કારના સ્વીકારનો પણ સમજી લેવાનો છે. અર્થાત્ એ પદ્ધતિ કોઈપણ રીતે સ્વીકારને પાત્ર નથી, અને તેથી જો સાહિત્ય પરિષદ્‌માં એ પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવે, તો એનો સર્વથા અસ્વીકારજ થવો જોઇએ.

આજ નિયમ 'લાવ્ય,' 'આંખ્ય,' 'મૂકય,' આદિ પ્રાંતિક સ્વરૂપોના સંબંધમાં પણ લાગૂ પડતો હોવાથી એ વિશે વિશેષ ભિન્ન વિવેચનની આવશ્યક્તા નથી. 'ગુજરાતી'ના ગત અંકમાંના 'સિંહાવલોકન'માં આ વિશે બીજું કેટલુંક વિવેચન આવી ગએલું હોવાથી હું આટલેથીજ વિરમું છું.

માત્ર મારા હૃદયમાં જે એક આશ્ચર્ય થાય છે તે એ છે કે, જોડણી

ગીટીના ચાર ગૃહસ્થો તો ખાસ અમદાવાદી છે એટલે તેઓ અમદાવાદિયા સાચી કે કલ્પિત જોડણીનો પક્ષપાત કરે એ સ્વાભાવિક છે; પરંતુ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી ભરૂચના નિવાસી હોવા છતાં તેમણે આ બાબતમાં કેમ કાંઇ પોતાનો ભિન્ન અભિપ્રાય નહિ દર્શાવ્યો હોય? આમાંના રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ જો કે મુળ સૂરતનિવાસી છે, પણ તેમનામાં ભાષાના સંબંધમાં અમદાવાદમાંના લાંબા નિવાસથી અમદાવાદીપણું વિશેષ પ્રમાણમાં આવી ગએલું હોવાથી તેમને અમદાવાદી કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી; એટલે જે આશ્ચર્ય થાય છે તે માત્ર રા. ઝવેરીના આ વિષયમાંના મૌનાવલંબનવિશેજ.



# 'સાક્ષર' અને 'વિદ્વાન્' આદિ શબ્દોનો દુરુપયોગ*

આજકાલ આપણી ગુજરાતી ભાષામાં સાક્ષરો અને વિદ્વાનોની એટલી બધી વિપુલતા થએલી જોવામાં આવે છે કે, જો માર્ગમાં કાંકરો ઉપાડવા જાઓ કે બારીમાંથી ડોકું બહાર કાઢો તો એકાદ સાક્ષર અવશ્ય હાથમાં કે આંખમાં આવી જાય છે. સવાલ એ થાય છે કે શું ગુજરાતી ભાષાના સાક્ષરોની ગુજરાતમાં આટલી બધી ખરેખરી વિપુલતા છે કે આમાં કાંઇ બીજો ગોટાળો સમાયલો છે? ખરેખર બીજોજ ગોટાળો છે. જે યુનિવર્સિટીમાંથી ગ્રેજ્યુએટ થઇને બહાર પડે છે તે જ્યારથી યુનિવર્સિટીનો ગોળ પહેરે છે ત્યારથી પોતાને મહાન્ સાક્ષર માની બેસે છે; પછી ભલેને તેનું સાહિત્યવિષયક જ્ઞાન ધોળકા સૂધીનું હોય એની કોઇ પણ પૃચ્છા કરતું નથી! કોઇએ પિંગળની માત્રાનો અને ગણનો થોડો ઘણો અભ્યાસ કર્યો અને બે ચાર છંદો બનાવીને કોઇ ચોપાનિયા કે છપાનિયામાં છપાવ્યા કે તરત તે પોતાને સાક્ષર, વિદ્વાન્ લેખક કે કવિના નામથી ઓળખાવતાં જરા પણ શરમાતો નથી; અરે એટલુંજ નહિ પણ છાપાના રિપોર્ટરો પણ આજકાલ પોતાને સાક્ષરોમાં ખપાવવાની વેતરણ કરી રહ્યા છે; અને તેમને તેમ કરતાં અટકાવનારૂં ગુજરાતમાં કોઇ પણ સાક્ષરમંડળ નથી; કારણ કે સાક્ષરમંડળ પોતેજ એવા શબ્દોનો દુરુપયોગ કરવામાં અગ્રેસર છે! આનું પરિણામ એજ થયું છે, થાય છે ને થશે કે, ખરા સાક્ષરો પણ વગોવાશે! એટલુંજ નહિ પણ તેમનું મૂલ્ય પણ એવા લેભાગૂ સાક્ષરો જેવું અને જેટલુંજ અંકાશે! 'ગોળ ને ખોળ' એક ભાવે વેચાય છે, અને 'પુરી એક અંધેરી ને ગંડુ રાજા; ટકે શેર ભાજી ટકે શેર ખાજા' જેવોજ હિસાબ થાય છે; ત્યાં

---

* આ લેખ પ્રથમ 'ગુજરાતી'ના ઇ. સ. ૧૯૧૨ના માર્ચ માસની ૩૧મી તારીખના અંકમાં પ્રકટ થયો હતો.

સત્ય વસ્તુ નષ્ટ થાય છે ! આજે **સાક્ષર** અને **વિદ્વાન્** આદિ શબ્દોનો આટલા મોટા પ્રમાણમાં દુરુપયોગ ગુજરાતી ભાષામાં થાય છે, તેનો કોઈ પણ ઉપાયે અટકાવ કરવો, એ '**સાહિત્ય પરિષદ્**' જેવી એક સાર્વજનિક સંસ્થાનું પ્રમુખ કર્તવ્ય છે.

તેલગુ ભાષાના કવિઓમાટે એક એવો નિયમ કરવામાં આવ્યો છે કે, ત્યાં કોઈ પણ વિદ્વાન્ કે કવિ પોતાની ઇચ્છાથીજ પોતાને કપિ કે કવિના અભિધાનથી ઓળખાવી શકતો નથી; કિન્તુ વિદ્વાનો અને કવિઓ સમક્ષ એક પરીક્ષામાંથી તેને ઉત્તીર્ણ થવું પડે છે, અને ત્યાર પછીજ તે કવિપદને કિંવા **સાક્ષર** નામને ધારણ કરવાની યોગ્યતાવાળો થઇ શકે છે. ત્યાં કવિ થવા ઇચ્છનારે પ્રથમ કાવ્યનું એક શતક રચીને તૈયાર કરવું પડે છે, અને તે તૈયાર કર્યા પછી સર્વમાન્ય સર્વ કવિઓની એક સભા ભરાય છે, ત્યાં તે શતક તે નવીન કવિ યથાનિયમ વાંચી સંભળાવે છે. એ પછી કવિયોમાં એ શતકની ચર્ચા અને ગુણદોષનાં વિવેચનો થવા માંડે છે, અમુક ક્ષમ્ય દોષોને બાદ કરતાં જો તેનું શતક કાવ્યના ગુણથી મંડિત અને ઉત્તમ સિદ્ધ થાય છે, તોજ તેને કવિની પદવી આપવામાં આવે છે, અને ત્યાર પછીજ તે પોતાને કવિ તરીકે ઓળખાવી શકે છે. તેમજ પોતાના પુસ્તકમાં એ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા વિશેનો ઉલ્લેખ પણ તેને કરવો પડે છે; કારણ કે, એ વિના કોઇ તેને કવિ તરીકે સ્વીકારતુંજ નથી.

ગુજરાતી ભાષાના કવિ, વિદ્વાન્ કે **સાક્ષર** થવામાટે આવો કોઇ નિયમ ન હોવાથી જેના મનમાં સાક્ષર થવાનો કીડો ચવળી આવે છે, તે જાદૂના ચમત્કાર પ્રમાણે એક પલકમાંજ સાધારણ સાક્ષર નહિ, પણ મહાન્ **સાક્ષર** બની જાય છે ! હવે અહીં કદાચિત્ એવી શંકાનો સંભવ છે ખરો કે, કોઇને પણ **સાક્ષર** આદિ શબ્દોને અયોગ્ય રીતે ઉપયોગમાં લાવતા અટકાવવાનો કાયદાસર આપણને કશો પણ અધિકાર નથી, એટલે આપણે શું કરી શકીએ ? ખરી વાત છે કે, આ ઘટનાને બળાત્કારે કે સત્તાથી અટકાવવાનો આપણો અધિકાર નથી; છતાં તેલગુ ભાષાના વિદ્વાનો પ્રમાણે જો વિદ્વાનોના અમુક સાર્વજનિક મંડળે અમુક મનુષ્યને કવિ તરીકે માન્ય ન રાખ્યો હોય,

તો તે કવિપદને યોગ્ય નથી, અને તેને **સાક્ષર** કે **વિદ્વાન્** નજ કહેવો. **આવા પ્રકારનો સૌમ્ય પ્રબંધ કરવાની તો અવશ્ય આપણામાં શક્તિ છેજ. આશા છે કે, ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના** સંચાલકો તેના ચતુર્થ અધિવેશનમાં આ વિષય વિશે કાંઇ પણ નિર્ણય કરશેજ.

આજ સુધીમાં જે કેટલાક **વિદ્વાનોએ ગુજરાતી** ભાષાની યોગ્ય અને ઉત્તમ સેવા કરી છે, પોતાના જ્ઞાનનો સારો પરિચય કરાવી આપ્યો છે અને જેઓ સર્વમાન્યતાને સાધારણતઃ પ્રાપ્ત કરી ચૂક્યા છે, તેમને આ નિયમના બંધનથી મુક્ત રાખીને આ નિયમ ભવિષ્યના **સાક્ષર** અને **વિદ્વાનોમાટેજ** થવો જોઇએ, એ અપવાદને ધ્યાનમાં રાખવાની ખાસ અગત્ય છે.

અમુક સીમાપર્યન્ત વિદ્યાભ્યાસ કરવાથી કે અમુક ઉચ્ચ કુળ કિંવા ઉચ્ચ જાતિમાં જન્મવાથી કોઇ **સાક્ષર** થઇ શકતો નથી. જેનામાં **સાક્ષર**તાનો ખરો ગુણ સમાયલો હોય તેજ **સાક્ષર** પદવીને યોગ્ય છે. " गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः "



# હકારિયા સાક્ષરો વિરુદ્ધ પ્રોટેસ્ટ્

## અથવા

## અમારો કક્કો પણ શામાટે ખરો ન થવો જોઇએ ?*

---

ગાયકવાડી રાજ્યના પાટનગર વડોદરામાં સાહિત્ય પરિષદનું ચતુર્થ અધિવેશન થવાનું હોવાથી આજકાલ અહીં સાહિત્યોપાસકોની ઠીક ભીડ જામતી જાય છે. ગુજરાત અને કાઠીયાવાડના જૂદા જૂદા ભાગોમાંથી જૂદી જૂદી ઉચ્ચ નીચ જાતિના અનેક માનવી જીવો પોતે સાહિત્યસેવક હોવાનો દાવો કરતા હોવાથી અમુક સંસ્થાઓના પ્રતિનિધિ, ઉપકારક અને પ્રેક્ષક તરીકે અહીં આવવા લાગ્યા છે. તેમાં પણ જોડણી કમીટીનો ખરડો વાંચીને સૂરતના લાલીયા, નવીબંદરના ખારવા, નવસારીના દુબળા તથા દસ્તૂરો અને કપડવંજના હોરાઓ પણ અહીં પધારીને વડોદરાનિવાસી પ્રજાને પોતાના દર્શનનો અલભ્ય લાભ આપવા લાગ્યા છે, એ એક ખરેખર નવીન કૌતુક છે.

ગઇ કાલે એટલે કે, તા૦ ૩૧ મી માર્ચ ૧૯૧૨ ને રવિવારે સંધ્યા-સમયે લગભગ પાંચ સાડાપાંચ સ્ટૅન્ડર્ડ ટાઇમે કમીટી બાગમાંના ઝૂલતા પુલ પાસેના લતાકુંજમાં એ સૂરતી લાલિયા, નવીબંદરના ખારવા, નવસારીના દુબળા, ઓખામંડળના વાઘેરો, ઇડરના ભિલ્લ, હાલારના માછી, નવસારીના નોસાકારા અને કંપડવંજી હોરાઓ આદિ સર્વેએ મળીને હકારિયા, ડોશીયા, વેશીયા, આંખ્યા, સાક્ષરો વિરુદ્ધ પ્રોટેસ્ટ કરવામાટેની એક સભા ભરી હતી.

પ્રથમ તો સભામાં શરાબ અને તાડીનું સેવન કરવામાં આવ્યું. ત્યાર પછી ચણા મમરા, ગરમગરમ ભજીયાં અને સૂરતી 'ધારી' અને ચટણીનો

---

* આ લેખ પ્રથમ 'ગુજરાતી 'ના ઇ. સ. ૧૯૧૨ ના ઍપ્રિલ માસની ૭ મી તારીખના અંકમાં પ્રકટ થયો હતો.

સ્વાદ લેવાયો, અને અંતે હોકા મહારાજ તંબાકુખાન તથા બીડીબાઇને ઇન્સાફ આપ્યા પછી સભાના કાર્યક્રમનો આરંભ કરવામાં આવ્યો. પ્રથમ એક **સૂ**રતી **લા**લિયા રુબ્ય ગૃહસ્થે ઉભા થઇને કહ્યું કેઃ—

" મારા મેહરબાન ભાઇઓ ! આજ કાલના આ મોટા ભનેલા સીકેલા બધી વાતમાં પોતાનો કક્કોજ ખરો કરતા છે, તો પછી અમારો કક્કોબી સાને ખરો ન થવો જોઇએ ? પેલ્લે તો જાને આપરે **તાં** બોલતા હતા, તે ભનેલાઓએ **ત્યાં** કીધું; તેબી જાને તેમના નામપર ધૂર નાખી કરીને આપરે કબૂલ કીધું ને નઇ બોલીયા; પણ હવે તો એવન **ત્હ્યાં** કરવા નીકલિયા દેખું. આપરી જીભમાંથી તો કાંઇ આવા બોલો નીકલી સકે તેમ નથી. હું તો ચાર અખ્ખર ભણેલો તેથી આટલું બી સુઢ બોલી સકું; પન બીજાઓ ની બોલવાના. તો હું એમ કે'વા માગું કે, જારે **અમડાવાડ**માં ચાલતા બોલો બદાનાં મોરામાંથી તેઓ બોલાવવા માગે, તો પછી અમારા **છૂ**રટી **લા**લિયા જે બોલો બોલે, તેમને બી તેઓ કબૂલ કેમ ની કરતા ? આ તો હરહરતો ગેરઇનસાફ ! તેઓ સસરીનો વગેરે બોલે તેને બદલે **હહરીના** બોલ ડાખલ થવો જોઇએ. ઇન્સાફ બઢાને બરાબર મલવો જોઈએ. આ તો હહરીનો ગેરઇનસાફજ મલતો છે."

એક **અ**નાવિલે ઊભા થઇને જણાવ્યુંઃ " **લા**લિયાભાઇએ જણાવેલું સર્વ અમારી કોમને ભાવતું છે અને હું તેને સંપૂરણ ટેકો આપું છું હોવે." **નો**સાકરા દસ્તૂર દાઢી પસવારતા બોલવા લાગ્યા; " આપરે અહિંયા બઢા ભેગા હીયાશ ટેનું કારણ આપ શમઝયાશ એટલે મારે વધારે કેવાનું નથી. **અ**મદાવાડી ગેમઝાની બોરીને જો સુધ ગનવામાં આવે તો અમ નોશાકરાની બોરીને સામાતે બાર કરવી જોઇએ ? " કપડવંજી **હો**રાજી દાઢી હલાવતા વધારે ટેકો આપવાને બોલ્યા કે; " અમે **વો**રાઓ અસલ ઇન્દુજ હુતા અને અમારા બાપડાડાએ અમને કીધું છે તેમ અમે તે કદી પણ તોડવાના નઠીજ. જો **અમ**ડાવાડ અને **મેમ**ડાવાડ અને **નરી**યાડની બોલીને સુદીજ ગીણો તો અમારૂં **કપ**ડવંજ કાંઇ બહુ દૂર નથી; **તે**ની બોલી સાસારૂ સુદી ન ગીણાય ? "

" બડાબડ–બડાબડ ભાઇઓ, આ લવા લવા હીખેલા ઠીયા ટે આપુલે ટો કાંઇ હિહાબમાંજ લઇ ગલે. પેલ્લે અમાડો ટો એજ વાંઢો છે કે, ગુજ-ડાતી બોલીમાં 'ન' હું કામજ છું છે ? અમાડી જાટમાં 'ન' લે બદલે 'લ' બોલાટો છે, ટો ટેલેબી હુઠ ગલવો જોઈએ. " નવીબંદરના ખારવાએ પોતાના રોદણાં રડીને કહ્યું.

નવસારીના દુબળાએ પણ એવોજ વાદ કર્યો. આ વાદવિવાદ ચાલતો હતો એટલામાં એક અમદાવાદનો તરગાળો અને બીજો કાઠિયાવાડનો બ્રાહ્મણ ત્યાં આવી લાગ્યા. થોડી વાર સુધી તેમના સંભાષણનું શાંતિથી શ્રવણ કરીને કાઠિયાવાડી બ્રાહ્મણે ચાલતી ગાડીમાં બેસી, જમીનપર હાથ પછાડીને કહ્યું કેઃ–" આ અમદાવાદી હુકારિયા વિદ્વાનો હવે ભાષાના સં-સંબંધમાં પણ પક્ષપાત કરવા લાગ્યા છે એ ઘણોજ શોકનો વિષય છે. મેં એ વિશે કેટલીક સૂચનાઓ લખી રાખેલ છે, ને તે મારે સાહિત્ય પરિષદ્‌ના કર્ત્તા કારવતાઓપર મોકલી આપવી છે. અમે કાઠિયાવાડીઓ કૃદંતની સાથે જાતિદર્શક પ્રત્યય લગાડતા નથી; એટલે કે, વસ્તુ મોકલી, માલ મોકલ્યો અને ધન મોકલ્યું એમ ન બોલતાં વસ્તુ મોકલેલ છે, માલ મોકલેલ છે અને ધન મોકલેલ છે, એ સરળ પ્રયોગજ કરીએ છીએ. આમાં બોલવાની અથવા તો ઉચ્ચારની વધારે લઘુતા અને સરળતા હોવાથી ગુજરાતીઓ કરતાં કાઠિયાવાડી કૃદંતપ્રયોગોજ વધારે આદરને પાત્ર છે; કારણ કે, 'अर्धमात्रालाघवेन पुत्रोत्साहं मन्यन्ते वैयाकरणाः ' એવો જે એક નિયમ કરેલ છે, તે અમારી ભાષામાં સારી રીતે જળવાયેલ છે. એટલામાટે સર્વત્ર આ પ્રયોગપદ્ધતિનોજ સ્વીકાર થવો જોઇએ. "

" જેવી રીતે તમો કાઠિયાવાડીઓએ કૃદંતમાંના જાતિસૂચક પ્રત્યયને દેશવટો આપી દીધો છે, તેજ પ્રમાણે અમો તરગાળાઓએ ક્રિયાપદનાં કેટલાંક રૂપોમાંથી અર્ધ અક્ષરો–વ્યંજનો–ને દેશનિકાલ કરી દીધા છે. જેમકે, 'આવવું' ક્રિયાપદનાં આવું છું, આવ્યો છું, આવ્યો, અને આવીશ આદિ રૂપો બોલાય છે અને લખાય છે, પણ અમે એક 'આવું છું' ને બાદ કરીને બાકીનાં રૂપો આયેં છું, આયો અને આઇશ એવી રીતે બોલીએ છીએ. આમાં પણ

લાઘવ અને સરળતાનો અલૌકિક ગુણ સમાયલો હોવાથી તમારા 'મોકલેલ' પ્રમાણે આ પ્રયોગપદ્ધતિનો પણ અવશ્ય સ્વીકાર થવોજ જોઇએ." તરગાળાએ પોતાના મતનું પ્રતિપાદન કર્યું.

આ વિલક્ષણ સભાના કાર્યક્રમને નિહાળતો એક અન્ય ગૃહસ્થ ત્યાં ઉભો હતો તે હવે બોલ્યો કે:—"ભાઇઓ, એ હકારિયા વિદ્વાનોને બીજો કોઇ પણ પ્રકારનો વડવાંધો નથી. એમનો તો માત્ર 'હ'કારનેજ સર્વત્ર અગ્રસ્થાન આપવાનો આગ્રહ કે દુરાગ્રહ છે. તો જે જે પ્રાંતોમાંના જે જે શબ્દોમાં હકારનો વિશેષ ઉપયોગ થતો હોય, તે સર્વ શબ્દો મારા ધારવા પ્રમાણે એમને માન્ય થઇ શકે તેમ છે. હાંએલું, હાલ્લો, હાલવું, હમતોલ, હામન, હૉડ આદિ હકારાદિ શબ્દોને તેઓ પોતાની સુધરેલી ભાષામાં નિઃસંશય માન્ય રાખવાનાજ; કારણ કે, આ શબ્દોમાં 'સ' ના સ્થાનમાં પ્રાંતિકતાના યોગે તેમના પ્રિયપ્રાણ 'હ'કારરાજ આવીને વિરાજમાન થઇ ગએલા છે, એટલે પછી ' લયલાકો દેખીયે મજનૂકી આંખસે!' એ પ્રમાણે થવુંજ જોઇએ."

"અરે નારે ભાઇ! એ શબ્દોને તો તેઓ ગ્રામ્ય શબ્દો કહીને ધિક્કારે છે." કાઠિયાવાડીએ કહ્યું.

"અને પોતે નવી ગ્રામ્યતાને ઉત્પન્ન કરે છે તે તો જાણે કાંઇજ નહિ. એ તો 'મારૂં એટલું સારૂં ને તારૂં એટલું છી છી!' વાહરે વાહ; પોતાને ફજીયત અને બીજાઓને નસીહત જેવોજ આ પ્રકાર કહી શકાય! દુનિયા એમજ ચાલે છે." તરગાળાએ પોતાના વિનોદી સ્વભાવનો પરિચય કરાવ્યો.

અંતે સર્વાનુમતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે, જો એ હકારિયા, ભેંશીયા, આંખ્યા વિદ્વાનો અમદાવાદમાં તેમના મંતવ્ય પ્રમાણે બોલાતા 'તહમે' 'અહમે' આદિ મૂલચ્છેદિ પાંડિત્યમય શબ્દોને માન્ય કરાવવા ઇચ્છતા હોય, તો તેમણે બીજા બધા પ્રાંતિક ભેદોનો પણ લિખિત ભાષામાં સ્વીકાર કરવો જોઇએ, અને તે પ્રાંતિક શબ્દસ્વરૂપોને ગ્રામ્ય આદિ વિશેષણો લગાડવાં ન જોઇએ. જો તેઓ આવી ઉદારતા બતાવવાને તૈયાર ન હોય, તો પછી આ દુરાગ્રહને વળગી રહી ભાષાનાં પ્રચલિત શબ્દસ્વરૂપોને બગાડવાનો કે વિકૃત કરવાનો—પક્ષપાત કરવાનો—તેમને કશો પણ અધિકાર

નથી. પૃથ્વીપરના જૂદા જૂદા દેશોમાં ચાલતી જૂદી જૂદી સર્વ ભાષાઓમાં લખાતી ભાષા અને બોલાતી ભાષા ( Written Language and Spoken Language ) એવા બે ભેદો જોવામાં આવે છે અને ભાષાના ઇતિહાસથી પણ એજ વાર્ત્તા સિદ્ધ થાય છે, અર્થાત્ એટલામાટે લિખિત ભાષામાં આવા કોઈ પણ પ્રાંતિક ભેદને મહત્ત્વ આપવું એ ભાષાના સુધારકોનો ધર્મ નથી. સાર્વજનિક અને સરળતામય સુધારણા કરવી એજ ખરા વિદ્વાનોનું મુખ્ય કર્ત્તવ્ય છે અને એમાંજ તેમનું ભૂષણ છે. આ ઠરાવ ઉદ્ધારિયા વિદ્વાનોપર મોકલી આપવો.

તંત્રીમહાશય, ચાર દિવસ રહીને ચતુર્થ પરિષદ્‌ના અધિવેશનનો આરંભ થવાનો છે. હું પણ ત્યાં જવાનો છું. જો ત્યાં એ ઠરાવ રજૂ કરવામાં આવશે તો લખી જણાવીશ, અને જો એ ઠરાવ ઉપર્યુક્ત સભા ખાનગી રીતેજ ઉદ્ધારિયા વિદ્વાનોપર મોકલી આપશે, તો અત્યારથીજ આપણે તે મોકલવાની ચોખ્ખી ના પાડી દઇએ છીએ.

વડોદરા—તા. ૧ લી ઍપ્રિલને સોમવાર ૧૯૧૨.

# રા. રા. નરસિંહરાવ ભોળાનાથનો ભ્રમ કે દુરાગ્રહ ?[x]

"બુદ્ધિપ્રકાશ" ના ગત મે માસ (૧૯૧૨) ના અંકમાં "રા. બ. ક. ઠાકોરની જોડણી ચર્ચા" એ મથાળાનો એક લેખ રા. નરસિંહરાવ ભોળાનાથે, 'બુદ્ધિપ્રકાશ' ના ગત ઍપ્રિલના અંકમાં જોડણી વિશે પ્રકટ થએલી ચર્ચાના ઉત્તરમાં લખેલો છે કે જે ઘણાકોના વાંચવામાં આવ્યો હશે. રા. બ. ક. ઠાકોર આંખ, આવ, અને લખ ઇત્યાદિમાં જે 'ય' કાર મેળવીને આંખ્ય, આવ્ય, અને લખ્ય ઇત્યાદિ લખવાનો નવીન પ્રકાર એકાદ બે સાક્ષરો તરફથી ઉત્પન્ન થએલો છે, તેથી વિરુદ્ધ મત ધરાવનારા છે, અને રા. નરસિંહરાવ તે નવીન પદ્ધતિના ઘણેક અંશે ઉત્પાદક અને તેથીજ પરમ સમર્થક છે. એ લેખમાં રા. નરસિંહરાવે પોતાના મતના સમર્થનમાં જે બે ત્રણ વિધાન કરેલાં છે, તે કોઇપણ પ્રકારના પ્રમાણથી સર્વથા રહિત હોવાથી અહીં તે વિશે કેટલીક ચર્ચા કરવાની અગત્ય છે અને તેમાટેજ પ્રસ્તુત લેખ લખવામાં આવ્યો છે. રા. નરસિંહરાવ લખે છે કે;–

"આ યકાર સુરત અને ભરૂચ જીલ્લા સિવાય તળ ગુજરાત અને કાઠિયાવાડમાં અદ્યાપિ પ્રચરિત છે... ... ... ... હમણાંજ 'રોપદર્શિકા સત્યભામા' આખ્યાન નાટક વડોદરામાં ભજવાયું તે વખતે નટવર્ગે 'આંખ્ય' ઇત્યાદિ ઉચ્ચાર કરતો સાંભળી જોડણીના વિષયમાં મ્હારી સાથે મળતા ના આવનારા મિત્રોએ પણ મ્હારૂં લક્ષ તે તરફ ખેંચ્યું હતું."

સુરત અને ભરૂચ જીલ્લામાં એ યકાર બોલાતો નથી, એ તો રા. નરસિંહરાવ પોતેજ સ્વીકારે છે, એટલે એ વિશે વધારે લખવાનું રહેતું નથી. હવે રહી તળ ગુજરાત અને કાઠિયાવાડની વાત. તળ ગુજરાત એટલે

[x] આ લેખ પ્રથમ 'ગુજરાતી' ના ઇ.સ. ૧૯૧૨ ના જૂન માસની ૯ મી તારીખના અંકમાં પ્રકટ થયો હતો.

શું સમસ્ત ગુજરાતમાં એ યકારનો ઉચ્ચાર કરવામાં આવે છે ? કે કેવળ અમદાવાદ નગર અને તેમાંની પણ કેટલીક ખાસ યકારોચ્ચારક વ્યક્તિઓને જ તળ ગુજરાતરૂપ માની લેવામાં આવી છે ? તળ ગુજરાતમાં સર્વત્ર એ યકારનો ઉચ્ચાર થતો નથી, એતો નિઃસંશયજ છે. સુરત, ભરૂચ ઉપરાંત વડોદરા રાજ્યમાંના ગુજરાતના ઘણા પ્રદેશ અને અન્યત્ર પણ એ યકારનો ઉચ્ચાર કદાપિ કોઇના મુખથી પણ મારા સાંભળવામાં આવ્યો નથી. અર્થાત્ તળ ગુજરાતમાં સર્વત્ર એનો ઉચ્ચાર ન થતો હોવાથી સર્વસાધારણ દૃષ્ટિથી એ યકારના પ્રચરિત હોવાની વાર્તા તો સર્વથા આકાશકુસુમ કિંવા વંધ્યાપુત્ર સમાનજ છે. કાઠિયાવાડમાં ' આંખ્ય ' આદિ યકારાત્મક અને ' હ્રેમતું ' આદિ હકારાત્મક જોડણીવાળા શબ્દો બોલાતાજ નથી અને હવે પછી બોલાય એવો સંભવ પણ નથી. પોતાના આ મતને પુષ્ટિકારક થાય એવાં કાંઇક પ્રમાણો જો રા. નરસિંહરાવે આપ્યાં હોત, તો ઠીક થઇ પડત; પણ આવાં પ્રમાણો મળવાં અશક્ય હોવાથી ક્યાંથી આપી શકાય ? અને તેથીજ તેઓ એક નાટક કંપનીના અશિક્ષિત નટોના ઉચ્ચારોનો આધાર લેવાને દોરવાયા છે. જો કાઠિયાવાડમાં એ યકાર પ્રચરિત હોત, તો આજ સુધીમાં થઇ ગએલા કાઠિયાવાડના સાક્ષરો અને કવિઓએ પોતાનાં લેખો તથા કાવ્યોમાં અવશ્ય એનો પ્રયોગ કર્યો હોત; પરંતુ તેવો પ્રયોગ કાઠિયાવાડી લેખકોના લેખોમાં ક્યાંય જોવામાં આવતો નથી. અહીં કદાચિત્ એવી શંકાનો સંભવ છે કે, ' પુરાતન પદ્ધતિના લેખકો ચાલતી આવેલી રૂઢિને વળગી રહેલા હોવાથી તેમના લેખોમાં એ યકારનો પ્રયોગ જોવામાં નથી આવતો; પણ તેથી ખરી રીતે બોલાતા યકારનો અસ્વીકાર કરી શકાય તેમ નથી.' આ શંકામાં કાંઇક તથ્ય છે ખરૂં; પણ એથી વિરુદ્ધ પ્રમાણ એ છે કે, રૂઢિને વળગી રહેનારા કાઠિયાવાડી લેખકોએ એ યકારનો પ્રયોગ ન કર્યો તે તો જાણે ઠીક; પણ જ્યારથી આ યકાર અને હકારનો વાદ ઉપસ્થિત થયો છે, ત્યાર પછી પ્રકાશમાં આવેલા અને આંગ્લવિદ્યાવિભૂષિત કાઠિયાવાડી લેખકોએ પણ એ યકારને પોતાના ગ્રંથોમાં મહત્ત્વ નથી આપ્યું એનું શું કારણ ? વર્તમાન કાઠિયાવાડી લેખકોએ આ યકાર હકારની ચર્ચા ન વાંચી

હોય એમ તો સંભવેજ નહિ; અર્થાત્ જો કાઠિયાવાડમાં એ **ય**કાર બોલાતો હોત, તો એ નવા **વિદ્વાનો** પોતાના લેખમાં એનો પ્રયોગ ન કરે, એવા દુરાગ્રહી નથી. રા. **નરભેશંકર પ્રાણજીવન દવે, એમ. એ.** કે જેઓ અત્યાર સૂધી બહુધા 'કાઠિયાવાડી'ની સંજ્ઞાથીજ લખતા હતા, તેમણે પણ એ **ય**કારનો સ્વીકાર કર્યો નથી એમ તેમનાં પુસ્તકો વાંચવાથી સ્પષ્ટ દેખાઇ આવે છે. જુઓ તેમનું 'મેઝર ફોર મેઝર' પૃષ્ઠ ૧૨–"ચાલ, ભાઇ, ચાલ, આગળ ચાલ," અને પૃષ્ઠ ૧૭–"જા, એ ફરીને બોલાવે છે, એને જવાબ આપી આવ." આમાં 'ચાલ્ય' અને 'આવ્ય' ઇત્યાદિ **ય**કારાત્મક પ્રયોગ નથી, એ સ્પષ્ટજ છે; એટલુંજ નહિ, પણ જે રા. **ન્હાના**લાલ કવિ **હ**કારના પૂર્ણ ઉપાસક છે, તેમણે પણ આ **ય**કારનો તો અસ્વીકારજ કરેલો દેખાય છે; જેમ કે;—

"પુજીશું દેવ સમ, પૂજીશું ફુલ સાથે !
વીંઝી **પાંખો** ઉડાવો રજ સુવાસી હો !"

આંખ, ઝાંખ અને પાંખ ઇત્યાદિ શબ્દો એકજ વર્ગના હોવાથી જો રા. **ન્હાના**લાલ કવિને એ **ય**કારાત્મક જોડણી માન્ય હોત, તો અવશ્ય '**પાંખો**' ને બદલે '**પાંખ્યો**' એવા પ્રકારનો તેમણે નવીન પ્રયોગજ કર્યો હોત. તેમની કવિતામાંથી આવાં બીજાં પણ **ય**કાર વિરુદ્ધ પ્રમાણો મળી શકે એમ છે.

હવે બીજો, નાટકના નટવર્ગના મુખમાંથી 'આંખ્ય' ઇત્યાદિ ઉચ્ચાર થવા વિશેનો, મુદ્દો લઇએ. વડોદરામાં જે **શ્રી** દેશી **નાટક** કંપની **લીમિ**ટેડે 'રોપદર્શિકા **સત્ય**ભામાઆખ્યાન' નાટક, **સાહિત્ય પરિ**ષદ્‌ની પ્રેરણાથી ભજવી બતાવ્યું હતું તે નાટક મંડળી સાથે મારો સારો પરિચય છે, અને તે નાટકમંડળીના ઘણા ખરા નટોને પણ હું સારી રીતે ઓળખું છું. વળી એ નાટકના પ્રયોગસમયે હું પણ હાજર હતો; અને નટવર્ગના મુખમાંથી 'આંખ્ય' ઇત્યાદિ ઉચ્ચારો થતા મારા સાંભળવામાં આવ્યા નહોતા. પરંતુ રા. **ન**રસિંહરાવે એવા ઉચ્ચારો સાંભળ્યા હોય, તો તે એક રીતે બનવા જોગ છે. 'પિંડે તેવું બ્રહ્માંડે' એ લોકોક્તિ પ્રસિદ્ધ છે; તેમજ જેને એકવાર જે **એક** વિશિષ્ટ વસ્તુનો ધ્યાસ લાગી જાય છે, તેને પછી તે વસ્તુ જળ અને

સ્થળમાં સર્વત્ર દેખાયા કરે છે. 'यादृशी भावना यस्य सिद्धि र्भवति तादृशी.' ઉર્દૂ ભાષાના એક કવિએ એક આશકના મુખમાંથી માશૂક વિશેના જે ઉદ્‌ગારો કઢાવ્યા છે, તે પ્રમાણેનીજ અવસ્થા અહીં પણ દેખાય છે. તે ઉદ્‌ગાર નીચે પ્રમાણે;—

" ન તેરેસી રંગત ન તેરેસી બૂ હય;
જિધર દેખતા હું ઉધર તૂહી તૂ હય ! "

અર્થાત્ રા. **નરસિંહરાવ યકાર** અને **હકાર** રૂપ માશૂકોના આશક હોવાથી જો એ **યકાર** અને **હકાર** રૂપ **માશૂકો** સર્વત્ર **સર્વના** ઉચ્ચારમાં વિસ્તરેલી **તેમને** દેખાયા કરતી હોય, તો તેમાં વિશેષ આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ **નથી.** વસ્તુસ્થિતિ માત્ર એથી સર્વથા ભિન્ન અને અન્ય પ્રકારની છે.

આમ હોવા છતાં આપણે ઘડીભર એમ માની લઇએ કે ' રોપદ-શિંકા **સત્યભામાખ્યાન**' નાટક ભજવી બતાવનાર નાટક મંડળીમાં અમદાવાદનિવાસી બે ચાર નટ છે, અને તેમાંના કોઇ એક નટના મુખમાંથી એવા એકાદ બે ઉચ્ચાર નીકળ્યા હશે; તો પણ એ ઉચ્ચાર એક વિશિષ્ટસ્થાનીય હોવાથી ' બાર ગાઉએ બોલી બદલે ' એ નિયમનું જ્યાં સૂધી ઉન્મૂલન ન થઇ જાય, ત્યાં સૂધી તો આવી એકપક્ષીય જોડણીનો કદાપિ સ્વીકાર થવાનો નથી તે નથીજ. અમુક એક વિશિષ્ટસ્થાનવાસી નટના મુખમાંથી ' આંખ્ય ' જેવા ઉચ્ચારને સાંભળીને જો રા. **નરસિંહરાવ** તેના યોગે પોતાના મતને **અલૌકિક** અને **અદ્વિતીય પુષ્ટિ** મળેલી માનતા હોય, તો તેમનો એ એક પ્રકારનો ભ્રમ વા દુરાગ્રહજ ગણાય. રા. **નરસિંહરાવના હકારવાદ** વિશે પણ એમજ સમજી લેવાનું છે. એ વિશે '**ગુજરાતી**' માં આગળ હું લખી ચૂક્યો હોવાથી પુનઃ પિષ્ટપેષણની આવશ્યકતા નથી.

મારા કહેવાનો સારાંશ એટલોજ છે કે, અંધશ્રદ્ધાના દબાણે જેમની બુદ્ધિને ગૂંગળાવી નથી નાખી, તે વર્ગમાં તો આજ સૂધી સરળ ઉચ્ચારમય **આંખ** અને **મારૂં** ઇત્યાદિ શબ્દસ્વરૂપો બોલાતાં અને લખાતાં આવ્યાં છે, અને તે આજ પર્યન્તના અનેક પુસ્તકોના **અવલોકનથી** જાણવામાં આવી શકે તેમ છે; એટલે એ વિશે વિશેષ લખવાની અગત્ય નથી.

# પારસી લેખકોની ખરેખરી ખૂબીઓ

## અથવા

# લાલિયા પરાપર ! ×

---

"**ગુજરાતી**"ના માન્યવર તંત્રીની સેવામાં; વિ. વિ. '**ગુજરાતી**'ના આગલા એક અંકમાં મારો '**સાહિત્યપરિષદ્ અને રાસ્ત ગોફતાર**' નામનો લેખ પ્રકટ કરવામાટે હું આપનો આભાર માનું છું. એ લેખના અંતમાં મેં જણાવ્યું છે કે;–" આ લેખમાં **પારસી સાક્ષરોની** કેનોમકાનુમા વિદ્વત્તાને દર્શાવનારાં કેટલાક ઉદાહરણો આપવાની મારી ઇચ્છા હતી, પણ બહુ વિસ્તાર થવાથી તેમ કર્યું નથી. જો આ ચર્ચા આગળ ચાલશે, તો અવશ્ય તે ઉદાહરણો રજૂ કરવામાં આવશે." પરંતુ પછીથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે, કદાચિત્ એ ચર્ચા આગળ ચાલે કે ન ચાલે, ને તેવાં ઉદાહરણો બતાવવાનું કામ ખોરંભે પડી જાય, તો અલૌકિક **પારસી લેખકોની** અદ્વિતીય ખૂબીઓ અંધારામાંજ રહી જશે અર્થાત્ **પારસી સાક્ષરોને** કોઇ પણ રીતે ઇન્સાફ આપવોજ જોઇએ, એ ધારણાથી અત્યારેજ એ લેખનો આરંભ કર્યો છે અને આશા છે કે, અવશ્ય તે પ્રકટ કરીને સેવકને આભારી કરશોજી.

**પારસીઓ** ઇરાન ( **ફારસ** ) માંથી અહીં આવેલા છે, એટલે મૂળ **ફારસી** ભાષા તેમની છે, એમ કહેવામાં કશો પણ વાંધો નથી; અને તેમની ખાસ ઇદંતૃતીય ગુજરાતી ભાષામાં **ફારસી** ભાષાના શબ્દો વધારે પ્રમાણમાં દેખાઈ આવે છે, એથી એ તત્ત્વ સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ શકે છે; છતાં આશ્ચર્યની વાત એ છે કે, **પારસીઓ** પોતાની **ગુજરાતી** ભાષામાં

---

× આ લેખ પ્રથમ '**ગુજરાતી**' ના ઇ.સ. ૧૯૧૨ ના જૂન માસની ૩૦ મી, જુલાઈ માસની ૧૪ મી તથા ૨૮ મી, સપ્ટેમ્બર માસની ૮ મી તથા ઑકટોબર માસની ૬ ઠ્ઠી તારીખના અંકોમાં વિભાગશઃ પ્રકટ કરવામાં આવ્યો હતો.

જેટલા **પણ ફારસી શબ્દોનો** ઉપયોગ કરે છે, તે શબ્દો ૯૯ ટકા તો **અશુદ્ધ સ્વરૂપમાંજ** હોય છે; એકાદ ટકા જેટલી શુદ્ધતા હોય તો પ્રભુ જાણે ! **ખુદા, ગુફ્તાર, દાનિશમંદ, વિલાયત** અને **અહવાલ** જેવા સર્વસાધારણ શબ્દોને તેઓ **ખોદા, ગોફ્તાર; દાનેસમંદ વેલાયત** અથવા **વેલાત** અને **હેવાલ** એવી રીતે બરાબર અશુદ્ધ બનાવીનેજ લખે છે. ઉદાહરણ તરીકે જુઓ **'રાસ્ત ગોફ્તાર'** નામ-એમાં **'ગુફ્તાર'** ને બદલે બરાબર **'ગોફ્તાર'** આજે અનેક વર્ષોથી લખાય છે. **'રાસ્ત ગુફ્તાર'**નો અર્થ સત્ય ભાષણ થાય છે. આ હવે તેમના **ફારસી** ભાષાવિષયક અજ્ઞાનનો દોષ હોય કે બીજું કાંઇ કારણ હોય, પરંતુ પોતાની ભાષાના શબ્દોજ તેઓ નાથી શુદ્ધ સ્વરૂપમાં લખી નથી શકાતા એ પારસી લેખકોની એક સારામાં સારી ખૂબી ખરી કે નહિ, એનો વિચાર વાંચકોએ પોતેજ કરી લેવાનો છે. ઉદાહરણ તરીકે, મિસ્ટર એદલજી **જમશેદજી ખોરીએ** લખેલાં બે નાટકોનાં નામ જુઓ. **ખોદાબખસ** અને **જાલેમ જોર.** આ શબ્દોનું મૂળ સ્વરૂપ **ખુદાબખ્શ** અને **જાલિમ જોર** ' છે.

એ ઉપરાંત ૭૫ ટકા જેટલા પ્રમાણમાં **પારસીઓની** જીભમાં એક એવો દુર્ગુણ નિવાસ કરી રહ્યો છે કે, જેથી તેઓ **'ત'**ના સ્થાનમાં **'ટ'**નો અને **'ટ'**ના સ્થાનમાં **'ત'**નો ઉચ્ચાર કરે છે, અને ઘણીકવાર તેજ પ્રમાણે લખે છે પણ ખરા. એથી ઘણીક વાર અર્થનો એવો અનર્થ થઇ જાય છે કે, રામ તારો આસરો. **મધ્ય હિંદુસ્તાનના** વતનીઓ જેવી રીતે **'વ'**ને બદલે **'બ'** અને **'ણ'**ને બદલે **'ન'** ઉચ્ચારતા હોવાથી **ગુજરાતી** જેવી ભાષા બોલતાં, જેવા ગજબના ગોટાળા કરી નાખે છે, તેજ પ્રમાણે **પારસીઓના** પણ ગોટાળા નં. ૧૦૧ સુધી પહોંચી જાય છે. અહીં આપણે એ બન્ને જાતના ગોટાળાનાં ઉદાહરણો જોઈશું.

**અમદાવાદમાં** કેટલાક વખતથી **મધ્ય હિંદુસ્તાનનો** એક કવિ આવીને **વસ્યો હતો અને લાંબા સહવાસથી તે ગુજરાતી સાધારણ બોલતાં શીખી ગયો હતો. પણ તેના મનમાં કાંઇ એવો ફાંકો આવી ગયો કે: " ગુજરાતી ભાષા કયા હયજી ! યે તો એક બાલક ભી બરાબર બોલ સકતા હયજી ! "**

આ વાત સ્વર્ગસ્થ કવિ દલપતરામ ડાહ્યાભાઇના સાંભળવામાં આવી, અને તેથી એક દિવસ ચાર આઠ સારા સારા વિદ્વાનો એકઠા થઇને બેઠા હતા, ત્યાં કવિ દલપતરામે તે હિંદુસ્તાની કવિને ઉદ્દેશીને કહ્યું કે;–"કવિરાજ, આપ ગુજરાતી ભાષા બહુજ સારી રીતે સફાઇથી બોલી જાણો છો, તો કૃપા કરીને આ કવિતાના ચરણનો ઉચ્ચાર કરો જોઇએ." એમ કહીને તેમણે એક કવિતાનું આ ચરણ કહ્યું:–

"વનમાં વેણુ વગાડી કાનુડે, વનમાં વેણુ વગાડી !"

હિંદુસ્તાની કવિને આમાં કશી પણ કઠિનતા દેખાઇ નહિ; પણ સ્વાભાવિકજ 'વ' અને 'ણ' ને બદલે 'બ' અને 'ન' ઉચ્ચારવાની ટેવ હોવાથી તે બોલી ઉઠયો કે:—

"બનમાં બેન બગાડી કાનુડે, બનમાં બેન બગાડી !"

આ સાંભળતાંજ શ્રોતાઓનાં આંતરડાંમાં હસતાં હસતાં વળ પડી ગયા. આમા કેવા પ્રકારનો અનર્થ સમાયલો છે, તે વાંચકો સમજી શકે તેમ હોવાથી વિશેષ વિવેચનની આવશ્યક્તા નથી.

એવીજ રીતે પારસીઓના 'ત' અને 'ટ' ના ગોટાળાથી કેવા અનર્થ થાય છે, તે નીચેના ઉદાહરણથી દેખાશે. પારસીઓએ જ્યારથી ઉર્દુ ભાષામાં નાટકો ભજવવા માંડયાં, ત્યારથી તેમને કાંઇક એવો ફાંકો થઇ ગયો છે, અમે તો ઉર્દુ ભાષાના ખાં છીએ. તેમની આવી શેખીને જોઇ એક ઉર્દુ કવિએ નીચેની કવિતા બનાવી અને એક પારસીને તે બોલી બતાવવાનું કહ્યું:—

"લડકી થી કે હીરા મોતી થી;
આંસુઓંસે વો મુંહકો ધોતીથી;
તીન બત્તોપર રાસ્તા ભૂલી;
મયઁ બતાતા થા વો રોતી થી !"

એનો તે ઉર્દુના ખાં પારસીભાઇએ ઉચ્ચાર કર્યો કે:–

"લરકી ઠી કે હીડા મોટી ઠી,
આંસુઓંસે વો મુંહકો ઢોટી ઠી;
ટીન બટ્ટોપર ડાસ્ટા ભૂલી,
મયઁ બટાટા ઠા વો રોટી ઠી !"

કેમ વાંચકો, **બતાતા** અને **રોતીને** બદલે **બટાટા** અને **રોટીનો** હિસાબ કાંઇ ધ્યાનમાં આવ્યો કે ? આનું નામ તે આરાસ્તા જ઼બાન અથવા તો જ઼બાનની લિયાકત અને ફસાહત !

આ ઉપરાંત હાલની રોજની બોલવાની **પારસી** ગુજરાતીમાં એવા તો છબરડા થવા માંડયા છે કે, જે સાંભળીને કાનમાં આંગળીઓ નાખવાનો પ્રસંગ ઘણીકવાર આવી લાગે છે. જેમકે, કોઇ આવીને પૂછે કે, 'ફલાણા-ભાઇ કયાં છે,' તો તેના જવાબમાં **પારસીઓ** 'બાળપર હોસે' એમ કહેવાને બદલે 'માલપર હોસે' અથવા તો 'મા–પર હોસે' એમજ બોલી દે છે; વળી 'એવન તો દરરોજ બેન (બેન્ડ) પર જાય છ,' વગેરે કહેવાનો સાધારણ રિવાજ પડી ગયો છે; પણ એથી કેવા નઠારા અર્થ વ્યક્ત થાય છે તેની બિચારા **પારસીઓને** કલ્પના પણ નથી. વળી હાલમાં પોતાના ઉભરાઇ જતા પ્યારને દેખાડવામાટે 'દીકરી' અને દીકરા' જેવા શબ્દોનો **પારસી-ઓએ** પ્રયોગ કરવા માંડયો છે. ઘણીક વાર બન્ને પુરુષ વાત કરતા હોય, અને તેમાં એક સાઠ વર્ષનો બુઢ્ઢો અને બીજો પચ્ચીસ વર્ષનો જવાન હોય, છતાં તેઓ એક બીજાને 'નહીં રે ડીકરા' વગેરેના સંબોધનથી બોલાવે છે અને જ્યારે પ્યાર છલકાઇ જાય છે ત્યારે સામો ધણી પુરુષ હોય તો તેને 'ડીકરી' પણ બનાવી દેવામાં આવે છે. ઘરમાં બૈરી સાથે વાતચીત કરતાં 'નઇરે, ડીકરી ! તૂને હજી ખબર નૈં મલે' એમ બોલવામાં દોષ મનાતો નથી. હવે આ અશ્લીલતા માત્ર અત્યારના બોલવામાં છે, એમ નથી; કિન્તુ કેટલાક **પારસી** લેખકોએ પોતાના લેખ અને કવિતામાં પણ કયાંક કયાંક એવા અથવા બીજા પ્રકારના અશ્લીલ શબ્દો અથવા તો અશ્લીલ ભાવોને દર્શાવનારા પ્રયોગો કરેલા છે. ઉદાહરણ તરીકે જુઓ નીચેની કવિતા.—

"બેટો હોય ખરો એક બારગી અગર,
**મ્હેનત મારી કંમરનીનું એ સમર,"**

આ કવિતા મોટી છે; પણ ઉદાહરણમાટે આ બે ચરણોજ બસ છે. એમાંનાં બીજા ચરણનો ખાસ વિચાર કરવાનો છે. આ કવિતા **'રાસ્ત ગોફ્-તાર'** ના હાલના અધિપતિ મી૦ **પાહલનજી બરજોરજી દેશાઇકૃત 'શાહ-**

**જાહો શાપુર અથવા મળતા ચહેરાની મુશકેલી'** નામક નાટકમાંની છે. જુઓ ઇ. સ. ૧૮૮૨ માં '**દફ્તર આશકારા**' છાપખાનામાં છપાયલી આવૃત્તિનું પૃષ્ટ ૫૬ મું. આવાં બીજા ઉદાહરણો પણ મળી શકે એમ છે; છતાં અશ્લીલ ઉદાહરણો વધારે પ્રમાણમાં આપવા યોગ્ય ધાર્યાં નથી.

**હવે "રાસ્ત ગોફતાર"** ના મી૦ **પી**ઓડીએ જે સંસ્કૃત મિશ્રિત ગુજરાતી પ્રતિ તિરસ્કાર દર્શાવીને **પારસી** ગુજરાતીની પ્રશંસા કરી છે, તે **પારસી** ગુજરાતીનાં કેટલાંક ગદ્યપદ્યનું આપણે અવલોકન કરીએ.

**નમૂનો ૧ લો**

"રાત અધી હું ભટક્યો, જંગલે જંગલ ભટક્યો, અંધારામાં ભટક્યો, અને એમ કરતાં કરતાં જંગલ **ખુદાવતો ખુદાવતો હુંઈ** આવી લાગ્યો તો ખરો; પણ હું ક્યાં આવ્યો અને ક્યાં જાઉં છું તે હું જાણતો નથી...."

આમાંના '**ખુદાવતો**' અને '**હુંઇ**' એ શબ્દો ધ્યાનમાં રાખવા જેવા છે. બિહિસ્તનશીન **ન્હાનાભાઇ રૂસ્તમજી રાણીના**એ તો પોતાની અંગ્રેજી ગુજરાતી ડિક્ષનરીમાં Jump શબ્દનો અર્થ આપતાં '**કૂદવું અથવા કૂદીજવું**' એ પ્રમાણેના અર્થ લખ્યા છે; તો અહીં 'કૂદાવતો કૂદાવતો' લખવું જોઇએ. **પારસી ગુજરાતી**માં 'ખુદાવતો' ક્યાંથી ઉત્પન્ન થયો તે સમજી શકાતું નથી. **અહીં**ને બદલે **હુંઇ**નો પણ એવોજ પ્રકાર જાણી લેવો. પરંતુ અહીં જે બીજી શંકા થાય છે તે એ કે, જંગલને કૂદાવવાનો પ્રકાર બની શકે ખરો કે ? જંગલ કાંઇ સજીવન પ્રાણી નથી કે જેને કૂદાવી શકાય. "ઘોડાને કૂદાવતો કૂદાવતો આવી લાગ્યો." એમ લખી શકાય, પણ જંગલને કૂદાવતો આવી લાગ્યો, એમ લખવું તે ગુજરાતી ભાષાજ નથી. આ વાક્ય પણ **"શાહજાદો શાપુર"** નાટકમાંનુંજ છે (પાનું ૩૬ મું); અને તે એવા સારા પાત્ર–**પીલસમ**–ના મુખમાં મૂકવામાં આવ્યું છે કે, જેના મુખમાંથી આવી અશુદ્ધ અને ઢંગધડા વગરની ભાષા નીકળવી ન જોઇએ. પણ લેખકને પોતાનેજ ભાષાનું જ્ઞાન ન હોય, ત્યાં આવોજ ફજેતો થાય, એ સ્વાભાવિક છે.

"ભોજનને માટે જેમ નિમક, તેમ બોલીને માટે કેહતી' એવું અરબોએ જે કહ્યું છે, તે કરતાં વધુ સાદી અને વધુ અસરકારક રીતે કેહવતો-

ની જરૂરિયાત તથા **ઉપ્યોગ** વિષે **કૈંઠે** પણ લખાયલું જણાતું નથી. ગમે એવી **તરતીબથી** પકાવેલું ખાનું નિમક વિના જેવું ફિકકું અને **કસવાદ** લાગે છે, તેવીજ રીતે ગમે એવું બી સુંદર અને **અલંકારીક** લખાણ અથવા ભાષણ, કહેવતોના **સહેજ** બી ભેળ વિના, પોતાની **દીપક** તથા ઝમક ઘણે દરજ્જે ખોઇ બેસે છે. જો કે **લોર્ડ ચેસ્તરફીલ્ડ** સરખા **પંડીતે** કહ્યું છે કે, કોઇબી **ગ્રહસ્થ** કેહવતોનો **ઉપ્યોગ** કરતો નથી, તોપણ એ કહેવાનું વાસ્તવિકપણું એકદમ **કબુલ** કરી શકાશે નહિ." ઇત્યાદિ.

"ત્યારે જે **બાબદ** દુનિયા **વ્યવાહર**માં આટલી બધી **ઉપ્યોગી,** જેના અભ્યાસ વિના માણસાઇ અનુભવ કોતાહ, અને જગતનું ડાહપણ અપૂર્ણ, તે **બાબદ**નું જ્ઞાન સંપાદન કરવાની તરફેણમાં ઉપલી કરતાં વધુ **અલંકારીક શાહદત** આપણને ક્યાંથી મળશે. ?" ઇત્યાદિ.

ઉપર્યુક્ત બે ઉતારા **જમશેદજી નસરવાનજી પી**તીત સંગ્રહિત "કહે-**વત–માળા**" ગ્રંથના પ્રારંભમાં **જીજીભાઇ પેસ્તનજી મી**સ્તરી એમ. એ. ના લખેલા "**કેહવત વિષે નિબંધ**" માંના છે. જુઓ પૃષ્ઠ ૨૭ અને ૩૫. ઉપર જે શબ્દો બ્લૅક ટાઇપમાં આપવામાં આવ્યા છે, તેમાં કેવા પ્રકારની અશુદ્ધિ અને અર્થવિપરીતતા રહેલી છે તે આપણે હવે જોઇએ. **ઉપયોગને** બદલે **ઉપ્યોગ** ઘણા **પારસી** લેખકો લખે છે; એમ લખવામાં તેમની એવી માન્યતા થએલી દેખાય છે કે, જેમ જોડાક્ષરો વિશેષ તેમ તે શબ્દ શુદ્ધ **સંસ્કૃત**! પણ એ તેમનો ભ્રમ છે અને અભ્યાસના અભાવનું પરિણામ છે. વળી એક **એમ. એ.** થએલા **પારસી લેખકે તરકીબને તરતીબ**નું રૂપ શા આધારે આપી દીધું હશે, એ જાણી શકાતું નથી. **કસવાદ** નહિ, પણ **સ્વાદહીન** જોઇએ. **અલંકારીક** નહિ, પણ શુદ્ધ **આલંકારિક** છે. **સહજ** ને **સેહજ** લખવાનો તો આ વળી નવોજ પ્રકાર જોવામાં આવે છે. **દીપક** એટલે શું? કોઇપણ શબ્દકોષમાં જોશો, તો **દીપક** શબ્દનો અર્થ દીવો અથવા દીપજ જોવામાં આવશે. પણ અહીં એનો ચળકાટના અર્થમાં પ્રયોગ કરવામાં આવ્યો છે, અને નરજાતિના શબ્દને બળાત્કારે નારીજાતિનો બનાવી દીધો છે. કેમ છે કે નહિ મૂલચ્છેદિ પાંડિત્ય? **પંડિતને** બદલે **પંડીત** લખવામાં માત્ર હ્રસ્વ અને દીર્ઘ

'ઈ'નોજ ભેદ હોવાથી **પારસી લેખકો** તેની વધારે દરકાર રાખતા નથી. હવે આવ્યો **ગ્રહસ્થ** શબ્દ આ શબ્દનું મૂળ રૂપ **ગૃહસ્થ છે, ગૃહસ્થ** એટલે Gentleman અને એજ અર્થમાં **ગ્રહસ્થ** અહીં લખવામાં આવ્યો છે; પણ **ગ્રહસ્થ** શબ્દનો અર્થ, આકાશમાંના **મંગળ, શનિ** આદિ ગ્રહોમાં વસનાર, એ પ્રમાણેનો થાય છે. **ગૃ** ને બદલે **ગ્ર** લખવાથી **અર્થનો** કેવો અનર્થ થાય છે, એ તો **પારસી લેખકોની** બલારાત જાણે ! **બાબતને** બદલે **બાબદ** પણ વિચિત્રતાજ દર્શાવે છે. **વ્યવહાર** તો છે, પણ **વ્યવાહરનો** અર્થ શો છે, તે તો એ લેખકજ જાણતા હશે. **અલંકારક શાહદત,** આમાં બે દોષ છે, વિશેષણ **સંસ્કૃત** અને વિશેષ્ય **ફારસી**. અર્થાત્ 'મા મૂળો અને બાપ ગાજર' ! **અલંકારિક શાહદત** એટલે આલંકારિક પ્રમાણ, પણ શું અહીં તે આલંકારિક પ્રમાણ છે ? આના કરતાં વિશેષ **અર્થવિહીનતા** તે બાજી **શી** હોઇ શકે ? વિશેષ **આશ્ચર્ય** તો વળી 'લોર્ડ **ચેસ્તરફીલ્દ**' ઉપજાવે છે ! અંગ્રેજી ભાષામાં **'ત'** અને **'દ'** છેજ નહિ; **ફ્રેંચ** ભાષામાં 'D' અને 'T' ના **'ત'** અને 'દ' ઉચ્ચાર થાય છે. ત્યારે આ 'લૉર્ડ **ચેસ્ટરફીલ્ડનો** 'લોર્ડ ચેસ્તરફીલ્દ' કેમ બની ગયો હશે, તે એ માસતર્ ઓફ્ આર્ટ્સ્ કૃપા કરીને જણાવશે કે ? **શાહદત** શબ્દ પણ ખોટો છે; કારણ કે, એ મૂળ શબ્દ **શહાદત** છે.

સારાંશ કે એ નિબંધમાં આવા શતાવધિ ગોટાળા છે; પણ તે સર્વેનું નિરીક્ષણ અને વિવેચન કરવું તે વેળાનો વ્યર્થ વ્યય કરવા સમાન છે. જ્યાં એમ. એ. પદવી ધરાવનાર **પારસી લેખકોની** આ અવસ્થા હોય, ત્યાં સાધારણ **પારસી લેખકોના** છબરડા હદથી વધારે હોવાજ જોઇએ, એ સ્વાભાવિક છે.

હવે આપણે **પારસી** લેખકોએ **અંગ્રેજી** અને બીજી ભાષાઓમાંથી ગુજરાતી ભાષામાં કરેલાં કેટલાંક ભાષાંતરોનું અવલોકન કરીશું.

રાઇટ ઓનરેબલ **સર બાર્ટલ્ ફ્રીયરનાં** પુત્રી **મેરી ફ્રીયરે અંગ્રેજી** ભાષામાં "Old Deccan Days" નામક એક પુસ્તક લખ્યું છે. એનાં જેવી રીતે **જર્મન, હંગેરીયન્** અને **ડેનિશ** આદિ પાશ્ચાત્ય દેશની ભાષાઓમાં ભાષાંતરો થયાં છે, તેજ પ્રમાણે ગુજરાતીમાં એનું ભાષાંતર એક

પારસી લેખકે કરેલું છે. એ ઈ. સ. ૧૮૬૮ માં છપાયલા ભાષાંતરની એક પ્રત મારી પાસે છે, અને મૂળ **અંગ્રેજી** પુસ્તક પણ છે. એ ભાષાંતરને **'દખણની અસલી વારતાઓ'** એવું નામ આપવામાં આવ્યું છે. એ ગ્રંથની પ્રથમ 'પંચકીન' નામક વાર્તાનો **અંગ્રેજી**માં નીચે પ્રમાણે આરંભ કરેલો છે.

"Once upon a time there was a Rajah who had seven beautiful daughters. They were all good girls; but the youngest, named Balna, was more clever than the rest. The Rajah's wife died when they were quite little children, so these seven poor princesses were left with no mother to take care of them."

એનું **પારસી** લેખકકૃત ગુજરાતી ભાષાંતર આ પ્રમાણે;–

" આગલા જમાનામાં રાંમભોજ નામે **પાદશાહ** હતો, તેહેને સાત છોકરીઓ હતી. આ મધેની નાઘલી છોકરીનું નામ બાલના કરીને હતું. આ નાઘલી છોકરી જેમ ખુબસુરતીમાં સરસ, તેમ અકલમાં બીજી બેહેનો થાંને હુશીઆર હતી. રાંમભોજ પાદશાહની **બાએડી** (તે આ છોકરીઓની માં ) પોતાની બેટીઓને નાઘલી ઉમરની મેલી મરણ પામી. "

આમાંના શબ્દોની અશુદ્ધિનો આપણે વિચાર ન કરીએ, તોપણ બીજા દોષો કાંઇ થોડા ઘણા નથી. **અંગ્રેજી**માં જ્યાં ખાસ ' રાજા ' શબ્દ આપવામાં આવ્યો છે, તેને બદલે ભાષાંતરકારે ' પાદશાહ ' શબ્દ મૂક્યો છે. પરંતુ એથી હિંદુ રાજાને બદલે મુસલમાન રાજાનો બોધ થાય છે, એ ભાષાંતરકારના ધ્યાનમાં રહ્યું નથી. વળી જેમ ઘાંચી મોચીની બાયડી હોય તેમ રાજાની ધર્મપત્નીને પણ ' બાએડી ' જ લખી છે. જો **' રાજા '** શબ્દ યોજાયો હોત, તો તેની સાથે **' રાણી '** શબ્દ યોગ્ય હતો અને **પાદશાહ** શબ્દની સાથે **બેગમ** શબ્દ આવવો જોઇતો'તો, પણ એટલો વિચાર કોણ કરે અને **ભેજાને** તકલીફ કોણ આપે? અહીં તો ભાષાંતર કરવાથી કામ ! હાંક સુલેમાન ગાલ્લું જ્યાં જાય ત્યાં ખરૂં ! હવે એના કરતાં પણ ભયંકર બીજો નમૂનો જોઇએ.

"**કોહિનૂર લક્ષ્મી**" નામક એક પારસી માસિક પત્રમાં કેટલાક વખત પહેલાં એક વાર્તા આવતી હતી. પ્રખ્યાત **અંગ્રેજ** નવલકથાકાર **રેનૉલ્ડ્‌જ્‌.**ની "**માર્ગરેટ ઓર ડિસ્કાર્ડેડ્ ક્વીન**" નામક **અંગ્રેજી** નવલકથાનું તે ભાષાંતર હતું, અને તેને "**માર્ગરેટની મુસીબતો યાને તજાયલી ત્રિયા**" એવું ગુજરાતી નામ આપવામાં આવ્યું હતું. ક્યાં 'ડિસ્કાર્ડેડ્ ક્વીન્' અને ક્યાં "તજાયલી ત્રિયા"? જો **અંગ્રેજી**માં મૂળ નામ "**માર્ગરેટ્સ ટ્રબલ્સ ઓર ધિ અબેન્ડન્ડ્ વુમન**" એ પ્રમાણે હોત, તો તો આ ભાષાંતર યોગ્ય હતું; પણ આ તો "ડિસ્કાર્ડેડ ક્વીન્" એટલે "પદભ્રષ્ટ રાણી" ને એક સાધારણ તજાયલી ત્રિયા બનાવી દેવામાં આવી! કારણ કે, એમ કરવાથી વર્ણસગાઇ આવતી હતી. '**માર્ગરેટની મુસીબતો**'માં બન્ને શબ્દોનો **મથી** આરંભ, અને '**તજાયલી ત્રિયા**' માં બન્ને શબ્દોનો **તથી** આરંભ. વર્ણસગાઇ સચવાય તો અર્થ ભલેને સ્વધામ પહોંચી જાય, એની **પારસી** ભાષાંતરકારને જરાય દરકાર નથી. જ્યાં પ્રથમ નામના ભાષાંતરમાંજ આટલી બધી વિપરીતતા હોય–પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત અથવા બિસ્મિલ્લાહ ગલત હોય–ત્યાં સમસ્ત પુસ્તકમાં ભાષાના અને શબ્દાર્થના કેટલા બધા ગોટાળા હોવા જોઇએ એની કોઇપણ કલ્પના કરી શકે એમ હોવાથી વિશેષ લખવાની આવશ્યકતા નથી. આવા વર્ણસગાઇ અને પ્રાસ ઇત્યાદિના પ્રવાહમાં તણાઇને **પારસી લે**ખકો પોતાનાં પુસ્તકોનાં કેવાં કેવાં વિચિત્ર નામો રાખે છે તેનાં, **ભોલો દોલો, ચાલીસ હજારનો ચાનજી, ગુલી ગરીબ, ભોલી ગુલ યાને ગુલની ભુલ, ગામરેની ગોરી, પડતીપર પચાસ, વમલમાં કમલ, બાગેબિહિશ્ત, ભોલી જાન અને ધનનું ધાન, માસીનો માંકો, પાકજાદ પરીન, ઢોંગ સોંગ,** ઇત્યાદિ પ્રત્યક્ષ અને જીવતાં જાગતાં ઉદાહરણો છે. અર્થાત્ નામ **સંસ્કૃત** હોય કે **ફારસી, ગુજરાતી** હોય કે **ઢેડ ગુજરાતી, શુદ્ધ** હોય કે વર્ણસંકર, અને સાર્થક હોય કે નિરર્થક; પણ જો વર્ણસગાઇ કે **પ્રાસ** મળતાં હોય તો પારસી લેખકોને શબ્દાર્થ કે શબ્દશક્તિની જરાપણ દરકાર કે પરવા નથી. ઉપર જે **ગ્રંથોનાં** નામો દર્શાવેલાં છે, તે **પારસીઓ**માં સારા મનાયલા અને વખણાયલા

લેખકોના ગ્રંથોનાં નામો છે, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય ઘટના છે. આ મી○ **પીઓડી** જેની છાતો ટોકીને પ્રશંસા કરે છે તે **પારસી** ગુજરાતી.×

**પારસી લેખકોને** વર્ણસગાઇ અને પ્રાસાનુપ્રાસનો કેવો ઉન્માદ–Mania–થઈ ગયો છે, તે નીચેનાં થોડાંક વધારે ઉદાહરણોથી વિશેષ સ્પષ્ટતાથી દૃષ્ટિ-

---

× આ લેખ વિભાગશઃ 'ગુજરાતી' માં પ્રકટ થતો હતો તેવામાં તા. ૧૪ મી જુલાઇના અંકમાં આ લેખમાંના વિચારોને પુષ્ટિ આપનારૂં એક સર્ટિફિકેટ એક ઘનસ્યામ નામક મારવાડી ગૃહસ્થ તરફથી આવ્યું હતું અને તે પ્રકટ કરાયું હતું. તે હિન્દી ભાષામાં આવેલું સર્ટિફિકેટ વાંચકોની જાણમાટે અહીં જેમનું તેમજ આપવામાં આવ્યું છે:—

**પારસી લેખકોને મારવાડીનું સાર્ટિફિકેટ**

શ્રીયુત્ સંપાદક "ગુજરાતી" બમ્બઈ. મહાશયજી, આપકી સેવામેં નિમ્ન લિખિત બાતેં મૈંને લિખી હયેં. આશા હૈ કિ આપ અવશ્ય ધ્યાન દેંગે. તા○ ૩૦ જૂનકી "ગુજરાતી" કી ફાઈલ મૈંને પઢી હૈ. ભારતીપતિકે નામસે "પારસી લેખકોની ખરેખરી ખૂબીઓ અથવા લાલીયા પરાપર" શીર્ષક જો લેખ નીકલા હૈ વહ મૈંને બડે આનંદ કે સાથ પઢા. પારસી લેખકોં કી કલમકી સુંદરતા દેખકર બહુત કુછ હંસી આઇ. ઈન્હોંને ગુજરાતી મેં બહુત સે ફારસી શબ્દ મિલાકર ગુજરાતી ભાષાકો બહુત કુછ કુરૂપસી બના દી હૈ! ખૈર! એક બાત આપકી ઓર ધ્યાન દિલાતા હું, અગર આવશ્યક સમઝેં તો કુછ સમાલોચના કરેં. "મુંબઈ સમાચાર" મેં આજ કલ મરહૂમ જમશેદજી પાલનજી કાપડથાકા લિખા હુવા "હિંદુ આર્યોનું ગંગા અને જમના નદી તરફના દેશો ભણી ચતરાવું" શીર્ષક લેખ નિકલતા હૈ. લેખકી ભાષા લિખનેકી પ્રણાલી, લેખકા આશય બિલ્કુલ ગંદા હૈ. ભાષા તો ગંદી હૈ સો હૈ, કિન્તુ હિન્દુવોકે શાસ્ત્રોંકો ન સમઝકર ભી સંસ્કૃત ગ્રંથોકા ઉલ્ટા કરકે આશયોંકો નષ્ટભ્રષ્ટ કરકે લેખ લિખનેકા મિથ્યા પ્રયાસ કિયા હૈ. આશા હૈ અગર આવશ્યક સમઝેં તો ઇસકી સમાલોચના કરેં. મૈં મારવાડી હોને કે સબબસે ગુજરાતી પૂરી તરહ લિખ નહીં સકતા હું, ઔર અંગ્રેજી મેરી માતૃભાષા ન હોનેકે સબબસે લિખના પસંદ નહીં કરતા ઇસ લિયે હિંદી મેં લિખકર આપકો કષ્ટ દિયા હૈ ઈસ લિયે ક્ષમા કા પ્રાર્થી હું. ઇતિ શમ્.

આપકા સર્વદા હિતચિંતક,

**ઘનશ્યામ.**

ગોચર થવાનો સંભવ છે. **મેહરવાનજી મનચેરજી દાદાભાઈ બનાજી** નામના એક પ્રજ્ઞાચક્ષુ લેખક હાલમાં કેટલાક વખતથી પ્રકાશમાં આવ્યા છે અને તેમણે **'સુધારાનું શિખર' 'પારસી પુત્રી પ્રકાશ' 'સનોબર નાટક'** ઇત્યાદિ ત્રણ ચાર **પારસી ગુજરાતી** પુસ્તકો પ્રકટ કરેલાં છે. અંધ હોવા છતાં લખવાનો આવો ઉદ્યોગ ચાલૂ રાખવામાટે તેમને જો કે ધન્યવાદ આપવો ઘટે છે, પરંતુ જ્યારે તેમનાં પુસ્તકોમાંની વિષયપ્રદિપાદનની શૈલિ તથા ભાષા આદિનો વિચાર આવે છે, ત્યારે મનમાં એક પ્રકારની દિલગીરી ઉત્પન્ન થાય છે. તેમનાં પુસ્તકોને **'રાસ્ત ગોફતાર** અને **'કયસરે હિંદ'** તથા અન્ય કેટલાંક **પારસી વર્તમાનપત્રોએ** વખાણ્યાં છે; પણ 'શેરડીવાળાનો સાક્ષી ગંડેરીવાળા'ના હિસાબથીજ. **'પારસી પુત્રી પ્રકાશ'** ગ્રંથમાંના કેટલાક વિષયોના મથાળાં નીચે પ્રમાણે છે:-

"ખડકીના ખુલ્યાઓ; ઘરરાખુ ઘરઘટુઓ; ખરચાળુ ખટલીઓ; જીમખાનાની જાંગલીઓ; વેજીટેરીયન વાંદરીઓ; જીવતોડ જહેમતખોરીઓ; મોટાં દિલની મોટાંમાયો-ઇનવેલીડ આઇજીઓ; હિસ્ત્રીકલ હિલ્લાંઓ; સુંદર શોભીતી સુંદરીઓની શોધ; દુલદુલી ડોલીઓ; ધનઇ ઘરાંપરાંઓ આળસુ ઐયરો; ચિબાવલી ચાંદણો; ઠગારી ઠગણનાઝો; વર્કકલાસની વનીતાઓ; સમજુ સુતાઓ; અક્ષડકુસ એસ્કી બાનુઓ; કન્યાકષ્ટી કાપવાના કર્ત્તવ્યો-કુંમારાનું કારજ; વેદકરૂ વહિત્રીઓ; મિસ માસ્તરણીઓ અને Bible-reading babies" ઇત્યાદિ.

એક પણ વિષયનું મથાળું વર્ણસગાઇ વિનાનું જોવામાં આવતું નથી. પણ "ઘરરાખુ ઘરઘટુ" એટલે શું ? અને "ઠગારી ઠગણનાઝો" તથા "વેજીટેરીયન્ વાંદરીઓ"નો અર્થ શો થાય છે તે આપણે તો સમજી નથી શકતા. જ્યારે શેઠ **બનાજી** એક નવો શબ્દકોષ પ્રકટ કરશે, ત્યારેજ કદાચિત્ આ ફિલોસૉફિકલ શબ્દોના અર્થ સમજવામાં આવી શકશે. હવે એમાંના એક મથાળા નીચેના વિષયને આપણે તપાસી જોઇએ. "દુલદુલી ડોલીઓ" ના વિષયમાં **બનાજી** લખે છે કે;-

"ખાસી દુલદુલ જેવી છે ! એદલ બહેરામ અક્કડ મહેલ્લી માલતોઝાર ધપધપીઓના ધપ્પા ખાઉઓ-બોલતા સંભળાય છે. પણ એ ઉલ્લુઓને ખબર

ક્યાં છે કે, એ દુલદુલોજ ખુલખુલો હોય છે–તેઓ ' ફ્રાસ્ટ ' છોડીઓની છાસ નહીં પણ સદા દહી–દુધની ભાસ આપતી રહે છે. " ઇત્યાદિ.

કેમ આનો કાંઇ પણ અર્થ સમજવામાં આવ્યો કે ? વર્ણસગાઇ અને પ્રાસની તો ખામીજ નથી; પણ અર્થની મારામારી પૂરેપૂરી છે. આખો ગ્રંથ લગભગ આવોજ છે, અને તેમાટે કર્ત્તા પોતે રાવણ સમાન ગર્વ ધરાવે છે. કર્ત્તાને પોતાની કૃતિમાટે કેવું એને કેટલું અભિમાન છે, તે તેમના એક પુસ્તકના મુખપૃષ્ઠ ( ટાઇટલ ) પરના લેખથીજ જણાઇ આવે છે. તેમના **'સનોબર'** નાટકનું ટાઇટલ નીચે પ્રમાણે છે;–" સનોબર–ત્રણ અંકી–નાટક તખ્તયે પારસી સંસાર; કર્તા: મેહરવાનજી મનચેરજી દાદાભાઇ બનાજી (M. M. Banaji) તે ફતેહમંદ Model પારસી સંસારી નવલકથા ' સુધારાનું શિખર ' યાને ' સંસાર સાગરમાં સફર ' અને આગેવાન Original પુસ્તકો ' દુન્યાઇ દોર ' યાને ' શું કરમને કુટયે કે કોતકને હસ્યે ? અને પારસી પુત્રી પ્રકાશ ' યાને ' પરણતાને જી ! ' ના કર્ત્તા. જુન, ૧૯૧૨. " ઇત્યાદિ.

પ્રથમ તો **'પારસી પુત્રી પ્રકાશ'** કોઇ વાર્તા છેજ નહિ. નાના ટુચકાઓ અને તે પણ ધડપૂછડા વગરના ટુચકાઓનો એક સંગ્રહ છે; છતાં 'ગપસપ' ના તા૦ ૧–૯–૧૧ના અંકમાં તે વિશે લખવામાં આવ્યું છે કે;–

" પેલી અદ્‌ભૂત ઓરીજીનલ પારસી વાર્તા ' **પારસી પુત્રી પ્રકાશ** ' ને સોમે હીસ્હેબ્બી પુગે એવી કાબેલ્યત કોઇજ લેખક બતાવી શકેલો નહીં હોવાથી ચેલેંજ માટે કહાડેલા રૂ. ૫૦૧ની રકમ હવે પાંજરાપોલમાં માંડી ગઢેડીઓને ઘાસ નાખવાનાં ફંડમાં આપી દેવાની મી. લાભશંકર લખમીદાસ મી૦ બનાજીને વીનંતિ કરે છે. "

ઘરના ભૂવા ને ઘરના જાગરિયા તે આનુંજ નામ. કોના દહાડા ઉઠી ગયા છે કે આવી ચેલેંજને સ્વીકારીને ગુજરાતી ભાષામાં એક કચરાપટ્ટી પુસ્તકની ભરતી કરે ? આવાં નખ્ખોદિયાં ઓરીજીનલ પુસ્તકો લખવા કરતાં તો સારાં અન્ય ભાષાનાં પુસ્તકોનું ભાષાંતર કરવું એજ વધારે ઉત્તમ છે. આવાં ઓરીજીનલ પુસ્તકોને તો નવ ગજના નમસ્કારજ કરવા જોઇએ !

વળી જુઓ ઓરીજીનલ લેખક શેઠ બનાજીની કવિતાનો એક જોવા લાયક નમૂનો;-

"લેખક" "લેખક" શેનું કરો,
લેખક છે શીપ સમાન.
શીપ સર્વમાં મોતી નહીં-
**લેખક** હાલ એવો જાણ !
લુખ્ખું તે કાંઇ 'લખાણ' નહિ,
લખે સઘળા તે "લેખક" નહિ.
પરાયે લખાણ જેને આસ નહિ,
**લેખક** ખરો તેને જાણ."

**'સનોબર'** નાટક-પ્રસ્તાવના.

આ કવિતા કેવા પ્રકારની છે અને તેમાં શા ગુણ દોષ સમાયલા છે, એ જોવાનું કાર્ય વાંચકોને સોંપીને હું માત્ર એટલુંજ જણાવીશ કે આ કવિતા પોતેજ પોકાર કરીને કહી રહી છે કે, "લખે સઘળા તે લેખક નહિ." એટલે એ વિશે વિશેષ સાક્ષી પૂરાવાની કાંઇ પણ અગત્ય નથી.

**પારસી લેખકોમાં** વળી બીજી એક ખાસ અને મોટામાં મોટી ખૂબી છે તે એ કે, તેમને અમુક વિષયનું જ્ઞાન હોય કે ન હોય, પણ 'સબમેં હમારા લગતા હય'ના હિસાબથી માથું તો બધી બાબતોમાં ખોસવાનાજ. જ્યાં ગુજરાતી ભાષા શુદ્ધ લખવાનું ઠેકાણું ન હોય, ત્યાં ઉર્દુ **શાયરી** કરવા પણ **પારસી** લેખકો છાતી ઠોકીને બહાર નીકળી પડે, એના કરતાં વધારે આશ્ચર્યકારક સાહસ બીજું કયું હોઇ શકે વારૂ ? કેટલાક **પારસી** લેખકોએ **ઉર્દુ શાયરીમાં** માથું માર્યું છે, પણ તેમાં તેમના, **પારસીઓની** ભાષામાંજ કહીએ તો, કેવા જાણવાજોગ ફેરતા થાય છે, તેનો એક નમૂનો નીચે આપવામાં આવે છે;-

**અલ્લાહનો બંદો.**

"**ખાહેશે દેલ** હય કે ઇસ **તરેહસે** નાશાદ રહેઃ
અશ્ક આંખોમેં હોં, ગોયા લબે **ફર્યાદ** રહે !

જો તેરી રાહમેં બરબાદ હય, આબાદ રહે !
જો તેરે રંજમેં નાશાદ હય, વોહ શાદ રહે !
ગમ નહિં મુજકો અગર, સારા જમાના ભુલે
યેહ દોઆ હય મેરે, દેલબરકો મેરી યાદ રહે !
બદ ગોમાની તેરી જાનેબસે ન પયદા હોં કભી,
સિતમો જુલ્મ રહે, જોર હો બેદાદ રહે !
તું હો બુલબુલકા નેગેહબાં, તો બલાસે ઉસકી,
બાગબાં ફિકમેં હો તાકમેં સઇયાદ રહે !
જો હેફાજ,તમેં હય તેરી, ઉસે કીસ બાતકા ગમ,
લાખ ગરદનપે છુરી—ફેરને જલ્લાદ રહે !
અહલે દોન્યાકી ગોલામી ન કભી કર "નાઝીમ"
વોહી અલ્લાહકા બંદા હય—જો આઝાદ રહે ! "
"ગુલશને ઇલ્મ" માસિક પત્ર ૧૯૧૨.

આ કવિતામાં અર્થગૌરવ કિંવા અર્થગાંભીર્યનું તો નામ માત્ર પણ નથી, પણ જે શબ્દો બ્લૅક ટાઇપમાં આપવામાં આવ્યા છે, તે એટલા બધા અશુદ્ધ અને વિલક્ષણ છે કે, જો કોઈ દિલ્લી અથવા લખનૌનો નિવાસી આ ગજલ સાંભળે, તો કદાપિ લાનત વર્ષાવ્યા વિના રહેજ નહિ. એવી કવિતાઓ લખીને પારસી લેખકો પોતાને હાસ્યપાત્ર ન કરતા હોય, તો શું ન ચાલે ? એથી કાંઇ 'પોઝીશન'માં વાંધો તો નથીજ આવી જવાનો.*

* અહીં એક બીજી બીના જણાવવાની છે અને તે એકે, આ "પારસી લેખકોની ખરેખરી ખૂબીઓ અથવા લાલિયા પરાપર" ને બતાવનારો લેખ પ્રથમ 'ગુજરાતી' ના તા. ૩૦ મી જૂન ૧૯૧૨ રવિવારના અંકમાં આવ્યો, તે વાંચીને એક પારસી ગૃહસ્થ મારાપર ચીડાઈ ગયા અને તેમણે તા. ૪ થી જુલાઇ ૧૯૧૨ ને દિવસે 'પારસી ગુજરાતી અજ્ઞાનની મશ્કરી અજ્ઞાનજ કરે છે !' એ નામનું એક ચર્ચાપત્ર લખીને મોકલી આપ્યું તેમાં તેઓ લખે છે કેઃ—

"ગુજરાતી[redacted]ા અંકમાં પારસીઓની ભાષાને 'લાલીયા પરાપર' કહેનાર ગ્રહસ્થે પારસી[redacted] ફારસી શબ્દોના ઉચ્ચારની જે ખામી કાઢી છે, તે

આવાં બીજાં પણ અનેક ઉદાહરણો છે, પણ 'સ્થાલીપુલાક' ન્યાયથી આ એકજ નમૂનાથી પારસી કવિઓની ઉર્દૂ શાયરીની કલ્પના કરી શકાય તેમ હોવાથી વિના કારણ વિસ્તારની આવશ્યકતા નથી.

---

ખામી પારસીઓની નહીં પણ તેઓની પોતાનીજ છે, એવું જાણી એ ગૃહસ્થને અજાયબી લાગશે. તેઓ કહે છે કે, પારસીઓ ખુદાને બદલે ખોદા બોલે છે, ગુફ્તારને બદલે ગોફ્તાર બોલે છે, દાનિશમંદને બદલે દાનેશમંદ બોલે છે, તે ખોટું છે. પણ એ ભૂલો કાઢવામાં તેઓ પોતેજ ખોટા છે. ખોદા બોલવું તદ્દન ખરૂં છે. ગોફ્તાર તદ્દન ખરૂં છે અને દાનેશમંદ બોલવું એ પણ તદ્દન ખરૂં છે... ... ... એ ગૃહસ્થે આવી ભુલ કરી છે, તેનો ભેદ એ હોવો જોઇએ કે તેઓ ફારસી કોઇ હિંદી મુસલમાન પાસે શીખ્યા હશે. ઇરાની મુસલમાન (આગા) સાથે વાત કરતાં એઓ પોતાની આ ભુલ જોઇ શકશે. હિંદી મુસલમાનો મોટે ભાગે ફારસી સારી રીતે બોલી શકતા નથી." ઇત્યાદિ.

જ્યાં આવા બાલિશ આક્ષેપો કરવામાં આવે, ત્યાં ઉત્તરદાતા જરાક વિચારમાં પડી જાય, એ સ્વાભાવિક છે. ઇરાની મુસલમાનો (આગા) અને તે પણ સારા ઉલ્મા સાથે અનેક વાર મારો પરિચય થએલો છે, પણ મેં તો તેમના મુખમાંથી ખોદા અને ગોફતાર આદિ ઉચ્ચારો સાંભળ્યાજ નથી; અને તેવા ઉચ્ચારો ન સંભળાય તે સ્વાભાવિકજ છે, જો 'ખે' ની સાથે 'વાઓ' આવતો હોય, તોજ તેનો 'ખૂ' અથવા 'ખો' એવો દીર્ઘ ઊકારાત્મક અથવા ઓકારાત્મક ઉચ્ચાર થઇ શકે, પણ 'ખુદા' અને 'ગોફતાર' શબ્દોની જોડણીમાં 'વાઓ' તો છેજ નહિ, તો પછી ખોદા અને ગોફતાર કેમ બોલી શકાય? આનું વિશેષ વિવેચન આ લેખમાંજ આગળ જતાં કરવામાં આવશે અને પારસીઓ એવા પહોળા ઉચ્ચારો કરે છે, તેનું મૂળ કારણ શું છે તે પણ જણાવવામાં આવશે. માટે એ ગૃહસ્થને ધૈર્ય ધારવાની પ્રાર્થના કરવામાં આવે છે. જો એ ગૃહસ્થ દિલ્લી લખનૌના ફારસીદાં ઉલ્માને મળ્યા હોત, તો હિંદી મુસલ્માનો મોટે ભાગે ફારસી સારી રીતે બોલી શકતા નથી, એવું બાલિશ વિધાન તેઓ કદાપિ કરત નહિ. શું પારસીઓ મોટે ભાગે ફારસી સારી રીતે બોલી શકે છે? જો તેઓ તેમ ધારતા હોય તો તે તેમની ભૂલ છે.

હવે બીજો સવાલ મારે એ પૂછવાનો કે ઉર્દૂ જબાનવાળાઓ પણ બદગોમાની, ફર્યાદ, સિતમ, નેગેહબાં, દોન્યા, ગોલામી અને દેલ આદિ બોલે છે? એના જવાબમાં પણ એમજ જણાવશો, કે ઉર્દૂ જબાનના જન્મસ્થાનમાં

કોઇ પણ ગ્રંથના આરંભમાં બહુધા પ્રસ્તાવના લખવાનો એક શિષ્ટ સંપ્રદાય છે અને વિદ્વાનોએ પ્રસ્તાવનાનું લક્ષણ એવું દર્શાવેલું છે કે:–" જેવી રીતે મનુષ્યના મુખને જોતાં તેના સ્વભાવનું સ્થૂલ અનુમાન કરી શકાય છે; તેવી રીતે ગ્રંથના તત્ત્વ અથવા વિષયને જાણવામાટેનું પ્રસ્તાવના મુખ સમાન એક સાધન છે." અંગ્રેજ કોષકર્તાઓએ Preface શબ્દની એવી વ્યાખ્યા કરેલી છે કે:–" Introductory or explanatory remarks at the commencement of a book; and introduction" પરંતુ જો અપવાદને બાદ કરીએ તો બહુધા ઘણા ખરા **પારસી લેખકો** પોતે લખેલા લેખ અને ગ્રંથોનો હિસાબ ગણાવવો અને પોતાના મોઢેજ પોતાનાં બણગાં ફૂંકી મીયાં મિઠ્ઠુ બનવું એનેજ પ્રસ્તાવના અથવા દીબાચો સમજી બેઠા છે. **પારસી** ગ્રંથકારોના ગ્રંથોની પ્રસ્તાવનાઓ વાંચવાથી આ તત્ત્વ તરત જાણવામાં આવી શકે તેમ છે. છતાં કિંચિત્ પરિચયમાટે આપણે એકાદ ઉદાહરણ લઈશું, તો તે અયોગ્ય તો નહિજ કહેવાય.

મીસ **બમનજી નવરોજી કાબરાજી** કે જેમણે **અંગ્રેજી**માંથી **પારસી** સંસારને લાગૂ પાડીને આજસુધીમાં અનેક વાર્ત્તાઓ **પારસી** ગુજરાતી ભાષામાં લખી નાખી છે, અને **પારશી** વાંચનારી આલમમાં જેઓ મશહૂરે જમાના છે તેઓ પોતાની '**તડકામાં એક વાદળી**' નામક વાર્ત્તાના પુસ્તકના દીબાચામાં લખે છે કે:

" ખરેખર તો અમારાં વ્હાલાં વાંચનારાઓને રોશન હશે તેમ જાહેરમાં લખાણો કરવાનો અમારો કાંઇ ધંધો નથી, ને એજ હોનર ઉપર,

---

**વસનારા હિંદુ અને મુસલ્માનો** ઉર્દૂ પણ સારી રીતે બોલી શકતા **નથી**? આનું બીજું કાંઇ પણ કારણ **નથી**, કિન્તુ **પારસીઓમાં** ભાષાવિષયક ખૂબીઓને જાણવાની સ્વાભાવિક ખામી રહેલી હોવાથીજ આવા ગોટાળા થાય છે.

**આ લેખ લખવાનો બીજો કોઈ પણ ઉદ્દેશ નથી, પણ મી. પીઓડીએ 'રાસ્ત ગોફ્તાર' માં હિંદુઓની સંસ્કૃતમય અને હિંદુ ગુજરાતી ભાષાપર જે અયોગ્ય પ્રહાર કર્યો હતો, તેનોજ આ જવાબ છે અને એથી પારસી લેખકો પોતાના દોષોને જાણી ગુજરાતના હિંદુઓ કે જેમની મૂળથીજ ગુજરાતી ભાષા જન્મભાષા છે, તે હિંદુઓની ભાષાપર આક્ષેપ કરતાં સાત વાર વિચાર કરે.**

તેથી, અમારો ગુજારો નથી. અમારા વાંચનારાઓની એ ખીદમતગુજારી તો ફક્ત અમારી એક શોખની સેવા છે, કે જેમાં વીસ વરસની વાતપર જીપલાવતા સારઅસાર પીછાંણી લેનાર કદરસનાસ શોકીન ગુજરાતી વાંચનારાઓએ અમારો એવા હેતથી આદરસત્કાર કર્યો કે તે પછીથી આજની ઘડી સુધી અમારી વારતાઓ અને અમારા નાટકો, ને અમારાં "ફુરસદ" અને (વળી હાલમાં તેને અદરાવી પરણાવીને મેલવી આપેલી તેની જોડીદાર) "નવરાસ" ચોપાન્યાંઓ સાથના અમારા પરીશ્રમમાં ખંતથી ખડા રહેવાને અમને અનિવારય ઉલટ આવે છે.

"તડાકામાં એક વાદળી' અમારી વારતાઓની સંક્રમાં સતરમું પુસ્તક છે, કે જે અમારી આગલી વારતાઓ પેઠે ઇંગ્રેજી ઉપરથી ઉપજાવીને અમોએ પારસી સંસારને લાગૂ કરી છે, અને માનવાને ઉમેદ છે કે તેમ કરતાં તેમાં અસંભવીતપણાંનો છમરડો અમોએ કશો થવા દીધો નથી. એમાં, અમારી આગલી તમામ વારતાઓ પેઠે, અમારી યથાશકતી નીતી અને ચાનકનો એક સબક જમાવાને જેહમત કરવામાં આવી છે, અને તે અમારી આગલી વારતાઓ પર સરસાઇ નહીં તો સરોબરી ભોગવશે, અને તેટલીજ નિષકલંક અને નિતીમાન સિદ્ધ થશે એમ માનવાનો અમને દરેક વિશ્વાસ છે......

"હવે આ પુસ્તકની બાંધણીના સંબંધમાં ખુલાસારૂપે એકાદ લીટીની જરૂર સમજાય છે. આ વારતાનો હક્ક અમોએ અત્રેના જાણીતા ને સાહસીક બુકસેલર મી૦ પીરોજશાહ દીનશાહ મુકાદમને વેચી નાંખ્યો છે, અને ત્યારે તે પુસ્તક તેમની ખાહેશ મુજબજ તેઓ બંધાવીને બાહેર પાડે એ ઇન્સાફની રાહે વાજબી માની અમોએ તેમાં વાંધો કર્યો નથી. અલબત્તે એમ કરતાં અમારી આગલી બધી વારતાઓ જે એકજ સાદી ને સરખી (યુનીફોરમ) બાંધણીમાં બાહેર પડી છે, તેથી જુદી અને ઉલટી ફીસને આ નવી વારતા દીલપઝીર ઠાઠમાઠ સાથ બનીઠનીને બહાર આવે છે, અને એ બાહેરની સુંદરતાના સ્વરૂપવાંન બહાર સાથે અંદરનાં સંગીનપણામાં પણ એ પુસ્તક લોકપ્રિય નીવડી જવાન મી૦ મુકાદમના ઉદયોગી સાહસમાં ઉપ્યોગી થઈ પડશે તો અમને ઘણો સંતોષ હાંસલ થશે.

"વળી આ ચોપડીનાં અર્પણ પત્ર માટે પણ એજ ફીસમે ખુલાસાના એકાદ બે બોલ ખાસ બોલવા ઘટે છે. જેઓએ આજ સુધીનાં વારતાઓનાં અમારાં તમામ પુસ્તકો વાંચ્યાં કે જોયાં હશે, તેઓએ જાણ્યું હશે કે મુળ શરૂઆતથીજ અમારી દરેક વાર્તા લાયક આસામીઓને અર્પણ કરવાનો અમારો ધારો છે કે, જે લાયકાતમાં અમોએ પૈસા કે મોટાં માણસોની ખુશામતને સર્વોપરી જાણવાનો કે માંખણ લગાડીને અમારા પુસ્તકોની કાપીઓનો ઉઠાવ કરવાનો લોભ કદી કર્યો નથી." ઇત્યાદિ.

આ પ્રસ્તાવનામાં વિલક્ષણ વાકયરચના, શબ્દોની અશુદ્ધિ, અને વ્યાકરણદોષ ઓતપ્રોત ભરેલા છે, તેમના વિચારને એક બાજૂએ છોડી દઇને આપણે જોવાનું છે તે માત્ર એટલુંજ કે પ્રસ્તાવનામાં જે વિષય ચર્ચાયો છે તે શો છે? પોતાની વાર્તાઓનાં વખાણ, પુસ્તકના પૂઠાં વિશેનું એક પેરેગ્રાફ ભરીને વિવેચન, અને બીજા લેખકોને ખુશામદીયા તથા માખણદાસ ઠરાવવાનો પ્રયત્ન, એ વિના બીજું કાંઇ પણ જોવામાં આવતું નથી. પુસ્તકમાંના વિષયનું તો એમાં તિલમાત્ર પણ દિગ્દર્શન જોવામાં આવી શકતું નથી. એમની બીજી પ્રસ્તાવનાઓમાં તો પોતાનાં એથી પણ વધારે બણગાં ફૂકેલાં છે. આ પ્રસ્તાવનામાં વિશેષ ધ્યાન ખેંચનારૂં વાકય તો એ છે કે;–
**"વળી હાલમાં તેને અદરાવી પરણાવીને મેલવી આપેલી તેની જોડીદાર મોહરદાર."** અર્થાત્ '**ફુરસદને**' '**નવરાશ**' નામની જોડીદાર મોહદાર મી૦ **બમનજી** કાબરાજીએ **અદરાવી** પરણાવીને મેળવી આપી છે. ( મી૦ **બમનજી** કાબરાજી '**ફુરસદ**' અને '**નવરાશ**' નામનાં બે માસિક પત્રો પ્રકટ કરે છે, તે વિશે આ ઇશારો છે. ) પણ આ વાકયને વાંચતાં પ્રશ્ન એ થાય છે કે, '**ફુરસદ**' પણ સ્ત્રી છે અને '**નવરાશ**' પણ સ્ત્રી છે, એટલે મી૦ **બમનજી** કાબરાજીએ શું સ્ત્રીને સ્ત્રી સાથે જ અદરાવી પરણાવીને મેળવી આપી? જો એમ કર્યું હોય, તો સૃષ્ટિમાં એક અદ્વિતીય નવીન પ્રકાર અને નવીન વૈજ્ઞાનિક નિયમના પ્રથમ પ્રસારક તરીકેનું માન તેમને મળવું જોઇએ. વળી ખૂબી તો એ છે કે, એકવાર મી૦ **બમનજી** કાબરાજી "**નવરાશ**" ને "**ફુરસદ**" ની સગી બ્હેન તરીકે ઓળ-

ખાવે છે ( જુઓ–"ફુરસદ" ફેબરવારી ૧૯૧૧ નો અંક–પૂઠાના પાછલા ભાગ પરની અંદરની બાજૂની જાહેર ખબર ) અને તેજ "નવરાશ" ને તેમણે "ફુરસદ" ને એક માટીડો ધારીને પાછી તેની સાથે અદરાવી પરણાવી પણ દીધી છે. પારસીઓમાં કાકા, મામા, અને માસીની દીકરી સાથે તો પરણી શકાય છે; પણ સગી બહેન સાથે પરણવાની તો આ નવીજ વાત જાણવામાં આવી. અર્થાત્ આવા પ્રકારનો શાબ્દિક ચમત્કાર બતાવવા જતાં મી૦ બમનજી કાબરાજી સજ્જડ થાપ ખાઇ ગયા છે, અને પારસી લેખકો પોતાના ભાષાવિષયક અલ્પ જ્ઞાનના યોગે એવી થાપ ખાય એ સ્વાભાવિકજ છે. 'અલ્પ જ્ઞાન એક ભયંકર વસ્તુ છે' એ કહેવતની વાસ્તવિકતાનું આના કરતાં વિશેષ પ્રત્યક્ષ ઉદાહરણ મળવું અશક્ય છે.

હવે સારા સારા પારસી લેખકોને પણ ઘણાક શબ્દોના સત્ય અર્થનું અને તેમાંથી નીકળતા ધ્વનિનું ભાન ન હોવાથી તેઓ શબ્દોના અયોગ્ય અથવા તો અન્યાર્થદર્શક પ્રયોગો વારંવાર કરી બેસે છે, એનું એ 'તડાકામાં એક વાદળી'માંથીજ આપણે ઉદાહરણ લઇશું. મી૦ બમનજી કાબરાજીએ પોતાનું એ પુસ્તક પોતાના વડિલ બંધુ કેખુશરો નવરોજજી કાબરાજીને અર્પણ કરેલું છે. તે વેળાએ શેઠ કે. ન. કાબરાજી પોતે જીવતા હતા. અર્પણપત્રિકામાં મી૦ બમનજી કાબરાજી ઘણીજ લાગણી અને પ્રેમથી લખે છે કે;—

"પ્યારાભાઇ કેખુશરો.

જત શોકીન ગુજરાતી આલમ માટેની મારી શોખની સેવાના પરીશ્રમનું એક અદના પરિણામ આ જોડે તમો ભાઇને અર્પણ કરવાને મને ખુશી હાંસલ થાય છે. તમારી એક ગુજરાતી કલમકસ તરીકેની સૌથી ફત્તેહમંદ કારકીર્દી કે જેની અકસર ફત્તેહ સ્વિકારવામાં તમારા શતરૂઓને વટીક મેં તંગદસ્ત કદી જાણ્યા નથી તે–માટેનાં મારાં સાચ્ચાં માનને દીલસોજ વખાણની એક મોહબતમય ઇધાંણીમાં મેં એનાયત કરેલું આ મારૂં એક સાદું અર્પણ હેતથી માન્ય કરવાને, મને ઉમેદ છે જે, મારે તમને ખાસ કરીને અરજ કરવાની જરૂર નથી,......

આમાંનો '**એનાયત**' (શુદ્ધ–'**ઇનાયત**') શબ્દ ખાસ ધ્યાન ખેંચનારો છે. '**ઇનાયત કરવું**' એટલે '**આપવું**' એવો એ શબ્દનો અર્થ થાય છે ખરો, પણ તેમાં ભેદ એટલો છે કે, કોઈ રાજા, અથવા ઉચ્ચ પદવીના અધિકારી કે નાના ભાઈ અથવા પુત્ર ઇત્યાદિને મેહરબાનીથી કોઇ વસ્તુ આદિ આપે તો તે આપતી વખતે તે એમ કહી શકે કે:–"આ વસ્તુ હું તને **ઇનાયત** કરૂં છું" પણ જ્યારે આપનાર ઉતરતી પંક્તિનો અને લેનાર ઉચ્ચ પદવીનો પુરુષ હોય, તો તે વેળાએ ત્યાં '**ઇનાયત**' શબ્દનો પ્રયોગ કરી શકાતો નથી. તે તો એમજ કહી શકે છે કે;–"આ વસ્તુ માનપૂર્વક હું આપને **નજર** કરૂં છું." અર્થાત્ મી૦ **બમનજી** કાબરાજી નાના ભાઇ હોવાથી મોટા ભાઇને ગ્રંથસમર્પણ કરતી વેળાએ કદાપિ એમ નજ લખી શકે કે, "મોહબતમય ઇધાંણીમાં મેં **એનાયત** કરેલું" આ શબ્દથી તો જાણે મી૦ **બમનજી** મોટા ભાઇ અને સ્વ. **કેખુશરો** નાના ભાઇ હોય એવોજ કોઇને **ભ્રમ** થઇ જવાનો સંભવ છે. હું માનું છું કે, મી૦ **બમનજી** કાબરાજીમાં પોતાના વડિલ બંધુ વિશે ઘણોજ સારો ભાવ છે, અને ઉક્ત શબ્દ કાંઇ તેમણે ઇરાદાથી વાપર્યો નથી, પણ અમુક શબ્દમાં રહેલા ભિન્ન અને સૂક્ષ્મ અર્થના ભાવને ન જાણવાથીજ આવો છબરડો થઇ ગયો છે. પ્રસ્તાવનાના અંતમાં પણ ફરી એજ શબ્દનો પ્રયોગ કરેલો છે, ને તે આ પ્રમાણે;– "તેમજ આ અર્પણ પણ **એનાયત** કરવાનું અમને માન છે." એથી સ્પષ્ટ જણાય છે કે, '**ઇનાયત**' શબ્દના અર્થને મી૦ **બમનજી** કાબરાજી બરાબર સમજી શક્યા નથી. આવા એક સારામાં સારા **પારસી લેખક**ના લેખમાં આવા પ્રમાદો જોવામાં આવે, તો પછી બીજા સાધારણ **પારસી લેખકો** એવા પ્રમાદ કરે, એમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ ?

મી૦ **બમનજી** '**તડકામાં વાદળી**'ની પ્રસ્તાવનામાં લખે છે કે;– "કેમકે માંગીને મેલવેલી કોઇબી એકલડોકલ કે એવીજ કોઈ એક તરફી સીફારસોની ઉમેદ કરવાનો અમારો ધારો નથી ને તેવાં ઉત્તેજનોમાં કદી પણ અમોએ, તેથી, આશરો સોહોધવાની ઉમેદ કરી નથી." તેમના આ વિધાન વિશે હું શંકા ધરાવતો નથી. છતાં આશ્ચર્ય એ થાય છે કે એક

માણુસ કાંઇ બધા પ્રયત્નોમાં એકસરખો વિજય મેળવી શકતો નથી, એ સૃષ્ટિનો એક નિયમ હોવાથી મી૦ **બમનજી કાબરાજી**ના પણ કેટલાક લેખો વખણાયા ન હોય તો તે સ્વાભાવિક છે, અને એથી કોઇ પણ વિદ્વાન્ પુરુષ વિષાદ માનતો નથી. આ નિયમ હોવા છતાં "**ફુરસદ-સિલવર જ્યુબિલી** ગ્રંથ"માં મી૦ **બેહરામજી પેસતનજી મેહતા**એ મી૦ **બહમનજી નવરોજજી** કાબરાજી તે '**ફુરસદ**'ના અધિપતિનો ટુંક વૃત્તાંત લખ્યો છે, તેમાં મી૦ **બમનજી**ના એક પણ કાર્ય વિશે એમ નથી જણાવ્યું કે, આ કાર્યમાં મી૦ **બમનજી**ને ઓછો વિજય મળ્યો હતો. મી૦ **બમનજી**નાં નાટકો વિશે લખતાં તેઓ જણાવે છે કે;—

"વળી અહીંથી વધી, એમેચ્યુઅર કુંપનીમાંથી પગલારાં આગળ કરતાં, મી૦ બહમને પ્રોફેશનલમાં પોતાનો વગવસીલો વધાર્યો, અને મી૦ કાવસજી ખટાઉ, મી૦ બાલીવાળા, મી૦ અપુ, અને મી૦ એન્જીન્યરની ઠીએટરીકલ કું. માટે "ગામરેની ગોરી," "ભોલી ગુલ," "કલ્લજુગ," "દોરંગી દુન્યા" ને "બાગે બેહેસ્ત" જેવા જબરદસ્ત ખેલ લખી, એવણે પોતાની નામના અને આવકમાં એક સારો વધારો કીધો છે; કે જે તમામ ખેલો રચવાને દાહેકો દોઢ-દાહેકો ગુજરી ગયેલો હોવા છતાં આજેબી તે મુંબઇનાં સ્ટેજો ઉપર ઉપરા સાપરી રજુ થતાં નવા ખેલો જેટલીજ ઉલટથી ઉંચકાય છે, અને તેજ તેઓની ફતેહની એક અચુક પુરવારી છે. એ બધા ખેલો સેહેંકડોબંધ વખત તમામ ભરચક હાઉસો વચ્ચો રજુ થઇ ચુકયા છે, ને તો પણ હજી એ નવા જેવાજ છે!

"ટુંકમાં, મહાગુરૂ શેકસપીયરના એ ચેલાએ હજી સુધી બી તેને પગલે ચાલવાનું ચાલુજ રાખ્યું છે, અને તે ગુરૂની છેલ્લી નકલ 'સીમબેલીન' ઉપરથી રજુ થતા ગુજરાતી 'બાગે બેહેસ્ત' અને તે ઉપરથી ઉરદૂ થયેલાં 'મીઠાજહર'નાં નાટકો આજેબી ચાલુજ છે.

"આ 'સીમ્બેલીન'નાં અનેક સ્વરૂપો લખાયાં છે, જે સર્વમાંથી બહમનનો 'બાગેબેહેસ્ત' અવલ દરજ્જો ધરાવતો લેખાયો છે......" ઇત્યાદિ.

હવે આ વિધાનમાં કેટલું સત્ય અને કેટલું અસત્ય સમાયલું છે તે આપણે જોઇએ. મી૦ બમનજીએ **"ગામરેની ગોરી," "ભોલી ગુલ"** અને **"દોરંગી દુન્યા"** એ ત્રણ **અંગ્રેજીમાંથી પારસી સંસારને** લાગૂ પાડીને લખેલાં નાટકો **મુંબઇની પારસી** પ્રેક્ષક પ્રજામાં તેમની સારી વસ્તુ-સંકલનાના યોગે પ્રશંસાને પાત્ર થયાં છે, એની તો કોઇથી પણ ના પાડી શકાશે નહિ. જો કે એ નાટકોની ભાષા તો ભેલંભેલાંની જાત્રા જેવીજ છે, છતાં **પારસી**ઓમાટે ઠીક છે. એ નાટકો વખણાયાં તેનું બીજું એક કારણ એ પણ હતું કે, **"ગામરેનો ગોરી"** અને **"ભોલી ગુલ"** પ્રથમ મી૦ **કાવસજી પાલનજી ખટાઉ** જેવા એક નાટ્યકલાપ્રવીણ નાટકકારના હાથે બહાર પડયાં હતાં, અને જે વેળાએ **પારસી નાટક મંડળીએ "દોરંગી દુન્યા"** ભજવી બતાવ્યો તે વખતનો **પારસી નાટક મં**ડળીનો નટસમુદાય પણ ઘણોજ સારો હતો. પણ કોણ જાણે શા કારથી તેમનું **"બાગે બેહેસ્ત"** નામક**'સિમ્બેલિન્'** પરથી ઉપજાવીને લખેલું ગુજરાતી નાટક **પારસી નાટક મં**ડળીએ ભજવતાંની સાથેજ એક ધડાકે ઉડી ગયું હતું; અને એ નાટક પ્રજાને પસંદ ન પડવાથી પછીથી તેને સદાને માટે બંધ કરી દેવામાં આવ્યું હતું. એ નાટક અત્યારે હવે બિલકુલ ભજવાતું નથી. મી૦ **એન્જીનીયરની** નાટક મંડળીમાં **"કલજુગ"** નાટકની પણ એજ હાલત **થઇ હતી.** એ નાટક વધારે ન ચાલવાથી બંધ કરીને નવું ઉર્દૂ નાટક **"ધૂપછાંવ"** તૈયાર કરવાની મી૦ **એન્જીનીયરને** ફરજ પડી હતી, અને પછીથી મી૦ **એન્જીનીયરે "કલજુગ"**નો :પ્રયોગ સદાને માટે બંધ કરી નાખ્યો હતો. આના એક કરતાં વધારે પ્રમાણો અત્યારે પણ મળી શકે એમ છે; કારણ કે, આ તો હજી કાલની વાત જેવોજ બનાવ છે. **"ફુરસદ સિલ્વર જ્યુબીલી ગ્રંથ"** ઇ. સ. ૧૯૦૬ માં બહાર પડ્યો તે વેળાએ **"બાગેબેહેસ્ત"** ભજવાતો નહોતો, અને **"કલજુગ"** પણ બંધ થઇ ગયો હતો; છતાં મી૦ **મેહતા** "કે જે તમામ ખેલો રચવાને દાહેકો દોઢ દાહેકો ગુજરી ગએલો હોવા છતાં આજેબી તે મુંબઇનાં સ્ટેજો ઉપર ઉપરા સાપરી રજુ થતાં નવા ખેલો જેટલીજ ઉલટથી ઉચકાય છે અને તેજ તે-

**ઓની ફતેહની એક અચુક પુરવારી છે" એમ બેધડક લખે છે, અને તે વિધાનને મી૦ બમનજી પોતે પ્રકટ કરતાં અચકાયા નથી, એનો અર્થ શો** સમજવો? અર્થાત્ "**બાગેબેહેસ્ત**" તો બિહિશ્તમાં છે; માત્ર "**મીઠા-જહર**" આજ સુધી ચાલે છે. પણ તે મી૦ મેહતાના કહેવા પ્રમાણે "**બાગેબેહેસ્ત**"પરથી નથી લખાયું; કિન્તુ મૂળ "**સિમ્બેલિન્**"પરથીજ ઉર્દુ ભાષામાં લખવામાં આવ્યું છે. આ બાબતની કેટલીક ખાનગી બીનાઓ પણ મારા જોણવામાં છે, અને બીજો પૂરાવો એ છે કે, "**બાગે બેહેસ્ત**" નાટક ફડી ગયું હતું, અને "**મીઠાજહર**" સારી રીતે વખણાયું છે. ગુજરાતી ભાષામાં "**સિમ્બેલિન્**"નાં બે સ્વરૂપો મારા વાંચવામાં આવ્યાં છે; એક "**ગોલાબસિંગ**" અને બીજું "**બાગેબેહેસ્ત**" અને ઉર્દુમાં પણ "**સિમ્બેલિન્**"ના બે અવતાર થયા છે; એક "**જુલ્મે નારવા,**" અને બીજો "**મીઠા જહર.**" "**ગોલાબસિંગ**" નાટક કોઇ પારસી લેખકેજ રાજપૂતોને લાગૂ પાડીને લખેલું છે, અને "**બાગેબેહેસ્ત**" સાથે સરખાવતાં તે વિશેષ ઉત્તમ છે, એમ કોઇ પણ કહી શકશે. એ નાટક ભજવાયું નથી. "**બાગેબેહેસ્ત**" "**જુલ્મે નારવા,**" અને "**મીઠા જહર**" ભજવાયાં છે; અને તેમાંના પ્રથમનાં બે વખણાયાં નથી; કેવળ "**મીઠા જહર**"જ વખણાયું છે. અને ખરી રીતે જો ગુજરાતી અને ઉર્દુ ભાષાના ભેદને કાઢી નાખી એ ચારે અવતારોની સામાન્ય તુલના કરીએ તો "**સિમ્બેલિન્**"નાં સર્વ સ્વરૂપોમાં જો ઉત્તમ સ્વરૂપ કોઇ પણ હોય, તો તે "**મીઠા જહર**"જ છે.

આ વિવેચનથી જાણવામાં આવશે કે, કેટલીક અતિશયોક્તિ ભરેલી અકારણ પ્રશંસા પોતાના પક્ષવાળાના સંબંધમાં કરવી, એ પણ **પારસી લેખકોની** એક ખૂબી છે.

પ્રસ્તુત લેખના "**ગુજરાતી**"ના તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૧૨ ના અંકમાં પ્રકટ થયેલા વિભાગમાં મિ૦ **નાજિમની** ઉર્દુ **ગજલનું** અવલોકન કરવામાં આવ્યું હતું, તે માટે મી૦ **નાજિમે** પોતાનો વાંધો બતાવી '**એક હિંદુ લેખકનો અણઘટતો હુમલો**' એ મથાળાનો જવાબ '**ગુજરાતી**'

ના તંત્રીપર મોકલી આપ્યો હતો, અને યથા સમય તંત્રીએ તે મને આપી તેનો ખુલાસો કરવા કહ્યું હતું. આ લેખ વિષે જે કાંઇ પણ આક્ષેપો કરવામાં આવે તેના જવાબ આ લેખમાંજ આપવાના હોવાથી તે જવાબ જૂદો પ્રકટ કરવામાં આવ્યો નહોતો. તા૦ ૨૮ મી જુલાઇના અંકમાં એક પારસી ગૃહસ્થના આક્ષેપનું પણ એજ લેખની ફુટનોટમાં ઉત્તર આપેલું છે, એટલે એ વિષે વધારે ખુલાસાની અગત્ય નથી. છતાં બિરાદર **નાઝિમ** સબ્ર ન કરી શકયા અને તેમણે પોતાનો તે આક્ષેપ બીજા દૈનિક પત્રમાં મોકલી આપ્યો અને તે તા૦ ૯ મી સપ્ટેંબર ૧૯૧૨ સોમવારના 'સાંઝ'ના અંકમાં **"મી૦ નાઝિમની ઉપર એક હિંદુ લેખકનો હુમલો તેઓને પારસી ઠોકી બેસાડયા"** એ મથાળાથી પ્રકટ કરવામાં આવ્યો છે,

મી૦ **નાઝિમ**ના અભિપ્રાય પ્રમાણે મારી જે પ્રથમ એક મોટામાં મોટી ભયંકર ભૂલ થએલી છે તે એ કે, તેઓ એક મુસલ્માન ગૃહસ્થ હોવા છતાં મેં તેમને **પારસી** માની લીધા છે. પણ અહીં મારે જણાવવું જોઇએ કે, તેમને એક **પારસી** લેખક માની લેવાનાં એક કરતાં વિશેષ કારણો હતાં. તેઓ '**નાઝિમ**'ના તખલ્લુસથી લખે છે અને એવા તખલ્લુસ ધારણ કરીને બીજા પારસી લેખકો પણ લખે છે, જેમ કે **રફિક**, દિલકશ, વગેરે. વળી ઉર્દુ શબ્દોની એમની જોડણીઓ બરાબર અને આબેહૂબ **પારસી** લેખકોના જેવીજ હોવાથી કેવળ એમના તખલ્લુસને જોઇ કોઇ પણ એમને પારસી ધારી લે તો તેમાં કાંઇ વધારે અજાયબી જેવું નથી. એક મનુષ્યને ઓળખવાના કોઇ પણ પ્રત્યક્ષ સાધનના અભાવે આસપાસના સંયોગથી તેને ઓળખવાનો યત્ન કરવામાં આવે છે એ નિયમ હોવાથી અને એ સંયોગો તેમને એક **પારસી** તરીકે ઓળખાવનારા હોવાથીજ તેમને **પારસી** ધારવામાં આવ્યા હતા.

જ્યારે મી૦ **નાઝિમ**ને હું એક **પારસી** ગૃહસ્થ ધારતો હતો, ત્યારે હજી પણ તેમની એ અશુદ્ધિઓને ક્ષમ્ય માનતો હતો, પણ હવે તો તેમને એક મુસલ્માન અને તે પણ એક લખનવી તરીકે જાણ્યા પછી મારે કહેવું જોઇએ કે તેમના ઉર્દુ ભાષાવિષયક પ્રમાદો સર્વથા અક્ષમ્યજ છે; અહીં અને આજે મારે એ પ્રત્યક્ષ કરી બતાવવું છે.

મી૦ **નાઝિમ**ના આક્ષેપનો મોટામાં મોટો મુદ્દો એ છે કે તેમની અલૌકિક ગજલનો અર્થ હું સમજી શક્યો નથી અને તેમના જે શબ્દોને મેં અશુદ્ધ કહ્યા છે તે સોળેસોળ આના એક્સો ટચના સોના જેવા શુદ્ધ છે. એટલે કે **ખાહેશ, હેલ, તરેહ, ફર્યાદ, મુજકો, ભુલે, દલબર, બદગોમાની, જાનેબ, સિતમ, નેગહેબાં, હેફાજત, કીસ, દોન્યા, ગોલામી,** અને **નાઝીમ** આદિ શબ્દોમાં આ પ્રમાણેની જોડણી છે, તેમાં વાંધા જેવું કાંઇ છેજ નહિ.

પોતાના મતનું મંડન કરતાં તેઓ પ્રમાણ આપે છે કે;–" એ લેખકને જાણવું જોઇએ કે, **ગોફતાર** અને **ગોમાન**માં જો કે "વાઓ' નથી, તો પણ તેમાં 'પીશ' તો છે કે જે 'અર્ધા–વાઓ' ની ગરજ સારે છે; અને **હેલ, હેફાજત,** વગેરે શબ્દોમાં 'ઝીર' છે તેથી હાફેઝ–હેફાઝત એમ, તદ્દન ખરૂં છે અને નહિ કે ખોટું."

અહીં મી૦ **નાઝિમ**નાં જ્ઞાનની સીમાજ થાય છે. કદાચિત્ મી૦ **નાઝિમ** ઉર્દુ લિપિમાં શુદ્ધ લખી શકતા હશે, પણ ઉર્દુ અને **ફારસી** શબ્દોને **ગુજરાતી** લિપિમાં કેવા પ્રકારે લખવા જોઇએ, એથી તો તેઓ પૂરેપૂરા બેખબર અને અજ્ઞાન છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. '**પેશ**' અર્ધા વાઓની ગરજ સારે છે, એ વિષે કોઇનો કશો વાંધો છેજ નહિ, તેમજ '**હાફિજ.**' આદિ શબ્દોમાં '**જે.ર**' અર્ધા યેની ગરજ સારે છે, એ પણ યોગ્યજ છે. મી૦ **નાઝિમ** પોતેજ આ વિધાન કરતા હોવા છતાં અર્ધા **વાઓ** અને અર્ધા યેના અર્થને સમજી નથી શકયા, એજ એક અફસોસની વાત છે. જ્યાં '**જે.ર**' હોય ત્યાં તે સ્વરનો ઉચ્ચાર હ્રસ્વજ થવો જોઇએ એટલે કે હ્રસ્વ 'ઇ'નો ઉચ્ચાર થવો જોઇએ, એવો વ્યાકરણનો નિયમ છે, અને એ નિયમને તોડવાનો કોઇનો કશો પણ અધિકાર નથી. અર્થાત્ '**પેશ**' હ્રસ્વ 'ઉ'ની બરાબર છે અને '**જે.ર**'નો ઉચ્ચાર હ્રસ્વ 'ઇ'ની બરાબર છે. જુઓ નીચેનું પ્રમાણ;–

*Pesh*, the vowelpoint, called *Zamma*, by Arabs is named *Pesh* by the Persians and people of India. (corresponding *U* in *full*).

*Zer*, the vowelpoint called by the Arabians *Kasra* corresponding to *i*, in *fit*.

—*Forbes's Hindustani Dictionary*.

બીજા શબ્દકોષ તથા વ્યાકરણ આદિમાં પણ એમની વ્યાખ્યા એ પ્રમાણેનીજ આપેલી છે, એટલે તે સર્વના ઉલ્લેખની આવશ્યક્તા નથી. સારાંશ કે, **પેશ** અને **જેર** ગુજરાતી હ્રસ્વ ઉ અને હ્રસ્વ ઈ ની બરાબર છે અને તેમનો **ઓ** તથા **એ** સમાન દીર્ઘઉચ્ચાર કદાપિ થઇ શકતો નથી. **પર્શિયન** અને ઉર્દુમાં **વાઓ** તથા **યે** સ્વર તથા વ્યંજન બન્ને તરીકે ઉપયોગમાં આવે છે, પણ જ્યારે તેઓ સ્વર તરીકે વપરાય છે તે વેળાએ બહુધા તેમનો ગુજરાતી **ઓ** અને **એ** અથવા **ઊ** અને ઈની બરાબર દીર્ઘ ઉચ્ચાર થાય છે. કેટલાક અપવાદ રૂપ શબ્દોમાં તેમનો હ્રસ્વ ઉચ્ચાર થાય છે ખરો, જેમ કે **ખુદ** શબ્દમાં '**વાઓ**' હોવા છતાં 'ખુ' હ્રસ્વજ બોલાય છે. પરંતુ **પેશ** અને **જેર**નો ઉચ્ચાર તો દીર્ઘ નથીજ થતો. જો એમનો ઉચ્ચાર દીર્ઘ થતો હોત, તો પછી **વાઓ** અને **યે** થી ભિન્ન એવાં ચિન્હોને ઉત્પન્ન કરવાની આવશ્યક્તાજ શી હતી વારૂ ? શું મી૦ **નાજિમ** એમ કહેવા માગે છે કે, એ ચિન્હો વિનાકારણજ વ્યાકરણોએ કરેલાં છે અને એમનો કશો ઉપયોગ છેજ નહિ ? ખરેખર એમ તો નથીજ; ભૂલ મી૦ **નાજિમ**નીજ છે, કે પોતે જેમને અર્ધ **વાઓ** અને અર્ધ યે માને છે, તેમનોજ તેમણે આખા **વાઓ** અને આખા યે તરીકે બેધડક ઉપયોગ કરી નાખ્યો છે, અડધા અને આખામાં કાંઇ તફાવત જાણ્યોજ નથી અને તેમ છતાં બીજાને ગાળગળોચ કરવાને કમર કસીને તૈયાર થઇ ગયા છે.

કોઇ પણ **પર્શિયન**–ઇંગ્લિશ કે ઉર્દુ–ઇંગ્લિશ ડિક્શનરી ઉઘાડીને જોવામાં આવે, તો તેમાં એ શબ્દો Khahish, Dil, Fariyad, Gumani, Gulami, Nazim, Hifazat, ઇત્યાદિ સ્વરૂપમાં લખેલાજ મળી આવશે; તો શું એ બધા કોષકારો અજ્ઞાન અને એકલા મી૦ **નાજિમ** લખનવીજ ફારસી અને ઉર્દુના ખાં કે ? પણ દુનિયાનો એવો એક કાયદો છે

કે, બધાને અજ્ઞાન અને અબૂઝ કહેનાર ખરી રીતે પોતેજ અજ્ઞાન અને અબૂઝ હોય છે. એ વિશે એક આખ્યાયિકા છે કે, એક છોકરીને પરણાવીને સાસરે મોકલવામાં આવી હતી, તે જ્યારે કેટલાક દિવસ પછી પોતાનાં પીયરિયાંમાં આવી, ત્યારે તેની માતાએ પૂછ્યું કે: "દીકરી, તારાં સાસરિયાંમાં બધાં માણુસોના સ્વભાવ કેવા છે?" એના જવાબમાં દીકરીએ જણાવ્યું કે; "સાસૂ કર્કશા છે, નણંદ વઢકણી છે, દેરાણી રોતી સૂરત છે, જેઠાણી બળીયલ છે અને ભાયડા તો બધા નમાલાજ છે!" આ જવાબ સાંભળીને પ્રૌઢ વિચારની અને સમજદાર માતાએ કહ્યું કે: "દીકરી, તું જ્યારે બધાંને ખરાબ કહે છે, તો હું ધારૂં છું કે, તું પોતેજ ખરાબ હોવી જોઇએ." અસ્તુ.

ફારસી લિપિના કયા અક્ષરને બદલે ગુજરાતી લિપિનો કયો અક્ષર યોજવો, એ ઇલ્મથી મિ. નાજ઼િમ કેવા અને કેટલા બેખર છે એ તેમણે પોતાના તખલ્લુસમાં યોજેલા 'ઝી' અક્ષરથીજ જણાઇ આવે છે. 'નાજ઼િમ્' શબ્દ અરબી છે. નજ઼મ્ એટલે કવિતા અને કવિતાનો રચનાર તે નાજ઼િમ એમાં જે 'જો઼ય્' અક્ષર રહેલો છે તે મૂળ અરબી છે અને તેના યથાર્થ ઉચ્ચારને બતાવનારો અક્ષર બીજી ભાષામાં મળવો અશક્ય છે. છતાં કેટલેક અંશે એનો ઉચ્ચાર અંગ્રેજી Z ને મળતો આવે છે અને તેવો અક્ષર ગુજરાતીમાં લખતાં 'જ' ની નીચે મીંડું–નુકતો–મૂકવું એજ ઉત્તમ છે અને એ પદ્ધતિનો બહુધા સર્વ વિદ્વાનોએ સ્વીકાર કરેલો છે; કારણ કે, જો એ અક્ષરનો પ્રતિનિધિ 'ઝ'ને બનાવવામાં આવે, તો પછી ઝગડો, ઝાડ ઇત્યાદિ શબ્દોમાંના 'ઝ'ના ઉચ્ચારમાં તેનું મિશ્રણ થવાથી તેનો જૂદો ઉચ્ચાર કળી શકાયજ નહિ. અર્થાત્ જે પ્રમાણે મેં એ શબ્દ લખેલો છે, તેજ વિશેષ યોગ્ય છે. વળી મિ. નાજ઼િમના 'ઝી' એવા દીર્ઘ ઇકારયુક્ત પ્રયોગથી તો હાસ્યજ ઉત્પન્ન થાય છે. પારસીઓને બહુધા હ્રસ્વદીર્ઘનું જ્ઞાન હોતું નથી અને તેવોજ પ્રકાર મિ. નાજ઼િમનો હોવાથીજ તેમને પારસી ધારી લેવાનો આ બધો ગોટાળો થવા પામ્યો છે.

અંતે મારે એટલુંજ કહેવાનું છે કે, મિ. નાજ઼િમે પોતાના આક્ષેપરૂપ લેખમાં મારા માટે જેવા અસભ્યતાદર્શક શબ્દોનો પ્રયોગ કર્યો છે,

તેવી અસભ્યતાને મેં મારા આ લેખમાં સ્થાન આપવાનું ઉચિત ધાર્યું નથી; કારણ કે, કાદવથી કાદવ ધોવાતો નથી તેમ ચૅલેંજોને સ્વીકારવામાટે હું આ લેખ લખતો નથી. જો મિ. નાજિ.મ્ પોતાના દિમાગને ઠેકાણે રાખી શાંતિથી વિચાર કરશે, તો દેલ, દેલબર અને હિફાજત આદિ હ્રસ્વસ્વરાત્મકને બદલે દીર્ઘ સ્વરાત્મક શબ્દો લખવાથી તેમની ગજલ કેટલી નામોજૂં થઇ ગઇ છે, એ તેઓ પોતે પણ જાણી શકશે. આટલા ઉત્તરથી જો તેઓ સંતુષ્ટ નહિ થાય, તો પછી વળી ચૅલેંજનો પણ વિચાર કરીશું.*



* આ લેખનો પછીથી કાંઇ પણ જવાબ કોઈ પારસી અથવા મી. નાજિ.મ જેવા લેખક તરફથી ન મળવાથી એ ચર્ચાની એટલેથીજ સમાપ્તિ કરવામાં આવી હતી. અત્યાર સુધી પણ આ લેખનો કોઇએ પ્રતિવાદ કર્યો નથી; એટલે પારસી લેખકોને આ લેખથી સંતોષ થયો હોય એમ જણાય છે અને તેથી અમને પણ સંતોષ થયો છે.

# સંસ્કૃત ગદ્યગ્રંથ*

સંસ્કૃત સાહિત્યનો અત્યાર સૂધીમાં જેટલો ઇતિહાસ ઉપલબ્ધ થએલો છે, તેનું અવલોકન કરતાં ઇ. સ. ના છઠ્ઠા શતકપર્યન્ત સંસ્કૃત ભાષામાં ગદ્ય ગ્રંથોની રચના થએલી હોય, એમ જોવામાં આવી શકાતું નથી. અર્થાત્ એ સમયથી પૂર્વેના સર્વ સંસ્કૃત કવિઓની રુચિ કેવળ પદ્યરૂપ કાવ્યમાંજ હોવાથી ગદ્ય કાવ્ય કિંવા ગદ્ય ગ્રંથની તેમણે રચના કરી નહોતી એ વિસ્તારીને કહેવાની કશીપણ અગત્ય નથી. બહુધા આપણા સંસ્કૃત કવિઓની કલ્પનાનો પ્રવાહ કેવળ પદ્યરચનાના પ્રદેશમાંજ વળેલો હતો અને ગદ્યરચના કરવાનો તેમને કંટાળો હતો, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

એવી રીતે પદ્યરચનાની જે એકજ પ્રણાલિકાનું પૂર્વેના સર્વ કવિઓએ એક મતથી અવલંબન કર્યું હતું તે પ્રણાલિકામાં એકાએક પરિવર્ત્તન કરવાનું અનુકરણીય અને પ્રશંસનીય સાહસ પ્રથમ દંડી કવિએ કર્યું અને તે પછી સુબંધુ અને બાણ એ બે કવિશ્રેષ્ઠોએ તેનું અનુકરણીય અનુકરણ કર્યું. એથી પ્રથમથીજ અલંકૃત સંસ્કૃત ભાષાને અતિશય રમણીયતા પ્રાપ્ત થઇ; માત્ર એટલુંજ નહિ, પણ એ ત્રણ કવિઓએ ગદ્ય ગ્રંથોની રચના કરીને ઉત્કૃષ્ટ પદલાલિત્ય, સુંદર શ્લેષરચના અને મનોવેધક તથા ઉદાત્ત પ્રાગલ્ભ્ય આદિ સાહિત્યશૃંગારોનો પણ વિસ્તારપૂર્વક વિકાસ કર્યો.

દંડી કવિ ઈ. સનના છઠ્ઠા શતકમાં પ્રસિદ્ધિમાં આવ્યો હતો એમ હાલમાં મળી શકતી વિદ્વજ્જનોની ગ્રંથાવલીને જોતાં દેખાઇ આવે છે. એનો સુપ્રસિદ્ધ ગ્રંથ તે '**દશકુમારચરિત્ર**' છે; અને તે ગદ્યમાં લખાયલો છે. વાસ્તવિક રીતે જોતાં એ ગ્રંથ બાણ કવિની '**કાદંબરી**'ની બરાબરીનો નથી તેમજ એમાં સંવિધાનકચાતુર્ય પણ વિશેષ પ્રમાણમાં દૃષ્ટિગોચર થતું

---

* આ લેખ પ્રથમ 'રાજસ્થાન' પત્રના ઇ. સ. ૧૯૧૦ ના સપ્ટેમ્બર માસની તા. ૪ થી ના 'દાદાભાઇ જયંતી'ના ખાસ અંકમાં પ્રકટ થયો હતો.

નથી. એમાં એકજ અખંડ વાર્તા તો નથીજ, કિન્તુ દશ કુમારોનાં જૂદાં જૂદાં દશ ચરિત્રો વર્ણવેલાં છે; તેમજ એમાં પ્રશંસા કરવા જેવો **રસથી** છલકાઇ જતો કથાભાગ પણ ક્યાંય જોવામાં આવતો નથી. તથાપિ એ ગ્રંથમાંની ઉત્કૃષ્ટ ગદ્યરચના એટલે કે દંડી કવિનું વિશ્વવિખ્યાત **પદલાલિત્ય** જ તેની અજરામર કીર્તિનું મુખ્ય કારણ થએલું છે. દંડી કવિનું પદલાલિત્ય કેવું અદ્વિતીય છે તે આ શ્લોકથી વાંચકોના જાણવામાં આવી શકશે:—

**" उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।**
**दंडिनः पदलालित्यं माघे संति त्रयो गुणाः " ॥**

અર્થાત્:—" કાલિદાસની ઉપમા, **ભારવિ** કવિનું અર્થગૌરવ અને દંડી કવિનું પદલાલિત્ય અપૂર્વ—અદ્વિતીય—છે, તથા **માઘ** કવિમાં એ ત્રણે ગુણોનો સામાન્ય નિવાસ છે." અસ્તુ.

દંડી કવિના '**દશકુમારચરિત્ર**'માં બીજો એક મહત્ત્વનો વિષય એ છે કે, તેમાં તાત્કાલિક લોક સ્થિતિ, તે સમયના આચાર વિચાર અને પ્રસંગાનુસાર નીતિવિષયનું અવલંબન ઇત્યાદિ વિષયોનાં જાણે પ્રત્યક્ષ ચિત્રોજ આલેખ્યાં હોયની, એવોજ, ગ્રંથ વાંચતાં, વાંચકોનો ભાવ થઇ જાય છે. શઠનો શઠતાથીજ પરાજય કરવો, સ્વાર્થસિદ્ધિમાટે નાના પ્રકારના જારણ મારણ આદિ પ્રયોગ કરવા, બીજાઓ સાથે કપટયુક્ત અને કૃત્રિમ આચરણ કરવું, અસદુપાયોનો અંગીકાર કરવો અને જુગાર રમીને અથવા તો ચૌર્ય આદિ કર્મો કરીને નિંદ્ય માર્ગમાં ગમન કરવું તેમજ લોકોની ઉપહાસ્યતાને પાત્ર થવું; ઇત્યાદિ વિષયો તે સમયે સાધારણતઃ પ્રચલિત હોવા જોઇએ, એમ દંડીના શાબ્દિક ચિત્રને જોતાં સ્પષ્ટતાથી આપણા જાણવામાં આવી શકે છે. એ કવિ વિશે એક સ્થળે એમ કહેવામાં આવ્યું છે કે:—"**कविर्दण्डी, कविर्दण्डी, कविर्दण्डी न संशयः**" અર્થાત્ 'દંડી કવિ છે, કવિ છે, કવિ છે; એમાં લેશ માત્ર પણ સંશય નથી.' અને એ લોકોક્તિ સત્ય છે, એમાં પણ **લેશ** માત્ર સંશય નથી જ. એજ કવિનો લખેલો

જે એક બીજો ગ્રંથ છે, તેનું નામ '**કાવ્યાદર્શ**' છે. એ ગ્રંથ પણ ઉત્કૃષ્ટ અને પ્રસિદ્ધ છે.

**સુબંધુ** કવિ **બાણુ** કવિથી કેટલાક સમય પૂર્વે થએલો અથવા તો બહુધા તેનો સમકાલિક હોવો જોઇએ, એવી વિદ્વાનોની માન્યતા છે. એ પ્રમાણે જોતાં તે ઇ. સ. ૬૧૦–૬૫૦, અથવા સાતમી સદીના પ્રારંભમાં જ પ્રકાશમાં આવેલો હોવો જોઇએ, એમ જણાય છે. એ **સુબંધુ** કવિની પ્રસિદ્ધ કૃતિ કેવળ '**વાસવદત્તા**'જ છે. એમાં શ્લેષચમત્કૃતિ વિના બીજું કાંઇ પણ વિશેષ વર્ણન કરવા યોગ્ય અથવા પ્રશંસા કરવા યોગ્ય નથી જ; તથાપિ, શ્લેષરચનામાં એનું કૌશલ્ય અલૌકિક હોવાથી એના વિશે અત્યંત ગૌરવ અને અભિમાનથી **બાણુ** કવિ એક સ્થળે એમ લખી ગયો છે કે,–

" **कवीनामगलद्दर्पो नूनं वासवदत्तया ।**
**शक्त्येव पांडुपुत्राणां गतया कर्णगोचरम् "**

**બાણુ** કવિ ઉપર જણાવ્યા પ્રમાણે સાતમા શતકના પૂર્વાર્ધમાં થઇ ગયો છે. એનું ગૃહ **શોણા** નદીની પશ્ચિમ દિશાએ **પ્રીતિકૂટ** નામક નગરમાં હતું અને એના પિતાનું નામ **ચિત્રભાનુ** તથા એની માતાનું નામ **રાજદેવી** હતું. એ કવિના ચાર ગ્રંથો છે, અને તેમનાં નામો આ પ્રમાણે છે;–**૧ કાદંબરી, ૨ હર્ષચરિત, ૩ ચંડિકા શતક, અને ૪ પાર્વતી પરિણય નાટક.** એ સર્વમાં '**કાદંબરી**' ગ્રંથ સર્વમાન્ય અને નામાંકિત છે. એ ગ્રંથમાંનું સંવિધાનકચાતુર્ય એટલું બધું વિલક્ષણ અને મનોહર છે કે સમસ્ત કથાનું બહુધા જ્યાં સૂધી પર્યવસાન ન થાય, ત્યાં સૂધી તેમાંનો ભેદ જરાપણ વાંચનારના જાણવામાં આવી શકતો નથી. એથી ગ્રંથ સમાપ્ત કરવાની તૃષ્ણા અંતપર્યન્ત વધતીજ જાય છે અને તદ્વિષયક કુતૂહલની નિરંતર જાગ્રતિજ રહ્યા કરે છે.

'**કાદંબરી**'ની ભાષા પ્રૌઢ અને સ્વાદિષ્ટ છે, તેમજ ઉદાત્ત હોવા સાથે રમણીય પણ છે; અને સરળ તથા મધુર છે. તેમાંના શ્લેષ રહસ્યમય અને સુંદર છે તેમજ સુબોધ્ય અને મનોહર છે. તેમાં ભિન્ન ભિન્ન આદર્શો,

વિચિત્ર શોભા અને રમણીય સ્થળોનું એટલી બધી સૂક્ષ્મતા અને માર્મિકતાથી વર્ણન કરવામાં આવ્યું છે કે, એથી સંસ્કૃત ભાષા જાણે **બાણ** કવિની આજ્ઞાંકિતા દાસીજ થઇ રહેલી હોયની, એવોજ આપણને '**કાદંબરી**' વાંચતાં ક્ષણે ક્ષણે ભાસ થયા કરે છે; અને **બાણ** કવિનાં અગાધ તર્કશક્તિ તથા બુદ્ધિવૈભવ વિશે અત્યંત આશ્ચર્ય થયા કરે છે **બાણ ભટ્ટ**ના પ્રાગલ્ભ્ય અને કવિત્વસામર્થ્ય વિશે નિમ્ન લિખિત આર્યા સર્વત્ર પ્રસિદ્ધ છેઃ—

**" जाता शिखंडिनी प्राक् यथा शिखंडी तथावगच्छामि।**
**प्रागल्भ्यमधिकमवाप्तुं वाणी बाणो बभूवेति ! "†**

એનો ભાવાર્થ એટલો જ છે કે, " પ્રાચીન કાળમાં **શિખંડિની** જેવી રીતે **શિખંડી*** થઈ હતી, તેવીજ રીતે **વાણી** એટલે કે **સરસ્વતી** પોતાના અંગમાં પુરુષના સાહસ, દઢત્વ અને પ્રાગલ્ભ્યને લાવવામાટે §**બાણ** થઇ !" અર્થાત્ **બાણ**ની કૃતિમાંની પ્રગલ્ભતાને વ્યક્ત કરવાનોજ એ આર્યાના રચનાર કવિનો મુખ્ય ઉદ્દેશ છે, એમ કોઇ પણ બુદ્ધિમાન્ પુરુષ સમજી શકે એમ હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

'**કાદંબરી**'નો પૂર્વાર્ધ **બાણ** કવિએ પોતેજ રચ્યો હતો, પરંતુ એના ઉત્તરાર્ધની એ કવિ શિરોમણિની લેખિનીથીજ સમાપ્તિ થવાનો ઇશ્વરીય સંકેત ન હોવાથી તેને અકાળ મરણ આવ્યું અને એ અદ્ભુત કૃતિ અપૂર્ણ રહેવાનો જ પ્રસંગ આવી લાગ્યો. પરંતુ એ અકસ્માત્ થએલી દેશહાનિના ખાડાને લાભ વડે ભરી નાખવામાટે **બાણ ભટ્ટ**ના કુળદીપક પુત્રે કેવળ દીર્ઘ ઉત્સાહથી તે અપૂર્ણ કૃતિને હસ્તસ્પર્શ કરવાનો નિશ્ચય કરીને અંતે બાકી રહેલો ઉત્તરાર્ધ લખીને સંપૂર્ણ કરી નાખ્યો. ઇશ્વરની કૃપાથી તેને એ કાર્યમાં સારો વિજય મળ્યો એમ કહેવામાં અતિશયોક્તિનો સંભવ નથીજ. પિતાના વાર્ષિક શ્રાદ્ધ પૂર્વેજ '**કાદંબરી**'નો અપૂર્ણ રહેલો સર્વ ભાગ પૂર્ણ

---

† આ આર્યા ગોવર્ધન કવિની રચેલી છે.

* આ કથા '**મહાભારત**'માં '**ઉદ્યોગપર્વ**'ના અંતમાં કથાયલી છે.

§ **બ** અને **વ** નું સાવર્ણ્ય હોવાથી **ગોવર્ધનાચાર્યે** આ સ્થળે અત્યન્ત રહસ્યપૂર્ણ શ્લેષ વ્યકત કરેલો છે.

કરવાનો એ પુત્રનો પૂર્ણ સંકલ્પ હતો અને એ સંકલ્પ તેણે બરાબર સિદ્ધ કર્યો હતો. આજે પોતાના પિતાના અપૂર્ણ ગ્રંથોને પૂર્ણ કરનારા વિદ્વાન્ પુત્રો કેટલાક હશે વારૂ ?

એ ઉપરાંત બીજા ગદ્યપદ્ય ગ્રંથો ગણીએ, તો તે '**બૃહત્કથા**' અને '**કથાસરિત્સાગર**' છે. '**બૃહત્કથા**'ની રચના ઈ. સ. ના છઠ્ઠા શતકમાં ગુણાઢ્ય કવિએ કરેલી છે અને '**કથાસરિત્સાગર**'ની રચના ઈ. સ. ના બારમા શતકમાં સોમદેવ નામક વિદ્વાને કરેલી છે.

જયદેવકૃત '**ગીતગોવિન્દ**,' ભર્તૃહરિકૃત '**શૃંગાર શતક**' અને પંડિત જગન્નાથરાયકૃત '**ભામિનીવિલાસ**' એ સર્વ સંસ્કૃત ભાષામાંનાં સુપ્રસિદ્ધ કામુક કાવ્યો છે. જયદેવ કવિનો ગૌડ દેશના રાજા લક્ષ્મણસેનની કાર્યકીર્તિમાં ઈ. સ. ના બારમા શતક (૧૧૧૬) માં ઉદય થયો હતો. **ભર્તૃહરિ** એક અદ્વિતીય વિદ્વાન્ રાજા હતો અને તે આજથી બે હજાર વર્ષ પૂર્વે થઇ ગયો છે. એ **ભર્તૃહરિ** વિશે અનેક આખ્યાયિકાઓ પ્રચલિત છે અને તે સર્વમાં તથ્યાંશ પણ રહેલો છે, પરંતુ તે સર્વ અહીં આપતાં વિષયનો વિસ્તાર અતિશય વધી જવાનો ભય હોવાથી તેમ કરવાનું યોગ્ય ધાર્યું નથી.* સુવિખ્યાત '**નીતિશતક**' અને '**વૈરાગ્યશતક**'નો કર્તા-પણ એજ રાજા **ભર્તૃહરિ** છે; તેમજ હાલમાં એના નામથીજ એક '**વિજ્ઞાનશતક**' નામનું ચોથું શતક પણ મુદ્રાંકિત થયું છે, પરન્તુ એનો કર્તા **ભર્તૃહરિ** છે કે નહિ, એ વિશે અદ્યાપિ વિદ્વાનોનો એક અભિપ્રાય નથી. અસ્તુ.

કલ્પિત કથા અને ઉપાખ્યાનના વર્ગમાં '**દ્વાત્રિંશત્પુત્તલિકા**' (બત્રીશ પૂતળીની વાર્ત્તા) '**વેતાલપંચવિંશતિ**' (વેતાળ પચીશી), '**વિક્રમાંકદેવચરિત**,' '**શત્રુંજયમાહાત્મ્ય**,' '**વીરચરિત્ર**,' '**વિક્રમચરિત્ર**,' અને '**ભોજપ્રબંધ**' આદિ અનેક સર્વવિશ્રુત ગ્રંથો છે. '**વિક્રમાંકદેવચરિત**' ગ્રંથની રચના કાશ્મીરનિવાસી બિલ્હણ કવિએ લગભગ ૧૦૮૫

---

* રાજા ભર્તૃહરિ વિશે 'અમર યોગીન્દ્ર ભર્તૃહરિ' શીર્ષક ભિન્ન લેખ પ્રસ્તુત ગ્રંથમાંજ છે, તે વાંચવો.

માં કરી હતી. એ ગ્રંથમાંથી ખરેખરી ઐતિહાસિક માહિતી મળી આવે છે અને એમાં ચાલુક્ય (અથવા સોળંકી) નામક રાજવંશનો વૃત્તાંત પણ આવી ગએલો છે. '**શત્રુંજયમાહાત્મ્ય**' નામક ગ્રંથ **વલ્લભી** લિપિમાં **શીલા**દિત્ય રાજાની કાર્યકીર્તિમાં **ધ**નેશ્વરે ઇ. સ. ના છઠ્ઠા શતકના ઉત્તરાર્ધમાં લખ્યો હતો અને '**વીરચરિત્ર**' નામક ગ્રંથની રચના **અનંત** નામક વિદ્વાને કરી હતી.

કલ્પિત*કથા અને અદ્‌ભુત વાર્તાને **હિંદુઓએ** પોતાની વિશાળ કલ્પનાના યોગે વિલક્ષણ રમણીયત્વ અને ચારુ સૌન્દર્ય પ્રાપ્ત કરાવેલું છે; કેવળ એટલુંજ નહિ, પણ પૌરસ્ત્ય અને **પાશ્ચાત્ય** રાષ્ટ્રોમાં જે જે કલ્પિત-કથાઓ અથવા રસથી છલકાઈ જતી મનોહર નવલકથાઓનો પ્રસાર થએલો આજે આપણા સર્વના જોવામાં આવ્યા કરે છે, તે સર્વનું §મૂળ **ભરત-ખંડજ** હોવાથી કાલ્પનિક સૃષ્ટિ કિંવા વિલાસ, લાવણ્ય, રમણીયશ્રી અથવા માધુર્યવિશેષ ઇત્યાદિના અગ્રેસરો હિન્દુઓ અને હિન્દુઓજ છે.

---

* Allied to the fables are the Fairy tales and Romances, in which the luxuriant fancy of the Hindus has in the most wonderful degree put forth all its peculiar grace and charm. These too share with the fables the characteristic form of setting just reffered to, and thereby, as well as by numerous point of detail, they are sufficiantly marked out as the original source of most of the Arabian, Persian, and Western fairy tales and stories. —*H. I. L. By Pro. Weber pp. 212–213.*

§ Horace Wilson thinks it probable that in fiction much of the invention displayed on the revival of letters in Europe was referable to an Indian origin; that enough has been ascertained to determine the actual existance in Sanskrit or in vernacular translations from it of a very extensive literature of fiction, in which many of our European acquaintances are at once to be recognised; and that the Hindus occupy an early and prominent place in the history of fiction."

—*Speeches and writings of Dadabhai M. P.*

# બુદ્ધદેવ નાટયાવલોકન*.

જૂની અને જાણીતી 'શ્રી મોરબી આર્યસુબોધ નાટક મંડળીએ ગત તા૦ ૧૫ મી અને શનિવારની રાત્રે ઑન. મી૦ પટણી, ન્યાયમૂર્તિ મી૦ શાહ, રા. રા. રણછોડભાઇ,રા. રા. તનસુખરામ, રા. રા. વિશ્વનાથ આદિ કેટલાક નિમંત્રિત વિદ્વજ્જન અને પ્રેક્ષકોના ભવ્ય સમુદાય સમક્ષ પોતાનો 'બુદ્ધદેવ' નામક પ્રથમ નાટયપ્રયોગ કરી બતાવ્યો હતો અને તે સમયે અમને પણ એ નાટયપ્રયોગ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો.

'બુદ્ધદેવ' ના નાટયપ્રયોગમાં, વિશ્વમાં પ્રસરેલી હિંસક વૃત્તિઓનો નાશ કરી પોતાને જનહૃદયમાં સ્થાપવામાટે શ્રી વિષ્ણુ ભગવાનને દયા, અહિંસા, કરુણા, પ્રજ્ઞા અને મુદિતા આદિ વિભૂતિઓએ કરેલી પ્રાર્થના અને તે પ્રાર્થનાને સ્વીકારી વિષ્ણુ ભગવાને બુદ્ધાવતાર ધારવાનો કરેલો નિશ્ચય; ત્યાર પછી રાજા શુદ્ધોદનને ત્યાં સિદ્ધાર્થનો જન્મ, તેની દયામય ભાવના, તેનાપર દેવો અને દેવાંગનાઓની પ્રસન્નતા, યશોધરાસાથે તેનો લગ્નસંબંધ, તેને નિજ સ્વરૂપનું ભાન થતાં તેનામાં વૈરાગ્યની જાગ્રતિ, જીવનનો હેતુ પરોપકાર કરવાનો છે એમ જાણી સંસારત્યાગનો તેનો દૃઢ સંકલ્પ, સિદ્ધાર્થનો ગૃહત્યાગ, સત્યશોધનાર્થે નીકળેલા સિદ્ધાર્થને માર્ગમાં કાપાલિક, શાક્ત અને ચાર્વાક આદિ પંથના અનુયાયીઓનો થએલો મેળાપ, યજ્ઞમાં પશુની આહુતિ અપાતી જોઇ પોતાના શ્વસુરને ઉપદેશ આપી યજ્ઞના અગ્નિને બુઝાવી પોતાના પ્રભાવનો બતાવેલો ચમત્કાર, હિમગિરિની ગુહામાં સિદ્ધાર્થનું કઠિન તપ, તેના દર્શનથી સિંહાદિ પ્રાણીની હિંસક વૃત્તિનો લોપ અને તેના શિરપર નાગે કરેલી મણિપ્રકાશયુક્ત છાયા; અંતે ક્ષીરભોજનપ્રસંગ અને જ્ઞાનનો પ્રકાશ મળતાં સિદ્ધાર્થનું બુદ્ધ થવું, એટલી બુદ્ધચરિત્ર વિષયક ઘટનાઓ લેવાઇ છે, અને નાટકને રસમય બનાવવામાટે ઉદયન તથા

* આ અવલોકન 'ગુજરાતી' ના ઇ. સ. ૧૯૧૪ ના ઑગસ્ટ માસની ૨૩ મી તારીખના અંકમાં પ્રકાશિત થયું હતું.

સરલાનો પ્રેમપ્રસંગ તથા '**ગુજરાતી**' પ્રેસમાંથી પ્રકટ થયેલી '**મૂર્ખો**' નામની વાર્તાના નાયક મૂર્ખ હડફાલાલનો હાસ્યપ્રસંગ આદિ કેટલાક અન્ય વિષયોનો પણ પ્રયોગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. '**બુદ્ધદેવ**' માં લેવાયલી આ સર્વ ઘટનાઓને જોતાં એ પ્રયોગ આજકાલ લોકો જેને ધાર્મિક પ્રયોગોના નામથી ઓળખે છે, તે ધાર્મિક કિંવા બીજા શબ્દોમાં કહીએ તો પૌરાણિક પ્રયોગની દૃષ્ટિથી રચવામાં આવ્યો છે.

પોતાના નિત્યના નિયમ પ્રમાણે "**શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના** માલિક રા. મૂળજીભાઇએ એ પ્રયોગમાંની સીનસીનેરી બનાવવામાં અને તેની પાછળ છૂટે હાથે પૈસો ખરચવામાં કાંઇ કચાશ રાખી નથી. અશોક ઉપવન; બુદ્ધનો બગીચો; લગ્નસમયનો મહાલય, બુદ્ધનું શયનગૃહ; ભૈરવમંદિર, શાક્તનિવાસાલય, અને યજ્ઞમંડપ આદિ કેટલાંક બદલાઇ જતાં દૃશ્યો ( ટ્રાન્સફર સીન્સ ); હિમગિરિની ગુહા અને અંતિમ જ્ઞાનવૃક્ષ આદિ દૃશ્યો ખરેખર આજના કાળમાંના સર્વસાધારણ પ્રેક્ષકોનાં મનોનું સર્વ પ્રકારે રંજન કરે તેવાંજ છે; તેમજ પોષાકો પાછળ પણ ઘણોજ સારો ખર્ચ કરવામાં આવ્યો છે. પણ એ સર્વ દૃશ્યો અને પોષાકો ઐતિહાસિક દૃષ્ટિથી સ્થળ અને કાળને અનુકૂળ છે કે કેમ, એ એક પ્રશ્ન છે; કારણ કે અમારા અભિપ્રાય પ્રમાણે દૃશ્યો અને પોષાકો ઉત્તમ હોવા છતાં પણ તેમનામાં કાળ અને સ્થળનો વિપર્યાસ થએલો પ્રત્યક્ષ દેખાઇ આવે છે અને એ વિપર્યાસ, '**બુદ્ધદેવ**' ના પ્રયોગને જે સર્વ પ્રકારે પૌરાણિક સ્વરૂપ આપવાની ભૂલ કરવામાં આવી છે તે ભૂલનું પરિણામ લાગે છે. વિદ્વત્પ્રેક્ષકોએ આ પ્રયોગમાં કાંઇક બીજુંજ જોવાની આશા રાખી હતી; કારણ કે બુદ્ધ પૌરાણિક નહિ, પણ એક શુદ્ધ ઐતિહાસિક વ્યક્તિ હતી. શ્રી ગીતામાં કહ્યું છે કે, જે માણસ પોતાના સહજ ધર્મનો ત્યાગ કરે છે તેનો નાશ થાય છે. શાક્ય જાતિના શુદ્ધોદનના પુત્ર ગૌતમે પોતાનો નિસર્ગ ધર્મ ક્ષત્રિયનો હતો, તેનો દયાને ખાતર ત્યાગ કર્યો હતો, તેનું પરિણામ કેવું દર્શાવવામાં આવ્યું છે તે જોવાની અમે આશા રાખી હતી. વળી ગૌતમે ૨૯ વર્ષના વય સુધી દુઃખ, મૃત્યુ, માંદગી, વૃદ્ધાવસ્થા, વિરાગ એ શું

છે તે જાણ્યું નહોતું, પણ તે જાણતાં વેંતજ તેની વૃત્તિ સત્ય સુખના શોધમાં નીકળવાને કેમ જોર કરે છે તે જોવાની આશા રાખી હતી. ત્રીજું આજના જમાનામાંથી ઉંચકીને ૨,૬૦૦ વર્ષપર પ્રાચીન જમાનામાં પ્રેક્ષક જતો નથી.

બુદ્ધચરિતની માહિતી આપનારા **'લલિત વિસ્તર'** અને **અશ્વઘોષ કૃત 'બુદ્ધચરિતકાવ્ય'** એ બે ગ્રંથો **સંસ્કૃત** ભાષામાં પ્રસિદ્ધ છે. **પાલિ** ભાષામાં રચાયલા **જાતક** નામક ૫૫૦ ગ્રંથો છે. એમાંના **પ્રથમ** ગ્રંથની પ્રસ્તાવનામાં બુદ્ધનું ચરિત્ર વર્ણવવામાં આવ્યું છે. અત્યાર સુધીનાં અંગ્રેજી ભાષામાં બુદ્ધચરિત્ર વિષયક જેટલા ગ્રંથો લખાયા છે, તે બહુધા એ ત્રણ ગ્રંથોના આધારેજ લખાયા છે. એ ગ્રંથોમાં બુદ્ધની બાલ્યાવસ્થાની કેટલીક ચમત્કારિક અને અસંભવનીય કથાઓ આપેલી છે. પ્રારંભમાં જ્યારે યુરોપીયન પંડિતોએ એ કથાઓ વાંચી, ત્યારે તેમનામાંના કેટલાકોએ તો 'બુદ્ધ ઐતિહાસિક વ્યક્તિ નહિ, પણ પૌરાણિક દેવતાજ હોવો જોઇએ,' એવુંજ અનુમાન કર્યું હતું; અને તેથી પ્રોફેસર **સેનાર** નામના એક ફ્રેંચ પંડિતે સૂર્યોપાસનામાંથી બુદ્ધ દૈવતની કલ્પના ઉદ્ભવી છે, એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો હતો; પણ **અશોકના** શિલાસ્તંભોદ્વારા બુદ્ધની ઐતિહાસિકતા નિર્વિવાદ સિદ્ધ થવાથી તેનો એ સિદ્ધાંત ચિરાયુ થઇ શક્યો નહિ. આમ થવા છતાં પાશ્ચાત્ય પંડિતોએ ઉપર્યુક્ત બુદ્ધચરિત્રવિષયક ત્રણ ગ્રંથોની સીમાથી આગળ વધીને અતિ પ્રાચીન **પાલિ** ગ્રંથોમાં બુદ્ધચરિત્ર વિષયક શી માહિતી મળી આવે છે અને **'લલિત વિસ્તર'** આદિ ગ્રંથોમાં વર્ણવેલી ચમત્કારિક કથાઓ વિશે મૂળ ગ્રંથમાં કાંઇ આધાર છે કે કેમ ઇત્યાદિ વિષયોનો વિચાર કર્યો હોય એમ દેખાતું નથી. ગુજરાતી તથા અન્ય દેશી ભાષામાં જે બુદ્ધચરિત્ર વિષયક થોડાંક નાનાં મોટાં પુસ્તકો થયાં છે, તે બહુધા એ **અંગ્રેજી** ગ્રંથોના આધારેજ લખાયલાં હોવાથી તેમનામાં અંગ્રેજીનીજ છાયા પ્રસરેલી છે, અને તે વિપર્યાસરૂપ છાયા બુદ્ધદેવના આ નાટ્ય પ્રયોગમાં પણ પરંપરાથી ઉતરી આવી છે. **'ત્રિપિટક'** નામક મૂળ **પાલિ** ભાષાના ગ્રંથમાં બુદ્ધનું અત્યંત વિશ્વસનીય ચરિત્ર આપવામાં આવ્યું છે.

અને તેમાંની ઘટનાઓ સાથે મેળવી જોતાં આ પ્રયોગમાં જે ઐતિહાસિક વિરુદ્ધતાઓ દેખાય છે, તે નીચે પ્રમાણેઃ—

**નેપાલની** તળેટીમાં આવેલા કપિલ વસ્તુ શહેરમાં અને તેની આસપાસ વસનારી **શાક્ય** જાતિમાં જન્મેલા બુદ્ધનું મૂળ નામ **સિદ્ધાર્થ** નહિ, પણ ગૌતમ અને પાછળથી **બોધિસત્ત્વ–ભાવિ** બુદ્ધ–હતું; **બોધિસત્ત્વના** જન્મસમયમાં પ્રયોગમાં **પ્રથમ** અંકના ચતુર્થ પ્રવેશમાં થએલા જે ચમત્કારોનાં વર્ણનો અપાયાં છે, તેમના વિશે '**ત્રિપિટક**'માં કાંઇ આધાર નથી. **યશોધરા મગધદેશના** રાજા **બિંબિસારની** કન્યા નહિ, પણ **શુદ્ધોદન** રાજાના **મહાનામ** નામક પ્રધાનની પુત્રી હતી ( કોઇ કહે છે કે **યશોધરા** કપિલવસ્તુથી કેટલેક દૂર રહેનારા કોલિ જાતિના એક અધિપતિની કન્યા હતી, પણ તેનો પૂરાવો શો છે તે અમે જાણતા નથી ) અને વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી **બોધિસત્ત્વે** મહાભિનિષ્ક્રમણ–ગૃહત્યાગ–કર્યું તે માતાપિતાને અજ્ઞાનાવસ્થામાં રાખીને નહિ, પણ તેમના દેખતાંજ કર્યું હતું; કારણ કે, '**મજ્ઝિમ નિકાય**' માંના 'અરિય પરિયેસન સુત્ત' માં બુદ્ધ ભગવાને પોતાના ગૃહત્યાગનો પોતાના શ્રીમુખથીજ નીચે પ્રમાણેનો વૃત્તાંત આપેલો છેઃ—

"હે ભિક્ષુકો ! એવો વિચાર કરતાં કરતાં કેટલાક કાળ પછી, જો કે હું તે વેળાયે તરુણ હતો, મારો એક પણ વાળ પાકયો નહોતો, મારી પૂર્ણ યૌવનાવસ્થા હતી અને મારાં માતાપિતા મને આજ્ઞા આપતાં નહોતાં; નેત્રોમાંના અશ્રુપ્રવાહથી તેમનાં મુખમંડળ ઝાંખાંઇ ગયાં હતાં, તેઓ એકસરખાં રડતાં હતાં, તો પણ હું ( તે સર્વની પરવા ન કરતાં ) શિરોમુંડન કરાવી કાષાય વસ્ત્રોથી દેહને આચ્છાદિત કરીને ગૃહમાંથી બહાર નીકળી પડયો !"

વળી બુદ્ધના પ્રભાવને સ્પષ્ટ દર્શાવનારો અને બુદ્ધચરિત્રમાં અગ્રઘટનારૂપ મનાતો **માર** સાથેના વાગ્યુદ્ધનો પ્રસંગ અને તેમાં બુદ્ધને મળેલો પરમવિજય, બુદ્ધ પાછો **કપિલવસ્તુ** ગયો અને માતા પિતા તથા પત્નીને મળ્યો અને આત્મતત્ત્વ સંબંધી પોતાનો મત ફેલાવવાનો **પ્રયત્ન** કર્યો તે, અને જેમ **સુજાતાએ** આપેલા ક્ષીરે બુદ્ધને યોગમાર્ગથી ફેરવ્યો હતો તેમ

ચૂડા સોનીએ આપેલા ભોજનથી બુદ્ધ ભગવાનનો અંત આવ્યો હતો અને જે પ્રસંગને શ્રીમુખે અગત્યનો માન્યો છે તે ઘટના જો નાટકમાં લેવામાં આવી હોત, તો અવશ્ય પ્રયોગ વિશેષ રસિક થઇ પડવાનો અને બુદ્ધની મહત્તાનું પ્રેક્ષકોના અંતઃકરણમાં અધિક ઉત્તમ પરિણામ થવાનો સંભવ હતો.

આવી કેટલીક બાબતોને બાદ કરીએ, તો આધુનિક કાળને અનુસરીને અને કેટલાંક ઉતમ નૈતિક તત્ત્વોનો સમાવેશ કરીને આ નાટયપ્રયોગમાં જે ધાર્મિકતાને પ્રેક્ષકોના અંતઃકરણમાં સ્થાપવાનો શુભ પ્રયત્ન કરાયો છે, તે સર્વથા પ્રશંસાને પાત્ર છે. સંગીતશાસ્ત્ર અને સંગીતકળાની દૃષ્ટિથી જોતાં ઉત્તમ રાગરાગિણી ભાગ્યેજ દેખાય છે, છતાં જે ગાયનો લીધાં છે તે લોકોને રુચિકારક થઇ પડે અને માર્ગમાં પણ ગવાતાં સંભળાય તેવાં સરસ અને સાદાં છે, અને નાટયપ્રયોગોમાં એવાંજ ગાયનોની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. બુદ્ધને તૃતીય અંકમાં દાઢી સાથે બતાવવામાં આવે છે અને બુદ્ધ-મતાનુયાયીઓના માનવા પ્રમાણે આગળના થઇ ગએલા તેંત્રીશ બુધ્ધોની પ્રતિમાઓ બીજાજ સ્વરૂપમાં બતાવાય છે, એ ન થાય તો સારૂં. બુદ્ધને દાઢીવગરનો રાખવામાંજ તેની મહત્તા છે-ઐતિહાસિકતા છે.

કદાચિત્ આ પ્રયોગમાં કેટલાક દોષો રહી ગયા હોય, છતાં ૨૬૦૦ વર્ષ પૂર્વના બુદ્ધ જેવાનો પ્રયોગ કરી લેખકો અને ભજવનારાઓમાટે પ્રાચીન ઇતિહાસમાં દૃષ્ટિપાત કરવાનો જે એક નવીન માર્ગ રા. મૂળજીભાઇએ ખુલ્લો કર્યો છે તે માટે રા. મૂળજીભાઇ અવશ્ય ધન્યવાદને પાત્ર છે, અને અમે આશા રાખીએ છીએ કે તેઓ વિશેષ વિચારપૂર્વક જો મહારાજા અશોક આદિનાં ચરિત્રને નાટકદ્વારા પ્રકાશમાં લાવશે, તો અવશ્ય તેમને આના કરતાં ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ યશની પ્રાપ્તિ થતી જશે. આ નાટયપ્રયોગ એક વાર જોઇ આવવાની અમે ગુર્જર પ્રજાને ખાસ ભલામણ કરીએ છીએ. પાત્રોમાં સર્વેથી પ્રશંસનીય ભૂમિકા યશોધરા ભજવે છે.

# આર્ય નાટ્ય સમાજને એક સૂચના અને તેનો સાભાર સ્વીકાર.*



મે. 'પ્રજાબંધુ'ના આતપતિ જોગ,

મહાશય, આપના પ્રખ્યાત પત્રમાં નિમ્ન લિખત પ્રત્યુત્તર પ્રકટ કરવાની કૃપા કરશો, તો અત્યંત આભાર થશે.

'પ્રજાબંધુ'ના ગત તા. ૫ મી સપ્ટેંબર ૧૯૧૫ રવિવારના અંકમાં રાજનગરની આંબલીની ઓથે વસતા 'ભમતાભૂતે' '**શ્રી આર્ય નાટ્ય સમાજને** એક સૂચના' શીર્ષક એક ચર્ચાપત્ર લખ્યું છે,+ તેનું ઉત્તર આપવાની, કેટલાંક કારણોથી, આવશ્યકતા જણાતાં પ્રસ્તુત પ્રયાસ કરવામાં આવ્યો છે અને આશા છે કે, તે પ્રસિદ્ધિને પ્રાપ્ત થશેજ.

---

* આ લેખ પ્રથમ 'પ્રજાબંધુ'ના તા. ૧૯ મી સપ્ટેંબર ૧૯૧૫ રવિવારના અંકમાં પ્રકાશને પામ્યો હતો.

\+ ભમતા ભૂતનું લખેલું તે ચર્ચાપત્ર આ પ્રમાણેનું હતું:—

શ્રી આર્ય નાટ્ય સમાજને એક સૂચના.

મે. 'પ્રજાબંધુ'ના અધિપતિ જોગ,

સાહેબ—આપના પ્રસિદ્ધ પત્રમાં આ ન્હાનકડા ચર્ચાપત્રને સ્થાન આપવા કૃપા કરશોજી.

અત્રે કેટલાક સમયથી પોતાનાં નાટકો ભજવતી '**શ્રી આર્ય નાટ્ય સમાજ**'ના માલિકને એક યોગ્ય સૂચના કરવાની જેટલી આવશ્યક્તા છે, તેથી વધુ એ કંપનીના કવિ રા. **નારાયણ** વિસનજી ઠક્કુરને છે. એમના લખેલા '**દેવી દમયંતી**' નામક નાટકમાં મ્હને જે ઘણુંજ અજુગતું દેખાય છે, તેટલાનીજ માત્ર હું અત્રે સૂચના કરીશ. એથી વધુ કહેવાનું ઠીક ધારતો નથી; કારણ કે, એને માટે સ્થળ અને સમયની જરૂર છે. પ્રથમ ઉદ્‌ગારમાં જણાવ્યા મુજબ ગુર્જરભૂમિના વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સાક્ષરરત્ન દિ. બ. શ્રીયુત રણછોડભાઈ ઉદયરામના આજથી ત્રીસ વર્ષ પૂર્વે લખાયલા નાટકમાં જે રસની લેખકને

'**ભમતા ભૂત**'નો પ્રથમ પ્રમાદ એ થયો છે કે, તેમણે સૂચના '**શ્રી આર્ય નાટ્ય સમાજ**'ને કરી છે અને લેખના આરંભમાં એવો ઉલ્લેખ કર્યો છે કે, "અત્રે કેટલાક સમયથી પોતાનાં નાટકો ભજવતી '**શ્રી આર્ય નાટ્ય સમાજ**'ના માલિકને એક યોગ્ય સૂચના કરવાની જેટલી આવશ્યકતા છે, તેથી વધુ એ કંપનીના કવિ રા. **નારાયણ વિસનજી** ઠક્કુરને છે." અર્થાત્ સૂચના '**શ્રી આર્ય નાટ્ય સમાજ**'ના નામની હોવા છતાં જ્યારે તેમણે બધો ભાર મારા શિરપરજ નાખી દીધો છે, તો સ્વાભાવિક જ ઉત્તરદાતૃત્વ પણ મારા શિરપરજ આવી પડે છે. તેઓ વળી લખે છે કે: "એમણે લખેલા '**દેવી દમયંતી**' નામક નાટકમાં મ્હને જે ઘણુંજ અજુગતું દેખાય છે તેટલાનીજ માત્ર હું અત્રે સૂચના કરીશ, એથી વધુ કહેવાનું હું ઠીક ધારતો નથી; કારણ કે, એને માટે સ્થળ અને

---

ક્ષતિ લાગી છે—ઊણપ જણાઈ છે. તે પૂર્ણ કરવા આ નાટક લખવામાં આવ્યું છે. (એમ કંપનીના માલિક જણાવે છે.) પરંતુ ઉપર્યુક્ત નાટક જે **મુંબઇની** '**મુંબઈ ગુજરાતી નાટક મંડળી**' ભજવે છે, અને એ જૂનું નાટક પણ પ્રેક્ષકોમાં જે લાગણી ઉત્પન્ન કરે છે, તેવું આ નવું નાટક કરી શકતું નથી. સૂક્ષ્મ રીતે જોતાં તેમાં ઘણા દોષો નીકળે એમ છે; પરંતુ અત્યારે મ્હારે કહેવાનું—પૂછવાનું માત્ર એટલુંજ છે કે: કવિ પ્રેમાનંદની લખેલી અને '**હોપ સીરીઝ**'ની જૂની છઠ્ઠીમાં પ્રકટ થયેલી "**ભૂલી ભમે** છે ભામની........." વાળી કવિતા કવિ આ નાટકમાં ખુદ દમયંતીના મ્હોંડેજ ગવરાવે છે તે કેટલું અયોગ્ય દેખાય છે એમ સાધારણ માણસ સહજ સમજી શકે એમ છે, તો કવિશ્રીને અને તે નાટકના માલિકને તે કેમ નહીં સૂઝયું હોય? તટસ્થ માણસ જે વાક્યો કહી શકે એવાં વાક્યો વૈદર્ભી જાતે બોલે તે કેવું લાગે? દાખલા તરીકે, "........**વૈદરભી પૂછે વ્હાલ;**" "**નૈષધ નાથની નાર**" વગેરે. આ કાવ્ય દમયંતીની પાસે બોલાવવાથી નાટકની શોભામાં અભિવૃદ્ધિ થાય છે કે ઝાંખ લાગે છે? આશા છે કે, નાટકના લેખક અને નાટક ભજવતી કંપનીના માલિક આના ઉપર યોગ્ય વિચાર કરશે.

આંબલીની ઓથે
રાજનગર.  } 'ભમતો ભૂત.'

સમયની જરૂર છે. ” આ કારણથી હું પણ માત્ર જે સૂચના કરાયલી છે, તેનુંજ માત્ર સમાધાનકારક ઉત્તર આપીશ; કારણ કે, વિશેષ આક્ષેપ કરાયોજ નથી, તો પછી તેના નિવારણનો સંભવજ ક્યાંથી હોઇ શકે ?

શ્રીમાન્ ‘ **ભમતા ભૂત** ’ સાહેબ આગળ વધીને લખે છે કે: “પ્રથમ ઉદ્ગારમાં જણાવ્યા મુજબ ગુર્જરભૂમિના વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સાક્ષરરત્ન દિ. બ. રણછોડભાઇ ઉદયરામના આજથી ત્રીસ વર્ષ પૂર્વે લખાયલા નાટકમાં **જે રસની લેખકને ક્ષતિ લાગી જે-ઉણપ જણાઈ છે, તે પૂર્ણ કરવા આ નાટક લખવામાં** આવ્યું છે ( એમ કંપનીના માલિક જણાવે છે ). ” આ વિધાનમાં માત્ર ‘ **ભમતા ભૂને** ’ સ્થિરતાને ત્યાગીને પોતાના નામ પ્રમાણેનો ગુણ દર્શાવ્યો છે; કારણ કે, નાટક કંપનીના માલિકના ઉદ્ગારમાં મૂળ વિધાન નીચે પ્રમાણે છે:—

“ ગુજરાતી ભાષામાં એ આખ્યાનના આધારે આપણી ગુર્જરભૂમિના વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સાક્ષરરત્ન દીવાન બહાદુર શ્રીયુત રણછોડભાઇ ઉદયરામે જે **‘નળદમયંતી’** નામક નાટકની રચના કરી છે, **તે પણ અવશ્ય પ્રશંસનીય છે; પરંતુ એ નાટકમાં રૌદ્ર, શૃંગાર તથા હાસ્ય રસ આદિ રસોની ( એ નાટક આજથી ત્રીશેક વર્ષ પૂર્વે લખાયલું હોવાથી ) બહુ અંશે ન્યૂનતા હોવાથી અને ત્રીશ વર્ષમાં ગુર્જર નાટ્ય લેખનપદ્ધતિમાં અતિશય પરિવર્તન થયેલું હોવાથી ‘નળદમયંતી’ના આદર્શ ચરિત્રને નાટકરૂપે જોવાનો, આ કંપની ગુજરાત, મુંબઈ તથા કરાચી આદિ પ્રદેશોમાં પ્રવાસ કરતી હોવાથી, સર્વને લાભ મળી શકે તેમજ આ નાટક એમાં સર્વ મુખ્ય રસોનો નવીન પદ્ધતિ પ્રમાણે સમાવેશ થયેલો હોવાથી પ્રેક્ષકોને વિશેષ મનોહર તથા આકર્ષક જણાય એ ઉદ્દેશથી નવીનતાથી લખાવવામાં આવ્યું છે. ”**

રા. **‘ભમતા ભૂત’** ના ઉપર્યુક્ત બ્લૅક ટાઇપમાં અપાયલા શબ્દો અને નાટક કંપનીના માલિકના ઉદ્ગારમાંના બ્લૅક ટાઇપમાં છાપેલા શબ્દોના સ્વરૂપમાં જેટલો ભેદ છે, તેટલા ભેદનેજ માત્ર જોવામાં આવશે, તોપણ

અર્થનો અનર્થ કેવી રીતે કરવામાં આવ્યો છે, એ માર્મિક વાંચકના તત્કાળ જાણવામાં આવી શકશે. રા. **'ભમતા ભૂતે' 'દ્દવી દમયંતી'** નાટકમાં સૂક્ષ્મ રીતે જોતાં ઘણા દોષો નીકળી શકવાનું જણાવ્યું છે, છતાં ઉદાહરણ-રૂપ એક પણ દોષનો સ્ફોટ કરી લેખકને તેઓ ઉપકૃત કરી શક્યા નથી, તેજ પ્રમાણે અન્ય કૃતિને સર્વથા નિર્દોષ માની બેઠા છે, એમાં કિંચિત્ વિચાર-શીઘ્રતા અને અતિશ્રદ્ધાનો અંશ સ્પષ્ટ દેખાઇ આવે છે.

રા. **'ભમતા ભૂત'** નો જો કોઇ પણ સત્ય આક્ષેપ હોય, તો તે કવિ પ્રેમાનન્દની કૃતિરૂપ અને 'હોપસીરીજ' ની છઠ્ઠી ચોપડીમાં પ્રકટ થયેલી **'ભૂલી ભમે છે ભામની, નૈષધ નાથની નાર!'** એ કવિતા દમયંતીના પોતાના મુખમાં અયોગ્ય દેખાવા વિશેનો આક્ષેપજ છે. તટસ્થ મનુષ્ય જે વાક્યો ઉચ્ચારે અને સારાં લાગે, તેજ વાક્યો વૈદર્ભી જાતે બોલે, તો અવશ્ય તે વિલક્ષણ દેખાય એમાં લેશ માત્ર પણ સંશય નથી; અને એ વિષયમાં હું તેમના અભિપ્રાયને સંમત છું. આ આક્ષેપ કરવામાટે હું **'ભમતા ભૂત'** નો અંતઃકરણપૂર્વક આભાર એટલામાટે માનું છું કે, એથી આજે આવા ગોટાળા થવાનાં કારણોને પ્રસિદ્ધિમાં લાવવાનો તેમણે મને યોગ્ય અવસર પ્રાપ્ત કરાવી આપ્યો છે કે જે અવસર આ ચર્ચા ઉપસ્થિત થયા વિના મને ભાગ્યેજ પ્રાપ્ત થવાનો સંભવ હતો.

ઘણીકવાર આવી અસંબદ્ધતાના મૂળ હેતુ નાટકના લેખક નહિ, પણ નાટક મંડળીઓના મહાબુદ્ધિમાન્ (?) માલિકોજ હોય છે; અને આ ગોટાળો પણ **'શ્રી આર્ય નાટ્ય સમાજ'** ના માલિકનાહાથેજ થયો છે. **'દ્દવી દમયંતી'** નાટકમાં જે પ્રસંગે અને જે સ્થળે **'ભૂલી ભમે છે ભામની, નૈષધ નાથની નાર.'** એ કવિ પ્રેમાનન્દની કવિતા ગવાય છે, તે સ્થળે અત્યારે એ નાટકમાં અન્ય સ્થળે ગવાતું ( ૧૬ મું ) ગાયન રાખવામાં આવ્યું હતું કે જે નીચે પ્રમાણે છેઃ—

" પ્રાણ રે નળ, ક્યાં ગયા ?
પ્રાણ વ્યાકુળ આ થયા— પ્રાણરે.
ત્યાગિ દાર દીન વિકળ,

હૃદય ના દયા ધરી;
મુખ બતાવો વિમળ, નાથ,
લ્યો ઉગારી કિંકરી;
દૂર દાસીથી કાં થયા ?—" પ્રાણરે.

અર્થાત્ આ ગાયનમાંનો આશય અપ્રાસંગિક કિંવા અસંબદ્ધ નથી, એ રા. '**ભમતા ભૂત**' જાણી શકે એમ છે. પરંતુ નાટક મંડળીના માલિક અને મારા મિત્ર રા. **મોતીરામભાઇ**નો એ સ્થળે કવિ પ્રેમાનન્દની કવિતા ગવડાવવાનો વિચાર થયો અને તે વેળાએ રા. '**ભમતા ભૂતે**' જે કારણ દર્શાવ્યું છે તેજ કારણ મેં પણ એ કવિતાની અપ્રાસંગિકતા વિશે દર્શાવ્યું હતું; છતાં તેમણે એ કવિતા આગ્રહપૂર્વક રાખી અને તેના પરિણામે રા. '**ભમતા ભૂત**'ના આક્ષેપનો જન્મ થવા પામ્યો. '**દેવી દમયંતી**' નાટકમાં વળી એના કરતાં પણ ભયંકર સુધારણા લેખકની ગેરહાજરીમાં કરાઈ હતી તે એ કે, રાજા **નળ** જે વેળાયે કર્કોટકના દંશથી વિદ્રૂપ થઇને **બાહુક** નામને ધારણ કરે છે, તે વેળાયે તેના ઉદ્દગારરૂપ સંગીતમાં એવી પંક્તિઓ હતી કે:

"ત્યાગી **દમયંતી જાયા,** વિદ્રૂપ થઇ આ કાયા;
સારથી થયો શી માયા રે, વૈરી વિધાતા !"

એમાંના '**દમયંતી**' શબ્દને બદલે પ્રથમ આવૃત્તિમાં 'ત્યાગી **મેં ભીમક જાયા**' એમ લખીને '**ભીમક જાયા**' શબ્દ યોજવામાં આવ્યા હતા; પણ ગ્રાન્ડ રીહર્સલમાં જ્યારે મેં એ વિશે પ્રશ્ન કર્યો, ત્યારે એવું ઉત્તર મળ્યું કે: "**ભીમ**કની **જાયા** એટલે પુત્રી દમયંતી !" '**જાયા**' શબ્દનો અર્થ '**પુત્રી**' થાય છે, એવી ધારણાથી આ ગોટાળો થયો હતો. પરંતુ એનો ખરો અર્થ એવો થતો હતો કે: "મેં **ભીમ**ક રાજાની સ્ત્રીને ત્યાગી !" એટલે કે, નળરાજ એમ બોલે છે કે: "મેં મારી સાસૂને ત્યાગી દીધી!" એ વિશે જ્યારે મેં બહુ વિરુદ્ધતા દર્શાવી, ત્યારે છેવટે ચાર વિદ્વાનોને '**જાયા**' શબ્દનો અર્થ પૂછ્યા પછી ચોપડીમાં ખોટું છપાઇ ગયા છતાં રંગભૂમિપર પ્રયોગવેળાયે **નળ** '**દમયંતી**' શબ્દ બોલે, એવી તેમની આજ્ઞા થઇ હતી. આ ભૂલ '**દેવી દમયંતી**' નાટકની ચોપડીની બીજી આવૃ-

ત્તિમાં સુધારવામાં આવી છે; ( જુઓ ગાયન ૨૩ મું ). અસ્તુ: '**દેવી દમયંતી**' નાટક વિશે આટલો ખુલાસોજ બસ છે.

હવે આ સાથે મારે એક બીજી મોકાણના સમાચાર સંભળાવવાના છે અને તે એ કે, **અમદાવાદનિવાસી** રા. **પ્યારેલાલ વિઠ્ઠલરાય મેહતાની** '**શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ**' માટે મેં ત્રણેક માસ પૂર્વે '**અનંગ-પદ્મા**' નામક એક કલ્પિત નાટક લખ્યું હતું અને તેનાં ગાયનો આદ સંપૂર્ણ કરીને હું તેમને આપી ગયો હતો હતો કે જે નાટક તા. ૨૯ મી જુલાઈ ૧૯૧૫ ગુરુવારની રાત્રે **સૂરતના** '**જ્યૉર્જ**' થીએટરમાં પ્રથમ વાર ભજવાયું હતું અને ત્યાર પછી ચાલૂ ભજવાય છે. હું તો ચાલ્યો મારે ઘેર અને રા. **પ્યારેલાલ** સાથે મારા લેખમાં એક અક્ષર માત્રનો પણ ફેરફાર ન કરવાનો ચોખ્ખો કરાર હોવા છતાં, પાછળથી એ નાટકનાં, ગાયન ૧ લું. ૪ થું, ૫ મું, ૧૭ મું, ૨૨ મું, ૨૭ મું, ૨૮ મું, ૨૯ મું અને ૩૦ મું એવી રીતે દશ ગાયન ફેરવી કોઇ બીજા કવિરાજ કે રાજકવિના હાથે લખાવીને બીજાં જ ગાયનો આપવામાં આવ્યાં છે. એ જ્યારે ત્યાંથી એ નાટકનાં ગાયનોની ચોપડી મારા એક મિત્રે મારાપર મોકલી, ત્યારે આજથી ચાર દિવસ પૂર્વેજ મારા જાણવામાં આવ્યું. નાટક મંડળીના માલિકોની એ ચપળ અને અગાધ બુદ્ધિનું પરિણામ એ થાય છે કે, ઘણીકવાર ભયંકર ભૂલો તેમની હોય છે અને ચોપડીપર લેખકનું નામ છપાતું હોવાથી એવા દોષોનો ઉત્તરદાતા લેખકજ ગણાય છે, અને તેના શિરપરજ સર્વ આક્ષેપ કરાય છે; પણ એમાં આક્ષેપ કરનારનો દોષ નથી; કારણ કે, તે આ આંતરિક સ્થિતિથી અજ્ઞાન હોય છે અને તેથી જો તે લેખકનેજ ઉત્તરદાતા ગણે તો તે સ્વાભાવિકજ છે. આ લેખ વાંચી એ નાટકમંડળીઓના માલિકો જો પોતાની પંડિતંમન્યતા અને બૃહસ્પતિંમન્યતાને ત્યાગી દેશે અને લેખકના લેખમાં આવા અયોગ્ય તથા વિલક્ષણ હસ્તાક્ષેપો કરવાનું માંડી વાળશે, તો નાટકના લેખકોપર તેમનો અગાધ ઉપકાર થશે.

પોરબંદર
તા. ૧૧ મી સપ્ટેંબર ૧૯૧૫

**ઠક્કુર નારાયણ વિસનજી**
"**દેવી દમયંતી**" નાટકનો કર્તા.

# નાટકનું પરિવર્ત્તન કે નાટચકળાની અધોગતિ?*

"હિતેચ્છુ" ના ગત માસની તા. ૧૭, ૨૪, અને ૩૧ મીના અંકોમાં "**નાટકોનું પરિવર્ત્તન અને કરાંચીનું સદ્‌ભાગ્ય**" શીર્ષક એક લેખ, ડૉ. **કે. બી. પટેલ**નો લખેલો પ્રકટ કરવામાં આવ્યો છે, એની વાંચકોને નવીનતાથી સ્મૃતિ કરાવવાની આવશ્યકતા નથી. એ લેખમાં ડૉક્ટર સાહેબે '**શ્રી દેશી નાટક સમાજ**' ના '**સતી દમયંતી**' નાટકનું અવલોકન કરી લગભગ લોકોના હૃદયમાં એમજ દસાવવાનો પ્રયત્ન કર્યો છે કે, '**શ્રી દેશી નાટક સમાજ**' ના '**સતી દમયંતી**' નાટક જેવું અત્યંત ઉત્તમ નાટક અદ્યાપિ રંગભૂમિપર રજૂ થયું નથી, મી૦ હિંમત વર્તમાનકાળનો માનવશરીરધારી પ્રાણી અને ઉત્તમ નટ નથી, પણ સાક્ષાત્ દમયંતીજ આજકાલના બગડેલા લોકોને સદ્‌બોધ આપવામાટે હિંમત નામ ધારીને પાછી મૃત્યુ લોકમાં આવી લાગી છે અને એ નાટકના લેખક કવિશ્રી છોટાલાલ રૂખદેવની શુદ્ધ પ્રભાવશાલિની અને નીતિમયી ભાષા જેવી ભાષા અન્ય કોઇ પણ નાટકમાં અસ્તિત્વ ધરાવતી નથી. એજ કારણથી અત્યાર સૂધી અન્ય ભૂંડણનાં બચ્ચાં જેવાં અધમ નાટકોના નિરીક્ષણથી કરાંચીનું જે દુર્ભાગ્ય થયું હતું તે આ સિંહણના બાળક જેવા ઉત્તમ નાટકના નિરીક્ષણથી બદલાઇ ગયું છે અને હવે કરાંચીનું સદ્‌ભાગ્ય થઇ ગયું છે; કારણ

* આ લેખ 'દેશી નાટક સમાજ'ના 'સતી દમયંતી' નાટકના ડૉ. કે. બી. પટેલે 'હિતેચ્છુ' પત્રના ૧૯૧૫ના ઑક્ટોબર માસના તા. ૧૭, ૨૪ અને ૩૧ મીના (ત્રણ) અંકમાં કરેલા 'નાટકોનું પરિવર્ત્તન અને કરાંચીનું સદ્‌ભાગ્ય' એ મથાળા તળેના એકપક્ષીય અવલોકનના ખંડન તરીકે કરાચીના 'હિતેચ્છુ' નામક સાપ્તાહિક ( પ્રતિ રવિવારે પ્રકટ થતા ) પત્રમાં ૧૯૧૫ ના નવેમ્બર માસની ૧૪ મી તારીખ અને રવિવારથી આરંભાઇને ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસની ૬ ઠ્ઠી તારીખ સૂધીના બાર અંકોમાં પ્રકટ કરવામાં આવ્યો હતો. તા. ૧૮ મી નવેમ્બર, ગુરુવાર ૧૯૧૫ ને દિવસે કરાચીમાં મારાં પત્ની ગંગાદેવીનું શોકજનક અવસાન થવાથી માત્ર તા. ૨૧ મી નવેમ્બર ૧૯૧૫ ના અંકમાં એ લેખ લખી શકાયો નહોતો.

કે, '**દેશી નાટક સમાજ**' ના '**સતી દમયંતી**' નાટકના જન્મથી નાટકનું પરિવર્તન થઇ ગયું છે. એવી ડૉક્ટર સાહેબની ભયંકર અને દૃઢ માન્યતા થએલી છે. પરંતુ ખેદ સાથે જણાવવું પડે છે કે ડૉક્ટરે એ નાટકની ઉત્તમતાને સિદ્ધ કરતાં અન્ય નાટકોના સંબંધમાં જે નિંદાત્મક વાક્યો લખ્યાં છે તેજ વાક્યો તેમના એ અત્યંત પ્રિય નાટકના સંબંધમાં અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થાય છે એનું તેઓશ્રીને લેશ માત્ર પણ ભાન રહ્યું નથી, અને તે આપણે આગળ જતાં પ્રમાણપૂર્વક જોઇ શકીશું. તેઓશ્રી લખે છે કે:—

' નાટકમાં નીતિમય ચરિત્રો જોવાને બદલે નાટકના તખતાપર હાલ શ્રોતાવર્ગ શું જુએ છે ? પાત્રો માણસાઇ કુળ વિરૂદ્ધ વૃત્તાન્તો ઇતિહાસ વિરૂદ્ધ બનાવો, ઇશ્વરી નિયમ વિરૂદ્ધ એવું બધું ઉલટુંજ દૃષ્ટિગોચર થાય છે, અને અંધ વિશ્વાસુ જનમંડલને અંધકારમાં નાખી હજારો વર્ષ પાછળ પાડી નાખે છે. ન્હાનાં કુમળાં બાળક બાલિકાને સ્ટેજપર પરણાવી સંસારની ધુંસરી ગર્દનપર નાખી નખરાબાજ બનાવી........મનને ભ્રમિત કરનારા ચરિત્રો બતાવી લોકોને ધર્મનાં લક્ષણ અને ઇશ્વર મેળવવાનાં સાધનથી હજારો કોસ દૂર લઇ જનારા બને છે. આવી કઢંગી સ્થિતિનું દર્શન કરાવવાને બદલે આધુનિક સમયમાં નાટકકારોએ ધન કમાવાનું લક્ષ્યબિંદુ રાખ્યા ઉપરાંત કાંઇક વિશેષ કરવાની જરૂરીઆત છે......... સારા કવિઓ અને લેખો લોકોપર ચમત્કારિક અસર કરી કેવું શુભ પરિણામ લાવે છે, તે આજકાલ કરાંચીમાં ભજવાતાં '**શ્રી દેશી નાટક સમાજ**'ના '**સતી દમયંતી**'ના ખેલ પરથી સમજાય છે. આ ખેલમાં કવિ, ઇતિહાસ, ભાષા, પાત્રો અને સીનેરીનું ખાસ અવલોકન હાલ તો કરીશું. હમેશાં મનુષ્યની કીંમત તેના કાર્યથી થાય છે માટે કાર્યનું નિરીક્ષણ પ્રથમ કરીશું." ઇત્યાદિ.

અવલોકનકાર ડૉક્ટર સાહેબે આવી રીતે કવિ, ઇતિહાસ, ભાષા અને પાત્ર આદિના નિરીક્ષણનો આડંબર તો ખાસો મજાનો કર્યો છે; પણ પોતાનું નાટ્યકળા વિષયક જ્ઞાન નકારના આકારનું હોવાથી, ભાષાનું જ્ઞાન નાટકના જોનારને પ્રેક્ષકને બદલે શ્રોતાવર્ગના નામથી ઓળખવા જેટલું હોવાથી અને હૃદયમાં એક પ્રકારના એકપક્ષીય વિચારોનું સામ્રાજ્ય વ્યાપેલું હોવાથી

'**શ્રી દેશી નાટક સમાજે**' '**સતી દમયંતી**' નાટકમાં કેવળ ધનોપાર્જનના લક્ષ્યબિંદુ વિના બીજું કોઈ પણ લક્ષ્યબિંદુ રાખ્યુંજ નથી, અને એ નાટકમાં પાત્રોની અયુક્તતા, માનવ ગુણોની વિરુદ્ધતા, ઇતિહાસનો વિરોધ, અને ભાષા તથા કાવ્યની છિન્નવિચ્છિન્નતા સ્થળે સ્થળે અને પળે પળે જોવામાં આવે છે; તે ખેદ છે, કે અવલોકનકાર ડૉક્ટર સાહેબના જોવામાં લેશમાત્ર પણ આવી શક્યાં નથી. એ એકપક્ષીય લેખના વાંચનથી કેટલાક લોકો વિરુદ્ધ વિચારોની દિશામાં ન દોરાઈ જાય અને સત્ય વસ્તુસ્થિતિ શી છે, તે સર્વના જાણવામાં આવી શકે, એટલામાટે નાટ્યકળાની દૃષ્ટિથી પ્રસ્તુત અવલોકન લખવામાં આવ્યું છે અને તેમાં કેવળ તટસ્થ વૃત્તિનોજ સ્વીકાર કરાયલો છે કે જે વાંચકો પ્રત્યક્ષ જોઇ શકશે. આ લેખની સમાપ્તિ ન થાય ત્યાં સૂધી આ લેખના સંબંધમાં કોઇ પણ પ્રકારની ચર્ચા ન ચલાવવાનો પ્રસ્તુત અવલોકનકારનો નમ્રતાપૂર્વક આગ્રહ છે; કારણ કે, '**શ્રી દેશી નાટક સમાજ**'ની જેટલી કૃતિ પ્રશંસાપાત્ર હશે, તેને તેટલા પ્રમાણમાં યોગ્ય ન્યાય આપવામાં હું લેશમાત્ર પણ કૃપણતા કરવા ઇચ્છતો નથી.

સાહિત્યની દૃષ્ટિથી એક નાટક રચતી વેળાએ નાટ્ય કવિએ ભાવ (Idea), આશય (Aim), અને વિષય (Subject) એ ત્રણ વિષયો પ્રતિ મુખ્ય અને વિશેષ લક્ષ આપવાની આવશ્યકતા હોય છે. ભાવ મહાન્ અને ગંભીર, આશય ઉચ્ચ તથા શ્રેષ્ટ અને વિષય વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી હોવો જોઇએ. ત્યારપછી વસ્તુસંકલના રચવામાં પણ લેખકના બુદ્ધિસામર્થ્યનું પરીક્ષણ થાય છે; અને નાટકની આકર્ષકતાનો મુખ્ય આધાર બહુધા એના ઉપરજ રહેલા હોય છે. વસ્તુસંકલના જેટલા પ્રમાણમાં ઉત્તમ, મધ્યમ, કે કનિષ્ટ હોય તેટલાજ પ્રમાણમાં નાટક પણ ઉત્તમ મધ્યમ કે કનિષ્ટ પ્રકારનું થાય છે; કારણ કે, વસ્તુસંકલના નાટકનો મૂળ પાયો છે અને નબળા પાયાપર ઉભી કરેલી ઇમારત સબળી નજ થાય એ સર્વથા સ્વાભાવિકજ છે. વસ્તુસંકલના પછી નાટકમાંના વિવિધ પાત્રજનોના સ્વભાવનું પૃથક્કરણ કરવામાં પણ બહુ અંશે કવિના ચાતુર્યની પરીક્ષા થઈ જાય છે. અર્થાત્ આ વિષય એટલો બધો ગંભીર છે કે, ઘણીકવાર સારા

સારા લેખકો પણ એ સ્વભાવને વળગી રહેવામાં ભૂલથાપ ખાઇ જાય છે અને તેથી તેમની નાટ્યકૃતિ સર્વથા હાસ્યનેજ પાત્ર થઈ પડે છે. એ ઉપરાંત નાટ્ય લેખકમાં બીજા જે ગુણોની આવશ્યકતા છે, તેમાંનો પ્રથમ ગુણ તે ભાષાનું સંપૂર્ણ જ્ઞાન, દ્વિતીય પિંગળનો સંપૂર્ણ અભ્યાસ, તૃતીય સંગીતનું અમુક પ્રમાણમાં જ્ઞાન અને ચતુર્થ કાવ્યરચનાવિજ્ઞાન છે. જે કવિમાં એટલા ગુણોનો નિવાસ ન હોય અને જે ઇતિહાસ આદિનો ઉત્તમ જ્ઞાતા ન હોય તેવા કવિથી ઉત્તમ નાટક લખી શકાતું નથી. કવિશ્રી છોટાલાલમાં આમાંના ઘણા ખરા ગુણોનો સંપૂર્ણ અભાવ હોવાથી એમનાં અત્યાર સુધીમાં લખેલાં બહુધા સર્વ નાટકો લગભગ નિષ્ફળ જેવાંજ નીવડયાં છે અને તે એટલે સુધી કે તેમનાં એકાદ બે નાટકોને તો, કેવળ એક કે બે વારજ રંગભૂમિપર આવતાં લોકોના તિરસ્કારથી, સદાને માટે રંગભૂમિપરથી અદૃશ્ય થઇ જવાના દુઃખદ પ્રસંગો પણ પ્રાપ્ત થયા છે. અહીં કદાચિત્ વાંચકો એવી શંકા કરશે કે, ત્યારે તેમનાં '**સતી દ્રૌપદી**' અને '**સતી દમયંતી**' આદિ ત્રણેક નાટકો વખણાયાં કેમ કરીને ? એ નાટકો જો કાંઇક પણ વખણાયાં હોય તો તેનાં કેટલાંક બીજાંજ કારણો છે; અને અમુક સ્થળની પ્રજાની ન્યૂન બુદ્ધિ એ પણ તે કારણોમાંનું એક કારણ છે, એ આગળ જતાં જણાશેજ એટલે અત્યારેજ એના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

હવે આપણે '**સતી દમયંતી**' નાટકનું સાહિત્ય તથા નાટ્યકળાની દૃષ્ટિથી નિરીક્ષણ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થઇશું. '**સતી દમયંતી**' નાટકની મૂળ પાયારૂપ વસ્તુસંકલના એવી તો નિર્માલ્ય છે કે, એવી નિર્માલ્ય વસ્તુસંકલના ભાગ્યેજ અન્ય કોઇ નાટકમાં જોવામાં આવી શકશે. નાટકના લેખનમાં એવો એક નિયમ હોય છે કે બની શકે ત્યાં સુધી નાટકમાંની ઘટનાઓનો આરંભથી અંત પર્યન્તનો કાળ જેમ ટુંકો લેવાય તેમ તે નાટક ઉત્તમ થવાનો સંભવ હોય છે; કારણ કે, પ્રથમ અને દ્વિતીય અંક વચ્ચે અથવા દ્વિતીય અને તૃતીય અંક વચ્ચે જો બાર બાર અને પંદર પંદર વર્ષના ગાળા રાખવામાં આવે, તો વર્ષોના પ્રમાણમાં ખરી રીતે મનુષ્યના શરીર આદિમાં જે પરિવર્ત્તનો થાય છે; તે પાંચ છ કલાકમાં નાટક

ભજવતાં પાત્રોમાં થઇ શકતા નથી અને તેથી જે રસની નાટકમાં અખંડતા રહેવી જોઇએ, તેનો ભંગ થાય છે; એટલુંજ નહિ, પણ અનિવાર્ય અસ્વાભાવિકતાથી નાટક એક ચેટકના રૂપમાં ફેરવાઇ જાય છે. એક આખ્યાન અને નાટકમાં જે મુખ્ય ભેદ છે તે આજ છે. અર્થાત્ નાટકમાં જીવનચરિત્ર સમાન પ્રત્યેક ઘટના દર્શાવવા જતાં '**સતી દમયંતી**' નાટકમાં જે અસ્વાભાવિકતાઓ ઉત્પન્ન થઈ છે તે નીચે પ્રમાણેઃ—

નળરાજાના ક્રીડાસરોવરમાં હંસોનો વિહાર, એ નાટ્યના આરંભપ્રસંગથી દમયંતીએ નળના ગળામાં સ્વયંવરમંડપમાં વરમાળા આરોપી ત્યાં સુધીના પ્રથમ અંકમાંના કથાભાગમાં પ્રથમ તો હંસ પક્ષી હતો તેને બદલે હંસને મનુષ્યના આકારમાં બતાવી તેના શિરપર માત્ર હંસની આકૃતિવાળી ટોપી પહેરાવીને જે અસ્વાભાવિકતાનું દર્શન કરાવવામાં આવ્યું છે તે ખરેખર આશ્ચર્યકારકજ જણાય છે. આપણાં પુરાણોમાં કેટલેક સ્થળે કેટલાંક પક્ષીઓ આદિ મનુષ્ય સમાન વાચા ધરાવનારાં હોવાનું વર્ણવેલું છે, પરંતુ તેઓ મનુષ્યનો આકાર ધરાવનારાં અને માત્ર ટોપીનાજ ચિન્હથી પક્ષી તરીકે ઓળખાતાં પક્ષી છે એવો ક્યાંય પણ ઉલ્લેખ મળી શકતો નથી. અર્થાત્ આવી રીતે ટોપી પહેરાવવાથી મનુષ્ય હંસ થઈ શકતો હોય તો તો પછી ઇંદ્રને ઐરાવતપર બેસાડી રંગભૂમિપર લાવવાનો પ્રસંગ આવે તે વેળાએ એક મનુષ્યને ઐરાવતના આકારની સાત સૂંઢવાળી ટોપી પહેરાવીને તેના ખભાપર ઇંદ્રને બેસાડીને કાઢવો અને સમજી લેવું કે, ઇંદ્ર ઐરાવતપર બેસીને પધાર્યા છે. અર્થાત્ આજકાલ જેમ જૂદા જૂદા દેશના લોકો તેમની જૂદી જૂદી જાતની પાઘડીઓના આકારના યોગે તે તે દેશના માણસ તરીકે ઓળખાય છે; તેજ પ્રમાણે અમુક પક્ષી કે પ્રાણીના કૃત્રિમ આકારને મસ્તકે ધારણ કરવાથી મનુષ્ય તે પક્ષી કે પ્રાણી તરીકે ઓળખાય છે, એવી કવિશ્રી છોટાલાલની કલ્પના હોય તો પરમાત્મા જાણે! અર્થાત્ મૂળ કથામાં વર્ણવેલા હંસને કથાના પ્રસંગ પ્રમાણે રંગભૂમિપર લાવવાનું કાર્ય કઠિન હોવાથી એ પ્રસંગને ગાળી નાખવાથીજ નાટ્ય કળાની કાંઇક વિશેષ સુંદરતા જળવાય છે. પણ કવિને તો હંસપાસેથી ઇશ્વરનું

કાર્ય આગળ જતાં લેવાનું હતું એટલે '**प्रथमग्रासे मक्षिकापातः**' પ્રમાણે આરંભથીજ અસ્વાભાવિકતાના અવલંબનની તેમને આવશ્યકતા પડી હોય તો તે સ્વાભાવિકજ હતું. આ કારણથીજ આપણી ગુર્જરગિરાના જ્ઞાન વૃદ્ધ અને વયોવૃદ્ધ સાક્ષરવર્ય **શ્રીયુત રણછોડભાઇ ઉદયરામે** આજથી ત્રીસ પાંત્રીસ વર્ષ પૂર્વે જે '**નળ દમયંતી**' નાટક રચ્યું છે તેમાં પણ એ હંસસંદેશ અને દમયંતીસ્વયંવરનો વિભાગ છોડી દઇને સ્વયંવર પછીના બાર વર્ષ વીતી ગયાં હતાં ત્યારથી નાટકનો આરંભ કર્યો છે. એ હંસસંદેશથી સ્વયંવર પર્યન્તના ભાગને લેવાથી બીજી અસ્વભાવિકતા થઇ છે તે એ કે પ્રથમ અંકમાં મી. હિમ્મત ઉત્તમ અને કુશળ નટ હોવા છતાં એક નવયૌવના અને અવિવાહિત અજ્ઞાતયૌવના કિંવા મુગ્ધા નયિકાનું જે સ્વરૂપ અને જે હાવભાવો દૃષ્ટિગોચર થવાં જોઇએ, તે મી. હિમ્મતમાં લેશમાત્ર પણ દૃષ્ટિગોચર થતાં નથી; કારણકે, પ્રથમ અંકમાં લીધેલા દમયંતીના કથાપ્રસંગમાટે મી. હિમ્મતની શરીરાકૃતિ અને અભિનયચેષ્ટા સ્વાભાવિક રીતેજ સર્વથા પ્રતિકૂળ છે. પ્રથમ અંકમાં નવયૌવનાને બદલે મી. હિંમત એક પ્રૌઢા સ્ત્રીના આકારમાંજ રજૂ થાય છે ને એ વાર્તા એવી તો સ્પષ્ટ છે કે એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથીજ. પરંતુ એમાં દોષ નાટકના રચનારનોજ છે, મી. હિંમતનો દોષ નથી; કારણ કે બીજા અંકથી મી. હિંમતનો દેખાવ પ્રસંગને અનુકૂળ હોવાથી તે પોતાના કાર્યને સારી રીતે દીપાવી જાય છે. પ્રથમ અંકમાં ત્રીજી ક્ષતિ એ છે કે હંસે નળનો સંદેશો દમયંતીને પહોંચાડયો અને દમયંતીનો સંદેશો નળને પહોંચાડયો, પ્રત્યેક પ્રસંગે નળ સમક્ષ દમયંતીના સૌન્દર્ય ગુણાદિનું અને દમયંતી સમક્ષ નળના સૌન્દર્ય ગુણાદિનું વર્ણન કર્યું અને છેવટે દમયંતી નળને વરી એ વિના બીજો કોઇ સારો અને જેથી નાટકની જમાવટ થાય એવો કોઇ પ્રસંગ પ્રથમ અંકમાં ન હોવાથી અને નારદની ભૂમિકા કોઇ પણ પ્રકારના કારણ વિના ઘુસેડેલી હોવાથી પ્રથમ અંક લગભગ આખોજ રસ વિનાનો અને લૂખો જાય છે, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છેજ નહિ; કારણકે સાધારણ પ્રેક્ષકોનો પણ '**સતી દમયંતી**' ના પ્રથમ અંક

વિષે લગભગ આવોજ અભિપ્રાય છે. ખરી રીતે **નળ** અને કલિ વચ્ચે પ્રકટેલા કલહાગ્નિના કાર્યમાં દેવર્ષિ **નારદનો** કશો હાથ હતોજ નહિ; છતાં કવિશ્રી છોટાલાલે **નારદનેજ** કલિ અને **નળ** વચ્ચેના કલહાગ્નિના હેતુરૂપ દર્શાવીને બિચારા **નારદની** વિનાકારણ મિટ્ટી પલીદ કરી નાખી છે. કવિશ્રીએ પોતાના '**સતી દ્રૌપદી**' નાટકમાં જેવી રીતે અકારણ **નારદને** ખોસી ઘાલ્યો છે, તેજ પ્રમાણે '**સતી દમયંતી**' નાટકમાં પણ **નારદજીને** બોલાવ્યા વિના તેમને ચાલી શક્યું નથી. તેમજ **નારદ** એટલે છળપકટ અને દંભ પ્રપંચની સાક્ષાત્ મૂર્તિ એવીજ કવિશ્રીની ભાવના થએલી હોય એમ તેમણે '**દ્રૌપદી**' નાટક અને '**દમયંતી**' નાટકમાં **નારદના** મુખથી કઢાવેલા ઉદ્ગારોથી સ્પષ્ટ જણાઇ આવે છે. પરંતુ એ કૃતિ તેમના પૌરાણિક વિષયના અભ્યાસની ન્યૂનતા દર્શાવનારી છે; કારણકે, **નારદે** જ્યાં જ્યાં પણ કલહ ઉપજાવ્યો છે, ત્યાં છેવટે સારા પરિણામની ભાવનાથીજ ઉપજાવ્યો છે અને તેથીજ **નારદ** એક પૂજ્ય વિભૂતિ મનાય છે. '**દ્રૌપદી**' નાટકમાં કવિએ **નારદનું** જે ૨૦ મું ગાયન રાખ્યું છે તે આ પ્રમાણે:—

" વાહરે ગંમત વાહરે રંમત
કેવી જમાવી છે વાહ વાહ
એકને કહી સમજાવીએ આમ
બીજાને વળી સમજાવીએ આમ
પ્રપંચ રૂપ સંસાર જણાય,
પ્રપંચી એજ પંડીત ગણાય;
પાખંડીના પડે પાસા પોબાર,
જૂઠ્ઠાનો જય અને સાચાની હાર
કપટ તણી બાજી ઘણી રમી જાણી
પૂરો જ્ઞાની લેવો માની
જીવનનો એ છે સાર"—વાહરે.

**નારદનાં** આ ભાષા અને વિચાર કદાપિ હોઇ શકે ખરાં કે ? એક તુચ્છ માનવ પ્રાણી પણ જે ઉદ્ગારો કાઢતાં જરા વિચાર કરે તેવા તુચ્છ

ફિદ્દગારો **નારદ** જેવો ત્રિલોકપૂજ્ય મહાત્મા કાઢે એ કવિશ્રીને પોતાને સ્વાભાવિક લાગતું હોય તો ભલે, પણ સાહિત્ય અને કળાની દૃષ્ટિથી અસ્વાભાવિક અને વિસંગત છે; એટલુંજ નહિ પણ આ એક મહા અનર્થકારક નિંદ્ય પ્રકાર છે.

'**સતી દમયંતી**' નાટકમાં **નારદ**નું એક ગાયન ( ૧૭ મું ) પણ લગભગ એવાજ પ્રકારનું છે અને તે આ પ્રમાણે:—

" અહાહા આ પણ નવીન રંગ
આવી મળ્યો આજ ઠીક પ્રસંગ
પ્રપંચ કુશળ દેવ બન્યા નળને કળી
સુંદર રૂપ રંગ
વરવાને વિચારી ભીમક કુમારી અહા
રચ્યો આતે શું પ્રપંચ
પ્રપંચની જાળ તોડશે તત્કાળ આ મુનીબાળ
સ્વયંવર મંડપે જોવું કેવા બને છે હાલ હવાલ. "

આ કવિતા કે જોડકણું ? આમાં **નારદ**ના કહેવાનું તાત્પર્ય શું છે તે કાંઇજ સમજી શકાતું નથી; કારણકે, સ્વયંવરમાં **અગ્નિ**, **વરુણ**, **ઇંદ્ર**, અને **યમ** આદિના પ્રપંચનો સ્ફોટ તો નાટકમાં **સરસ્વતી**દ્વારા થાય છે, તો પછી મુનિબાળે પ્રપંચની શી જાળ તોડી ? પોતાની વસ્તુસંકલનાનું કવિને પોતાને ભાન ન હોય એનું આના કરતાં વિશેષ સુંદર બીજું ઉદાહરણ મળવું સર્વથા અશકય છે. એ ઉપરાંત કાવ્યના જે દોષો છે, તેમનું તો જૂદુંજ અવલોકન કરાશે. **સરસ્વતી**નું આગમનજ જયાં ખોટું છે ત્યાં **નારદ**ની મહત્તાજ શી હોઇ શકે ?

ડૉ. કે. **બી.** પટેલ '**સતી દમયંતી**' નાટકની પોતાની અતિશયોક્તિયુક્ત શ્લાઘાના પ્રદેશમાં આગળ વધતાં લખે છે કે:—

" હાલના સમયમાં જનસમાજનો મોટો ભાગ કાલના કરેલા ઉપકાર આજે ભૂલી જઇ ઉપકારને બદલે અપકાર કરે છે, તેવા કૃતઘ્ન પુરૂષોને આ ખેલમાંનો **હંસ** શિક્ષા આપી ઉપકારનો બદલો કેમ વાળવો તે સારી રીતે

શીખવે છે. તળાવમાં યથેચ્છ વિહાર કરતો હંસ નળના હાથમાં સપડાય છે અને છૂટવા યાચના કરે છે, પણ નળે નહિં છોડવાથી હંસણીના વિરહ વચનો અને શ્રાપનો ભાગી થાય છે. તે પછી નળ વચનબદ્ધ હંસને છોડે છે તેના બદલામાં દમયંતીને મેળવી આપવાનું વચન હંસ નળને આપી રૂણમુક્ત થવા પ્રયત્ન કરે છે અને તે નિર્દોષ પક્ષી આ ઉપકારના બદલામાં આખર સુધી જીવને જોખમે દમયંતી અને નળની સેવા કરતું રહે છે.”

હવે ડૉકટર સાહેબના કથન પ્રમાણે હંસ જે અંતપર્યન્ત દમયંતી અને નળની સેવા કરતું રહે છે તે સેવામાં હંસ અને નારદનો મેળાપ નળ દમયંતી વનવાસી થવા પછી થાય છે, તે પ્રસંગે હંસના તેમને સહાયક થવા વિષેના ઉદ્‌ગારો સંભળાય છે, એટલુંજ નહિ પણ લગભગ નારદની બરાબરીમાં ઉભો રહી હંસ જેવો એક અશક્ત પક્ષી કલિ જેવી એક પ્રચંડ તમોગુણમયી મૂર્ત્તિના શિરપર યથેચ્છ અપશબ્દોની વૃષ્ટિ વર્ષાવે છે, છતાં કલિ મૌન ધારીને તે સહન કર્યા કરે છે. ( જુઓ બીજા અંકનો પ્રવેશ ૬ છટ્ઠો ). ત્યાર પછી જ્યારે દમયંતી ચેદિ દેશના રાજા સુબાહુની રાજપુત્રી સુનંદાના મહાલયમાં એક દાસી તરીકે નોકરીમાં રહે છે અને ત્યાં કલિના કૌટિલ્યથી તેના પર હારને ચોરવાનો આરોપ આવતાં તેને અપરાધિની તરીકે ન્યાયાસન સમક્ષ ઉભી કરવામાં આવે છે તે વેળાએ પોતાને મરણની શિક્ષા મળવાથી દમયંતી હંસને ઉદ્દેશીને કરુણાયુક્ત પ્રાર્થના કરે છે અને તે પ્રાર્થના સાંભળી પક્ષી હંસ આકાશમાંથી હારોની વૃષ્ટિ વર્ષાવે છે અને પોતાના મિત્રઋણમાંથી બદલો વાળીને મુક્ત થાય છે. ( જુઓ બીજા અંકનો પ્રવેશ ૯ મો અને ૧૦ મો ). સારાંશ કે, નળના પોતાપર થએલા ઉપકારનો બદલો ઉપકારથી વાળી આપવામાટે હંસના હાથે દમયંતી તથા નળની જે સેવાઓ થએલી નાટકમાં દર્શાવી છે તેમાંની મુખ્ય સેવાઓ બહુધા આ પ્રમાણેની છે. પરંતુ હંસ એક સાધારણ પક્ષી હોવા છતાં આવા હારોની વૃષ્ટિ વર્ષાવવા જેવાં દૈવી અને ઇશ્વરીય કૃત્યો કરી શકે કે કેમ ? અને એ વિષેના, નળદમયંતીની પૌરાણિક કથામાં, કશા પણ આધાર છે કે કેમ ? એનો વિચાર ડૉકટર સાહેબે કર્યો હોય એમ જણાતું નથી; અને

તેનું ખાસ કારણ એ છે કે '**નળાખ્યાન**'માં શું લખ્યું છે તે જાણે ડૉકટર સાહેબની બલારાત! આતો પોતાના એક સમાજિષ્ટ બંધુએ જે કાંઇ લખ્યું તેને યેનકેન પ્રકારેણ ઉત્તમ સિદ્ધ કરવુંજ જોઇએ એવા હેતુથીજ લખાએલો લેખ છે; એટલે ડૉકટર સાહેબ પણ હંસ પ્રમાણેની કવિશ્રી છોટાલાલની સેવા કરીને મિત્રઋણમાંથી મુક્ત થયા છે અને તેટલામાટે તેઓશ્રી સહસ્ત્રશઃ ધન્યવાદોને પાત્ર છે !

પરંતુ જે આશ્ચર્યનો વિષય છે તે માત્ર એટલોજ કે, ડૉકટર સાહેબે પોતાના એ એકપક્ષીય અવલોકનમાં " નીતિશાસ્ત્ર અને વર્ણાશ્રમના નિયમ વિરૂદ્ધ કલીને બહાને જે પાખંડો, અધર્મ, ધુર્તતા, અને નીચતા આજે સંસારમાં નજરે પડે છે તેનું આબેહુબ વર્ણન કળીને મ્હોંએ કરાવી આ **બનાવટી** કળીના પંજામાંથી બચી..........." " પતિભક્તિમાં તલ્લીન **દમયંતીને** નીરખી નાટક તખતાપરની **મીરાં**બાઇનું ચરિત્ર નિર્માલ્ય લાગે છે. .................કારણ કે **ખ્યાલી** પ્રભુને શોધવા જતાં પોતાના પતિરૂપ પ્રભુને તરછોડી **મીરા**નું અનુકરણ નાટક જોનાર સ્ત્રી વર્ગ જો કરે તો તેજ પળે તેનો સંસાર ધુળધાણી થઇ જાય " ઇત્યાદિ ઉદ્‌ગારો કાઢીને કલિને **બનાવટી** તથા કૃષ્ણને **ખ્યાલી** વ્યક્તિ તરીકે સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, તેજ ડૉકટર સાહેબ મનુષ્યના આકારમાં દેખાતા હંસ પક્ષીમાં તેમજ તેનાં અદ્‌ભુત કૃત્યોમાં લેશ માત્ર પણ બનાવટીપણું જોઇ શકયા નથી અને એનું ખાસ કારણ એજ છે કે, એ સત્યને જોવામાટે જે નિષ્પક્ષપાતના તેજની આવશ્યક્તા હોય છે, તે તેજને પક્ષપાતરૂપ અંધકારે પોતાના આવરણથી સર્વથા આવૃત્ત કરી નાખ્યું છે અને તેથી ડૉકટર સાહેબ નિરુપાય થઇ ગયા છે !

હવે '**સતી દમયંતી**' નાટકમાંના હંસનાં કૃત્યોમાં સત્ય ભાગ કેટલો છે એનું નિરીક્ષણ કરીશું તેમજ બીજો અસત્ય ભાગ શા કારણથી નાટકમાં વિના કારણ ઘુસેડવામાં આવ્યો છે તે પણ જોઇશું. મૂળ કથામાં નળે હંસને બંધમુક્ત કર્યો અને તે ઉપકારના બદલામાં હંસે દમયંતીના હૃદયમાં નળ વિષયક પ્રેમની ઉત્પત્તિ કરી અને દમયંતીનો સંદેશ નળને પહોંચાડી બે પ્રેમી હૃદયોને એકત્ર જોડવાની પોતાના ઉપકારને વાળનારી

કૃતિ કરી બતાવી; એટલેથીજ **હંસ**ના કાર્યની '**નળાખ્યાન**'માં સમાપ્તિ થઇ જાય છે. ત્યાર **પછી નળ** દ્યૂતમાં રાજ્ય આદિને હારી વનવાસી થયો અને દમયંતીપર અનેક સંકટો આવ્યાં તે સમયની ઘટનાઓ સાથે **હંસ**નો કોઇ પણ પ્રકારનો સંબંધ હોય એવો કયાંય કશો પણ ઉલ્લેખ કિંવા આધાર મળી શક્તો નથી. ત્યારે **હંસ**ની ત્યાર **પછી**ની અદ્દ્ભુત કૃતિઓનો ઉદ્ભવ નાટકમાં કયાંથી અને કેવી રીતે થયો એવો પ્રશ્ન સ્વાભાવિકજ ઉત્પન્ન થાય છે, અને એના ઉત્તરમાટે આપણે એજ નાટકના રચનાર કવિશ્રી છોટાલાલના રચેલા અને '**શ્રી દેશી નાટક સમાજ**' દ્વારા રંગભૂમિપર ભજવાતા "**સતી દ્રૌપદી**" નાટક સાથે એ નાટકની તુલના કરી એ ઉભય નાટકોમાં કેટલું બધું સામ્ય રહેલું છે અને કવિ છોટાલાલે '**સતી દ્રૌપદી**' નાટકનેજ પોતાના હૃદયચક્ષુ સમક્ષ રાખીને તેના કેવળ ફોટોગ્રાફ પ્રમાણેજ એ '**સતી દમયંતી**' નાટકની રચના કરેલી છે, એનું આપણે કાંઇક સૂક્ષ્મ નિરીક્ષણ કરવું પડશે.

'**સતી દ્રૌપદી**' નાટકમાંનો કથાભાગ એવા પ્રકારનો છે કે, **પાંડવો**ના રાજસૂય યજ્ઞ પ્રસંગે જ્યારે શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થમાં પધાર્યા હતા; અને તેઓ **પાંડવો**ના અતિથિ હતા તે વેળાએ એક દિવસ છરીવડે શેરડી છોલતાં શ્રી કૃષ્ણની એક આંગળી જરાક કપાઇ અને તે વેળાએ **સત્ય**ભામા આદિ પાટો શોધવાની ધાંધલમાં પડી; પણ દ્રૌપદીએ તત્કાળ પોતાની અમૂલ્ય સાડીને ફાડી તેનો પાટો શ્રી કૃષ્ણની આંગળીએ બાંધી દીધો, અને તેથી પ્રસન્ન થઇને એ એક પાટાના બદલામાં સમય આવતાં હજાર ચીર પૂરવાનું કૃષ્ણે દ્રૌપદીને અભિવચન આપ્યું. ત્યાર પછી જ્યારે **પાંડવો** કૌરવો સાથેના જુગારમાં રાજ્ય તેમજ દ્રૌપદીને દાવમાં લગાવીને હારી ગયા અને દુષ્ટ દુર્યોધનની આજ્ઞાથી કૌરવની સભામાં દુ:શાસને દ્રૌપદીને નગ્ન કરવાના ઉદ્દેશથી તેનાં વસ્ત્રો ઉતારવા માંડયાં તે વેળાએ દીનબંધુ શ્રી કૃષ્ણે દ્રૌપદીને અદૃશ્ય રીતે એક હજાર ચીર પૂર્યાં અને ઉપકારનો બદલો વાળી આપીને પોતાની ધર્મભગિની દ્રૌપદીની લજ્જાનું રક્ષણ કર્યું. આ સાથે હવે '**સતી દમયંતી**' નાટકની વસ્તુસંકલનાને સરખાવીએ તો, સ્પષ્ટ જણાય

છે કે ઉપકારનો બદલો વાળવાને શ્રી કૃષ્ણે જેવી રીતે કૌરવની સભામાં દ્રૌપદીને અનેક વસ્ત્રો પૂર્યાં હતાં, તેજ પ્રમાણે સુબાહુની સભામાં ઉપકારનો બદલો વાળી આપવામાટે હંસ પક્ષીએ દમયંતીના શિરપર રત્નમાળાઓની વૃષ્ટિ વર્ષાવી દીધી. કૃષ્ણનું જે કાર્ય 'દ્રૌપદી' નાટકમાં છે તે જ કાર્ય હંસનું **'દમયંતી'** નાટકમાં છે. પરંતુ કૃષ્ણનું કાર્ય હંસ પાસેથી લેતાં નાટકના રચનારને એ વિચાર નથી થયો કે, કૃષ્ણ એક ઇશ્વરીય વિભૂતિ હતી અને હંસ એક સાધારણ પક્ષી છે; એટલે ઉભયની કાર્યશક્તિ કદાપિ સમાન હોઈ શકેજ નહિ. હંસની આકૃતિ કંગાલના હાથે કરોડોના દાન જેવી હોવાથી નાટ્યકળાની દૃષ્ટિથી અને સાહિત્યની દૃષ્ટિથી આ દોષ એવો તો ભયંકર થયો છે કે જેને બહુધા અક્ષમ્યજ કહી શકાય. એજ પ્રમાણે **'મહાભારત'** અંતર્ગત **'નળાખ્યાન'**માં એવો ઉલ્લેખ સ્પષ્ટ છે કે, **નળ** રાજ્ય હારી ગયો હતો, પણ દમયંતીને તેણે દાવમાં મૂકીજ નહોતી:—

Nala played on ; he continued to throw the dice, until at length he had lost all his possessions. Then Pushkara smiled and spoke to his stricken brother saying: " Now throw but one more hazard. Where is your stake ? Ah ! you have naught left now save Damayanti. Let us throw the dice for her."

At these words Nala's heart was rent in twain. Mute with sorrow, he gazed upon his brother...... he arose and stripped off his rich vestments one by one in the presence of his lamenting friends. Then slowly and in silence he went forth, naked and alone. Damayanti wearing but a single garment followed him behind. Together they stood at the city gates.

—DONALD A MACKENZIE'S
"INDIAN MYTH AND LEGEND"
P. 342

ઉપર જે અંગ્રેજી અવતરણ લેવામાં આવ્યું છે, તેનો સંક્ષેપમાં ભાવાર્થ એટલોજ છે કે, "**નળરાજ** જ્યારે દ્યૂતમાં પોતાનું રાજ્ય આદિ સર્વસ્વ હારી ગયો ત્યારે છેવટે પુષ્કરે ઉપહાસ યુક્ત સ્મિતથી તેને દમયંતીને દાવમાં મૂકવાની સૂચના કરી; પરંતુ તેના એ શબ્દોથી **નળનું** હૃદય વિદીર્ણ થઇ ગયું અને શોકપૂર્ણ અવસ્થામાં ત્યાંથી ઉઠી તેણે પોતાનાં સર્વ વસ્ત્રો ઉતારી દમયંતી સાથે ત્યાંથી વનમાં જવામાટે પ્રયાણ કર્યું." બાળક ઇંદ્રસેન અને ઇંદ્રસેનાને તો દમયંતીએ પ્રથમથીજ સારથી વાર્ષ્ણેય અને દાસી બૃહત્સેના સાથે પોતાને પિયર મોકલી દીધાં હતાં એટલે આ પ્રસંગે તેમની હાજરી હતીજ નહિ. સારાંશકે, **નળ** દમયંતીના આખ્યાનમાં ક્યાંય, પુષ્કરની દમયંતીમાં આસક્તિ હતી કિંવા તેણે દમયંતી અને તેનાં બાળકોપર દ્યૂતમાં પોતાનો જય થવા પછી અમુક પ્રકારની દુષ્ટ ભાવનાથી અમુક પ્રકારનો બળાત્કાર કે અત્યાચાર કર્યો હતો, એવા પ્રકારનો ઉલ્લેખ છેજ નહિ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં '**સતી દમયંતી**' નાટકના બીજા અંકમાં પુષ્કરને દ્યૂતમાં વિજય મળ્યા પછી તેનો દમયંતી અને તેનાં બાળકોપરનો અત્યાચાર અને ત્યારપછી બાળકોને એક બ્રાહ્મણ સાથે વિદાય કરવાની દમયંતીની ક્રિયા ઇત્યાદિ પ્રકારનો આખ્યાનથી સવર્થા વિરુદ્ધ પ્રકારનો કથાભાગ લેવામાં આવ્યો છે, તે શા કારણથી ? એવો એક સ્વાભાવિક પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે; એટલે એનું સમર્પક ઉત્તર અહીં મળતુંજ જોઇએ. આ ગોટાળાનું મૂળ કારણ એજ છે કે, કવિની એવીજ ધારણા થએલી હોવી જોઇએ કે, જ્યાં સુધી એક સતી સ્ત્રીપર કોઇ દુષ્ટ જન બળાત્કાર કરવાને તૈયાર ન થાય અને તે દુષ્ટ જનને મોટી મોટી બૂમો પાડવાના તથા સતીને પોતાના સતીધર્મનાં લાંબાં લાંબાં ભાષણો કરવાનો પ્રસંગ રંગભૂમિપર પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી નાટકમાં રસનો–રૌદ્ર રસનો–આવિર્ભાવ થવો અશક્ય છે. ત્યારે હવે 'દમયંતી' નાટકમાં આવો શો પ્રસંગ લાવવો એના વિચારમાં તેઓ પડેલા હોવા જોઇએ; છેવટે તેમના પોતાનાજ લખેલા '**સતી દ્રૌપદી**' નાટકમાંનાં દુઃશાસન તથા દુર્યોધન આદિ દુષ્ટ પાત્રો અને તેમની દુષ્ટ કૃતિઓના સર્વ પ્રસંગો કવિશ્રીના હૃદયચક્ષુ સમક્ષ તરી આવેલાં હોવાં

જોઇએ અને તેના પરિણામેજ **'સતીદમયંતી'** પર પુષ્કરના અત્યાચારનું દૃશ્ય આલેખાયલું હોવું જોઇએ; એમ આપણી બુદ્ધિ આપણને સ્પષ્ટતાથી જણાવી શકે છે. દુર્યોધનની આજ્ઞાથી દુઃશાસન રજસ્વલા દ્રૌપદીને ચોટલો ઝાલી કૌરવોની સભામાં ખેંચી ગયો હતો, તો શું પુષ્કર મહારાજ દ્યૂતમાં જીતાયલી દમયંતીપર તલ્વાર તાણીને ઉભો રહે, એ અશક્ય છે ખરૂં કે? કવિશ્રી છોટાલાલની કૃતિમાં કદાચિત્ એ અશક્ય નહિ હોય, પણ જ્યાં દમયંતી દાવમાં મૂકાઇજ નહોતી, ત્યાં પછી આ પ્રસંગનો જન્મ હોઇજ ક્યાંથી શકે વારૂ? મૂળ ન હોય ત્યાં શાખાનો સંભવજ ક્યાંથી હોય? આ પ્રસંગો **'સતી દ્રૌપદી'** નાટકના ફોટોગ્રાફ જેવાજ છે; અને તે જ્યારે **'શ્રી દેશી નાટક સમાજ'**નું **'સતી દ્રૌપદી'** નાટક કરાંચીમાં ભજવાશે ત્યારે અવશ્ય પ્રેક્ષકોના જોવામાં આવશે. મારી માત્ર પ્રેક્ષકોને એજ પ્રાર્થના છે કે, જો તેમણે **'સતી દમયંતી'** નાટક જોયું હોય તો **'સતી દ્રૌપદી'** નાટક તેની સાથે તુલના કરીનેજ જોવું, અને **'સતી દમયંતી'** નાટમાંના બીજા અંકના બીજા, ત્રીજા, અને દશમા પ્રવેશને **'સતી દ્રૌપદી'** નાટકના પ્રથમ અંકના પ્રવેશ છઠ્ઠા, સાતમા, તથા દશમા સાથે અવશ્ય સરખાવવા. એમ કરવાથી **'સતી દમયંતી'** અને **'સતી દ્રૌપદી'** નાટકમાં વસ્તુસંકલનાનું સામ્ય તો દેખાશેજ, પરંતુ તે ઉપરાંત એ પ્રવેશોમાં પાત્રોનાં ભાષણો પણ લગભગ એકજ પ્રકારનાં છે; એટલુંજ નહિ, પણ કેટલાક શબ્દો પણ તેના તેજ બોલાય છે: એ પણ તત્કાળ પ્રેક્ષકોના જોવા તથા જાણવામાં, આવી શકશે અને પ્રસ્તુત લેખની સત્યતાનો તેમને સંપૂર્ણ સાક્ષાત્કાર થશે. કવિશ્રીએ કેવળ પોતાના **'સતી દમયંતી'** નાટકમાંજ આવો ગોટાળો કર્યો છે એમ નથી, કિંતુ **'સતી દ્રૌપદી'** નાટકમાં પણ સતીપર દુષ્ટના અત્યાચારને બતાવવાના પ્રસંગને બળાત્કારે ખેંચી લાવવાની તેમણે હાસ્યાસ્પદ ચેષ્ટા કરેલી છે અને તે એ કે, પાંડવો દ્રૌપદી સહિત વનવાસમાં ચાલ્યા ગયા પછી દુર્યોધને દુઃશાસનને વનમાં મોકલી દ્રૌપદીનું હરણ કરાવ્યું હતું, દ્રૌપદીને તેણે કારાગૃહમાં રખાવી હતી અને ત્યાં તેનો દ્રૌપદીના સતીત્વનો બળાત્કારે ભંગ કરવાનો પ્રયત્ન

ચાલતો હતો; એટલામાં શ્રીકૃષ્ણે આવીને સતીનો ઉદ્ધાર કર્યો, ઇત્યાદિ–જુઓ '**સતી દ્રૌપદી**' નાટક અંક બીજો–પ્રવેશ ૨ જો અને ૩ જો. કવિશ્રી બતાવી શકશે અથવા કવિશ્રીના અતિ પ્રશંસક (Admirer) ડૉ. કે. બી. પટેલ બતાવી શકશે ખરાકે આ પ્રસંગો '**મહાભારત**' માંથીજ લેવામાં આવ્યા છે? કદાચિત્ કોઇ એવો વાદ કરે કે નાટ્ય રચનામાં અમુક પ્રકારની કલ્પનાસૃષ્ટિને નિર્માણ કરવાનો અધિકાર છે અને તેના આધારે આ રચના થએલી છે, તો હું જણાવવા માગું છું કે, સાહિત્યગ્રંથોમાં ઐતિહાસિક કિંવા પૌરાણિક પ્રસંગોમાં કલ્પનાના સંમિશ્રણની સીમા કેટલી હોય છે એના નિર્ણયમાટે અવશ્ય તેમણે એ વિષયના સાહિત્યગ્રંથોનું અવલોકન કરવું એટલે એથી તેમનો એ વાદ આ વિષયમાં નિરર્થક છે, એ તત્ત્વને જો તેઓ બુદ્ધિમાન્ હશે, તો પોતાની મેળેજ જાણી શકશે; એટલામાટે અહીં તેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી અને એ વિષયના વિસ્તૃત વિવેચનમાટે સ્થાન તથા સમયનો પણ અભાવ છે. અસ્તુ: એ ઉપરાંત કર્કોટક નાગને અગ્નિની જ્વાળામાંથી નળરાજે બચાવ્યો અને કર્કોટકે તેને એના બદલામાં દંશ દઇને વિરૂપ બનાવી દીધો, અને પુનઃ પૂર્વ સ્વરૂપને પ્રાપ્ત કરાવનાર દિવ્ય વસ્ત્ર નારદજીએ નળને આપ્યું, એમ '**સતી દમયંતી**' નાટકમાં બતાવેલું છે. પરંતુ એ અસત્ય ઘટના છે; એટલુંજ નહિ, પણ દિવ્ય વસ્ત્ર નારદના હસ્તે અપાવતાં કર્કોટકની તો કૃતઘ્નતાજ સિદ્ધ થઇ છે, એનો કવિશ્રીને જરાપણ વિચાર થયો નથી. કર્કોટક નાગ છતાં એક દૈવી પાત્ર છે અને તેણે દંશથી નળને તેના કલ્યાણમાટેજ વિરૂપ કર્યો હતો અને તેથી તે વિરૂપતાના નિવારણનું સાધન દિવ્ય વસ્ત્ર પણ પોતેજ આપીને પોતાની કૃતજ્ઞતાને તેણે સિદ્ધ કરી બતાવી હતી, એવો મૂળ પ્રસંગ છે અને તેમાં કર્કોટક દૂષિત થયો નથી. પરંતુ નારદને કવિશ્રી બળાત્કારે ખેંચી લાવ્યા એટલે તેના હાથે કાંઇ કૃત્ય તો કરાવવુંજ જોઇએ; એટલામાટે નારદને મોટા પરદુઃખભંજન દિવ્ય વસ્ત્રના દાતા બનાવ્યા, અને કર્કોટકને પુષ્કરના દમયંતીપરના બનાવટી અત્યાચાર પ્રમાણેના બળાત્કારથી કૃતઘ્ન સિદ્ધ કરી દીધો. એ દિવ્ય વસ્ત્ર કર્કોટકેજ આપ્યું હતું તેનું પ્રમાણ આ પ્રમાણેઃ—

The Karkotaka said "know now that I have changed the form so that no man may know thee. My poison, too will cause unceasing anguish to the evil one who possesseth thy soul, he will suffer greatly until he shall set thee free from thy sorrow. So wilt thou be delivered from thine enemy. O blameless one............My poison will harm thee not, and henceforth, by reason of my power, thou wilt have no need to fear the wild bear, or any foeman, or a Brahman or the sages. Even in battle thou wilt be victorious.........Now go thy way, and be called Bahuka, the charioteer. Hasten thou unto the city of Ayodhya and enter the service of Royal Rajah Rituparna the skilful in dice. Thou wilt teach him how to subdue horses and he will impart to thee the secret of dice. Then wilt thou again have joy. Sorrow not therefore; for thy wife and thy children will be restored unto thee and thou wilt regain thy kingdom."

Then the serpant gave unto Nala a magic robe, saying: "When it is thy desire to be as thou wert, O king, think of me and put on this garment and thou wilt immediately resume thy wanted form."

DONALD A. MACKENZIE'S
"INDIAN MYTH AND LEGEND" P. 554.

એજ પ્રમાણે 'સતી દમયંતી' નાટકમાં પુષ્કરને નારદના ઉપદેશથી પોતાના કુકૃત્યમાટે પશ્ચાત્તાપ થાય છે અને નારદના આપેલા બ્રહ્મ-

દંડના પ્રતાપે તે કલિના પાશમાંથી મુક્ત થઇ તે બ્રહ્મદંડની સહાયતાથી કલિને બાંધી નળ તથા દમયંતી સમક્ષ લાવે છે અને પોતે પુનઃ વૈરાગ્યને સ્વીકારે છે. એ સર્વ ઘટના પણ અસત્ય અને અસંબંદ્ધ છે. સત્ય ઘટના એ છે કે નળરાજે દ્યૂતમાં ખોએલી રાજસત્તા પાછી, ઋતુપર્ણ રાજા પાસેથી શીખેલી દ્યૂતવિદ્યાના પ્રભાવથીજ મેળવી હતી; કારણ કે જો એમ ન થયું હોય, તો પછી નળદમયંતીના ચરિત્રમાં ઋતુપર્ણની કશી આવશ્યકતા રહેતીજ નથી. એ વિષેનું પ્રમાણ નીચે પ્રમાણેઃ-

...........Nala atonce went before Pushkara and said " I would fain throw dice with thee once again. I have much wealth and will stake all my treåsure and even Damayanti upon the hazard. Thou Pushkar must stake thy kingdom. Let us stake everything. Let us play for our lives, and, know, too that according to ancient law, he who wins a kingdom by glambing must accept the challenge to play the counter game.........if thou wilt not play, then let us settle our difference in single combat. "

Immediately the two brothers set to the game and Nala won at a single hazard all that he had lost."

DONALD A MACKANZIE'S
"INDIAN MYTH AND LEGEND" P. 372

આ પ્રમાણે તો વસ્તુસંકલનામાંજ વિરુદ્ધતા અને ગોટાળા છે; અને જે કલ્પિત ભાગ ઉમેરાયો છે તે પણ એવો ઉમેરાયો છે કે તેના યોગે મૂળ કથામાં વિકૃતિ તો થઇ છે, પણ તેથી પણ વધારે ભયંકર પરિણામ એ આવ્યું છે કે, નીચ પાત્રમાં ઉચ્ચતાનો આવિર્ભાવ થયો છે અને ઉચ્ચ પાત્રોમાં નીચતાનો આરોપ થઇ ગયો છે. પુષ્કર છેવટે અસાધુ હોવા છતાં

સાધુના રૂપમાં દેખાયો છે અને કર્કોટક ઉપકારનો બદલો ઉપકારથી વાળી આપવા વાળો કૃતજ્ઞ હોવા છતાં '**સતી દમયંતી**' નાટકમાં એક કૃતઘ્ન વ્યકિત તરીકેજ દેખાયો છે. આ વસ્તુ સંકલનામાંના અક્ષમ્ય દોષો છે અને એની પરીક્ષા **અમદાવાદ** તથા **મુંબઈના** લોકોજ વધારે સારી રીતે કરશે. હવે આપણે કવિશ્રી **છોટાલાલની** ભાષા આદિનું અવલોકન કરીશું.

આજ કાલ બહુધા નાટકમંડળીઓના માલિકો પોતાના નાટકોની આખી ચોપડીઓ છપાવતા નથી; કિંતુ કેવળ ગાયનો અને નાટકના સંક્ષિપ્ત સારની બબ્બે આનાની ચોપડીઓજ છપાવે છે એટલે જ્યારે આવી રીતે નાટકના પરીક્ષણનો અવસર ઉપસ્થિત થાય છે ત્યારે સમસ્ત નાટકના ગુણ દોષોની પરીક્ષાનું કાર્ય બહુધા કઠિન થઈ પડે છે. '**સતી દમયંતી**' નાટકનાં પણ માત્ર ગાયનો અને સંક્ષિપ્ત સારજ છપાયલાં છે અને તેથી આપણે મુખ્યત્વે એનાં ગાયનોમાંનાજ ભાષાદોષ આદિનું અવલોકન કરી શકીશું; છતાં કેટલાક અન્ય દોષો નાટ્યાવલોકન કરતાં મારા સ્મરણમાં રહ્યા છે તેનો પણ ક્યાંક ક્યાંક તો ઉલ્લેખ થશેજ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં સ્થાલીપુલાકન્યાયથી ( તપેલામાં રંધાયલા ચોખાનો એક દાણો દાબી જોવાથી ) જેવી રીતે ભાત રંધાયલો છે કે કાચો છે એની તરત પરીક્ષા થઇ જાય છે, તેવી રીતે જ્યારે ગાયનોની ભાષામાંજ આવા ભયંકર દોષો છે તો પછી આખા નાટકમાં દોષોનું પ્રમાણ કેટલું હોવું જોઇએ; એ વિષેની સુજ્ઞ અને બુદ્ધિમાન્ વાંચકો તત્કાળ કલ્પના કરી શકશે.

'**સતી દમયંતી**' નાટકનું ગાયન ૨ જું કે જે **હંસ** દમયંતીના સૌન્દર્યનું વર્ણન કરતાં ગાય છે, તે નીચે પ્રમાણે છે:—

"**બાલ** કૃષ્ણ અધરોપર લાલી
કુંડીન નૃપ **બાલી**
મેં ઉપવનગાં **ન્યાલી**
કમલ કોમળ ચરણ પલ્લવ ચાલે હંસી
વયે **બાલી**

અધિક **રૂપાલી** પુષ્પિત **ડાલી નવીન-**
**ચુવાવાલી**–મેં

જેના વદનથી કળા ચંદ્રની પણ હારી છે;
જેના સુહાસ્યે ગગનચંદ્રિકા બિચારી છે;
સુવાસિત શ્વાસમાં વસંતની લાચારી છે;
વાણી કોકીલ સુણી વાણી એ કુમારી છે;
**ગુરૂ સ્તન મંડળે** ગુરૂએ લઘુતા ધારી છે.
સ્વરૂપ સૌન્દર્યમાં શ્રી પાર્વતી **તપધારી** છે."

આ ગાયનનો કેટલોક ભાગ એક ઉર્દુ નાટકમાંના એક ગાયનનો બહુધા અનુવાદ છે અને અંતરાની છ લીટિઓ તે '**શ્રીઆર્ય નાટ્ય સમાજ**'ના '**દેવી દમયંતી**' નાટકના ૪ થા ગાયનમાંના ભાવને ચોરીને લખવામાં આવી છે, છતાં ભાષાન્તર તથા શબ્દચૌર્ય (Plagiarism)માં પણ કવિશ્રી કેટલી સીમા પર્યન્ત કાચા છે એ નીચેના વિવેચનથી જણાશે. આ ગાયનમાં જે કાળા અક્ષર મૂકાયા છે તે મેં મૂકાવ્યા છે; કારણ કે એ ભાગ વાંધાવાળો છે.

ઉપર જે ગાયન આપવામાં આવ્યું છે, તેનું મૂળ ઉર્દુ "**સુફેદ ખૂન**" નાટકના પ્રથમ અંકના ચોથા પ્રવેશમાં છે અને તે આ પ્રમાણે:–

"બાલ જાલ ગાલોમેં લાલી નાગન લટકાલી
ચે અખિયાં મતવાલી.
નાજુક નાજુક કમર લચકે જયસે ફૂલનકી ડાલી
જોબનવાલી છબ નિરાલી મોરી ઉમર બાલી–"
–ચે અખિયાં.

**હવે પ્રશ્ન એ છે કે, ઉર્દુમાં વાળને બાલ** કહેવામાં આવે છે; **પરંતુ ગુજરાતી ભાષામાં વાળને બાલ** કહેવાનો પરિપાઠ **છેજ નહિ અને તેથી એ શબ્દ ગુજરાતી ભાષામાં અયોગ્યજ યોજાયો છે; તેજ પ્રમાણે** 'કુંડીન **નૃપ** બાલી', થી **કુંડિનપુરના નૃપની** બાળા દમયંતી **એવો** કવિશ્રીનો આશય છે;

પરંતુ બાળાને બદલે ગુજરાતીમાં કેવળ ' **ન્યાલી** ' પ્રાસ સાથે મેળ મેળવવા-માટેજ **બાલી** શબ્દ યોજવાનો સાહિત્યના કયા પ્રમાણના આધારે કવિશ્રીને અધિકાર છે, અને કવિત્વમાં એવી નિરંકુશતા દર્શાવી શકાય છે કે કેમ? એ જો કવિશ્રી બતાવશે તો ગુર્જર લેખકમંડળપર તેમનો અત્યંત આભાર થશે. ' **વયે બાલી** ' માં પણ એવોજ અનર્થ થએલો છે; કારણ કે, ઉર્દુ ' ઉમર **બાલી** ' નું ગુજરાતી ભાષાન્તર ' **વયે બાલી** ' કરવાથી ભાષાદોષ અને તે સાથે તેમની પોતાનીજ નીચે લખેલી પંક્તિ ' **નવીન યુવાવાળી** ' સાથે વિરોધ એ બન્ને દોષ એક સામટા સાથે આવીને ઊભા રહ્યા છે; કારણ કે, ' વયે **બાલી** ' નો તાણી તોડીને અર્થ કરીએ તો ' બાલ્ય વયની ' એટલોજ અર્થ નીકળી શકે છે અને નીચે પુનઃ કવિ દમયંતીને ' નવીન યુવાવાળી ' એટલે કે નવા જોબનવાળી, તરીકે ઓળખાવે છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, એકજ કુમારિકા એકજ સમયમાં બાલ્ય વયની અને નવયૌવના હોઇ શકે ખરી કે? વળી ' નવીન યુવા-વાળી ' એમાં ' યુવા ' શબ્દની યોજનાથી જે મહા અનર્થ થયો છે તે તો ખરેખર ભયંકરજ છે; કારણ કે, ' યુવા ' શબ્દનો ' તરુણ પુરુષ ' એવો અર્થ થાય છે અને તેથી એ પંક્તિનો અર્થ એવોજ થાય કે, ' દ-મયંતી નવીન તરુણ પુરુષવાળી હતી; ' અરે! કુમારિકા દમયંતીના શિરપર આ કેવા પ્રકારનો આરોપ? યૌવન અને યુવા શબ્દોમાં રહેલા અર્થભેદના અજ્ઞાનનું પરિણામેજ આ પ્રમાદ થએલો છે અને એ સ્પષ્ટ દર્શાવી આપે છે કે, કવિશ્રીનું ભાષાજ્ઞાન અત્યંત અલ્પ છે. વળી એનાથી પણ પ્રમાદની અત્યંત પરિસીમા તો એજ ગાયનમાં જ્યારે દમયંતીને ' પુષ્ટ સ્તનમંડળવાળી ' તરીકે ઓળખાવેલી આપણે જોઇએ છીએ, ત્યારેજ આપણને દેખાય છે. હંસના મુખથી એક મુગ્ધ કુમારિકાના સૌન્દર્યનું વર્ણન કરાવું છું, એ વાત ને ભૂલી જવાથી, અથવા તો સાહિત્ય વિષયક અજ્ઞાનના પ્રતાપથીજ આ પ્રમાદ થએલો હોવો જોઇએ એમ સ્પષ્ટ દેખાઈ આવે છે; કારણ કે સ્ત્રીના શરીરમાં જે ચિન્હો કુમારિકા અવસ્થામાં હોય છે, તે ચિન્હોમાં સ્ત્રી વિવાહિતા થવા પછી બહુધા વિલક્ષણ પરિવર્તન

થઇ જાય છે અને સ્ત્રીના સ્તનોમાં ગુરુતાનો આવિર્ભાવ લગ્નસંબંધ પછીજ થતો હોવાથી સાહિત્યના નિયમો અનુસાર તેમજ શારીરિક શાસ્ત્ર અનુસાર યૌવનની સીમાને પહોંચેલી પ્રૌઢા નારીનેજ ગુરુસ્તની, પીનસ્તની કિંવા પીનપયોધરા, અને ગુરુવક્ષા આદિ વિશેષણો લગાડી શકાય છે. અર્થાત્ આ એકજ ગાયનમાં એટલા બધા દોષો થયા છે કે, લાચારીએ એમ કહેવાની અગત્ય પડે છે કે, અદ્યાપિ કવિશ્રીને કેટલાક કાળ પર્યન્ત સાહિત્યના મનન પૂર્વક અભ્યાસની ખાસ આવશ્યકતા છે; કારણ કે સાહિત્યજ્ઞાનના અભાવે ભવિષ્યમાં તેમના લેખોમાં આવા પ્રમાદો આવતાજ જશે અને તેનું પરિણામ એ થશે કે, ગુજરાતી ભાષામાં નિર્માલ્ય અને સત્ત્વહીન સાહિત્યનો ઉદ્ભવ થતો રહેશે. આ ગાયનની સર્વ પ્રકારે નિર્દોષ રચના આ પ્રકારે કરી શકાત;—

" કૃષ્ણ કેશ અધરોપર લાલી ભીમક સુકુમારી પડી નજરે મારી
હરિણ લોચન ચરણ કોમળ
ચાલે હંસી સમ નારી—
અધિક રૂપાળી પુષ્પિત ડાળી નવયૌવનધારી—પડી૦
જેના વદનથી કળા ચંદ્રની પણ હારી છે;
સ્મિત મૃદુ જેનું જોઇ ચંદ્રિકા બિચારી છે;
શ્વાસસૌગંધ્યવડે પુષ્પની લાચારી છે;
કોકિલા કંઠ સુણી બેઠી હાય મારી છે;
કુચોએ આમ્રફળોની છટાજ ધારી છે.
છબી રતિનીજ બીજી ઇશ્વરે ઉતારી છે. "

ગત ગાયનમાં કવિશ્રી છોટાલાલના ભાષા વિષયક જ્ઞાન કરતાં પણ '**સતી દમયંતી**' નાટકના કલિના મુખથી ગવાતા પાંચમા ગાયનમાં તેમના ભાષાજ્ઞાનનું મહા ભયંકર પ્રદર્શન જોવામાં આવે છે. તે ગાયન મૂળ આ પ્રમાણે છેઃ—

" **દમયંતી દમયંતી** દીલને અપાર;
રમણીય રમણી હું નક્કી વરનાર,

છળ બળ કે કળથી **સ્વાધીનમાં** લાવું હું;
ત્યારે દીસે શાન્ત થાઉં થાઉં;
હું ભયંકર હું **દિગંબર** રૂદ્ર સ્વરૂપ,
**સંહારૂ સૃષ્ટિને** હું વક્ર દૃષ્ટિએ,
**દમયંતી** હું **ત્યજી** અન્યને ચહાય;
**રન** વનમાં રવડાવું રીબાવું અંતે;
**શ્રેષ્ટ** હું સૌમાં મનાવું જાઉં.!"

આ ગાયનમાં જે કાળા અક્ષરો મારી તરફથી મૂકવામાં આવ્યા છે તે ઘણાજ વાદગ્રસ્ત છે અને તેથી તે શબ્દોના વિસ્તૃત વિવેચનની ખાસ આવશ્યકતા છે.

આમાં પ્રથમ મૂકાયલા '**દમયંતી**' શબ્દનો અર્થ **ભી**મક રાજાની કુમારી દમયંતી છે; અને બીજા '**દમયંતી**' શબ્દથી કવિશ્રીએ '**દમયંતી દમયંતી**' એટલે દમયંતી દિલનું દમન કરે છે એવા ભાવને દર્શાવવાનો યત્ન કર્યો છે; પરંતુ તેમની એ ચેષ્ટા સર્વથા હાસ્યાસ્પદ અને નિરર્થકજ નીવડી છે; કારણ કે, સંસ્કૃત '**दम्**' ધાતુ ચતુર્થ ગણ અને પરસ્મૈપદનો છે અને તેનો જ્યારે પ્રેરણાર્થક ધાતુ તરીકે પ્રયોગ કરાય છે ત્યારે બહુ વચનમાં (તૃતીય પુરુષના બહુ વચનમાં અને વર્તમાન કાળમાં) '**दमयंति**' એવું સ્વરૂપ થાય છે. પરંતુ ગાયનમાંનો દ્વિતીય '**દમયંતી**' શબ્દ દીર્ઘ ઇકારાન્ત હોવાથી અશુદ્ધ છે, અને એ કદાચિત્ છાપખાનાવાળાની ભૂલ હશે, એમ માની લઇએ, તોપણ મૂળ કર્તા તરીકે વપરાયલો શબ્દ '**દમયંતી**' એક વચન છે તો તેની ક્રિયાનું સ્વરૂપ બહુ વચનનું સંભવેજ કેવી રીતે? તેમજ આવા શબ્દો ગુર્જર ભાષામાં સર્વથા અરૂઢ હોવાથી પણ ત્યાજ્ય છે, એ વળી એક તૃતીય બાધ છે. શબ્દલાલિત્યના પ્રવાહમાં તણાતાં કવિશ્રી ગુજરાતી અને સંસ્કૃત ઉભય ભાષાના નિયમોનું જાણે કે અજાણે ઉલ્લંઘન કરી ગયા છે, એ આથી નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે. ભાષાપર આવા બળાત્કાર કરવાથી પદલાલિત્ય લાવી શકાતું નથી, એનો પ્રત્યેક કવિએ અવશ્ય વિચાર રાખવોજ જોઇએ; નહિ તો આવા ઉપહાસપાત્ર ગોટાળા થવાના અને થવાના જ.

'**સ્વાધીનમા**' શબ્દથી તો કવિશ્રીના ભાષા વિષયક અજ્ઞાનની પરિસીમાજ થાય છે; કારણ કે '**સ્વાધીન**' શબ્દ વિશેષણ છે અને તેથી તે કર્ત્તા અથવા કર્મ ( યથાપ્રસંગ ) સાથેજ યોજી શકાય છે. અહીં કલિયુગ દમયંતીને પોતાના જાળમાં સપડાવવાની ઇચ્છા ધરાવતો હોવાથી '**આધીન**' કિંવા '**સ્વાધીન**' શબ્દનો સંબંધ દમયંતી સાથે રહેલો છે અને તેથી પ્રયોગ એવો થવો જોઇએ કે, 'છળબળ કે કળથી સ્વાધીન કરૂં.' પરંતુ '**સ્વાધીનમાં**' લખવાથી સ્પષ્ટ જણાય છે કે, કવિશ્રી 'સ્વાધીન' શબ્દને વિશેષણ નહિ પણ નામજ સમજ્યા છે અને તેથી જેવી રીતે 'દમયંતીને છળબળ કે કળથી, હું મારા કબજામાં લાવું' એમ લખી શકાય છે, તેજ પ્રમાણે '**સ્વાધીનમાં**' લખી માર્યું છે. ભાષાના પ્રદેશમાંનો કયો ભાગ '**વિશેષણ**' કહેવાય છે અને કયો ભાગ '**નામ**'ના નામથી ઓળખાય છે, એટલું વ્યાકરણ વિષયક સાધારણ જ્ઞાન પણ જેનામાં ન હોય, તે કવિનો ભાષાપર કેટલોક કાબૂ હોઇ શકવાનો સંભવ છે, એનો વાંચકોએજ વિચાર કરી લેવાનો છે.

સ્વર્ગીય કવિશ્રી દલપતરામ ડાહ્યાભાઇએ પોતાના ગુજરાતી પિંગળના પ્રારંભમાંજ જણાવ્યું છે કે—

"પિંગળ પાઠ પઢયા વિના, કાવ્ય કરે કદિ કોય;
વળી વ્યાકરણ વેના વદે, વાણી વિમળ ન હોય!"

એ નિયમ અક્ષરે અક્ષર સત્ય છે, અને એની સત્યતાનો, કવિશ્રી છોટાલાલના પિંગળ તથા **વ્યા**કરણ વિષયક અજ્ઞાનના યોગે, આ અવિમળ થએલી વાણીથી યોગ્ય સાક્ષાત્કાર થઇ શકે છે.

એ પછી વાંધાવાળો '**દિગંબર**' શબ્દ આવે છે. કલિ પોતાના ઉગ્ર સ્વરૂપ કિંવા પોતાની ભયંકરતાને દર્શાવતાં અભિમાનદર્શક '**દિગંબર**' શબ્દનો ઉચ્ચાર કરી પોતાને દિગંબર તરીકે ઓળખાવે છે. '**દિગંબર**' શબ્દ 'દિક્' અને '**અંબર**' એ બે શબ્દોના સમાસથી સિદ્ધ થએલો એક સમાસાન્ત શબ્દ છે, અને 'દિશાઓ છે વસ્ત્ર જેનાં' એટલે કે, 'નગ્ન' ( નાગું ) એવો એનો અર્થ થાય છે, એ પણ વિશેષણજ છે.

ત્યારે હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, શું જે સમયમાં કલિ એ શબ્દનો ઉચ્ચાર કરે છે તે સમયમાં તે 'દિગંબર' એટલે કે સર્વથા વસ્ત્ર-વિહીન અવસ્થામાં છે કિંવા અન્ય કાળમાં પણ કલિ દિગંબર રહે છે; એવું ક્યાંય પણ પ્રમાણ છે ખરૂં ? પરંતુ કવિશ્રીની ધારણા એવી હોવી જોઇએ કે, ભયંકરતા કેવળ 'દિગંબરતા' માંજ સમાએલી છે અને તેથીજ તેમણે આ અયોગ્ય અને અસ્થાનીય શબ્દનો આ સ્થળે વિના વિચારે પ્રયોગ કરી નાખ્યો છે. પરંતુ એ 'દિગંબર' શબ્દના યોગે એ ગાયનમાંની તેમની સમસ્ત ભાષા અને વિચારપદ્ધતિજ દિગંબર થઇ ગઇ છે અને બકરી કાઢતાં ઉંટડી પેસી ગઇ છે, એ વિષય કવિશ્રીના એકાગ્રધ્યાનના દુર્ગને તોડીને બહાર ચાલ્યો ગયો છે ! એ પછી કલિના 'સંહારૂં સૃષ્ટિને' એ શબ્દોનો તો કશો અર્થજ સમજાતો નથી; કારણ કે પોતાની માત્ર વક્રદષ્ટિથીજ સૃષ્ટિને સંહારી નાખવાની શક્તિ કલિમાં રહેલી હોય એવો કોઇ પણ શાસ્ત્રમાં ઉલ્લેખ નથી. કલિયુગ તે સૃષ્ટિસંહારક નહિ કિન્તુ કેવળ અધર્મપ્રચારક યુગ મનાય છે અને તેની શક્તિઓ પણ અમુક સીમાપર્યંત ચાલીને અટકી જાય છે. જો એમ ન હોત તો તો દમયંતીને આધીન કરવાના તેના પ્રયત્નોની નિષ્ફળતા થાતજ નહિ; કારણ કે, જે સૃષ્ટિને સંહારી શકતો હોય તેનામાં ધર્મને સંહારવાની શક્તિ સ્વાભાવિકજ હોવી જોઇએ; કારણ કે ધર્મનો પણ સૃષ્ટિમાંજ સમાવેશ થાય છે, તેનો નિવાસ કાંઇ સૃષ્ટિથી ભિન્ન કોઈ બાહ્ય ભાગમાં તો નથીજ. અર્થાત્ આ શબ્દો પણ નિર્માલ્ય અને અર્થહીનજ સિદ્ધ થાય છે.

"હું ત્યજી"થી કવિશ્રીનો '**મને ત્યજીને શું દમયંતી બીજાને ચહાય?**' એમ દર્શાવવાનો આશય છે; પરંતુ વાક્યપ્રયોગ સર્વથા વ્યાકરણના નિયમથી વિરુદ્ધ અને ખોટો કરાયો છે. કોઇ વાર '**હુંને ત્યજીને**' એવો પ્રયોગ ગુજરાતી ભાષામાં જોવામાં આવે છે અને '**શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી**'નાં કેટલાંક જૂનાં નાટકોમાં એવા પ્રયોગો છે, પરંતુ તે પ્રયોગ પણ ગ્રામ્ય ગણાય છે અને તેમાં પણ વળી '**હું ત્યજીને**' જેવા પ્રયોગમાંથી તો વળી '**હું દમયંતી ત્યજીને**' એવા બીજાજ અર્થની નિષ્પત્તિ થઇ જાય છે.

તે જ પ્રમાણે '**રન**' શબ્દ પણ સાવ ખોટો છે; કારણ કે, મૂળ શબ્દ છે '**રણ**' અને '**રાન.**' '**રણ**' શબ્દ યુદ્ધ ભૂમિ, વન, અથવા જંગલના અર્થમાં વપરાય છે; પણ આ સ્થળે યુદ્ધભૂમિના ભાવનો અભાવ હોવાથી એ શબ્દને દ્વિતીય અર્થમાંજ લેવો જોઇએ. એટલે એક તો '**વન**' સાથે પ્રાસ મેળવવામાટે '**રણ**'નું અથવા '**રાન**'નું '**રન**' રૂપ કરવામાં આવ્યું છે, એ સર્વથા અયોગ્ય નિરંકુશતા છે; એટલુંજ નહિ પણ '**રણ**' એટલે જંગલ અને તેની પછીનો શબ્દ '**વન**' એટલે પણ જંગલ અર્થાત્ બન્ને શબ્દો એકજ અર્થને દર્શાવનારા હોવાથી શબ્દની પુનરુક્તિનો તેમજ ભાવની પુનરુક્તિનો કાવ્યમાં મહા ભયંકર મનાતો દોષ આ સ્થાનમાં આવીને પ્રાપ્ત થયો છે ! પરંતુ પોતાના સ્મરણકોષમાં શબ્દભંડારનો અભાવ હોવાથી આ આકાશ જેવડો પ્રમાદ પણ કવિશ્રી કે નાટકના માલિકના જોવામાં આવ્યો નથી. શું ડૉ. કે. **બી.** પટેલ જે કવિરાજના ભાષાગૌરવની સહસ્ર મુખથી પ્રશંસા કરી રહ્યા છે તે અલૌકિક ભાષા તે આજ કે ? પરંતુ જેણે પોતાના જીવનકાળમાં કોઇ વૃક્ષ કદાપિ જોયુંજ ન હોય તેને એરંડ પણ મહા વિશાળ વૃક્ષ સમાન દેખાય છે એ સ્વાભાવિક હોવાથી હું ડૉકટર સાહેબને વિશેષ આક્ષેપપાત્ર ગણતો નથી; માત્ર એટલુંજ કહું છું કે, જો ડૉકટર સાહેબે પ્રથમ પોતેજ **ગુજરાતી** ભાષાનો સારી રીતે અભ્યાસ કર્યા પછી **'સતી દમયંતી'** નાટકની ભાષાની પરીક્ષા કરી હોત, તો તે વેળાએ એનું બીજુંજ સ્વરૂપ તેમના જોવામાં આવ્યું હોત.

ઉપરનાં બે ગાયનોમાં જેવા પ્રકારના ભાષાદોષ અને સાહિત્યદોષ આદિ દોષો સ્પષ્ટતાથી દર્શાવવામાં આવ્યા છે, તેવાજ પ્રકારના દોષોથી એ **'સતી દમયંતી'** નાટક આરંભથી અંતપર્યંત ભરેલું છે, એટલે જો એ દોષોના સાક્ષાત્ ભંડારરૂપ નાટકના સમસ્ત દોષોનું વિવેચન કરીએ, તો તો કવિશ્રી છોટાલાલે એ નાટકનાં જેટલાં પાનાં લખ્યાં હોય તેમનાં કરતાં બમણી સંખ્યાના પૃષ્ઠોવાળું એ દોષવિવેચનનું પુસ્તક થઇ જાય ! એટલામાટે આ વિષયને આટલેથી અટકાવીને સાહિત્ય વિષયક અન્ય દોષો એ નાટકમાં શા સમાયલા છે તે પ્રતિ આપણે કિંચિત્ દૃષ્ટિપાત કરીશું.

નાટકનાં ગાયનોની ચોપડીઓમાં નાટકનો જે ટુંક સાર આપવામાં આવે છે, તેમાં બહુધા નાટકમાંનાં વાક્યો કિંવા કાવ્યો ટાંકવામાં આવતાં નથી, છતાં **'સતી દમયંતી'** નાટકનાં ગાયનોની ચોપડીમાંના ટુંક સારમાં—બીજા અંકના પાંચમા પ્રવેશમાં—નળ અને દમયંતી ઉભયનાં કેટલાંક છંદોબદ્ધ વાક્યો ટાંકવામાં આવ્યાં છે અને એ નવીન પદ્ધતિ સ્પષ્ટ બતાવી આપે છે કે, એ વાક્યો કવિશ્રીએ પોતાના નાટકમાંનાં અત્યંત ઉત્તમ વાક્યો છે અને અને તેથી તે પ્રેક્ષકોના નેત્ર સમક્ષ હોવાંજ જોઇએ; એમ ધારીનેજ આપેલાં હોવાં જોઇએ. એ પ્રવેશમાં પ્રસંગ એવો આવે છે કે, **નળ** ક્ષુધાથી અત્યંત પીડાતાં સાત દિવસની ક્ષુધાની પીડાને ટાળવામાટે એક જળાશયમાં ઉતરી માછલાં પકડી તેના આહારથી ક્ષુધાને શાન્ત કરવાના નિશ્ચયપર આવે છે અને તે વેળાએ **સતી દમયંતી** તેને **' अहिंसा परमो धर्मः '** . સમજાવી પતિને ઉપદેશ આપી એ હિંસાકર્મથી વાળવાનો પ્રયત્ન કરે છે. એ સંવાદ નીચે પ્રમાણે ચાલે છે.—

**દમયંતી**—" અરે ઓ નાથ પ્રાણીને વિના કારણ નહિં મારો,
મહા આપત્તિ કાલે પણ અહિંસા ધર્મને ધારો:
નિહાળો જો પ્રભૂ આપે દયા દૃષ્ટિથી પ્રાણીને,
નકી પોતે પ્રભૂ પામો પ્રભૂની મહેરબાનીને ! "

**નળ**— " પ્રભૂ મારો નથી જ્યાં ત્યાં પ્રભૂની મહેરબાની ક્યાં,
રવડતાં રાનરાને અન્ન ફળના હા પડે સાંસા;
ક્ષુધાએ પ્રાણ જાતાં પ્રાણિ હિંસાકાજ લલચાવું,
**બળ્યા આ પેટને ખાતર અનીતિ માર્ગને ચાહું** "

**દમયંતી**—" ગમે તે દુઃખ આવે તોય ન સજ્જન ત્યાગતા નીતિ,
ગમે તેવી મુસીબતમાં પ્રભૂની ધારતા બીતિ;
બળ્યા આ પેટને માટે ન હિંસા પાપને ધારો,
ચહેતો લ્યો પ્રભૂ ! આહાર માટે દેહ આ મારો. "

**નળ**— " તડપતો હા ક્ષુધાથી પ્રાણ અભાગી પ્રાણ આ મારો,
જળે જળજીવ મેળવવા અનુરાગી પ્રાણ આ મારો. "

આ લીટીઓમાં પંદર ભાષાદોષ અને અઢાર પિંગળદોષ ભરેલા છે; એ વાતને આપણે પડતી મૂકીએ, તોપણુ પ્રશ્ન આવીને એ ઉભો રહે છે કે, જે **નિષધનાથ નળ** સમસ્ત વિશ્વમાં '**પુણ્યશ્લોક નળરાજ**' ના નામથી ઓળખાતો હતો, ઓળખાય છે, અને પ્રલયકાળ પર્યન્ત ઓળખાતો રહેશે; તે **પુણ્યશ્લોક નળ** આ માર્ગ અનીતિનો છે એમ જાણવા છતાં તેજ માર્ગને કેવળ બળ્યા પેટને ખાતર સ્વીકારે એમ કદાપિ સંભવે ખરૂં કે? જો એમજ હોય તો તો પછી આજકાલના કલિયુગમાંના પાપિષ્ટ જીવો અને **પુણ્યશ્લોક નળના** સ્વભાવમાં ભેદજ શો રહ્યો વારૂ? **નળરાજ** જેવા મહાત્મા પુરુષે કેવળ બળ્યા પેટને માટે અનીતિના માર્ગનો સ્વીકાર કર્યો હોય, તો પછી બળ્યા પેટને ખાતર અનીતિના માર્ગને સ્વીકારનાર આજ-કાલના ક્ષુદ્ર માનવપ્રાણીઓને દોષભાગી કિંવા અપરાધી માનવાનો આપ-ણુને કશો પણુ અધિકાર નથી, એમ નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે; અને **નળનાં** આ વાક્યો પ્રેક્ષકોના હૃદયમાં સર્વથા વિપરીત પરિણામજ નિપ-જાવે છે. સત્ય વાર્ત્તા તો એ છે કે, **નળ** અને દમયંતીના કાળમાં ક્ષત્રિયો-માટે માંસ તથા મત્સ્ય આદિના આહારનો નિષેધ હતોજ નહિ, અને તેનાં ઇતિહાસ તથા પુરાણુગ્રંથોમાં આપણુને અનેક પ્રમાણો મળી શકે છે. છતાં આપણે એમ માની લઇએ કે, આર્યજનોમાટે માંસ તથા મત્સ્ય આદિના આહારનો સર્વથા નિષેધ હતો; તોપણુ આપત્તિના સમયમાં માંસ કે મત્સ્યનો આહાર તે અનીતિનો વ્યવહાર કહી શકાયજ નહિ; કારણુ કે, મનુષ્યજીવન સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ટ મનાય છે અને આપત્કાલમાં જો માનવજીવનના રક્ષણુમાટે અન્ય ક્ષુદ્ર જીવના જીવનનો નાશ કરવામાં આવે તો એ દોષ ક્ષમ્ય અને પ્રાયશ્ચિત્તવડે નિવારણુને યોગ્ય કહેલો છે;—

**" स्वगृहे पूर्ण आचारः परगृहेऽर्धं उच्यते।**
**पत्तने तृतीयांशश्च मार्गे शूद्रवदाचरेत् "**

અર્થાત્—" પોતાના ગૃહમાં પૂર્ણ આચાર પાળવો, બીજાના ગૃહમાં અર્ધ આચાર પળાય તો પણુ ચાલી શકે, નાના ગામડામાં આચારનો તૃતીય અંશ પણુ બહુ છે, અને માર્ગમાં શૂદ્ર સમાન આચરણુ કરવામાં

આવે, તોપણ તે દોષાવહ નથી." એ ઉપરાંત આપદ્દ્ધર્મની કોષોમાં જે વ્યાખ્યા આપેલી છે તેમાં કોષકારોએ એવાજ પ્રકારનો આશય દર્શાવેલો છે. આપ્ટેના સંસ્કૃત-ઇંગ્લિશ શબ્દકોષમાં '**आपद्धर्म**' શબ્દનો અર્થ આ પ્રમાણે આપેલો છે;—

"**आपद्धर्म**' means a practice, profession or course of procedure, not usualiy proper for caste, but allowable in times of extreem distress or calamity." "**मनुस्मृतिः**" 1, 116, 1, 130

અર્થાત્ એ ઉભય નિયમોનો વિચાર કરીએ તો સાત સાત દિવસથી ક્ષુધાની વ્યથાને ભોગવતા **નળરાજે** જો માછલાંના આહારથી પ્રાણને રક્ષવાનો નિશ્ચય કર્યો હોય તો તે તેનું કૃત્ય યોગ્યજ હતું, અને દમયંતીનો એ વેળાએ એજ ધર્મ હતો કે, પતિના એ કાર્યને અનુમોદન આપે. આવા સમયમાં દમયંતીનો અહિંસાધર્મ વિષયક ઉપદેશ સર્વથા અસ્થાનીય અને અયોગ્ય થઇ પડયો છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે દમયંતીના મુખમાં કવિશ્રીએ આ ઉપદેશમય વાક્યો મૂક્યાં શા કારણથી ? એનું ઉત્તર સહજમાં આપી આપી શકાય તેમ છે અને તે એ કે, કોઇ પણ પ્રકારે દમયંતીનો એક સતી તરીકેનો પ્રભાવ વિશેષ પ્રમાણમાં બતાવવો અને દમયંતીના વાક્યોપર પ્રેક્ષકો તાળીઓના ગગડાટ કરે એવો રંગ લાવવો એવીજ કવિશ્રીની ભાવના હોવી જોઇએ. પરંતુ આવી રીતે દમયંતીની દયાળુતા અને પ્રાણીમાત્ર વિશેની સમભાવનાને અયોગ્ય સ્થાને દર્શાવવા જતાં **નળના** સત્ય સ્વભાવનો લોપ થઇ જશે અને નળનું પાત્ર ઉત્તમ હોવા છતા અધમપંક્તિમાં ગણાઇ જશે, એનો કવિશ્રીના મસ્તિષ્કમાં લેશ માત્ર પણ વિચાર આવ્યો નથી. જો એજ સ્થળે દમયંતીના મુખથી અહિંસાધર્મની મહત્તાનું પ્રતિપાદન અને નળના મુખથી ક્ષત્રિયધર્મ તથા આપદ્ધર્મની યોગ્યતાનું પ્રતિપાદન કવિશ્રીએ કરાવ્યું હોત, તો વિષય એટલો જ બળવાન્ રહેત અને ઉભય પાત્રોની યોગ્યતા યથાર્થ રૂપમાં જળવાઇ રહેવાથી જે દોષનો આવિર્ભાવ એ પ્રવેશમાં થવા પામ્યો છે તે કદાપિ થાત

નહિ. પરંતુ ઉભય પાત્રોની સ્વભાવયોગ્યતાને જાળવવાના કાર્યમાં અત્યંત માર્મિક બુદ્ધિ અને પૂર્ણ પાંડિત્યની આવશ્યકતા છે અને તેવા પાંડિત્યની કદાચિત્ કવિશ્રી **છોટાલાલ**માં કાંઇક ન્યૂનતા હશે; નહિ તો આવા અક્ષમ્ય પ્રમાદ તેમના હાથે કદાપિ થાત નહિ. અસ્તુઃ એ ઉપરાંત એજ પ્રવેશમાં કવિશ્રીએ **સતી** દમયંતીના હાથે એક અસતી સમાન કૃત્ય કરાવ્યું છે અને તેથી દમયંતીના પ્રભાવનો પણ નાશ થઇ ગયો છે. તે કૃત્ય આ પ્રમાણે છે;—

**નળ** અને દમયંતીની કથામાં એવો વિષયક છે કે, **નળે** તળાવમાંથી માછલાં દમયંતીના હાથમાં આપ્યાં, પરંતુ દમયંતીના હાથમાંથી અમૃત સ્રવતું હોવાથી, અમૃતના સ્પર્શથી તે જીવતાં થઇ પાછાં પાણીમાં સરી ગયાં. દમયંતીના પ્રમાદથી માછલાં પાણીમાં પડયાં નહોતાં, પરંતુ '**સતી દમયંતી**' નાટકમાં એમ બતાવવામાં આવ્યું છે કે **નળ**રાજના આપેલાં માછલાંને હાથમાં લીધા પછી, **નળ** બીજાં માછલાં પકડવા તળાવમાંજ રોકાયો હતો તેવામાં દમયંતીના દયાળુ અને અહિંસાપ્રિય હૃદયમાં એવો પ્રશ્ન ઉદ્ભવ્યો કે, "જો હું માછલાંને ઢીલાં પકડીશ તો તેઓ હાથમાંથી સરી જશે અને જો મજબૂત પકડી રાખીશ, તો બિચારાં મરી જશે."! આવા પરસ્પર વિરુદ્ધ વિચારથી તેણે માછલાંને મજબૂત પકડયાં નહિ અને તેથી તે પાણીમાં સરી પડયાં. આમાં અહિંસાના વિચારને વશ થઇ દમયંતી-એ પતિની, માછલાંને પોતાના આવતાં સુધી સંભાળથી જાળવી રાખવાની, આજ્ઞાનો ભંગ કર્યો, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે અને પતિની આજ્ઞાનો ભંગ કરવો એ સતીનો ધર્મ છેજ નહિ; કારણ કે સતી સ્ત્રી પતિની આજ્ઞા થતાં પોતાના પ્રિયમાં પ્રિય પુત્રનો ઘાત કરવો હોય, તો તેમાટે પણ આના-કાની કરતી નથી; તો પછી દમયંતી જેવી સતી સુંદરી કેવળ ક્ષુદ્ર મત્સ્યોના જીવનમાટે પોતાના પ્રભુ તુલ્ય પ્રાણેશ્વરની આજ્ઞાનો ભંગ કરે અને પોતાનો પતિ સાત સાત દિવસથી ભૂખ્યો છે એનો લેશમાત્ર પણ વિચાર ન કરે, એ તો ખરેખર એક મહાવિલક્ષણ અને આશ્ચર્યકારક ઘટનાજ કહી શકાય. શાસ્ત્રકારોએ સતીનું લક્ષણ આ પ્રમાણે વર્ણવ્યું છે:—

**"पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ।**
**पत्युर्गति समा नास्ति दैवतं वा यथा पतिः ॥"**

અર્થાત્ પરમ સતી સ્ત્રીનો પતિજ પરમેશ્વર છે; તો પછી જો એક ક્ષુદ્ર મનુષ્ય પરમેશ્વરને ઉપદેશ આપી શકે, તોજ પતિને સતીના ઉપદેશનો આવો પ્રસંગ સંભવી શકે ! છતાં ધારો કે, અર્ધાંગના પ્રધાન હોવાથી પતિ-રૂપ રાજાને જો તે કુમાર્ગમાં જતો હોય, તો કુમાર્ગથી વાળવામાટે ઉપદેશ આપવાનો તેને અધિકાર છે, એમ આપણે માની લઇએ; તો પણ જો પતિ પત્નીના ઉપદેશનો અસ્વીકાર કરી, પત્નીને અમુક પ્રકારની આજ્ઞા કરે, તો સતી ભલે તે આજ્ઞાને અયોગ્ય માનતી હોય તો પણ તેનો પતિની આજ્ઞાથી વિરુદ્ધ વર્ત્તવાનો અધિકાર નથી અને જ્યાં તેનું એવું વર્તન થયું; ત્યાં તેટલો ન્યૂનત્વભાવ તેના સતીધર્મમાં આવી ગયો, એ નિર્વિવાદ છે. આમાં દમયંતીના અનિશ્ચિત વિચારોથી માછલાં પાણીમાં પડી ગયાં અને તેથી દમયંતીએ ચોખી રીતે પતિની આજ્ઞાનો ભંગજ કર્યો છે; તો પછી કવિશ્રી છોટાલાલની **સતી દમયંતીને સતી દમયંતી** કહેવી કે **અસતી દમયંતી**ના નામથી ઓળખવી, એનો નિર્ણય વાંચકોએજ કરી લેવાનો છે.

ત્યાર પછી એજ પ્રવેશમાં જે એક મહાભ્રષ્ટ પ્રકાર ચાલે છે, તે એકે, જ્યારે નળ દમયંતીના હાથમાં માછલાં જોતો નથી અને દમયંતી તે પાણીમાં સરી જવાનું જણાવે છે, ત્યારે નળના મનમાં દમયંતીના શુદ્ધ ચરિત્ર વિષે શંકા ઉત્પન્ન થાય છે અને દમયંતી નિદ્રાવશ થવા પછી કલિના નિજ હૃદયમાં થએલા પ્રવેશથી ક્લેશને આધીન થઇ નળ જ્યારે દમયંતીને ત્યાગવાને તૈયાર થાય છે તે વેળાએ નળ પુણ્યશ્લોક હોવા છતાં એક મહાપાપાત્મા પુરુષ પ્રમાણે પ્રથમ તો સમસ્ત નારીજાતિની યથેચ્છ નિંદા કરે છે અને પ્રાતઃસ્મરણીયા દેવી દમયંતીને કુલટા, ચાંડાલિની, દુષ્ટા, વ્યભિચારિણી ઈત્યાદિ અનેક નીચ પ્રકારનાં વિશેષણોથી સંબોધતાં જરા પણ અચકાતો નથી, કિંવા જરા પણ આગળ પાછળનો વિચાર કરતો નથી. મૂળ કથામાં એટલોજ પ્રસંગ છે કે, માંછલાં સરી પડવાથી થોડી વાર તો નળના હૃદયમાં દમયંતી કદાચિત્ ભૂખી હોવાથી પોતેજ માછલાં ખાઇ ગઇ હશે એવી કુશંકા આવી હતી ખરી; પરંતુ દમયંતીના પવિત્ર ચરિત્રનો વિચાર કરતાં તત્કાળ એ શંકા તેના મનમાંથી નીકળી ગઇ હતી. ત્યાર

પછી દમયંતીનો ત્યાગ તેણે એટલામાટેજ કર્યો હતો કે, સતી પતિના પાપથી દુઃખી ન થાય, અને પીયરમાં જઇ પોતાનાં બાળકો સાથે આનંદમાં રહી શકે. નળે વનમાં દમયંતીને ત્યાગતી વેળાએ શા ઉદ્ગાર કાઢયા હતા તે નીચેના અવતરણથી વાંચકો જાણી શકશે;–

"........He turned away from the fair princess as she lay fast asleep.

"Repenting in his heart, Nala returned speedily and gazed upon fair Damayanti with pity and with love. He wept bitterly, saying: 'Ah! thou dost sleep on the bare hard ground whom neither sun nor storm hath ever used roughly. Oh my loved one, thou hast ever awakened to smile. How wilt thou fare when thou dost discover that thy lord hath abandoned thee in the midst of the perilous forest? ........May sun and wind and the spirits of the wood protect thee, and may thou be shielded ever by thine own great virtue!"

DONALD A. MACKENZIE'S
"INDIAN MYTH AND LEGEND"
P. P. 344, 345.

વસ્તુસ્થિતિ આવી હોવા છતાં કરાચીની જે ધર્મપ્રિય પ્રજાએ એજ **'શ્રી દેશી નાટક સમાજ'ના 'રામવિયોગ'** નાટકમાં **સીતા** અને **રામ**ના મુખમાં મૂકાએલા કેટલાક અયોગ્ય શૃંગારના શબ્દો તથા અન્ય એવાંજ કારણોમાટે **'રામવિયોગ'** નાટક પ્રતિ પોતાનો તિરસ્કાર દર્શાવ્યો હતો; એટલુંજ નહિ પણ, તે નાટક ભજવવાનુંજ બંધ કરાવ્યું હતું; તેજ કરાચીની પ્રજા **સીતા** જેવીજ અને જેને આપણે પરમ પૂજ્યા દેવી તરીકે માનીએ છીએ, તે **સતી** દમયંતીને કવિશ્રી **છોટાલાલની** લેખિનીએ જેને

ભ્રષ્ટ કરી નાખ્યો છે એવો નળ વ્યભિચારિણી, કુલટા, ચાંડાલિની, જારિણી અને એવાજ બીજા પણ અનેક પ્રકારના નીચ તથા અશ્લીલ શબ્દોથી સંબોધે છે; તે અપમાનને શા કારણથી સાંખી રહે છે અને કાંઇ વાંધો નથી બતાવતી, એ ભેદ સમજી શકાતો નથી. નળના મુખમાંનાં આ વચનો કાઢી નાખવાની હું '**શ્રી દેશી નાટક સમાજ**'ના માલિક અને ડાયરેક્ટરને નમ્ર પ્રાર્થના કરૂં છું અને આશા છે કે, મારી પ્રાર્થનાને તેઓ માન્ય કરશેજ; કારણકે થએલી ભૂલને સુધારવાથી કાંઇ અપમાન થઇ જતું નથી. પછી તો જેવો તેમનો પોતાનો અભિપ્રાય અને મનોભાવ.

હવે '**શ્રી આર્ય નાટ્ય સમાજ**'ના '**દેવી દમયંતી**' નાટકમાંથી '**સતી દમયંતી**' નાટકમાં અમુક પ્રસંગ, અમુક વાક્યો અને અમુક આદર્શોની કેવી અને કેટલા પ્રમાણમાં ચોરી કરાએલી છે એનું આપણે વિવેચન કરીશું.

'**શ્રી આર્ય નાટ્ય સમાજ**'નું '**દેવી દમયતી**' નાટક અમદાવાદ શાન્તિભુવન નાટકશાળામાં તા. ૧ લી જુલાઇ ૧૯૧૫ ગુરુવારની રાત્રે પ્રથમ વાર ભજવી બતાવવામાં આવ્યું હતું અને ત્યાર પછી ત્રણ માસ પર્યન્ત પ્રત્યેક શનિવારની રાત્રે લાગલગાટ ભજવાતું હતું. અમદાદવાદમાં એ નાટકે સાધારણ તેમજ વિદ્વાન પ્રેક્ષકવર્ગની સારી પ્રશંસા મેળવી હતી અને '**શ્રી આર્ય નાટ્ય સમાજે**' એ નાટકથી ઘણીજ સારી કમાણી કરી હતી; એટલુંજ નહિ, પણ એ દરમ્યાન ફિક્ત નાટ્ય સમાજ સૂરત, વડોદરા અને મુંબઇમાં પણ એ નાટકના બબ્બે ચારચાર પ્રયોગો કરી આવી હતી અને વડોદરાના ઉત્તમ વિદ્વાન્ મહારાજાધિરાજ **શ્રી** સયાજીરાવ મહારાજે એ નાટકનો ખાસ પોતામાટે ખાનગી પ્રયોગ કરાવી એ નાટકમાટે પોતાનો સારો સંતોષ દર્શાવ્યો હતો અને કંપનીને ઇનામ તરીકે ઘણીજ સારી રકમ આપી હતી.

અર્થાત્ '**દેવી દમયંતી**' નાટક જે વેળાએ અમદાવાદમાં પ્રથમ ભજવાયું, તે વેળાએ '**સતી દમયંતી**' નાટકના લેખક કવિશ્રી છોટાલાલભાઇ બે કે ત્રણ વાર એ નાટક જોવાને આવ્યા હતા અને એક વાર તો

મારી બાજૂની સીટપરજ બેઠા હતા અને એ નાટકના વિષયમાં તેમણે મારી સાથે કેટલોક વાર્તાલાપ પણ કર્યો હતો. તે વેળાએ **'દેવી દમયંતી'** નાટક અમદાવાદમાં વખણાવાથી **'શ્રી દેશી નાટક સમાજ'**ના માલિકે એમના **'સતી દમયંતી'** નાટકને ભજવવાની અનિચ્છા બતાવી હતી અને તેથી તેમની અને કવિશ્રીની વચ્ચે કાંઇક મતભિન્નતા ચાલતી હતી. ત્યાર પછી **'શ્રી દેશી નાટક સમાજ'** કરાચી આવી, ગમે તે કારણવશાત્ તેના માલિક અને કવિશ્રીનું પરસ્પર સમાધાન થઇ ગયું અને **'શ્રી આર્ય નાટ્ય સમાજ'** પણ થોડા દિવસ પછી કરાચી આવવાની હોવાથી તેના **'દેવી દમયંતી'** નાટકને તોડી નાખવાના આશયથી **'સતી દમયંતી'** નાટક **'શ્રી આર્ય નાટ્ય સમાજ'**ના કરાચીમાં આવ્યા પહેલાંજ ભજવી નાખવાનો **'શ્રી દેશી નાટક સમાજ'**ના માલિકનો નિશ્ચય થયો, અને તેથી કવિશ્રીએ પણ આગળના લખેલા પોતાના નાટકમાં **'દેવી દમયંતી'** નાટક પ્રમાણેના કેટલાક ભાવોને લાવવાનો અને તેમાંની કેટલીક નવીન કલ્પનાઓને પોતાના નાટકમાં લાવી મૂકવાનો પ્રયત્ન કરી એ નવા ફેરફારવાળું નાટક **'શ્રી દેશી નાટક સમાજ'**ને સોંપ્યું. **'શ્રી દેશી નાટક સમાજે'** તે ભજવ્યું અને તેમના સદ્ભાગ્યે તેમની ધારણા પ્રમાણે કરાચીમાં એ નાટક પ્રશંસાપાત્ર થતાં **'શ્રી આર્ય નાટ્ય સમાજ'**ના **'દેવી દમયંતી'** નાટકને અવશ્ય ધક્કો લાગ્યોજ; પરંતુ તે સાથે એટલું પણ અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે **'સતી દમયંતી'** નાટક ભજવવામાં બીજાને હાનિ પહોંચાડવાનો **'શ્રી દેશી નાટ્ય સમાજ'** નો ઉદ્દેશ હોવાથી **'સતી દમયંતી'** નાટકમાં કવિશ્રી છોટાલાલે **'સતી દ્રૌપદી'** નાટકની જે સંપૂર્ણ છાયા ઉતારી હતી તે તરફ કોઇનું ધ્યાન રહ્યું નહિ અને તેનું પરિણામ એ આવ્યું કે, **'સતી દમયંતી'** નાટક તો વખણાયું, પણ જે **'સતી દ્રૌપદી'** નાટકને **'શ્રી દેશી નાટક સમાજ'**ના માનવંતા માલિક **'મુંબઇ બૅંક'**ના ચેક જેવું માનતા હતા અને જે નાટક વિષે કરાચીમાં તે અવશ્ય વખણાવુંજ જોઇએ એવો તેમનો દૃઢ નિશ્ચય હતો, તે નાટક **'મુંબઇ બૅંક'**ના ચેકને બદલે **'ક્રેડિટ બૅંક'**ના ચેક સમાન નીવડયું છે, અને

તેની જરાપણ ક્રેડિટ ન ટકવાથી તે એક સપાટે ઉડી ગયું છે; એટલુંજ નહિ, પણ **'સતી દ્રૌપદીના'** નાટકમાં શ્રી કૃષ્ણ તથા **નારદ** જેવાં દૈવી પાત્રોને અતિશય અયોગ્ય આકારમાં રંગભૂમિપર રજૂ કરાયલાં હોવાથી કેટલાક ધાર્મિક લાગણીવાળા પ્રેક્ષકોમાં એ વિશેની પ્રતિકૂલ ચર્ચા પણ ચાલી રહી છે; પરંતુ અમારો એ ચર્ચાસાથે વિશેષ સંબંધ નહોવાથી અમે એના ઊહાપોહમાં આગળ વધવા ઇચ્છતા નથી. અસ્તુઃ હવે આપણે આપણા મૂળ વિષયપર આવીશું.

**નળ**ના તમાં થયેલા પરાભવ પછી **નળ** અને દમયંતી વનવાસી થયાં અને અમુક કારણવશાત્ **નળે** દમયંતીને અરણ્યમાં ત્યાગી દીધી ત્યાર પછી દમયંતીના શિરપર જે અનેક સંકટો વનવાસમાં આવ્યાં, તેમાંજ નિદ્રાધીન દમયંતીને અજગરે ગળી જવી અને તે અજગરને મારી એક પારધીએ તેના પ્રાણ બચાવી પોતાના ઉપકારના બદલામાં દમયંતીના પ્રેમની યાચના કરવી અને છેવટે દમયંતીના શાપથી તેનું પાતાળમાં ઉતરી જવું, એ સંકટનો પણ સમાવેશ થાય છે. પરંતુ **'મહાભારત'**માંના **નળાખ્યાન**'માં તેમજ તેના આધારે લખાયલી **નળ** દમયંતીની અનેક ભાષામાંની અનેક પ્રકારની કથાઓમાં એટલુંજ નહિ પણ વૃદ્ધ સાક્ષરરત્ન શ્રીયુત રણછોડભાઇ ઉદયરામ કૃત **'નળદમયંતી'** નાટકમાં પણ એ પારધી એક ભિન્ન પાત્રજ છે. પરંતુ નાટકમાં ઘટનાઓ વિશેષ અને પાત્રો ઓછાં હોય તેમ નાટ્યકળા અનુસાર નાટકને વિશેષ રસમય અને બળવાન્ બનાવી શકાય છે, એવો એક નિયમ હોવાથી મેં **'દેવી દમયંતી'** નાટક લખતી વેળાએ કલિનેજ પારધીના વેશમાં રજૂ કરી, પારધીના માત્ર એકજ પ્રવેશમાં આવતા પાત્રને કાઢી નાખ્યું હતું. એથી કથામાંનો મૂળ પ્રસંગ જળવાતો હતો અને કલિના પાત્રને બળ મળતું હતું; એટલે દોષાપત્તિનો સંભવ ન હોવાથી એ રચના મને યોગ્ય દેખાઇ હતી, અને મારા નાટકમાં એ પ્રસંગ અત્યાર સુધી એજ પ્રમાણે ભજવાય છે. માત્ર એમાં પ્રસંગને મેળવવામાટે એટલીજ નૂતનતા કરવામાં આવી છે કે, કલિ દમયંતીને મેળવવાના પોતાના પ્રત્યેક પ્રયત્નમાં નિષ્ફળ નીવડવાથી છેવટે

દમયંતીને ઉપકારના ભારથી દબાવી, તે ઉપકારના બદલામાં પ્રેમયાચના કરવાના નિશ્ચયપર આવે છે અને તદનુસાર માયાવી અજગરને ઉત્પન્ન કરે છે. તે અજગર દમયંતીને ગળે છે અને તેના મુખમાંથી દમયંતીને બચાવી ઉપકારના બદલામાં કલિ તેના પ્રેમની યાચના કરે છે; પણ સતીના મુખમાંથી નીકળતો શાપ સંપૂર્ણ થાય ત્યાર પહેલાં પૃથ્વીના ગર્ભમાં સમાઇને શાપના આઘાતથી છટકી જાય છે. આ '**દેવી દમયંતી**' નાટકમાંની કલ્પનાની '**સતી દમયંતી**' નાટકમાં અક્ષરે અક્ષર ચોરી કરવામાં આવી છે અને કેટલાક તો શબ્દ પણ મારા નાટકમાંથી એમના એમ લઇ લીધા છે. '**દેવી દમયંતી**' અને '**સતી દમયંતી**' નાટકના સારમાંના તે તે પ્રવેશમાંના શબ્દો સરખામણીમાટે નીચે આપવામાં આવે છે:—

## ( અંક ૨ જો ) પ્રવેશ ૩ જો.

### નિબિડ અરણ્ય

" નળના શોધમાં નીકળેલી ક્ષુધા અને તૃષાથી પીડિતા દમયંતીને ઉપકારના ભારથી દબાવી પોતાના કાબૂમાં લાવવામાટે કલિ એક માયાવી અજગરને ઉત્પન્ન કરે છે, તે નિદ્રિત દમયંતીને ગળવા માંડે છે અને કલિ **એક પારધીના સ્વરૂપમાં આવી અજગરને મારી દમયંતીને બચાવીને ઉપકારના બદલામાં પ્રેમની યાચના** કરે છે; દમયંતીનો શાપ અને શાપની સમાપ્તિ પહેલાંજ પૃથ્વીમાં ઉતરી જઇ કલિનું શાપના પરિણામમાંથી છટકી જવું............

"દેવી **દમયંતી**" નાટકનો સાર;

બીજી આવૃત્તિ પૃષ્ટ ૧૧ મું.

## ( અંક ૨ જો ) પ્રવેશ ૭ મો.

" કરુણા વિલાપમાં બેભાન દમયંતીને અજગર ગળે છે. સહેજ ભાન થતાં અજગરથી મુક્ત થવા નળને પોકારે છે..............**પારધી**

**રૂપે કળીનું પ્રત્યક્ષ થવું અને અજગરને મારી દમયંતીને બચાવી પોતાના ઉપકાર નીચે દબાવવી,** નળ મેળવી આપવા કળિયુગ પાસે દમયંતીની પ્રાર્થના. પ્રાર્થનાનો તિરસ્કાર, અને **દમયંતીના પ્રેમની માગણી.** દમયંતીનો કલી પ્રત્યે ક્રોધ, દમયંતી ઉપર કળિયુગનો બળાત્કાર, નારદમુનિ તરફથી સતીના શીયળનું સંરક્ષણ."

'**સતી દમયંતી**' નાટકનો સાર;

આવૃત્તિ ૧ લી પૃષ્ટ ૧૫ મું.

એ બન્ને નાટકોના સારનાં ઉપર જે અવતરણો આપવામાં આવ્યાં છે, તેમને મેળવી જોવાથી અને કાળા અક્ષરોપર ખાસ ધ્યાન આપવાથી ચાણુક્ય પ્રેક્ષકો તરત જાણી શકશે કે, નાટકની વસ્તુની તો '**સતી દમયંતી**' માં ચોરી છેજ, પણ સારમાંના શબ્દો પણ ઘણેક અંશે '**દેવી દમયંતી**' માંનાજ "**સતી દમયંતી**" ના સારમાં ચોરી લેવામાં આવ્યા છે.

જો કવિશ્રી છોટાલાલ અથવા તેમના પુરસ્કર્ત્તા ડૉ. કે. બી. પટેલ એમ કહેવાની હિંમત કરતા હોય કે, આ ચોરી '**દેવી દમયંતી**' નાટકમાંથી નથીજ કરવામાં આવી, તો એ પ્રસંગ અન્ય કયા સાધનના આધારે લેવામાં આવ્યો છે, તે જો કૃપા કરીને તેઓ બતાવશે, તો હું તેમનો અતિશય આભાર માનીશ. એ ઉપરાંત સ્તંભમાંથી કળિનું પ્રકટ થવું પણ '**દેવી દમયંતી**'માંથીજ લેવામાં આવ્યું છે; પણ ભેદ માત્ર એટલોજ કે '**દેવી દમયંતી**'માં એ દૃશ્ય પ્રાસંગિક છે અને '**સતી દમયંતી**'માં સર્વથા અંધઅનુકરણરૂપ હોવાથી અપ્રાસંગિક છે.

અત્યાર સુધીમાં '**સતી દમયંતી**' નાટકમાંના ઇતિહાસ, ભાષા અને સાહિત્ય વિષયક દોષોનું આપણે નિરીક્ષણ કર્યું છે, અને તેથી હવે મને એ નાટકમાં જે અમુક ભાગ કંઇક રુચિકર અને સારો દેખાયો છે, તે પણ હું જણાવીશ. બીજા અંકમાં દમયંતી નળવડે ત્યજાયા પછી અરણ્યમાં નળને શોધતી ફરે છે અને સિંહ, મૃગ તથા એવાજ અન્ય પશુ તથા પર્વત ઇત્યાદિને નળના સમાચાર પૂછે છે, એ ભાગ અવશ્ય આકર્ષક તથા હૃદયદ્રાવક છે અને તે સાથે એ ભૂમિકાના ભજવનાર મી. હિંમત એક કુશળ

પાત્ર હોવાથી પોતાના કરુણોત્પાદક અભિનયથી અવશ્ય તે પ્રેક્ષકોના હૃદયને વેધીને દ્રવીભૂત કરી નાખે છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. આ ભાગ વૃદ્ધ સાક્ષર શ્રીયુત રણછોડભાઇ ઉદયરામે પણ પોતાના '**નળદમયંતી**' નાટકમાં લીધો છે, અને '**શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી**'ના '**બુદ્ધદેવ**'માં પણ એવાજ પ્રકારનો એક પ્રવેશ તે નાટકના તૃતીય અંકમાં ભજવાય છે. એ પ્રત્યેક નાટકમાં એ પ્રવેશો આકર્ષક થઇ પડયા છે અને તેથી એ પ્રવેશને પોતાના નાટકમાં સ્થાન આપવામાં કવિશ્રી છોટાલાલે સારી બુદ્ધિ વાપરી છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

ત્યારે આ પ્રસંગ આકર્ષક છતાં, '**દેવી દમયંતી**' નાટકમાં શા કારણથી લેવામાં નથી આવ્યો ? એવી જો કોઈ શંકા કરે, તો તે શંકાના સમાધાનમાટે મારે જણાવવું જોઇએ કે, મેં મારા '**દેવી દમયંતી**' નાટકમાં જાણી જોઇને બુદ્ધિપૂર્વકજ એ પ્રસંગ નથી લીધો અને તેનાં બે કારણો છે; એક કારણ તો એ કે, બીજાં એક બે નાટકોમાં એને મળતા પ્રવેશો સારા રૂપમાં આવી ગયા છે અને તે ઉપરાંત મારે '**શ્રી આર્ય નાટ્ય સમાજ**' માટે કવિકુલગુરુ કાલિદાસકૃત '**વિક્રમોર્વશીય**' નાટક લખવાનું હતું, તેમાં પણ ઉર્વશીને શોધવા નીકળેલો પુરૂરવા વનમાં મળતાં પ્રત્યેક પશુ પ્રાણી, વૃક્ષ અને પર્વત આદિને ઉર્વશીના સમાચાર પૂછે છે, તે પ્રવેશ મારે ઘણાજ સારા રૂપમાં લખવાનો હતોઃ એટલે એકજ નાટક મંડળીનાં બે નાટકોમાં એકજ પ્રકારના અને એકજ ભાવના બે પ્રવેશો આવે તે યોગ્ય ન કહેવાય, એટલાજ માટે '**દેવી દમયંતી**' નાટકમાંથી એ પ્રસંગને મેં કાઢી નાખ્યો હતો. છતાં '**સતી દમયંતી**' નાટકમાં જે સારો ભાગ છે તેને યોગ્ય ન્યાય તો મારે આપવોજ જોઇએ. અનુકંપાયુક્ત હૃદય અને સતીત્વના પ્રભાવથી ક્રૂર હિંસક પ્રાણીઓ પણ પોતાના જન્મજાત સ્વભાવને કેવી રીતે ભૂલી જાય છે અને મૃગ જેવાં ભીરુ પ્રાણીઓ પોતાના ભયને ત્યાગી પ્રતિભાસંપન્ના સતીના ખોળામાં કેવી નિર્ભયતાથી લપાય છે, એનું એ પ્રવેશમાં આપણે તાદૃશ્ય ચિત્ર જોઈ શકીએ છીએ. પરંતુ, ખેદ માત્ર એટલોજ થાય છે કે આ દૃશ્ય '**સતી દમયંતી**' નાકટમાં આવું

ઉત્તમ ભજવાઇ ગએલું હોવાથી '**શ્રી દેશી નાટક સમાજ**' સાંભળવા પ્રમાણે જો '**વિક્રમોર્વશીય**' નાટક બહાર પાડશે, તો તેમાંનો પુરૂરવાનો જે એવોજ પ્રવેશ આવે છે, તે કદાચ માર્યો જશે. '**શ્રી દેશી નાટક સમાજ**'ના માલિકોને હું આ વિષયની સંભાળ રાખવામાટેની એક મિત્ર તરીકે સૂચના આપું છું, અને આશા છે કે મારી એ સૂચના તેઓ ધ્યાનમાં લેશેજ.

હવે આપણે નાટકના પ્રયોગ વેળાએ જે કેટલાક ગોટાળા ભજવનારની ભૂલના પરિણામે થાય છે, તેમનું કાંઇક અવલોકન કરીશું. પ્રથમ તો હંસ પુરુષ હોવા છતાં નાટકના આરંભથી તે અંત પર્યન્ત જ્યારે પણ રંગભૂમિપર આવે છે, ત્યારે નખથી શિખા પર્યન્ત એક સ્ત્રીના હાવભાવ અને અભિનયજ કરતો રહે છે અને તેથી કેટલાકોને તો તે સ્ત્રી હોવાનોજ ભાસ થઇ જાય છે. હંસની ગતિ જો કે સાધારણ મૃદુતાયુક્ત અને કોમળ હોય છે ખરી, પરંતુ તેમાં પુરુષત્વનો સર્વથા અભાવ હોય, એમ તો નજ સંભવે. અર્થાત્ '**શ્રી દેશી નાટક સમાજ**'ના ડાયરેક્ટરે આ ભૂલને સુધારવાની ખાસ આવશ્યક્તા છે. બીજું જે વેળાએ અગ્નિ, વરુણ, ઇંદ્ર, અને યમ, એ ચાર દેવો દમયંતીના સ્વયંવરમાં નળરાજના સ્વરૂપમાં આવે છે તે વેળાએ પણ યમરાજનું મુખમંડળ તો કાળુંજ હોય છે, તો પછી તેનામાં નળના સ્વરૂપનો સંભવ કેમ કરીને ધારી શકાય ? દેવોનો એ કૃત્રિમ રૂપ ધારવામાં દમયંતીને ભમાવવાનોજ ઉદ્દેશ છે, પણ યમના શ્યામ મુખથી એ ઉદ્દેશ કદાપિ સિદ્ધ થઈ શકેજ નહિ, એટલે એ ભૂલ પણ અવશ્ય સુધારવા જેવી છે. ત્રીજું, બીજા અંકના સાતમાં પ્રવેશમાં જ્યારે કલિ દમયંતી સમક્ષ પોતાનો એક પારધી તરીકે પરિચય કરાવે છે અથવા તો ભિલ્લરાજના નામથી પોતાને ઓળખાવે છે તે વેળાએ કલિનો પોષાક તો જેનો તેજ રહે છે; એટલે કે, બોલાય છે એક ને ભજવાય બીજું, એવી સ્થિતિ થઇ પડે છે, તે ન થવી જોઇએ. એ સમયનો કલિનો પોષાક પારધી અથવા ભિલ્લરાજનોજ હોવો જોઇએ. સુબાહુની સભામાં ઇંગ્લિશ ડાન્સ સર્વથા અપ્રાસંગિક અને અસ્થાનીય છે, એ તો કોઈ પણ કહી શકે તેમ છે, એટલે એ

વિશે વિશેષ વિવેચનની આવશ્યક્તા નથી. ઇત્યાદિ એવીજ બીજી પણ કેટ- લીક ભૂલો નાટક ભજવવામાં થાય છે, તે સુધારવી એ તે નાટક મંડળીના માલિકનું પ્રથમ કર્ત્તવ્ય છે.

હવે ડૉ. કે. બી. પટેલને મારે તેમના ખાસ કરીને એક સત્ય કથન અને નિષ્પક્ષપાત વિશે અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપવાનો છે; અને તે સત્ય કથન અથવા નિષ્પક્ષપાત એ છે કે, '**સતી દમયંતી**' નાટકનાં ગાયનોની ચોપડીપર **રચી છપાવી** પ્રસિદ્ધ કરનાર તરીકે '**શ્રી દેશી નાટક સમાજ**'ના માનવંતા માલિક **રા. રા. ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજીનું** સ્પષ્ટ નામ હોવા છતાં એ નાટકના રચનાર તરીકે ડૉક્ટર સાહેબે **કવિશ્રી છોટાલાલ રૂ**ખદેવનુંજ નામ પોતાના લેખમાં નિર્ભયતાથી આપ્યું છે, **અને તે** વિધાન અક્ષરે અક્ષર સત્ય છે; કારણકે, આજકાલ કેટ- લીક નાટક મંડળીઓ—ખાસ કરીને ગુજરાતી ભાષામાં નાટક ભજવતી નાટક મંડળીઓ—ના કેટલાક માલિકોને પોતાની માલિક તરીકેની કીર્તિ મેળ- વવા ઉપરાંત, એક લેખક તરીકેની કીર્તિ મેળવવાની મહત્ત્વાકાંક્ષા નામનો જે એક મહા ચેપી રોગ લાગૂ પડ્યો છે, તે ચેપી રોગનો '**શ્રી દેશી નાટક સમાજ**' ના માન્યવર માલિકને પણ સ્પર્શ થયો હોય એમ જણાય છે. '**મુંબઈ ગુજરાતી નાટક મંડળી**' ના માલિકો પોતાના નાટકનાં ગાયનોની ચોપડીપર બહુધા ખરા લેખકનું નામ આપતાજ નથી; '**શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક મંડળી**' ના માલિકોએ કવિ તરીકે સર્વ નાટકોની ચોપડીપર પોતાનાં ભદ્ર નામોજ છપાવીને પ્રકટ કર્યાં છે અને તેવોજ પ્રકાર હાલમાં '**શ્રી દેશી નાટક સમાજ**'નાં નવાં નાટકોના સબંધમાં પણ ચાલુ થયો છે. જો ડૉ. કે. બી. પટેલે આ ભેદનો સ્ફોટ ન કર્યો હોત, તો કદા- ચિત્ એ ભેદને ખોલતાં મારા મનમાં લાયબલનો ભય રહેત અને તેથી નાટકના લેખક તરીકે રા. છોટાલાલને બદલે મનમાં 'ના' હોવા છતાં પણ રા. શેઠ ચંદુલાલનેજ ઓળખાવવા પડત. પરંતુ એ ભેદના પ્રથમ પ્રકાશક ડૉ. કે. બી. પટેલ હોવાથી મારો માર્ગ સરળ થઇ પડ્યો છે, અને મારા હૃદયમાંથી લાયબલનો ભય જતો રહ્યો છે, એમાટે હું ડૉ. કે. બી. પટે-

લનો જેટલો ઉપકાર તથા આભાર માનું તેટલો ઓછોજ છે. ડૉ. કે. બી. પટેલદ્વારા જ્યારે આ સત્ય પ્રકાશમાં આવીજ ગયું છે; તો પછી હવે પ્રકટ રીતે કહેવામાં કોઇપણ પ્રકારનો પ્રત્યવાય નથી કે, રા. શેઠ ચંદુલાલ દલસુખરામ ધોળશાજી એક સારા ગૃહસ્થ, પ્રતિષ્ઠિત વ્યાપારી અને નાટક મંડળીના માલિક તરીકેની સારી યોગ્યતા ધરાવનારા છે, પરંતુ તેઓ લેખક તો નથી; એટલુંજ નહિ પણ જે નાટકની ચોપડી પર તેમણે રચનાર તરીકે પોતાના નામને છપાવવાનું ભયંકર સાહસ કર્યું છે, તે નાટકમાંના લેખને કિંવા સાહિત્યના અન્ય વિષયોને સમજવા જેટલી સાધારણ શક્તિનો પણ તેમના મસ્તિષ્કમાં પુરેપૂરો અભાવ છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં તેમણે લેખક તરીકે પોતાના નામને પ્રકાશમાં લાવવા જેવું ભયાનક સાહસ શી ધારણાથી કર્યું હશે, તે સમજી શકાતું નથી. આથી તો ભવિષ્યમાં જ્યારે અત્યારનાં નાટકોનો ઇતિહાસ કોઇ વિદ્વાન્ મનુષ્યના હાથે લખાશે, તે વેળાએ અમુક નાટકનો કર્ત્તા કોણ ? એ વિશેના નિર્ણયના કાર્યમાં મોટો ગોટાળોજ થઇ જશે. આમ કરીને નાટક મંડળીઓના આવી પ્રકૃતિના માલિકો ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં એક પ્રકારની ભયંકર બાધા નાખતા જાય છે, એ મહાશોચનીય છે. વિદ્વત્તા એવી વસ્તુ નથી કે જે પૈસા આપીને તત્કાળ વેચાતી લઇ શકાય ! વિદ્વત્તાને મેળવવામાટે અત્યંત પરિશ્રમ વેઠવો પડે છે અને તેમ છતાં પણ જો પૂર્વના સંસ્કારો ન હોય તો ખરી વિદ્વત્તા ભાગ્યેજ પ્રાપ્ત થાય છે, એ તત્ત્વ એવા પુરુષોના જાણવામાં નહિ જ હોય કે શું ? તેમ કવિઓ પણ કેવળ ધનોપાર્જનમાટે પોતાના લેખ સાથે પોતાના નામનું પણ વેચાણ કરી નાખે છે, અને પોતાની કીર્ત્તિ–લેખક તરીકેની કીર્ત્તિ–ને સદાને માટે ખોઇ નાખે છે, એ પણ એક અત્યંત ખેદકારક ઘટના છે. આ ઉર્મીના લેખક અથવા કવિ તરીકે પ્રકાશમાં આવવાની પ્રવૃત્તિ જો નાટક મંડળીના માલિકોમાંથી નીકળી જશે, તો ગુર્જર સાહિત્યના ઇતિહાસનો માર્ગ બાધાહીન થશે અને નાટક મંડળીના માલિકોનો ગુર્જર સાહિત્યપર એક મોટામાં મોટો ઉપકાર થશે.

હવે ડૉ. કે. બી. પટેલે આડકતરી રીતે પોતાના લેખમાં અન્ય

લેખકો વિશે જે કેટલાક આક્ષેપો કર્યાં છે, તેમનાં આડકતરાં ઉત્તરો આપવાનો હું યત્ન કરીશ.

શ્રીમાન્ ડૉ. **કે. બી.** પટેલ પોતાના **'સતી દમયંતી'** ના અવલોકનમાં અન્ય નાટ્ય લેખકો વિશે તિરસ્કાર દર્શાવતાં આડંબરથી લખે છે કેઃ—

" જો નાટક લખનાર કવિ નિરક્ષર ભટ્ટાચાર્ય હોય, તો માલિકની મહેનત અને ખર્ચ, પાત્રોની ખુબસુરતી, અને ગ્યતા અને તખતાપરની સીનેરી વિગેરે સર્વે લૂખાં લાગે છે. આ ખેલમાં કવિએ અથાગ મહેનત લઇ ખેલના સમય અને ચરિત્રને–તેની અસલીયતમાં રહેવા દઇ, જે ઇતિહાસ અને નીતિમય પાત્રોનું દિગ્દર્શન કરાવ્યું છે, તે ઘણુંજ પ્રશંસનીય છે. આજકાલ નાટક માટે ખેલ લખનાર ભાડુતી કવિઓ આંગળીને ટેરવે ગણાય તેટલા દિવસોમાં ખેલ લખી આપી શીઘ્ર કવિ હોવાનો દાવો કરે છે, પણ તેમનાં કાર્યના પરિણામનું અવલોકન કરતાં એજ નિર્ણયપર આવવું પડે છે કે સિંહણ અને ભૂંડણના જીવનમાં એકજ તફાવત છે. એક સમયમાં સિંહણને જન્મેલું બચ્ચું તેજ સમયમાં ભૂંડણે જન્મેલાં દસ વીસ બચ્ચાં કરતાં બળ, તેજ, આયુષ્ય અને ગૌરવમાં હજાર ગણું ઉચ્ચતર હોય છે. તેવીજ રીતે આ ખેલ તૈયાર કરવામાં કવિએ ઘણો લાંબો સમય વ્યતીત કરેલો હોવો જોઇએ અને અથાગ શ્રમ લઇ પોતાના અનુભવ અને બહોળા વાંચનનો ઉપયોગ કરી નાટક તૈયાર કર્યું હોય એમ લાગે છે.........

" કરાંચીમાં હાલ ભજવાતો 'સરસ્વતીચંદ્ર' નો ખેલ પણ આજ કવિના હાથથી લખાયલો છે. તેમાં લોકમાન્ય સાક્ષરવર્ય શ્રીયુત સ્વર્ગવાસી ગોવર્ધનરામભાઇની ભાષાની ઝલક વિચારો અને પાત્રોનાં અનુકરણીય ચરિત્રોનું દિગ્દર્શન કરાવવામાં કવિને કયાં સુધી સફળતા પ્રાપ્ત થઇ છે તેનું અવલોકન હવે પછી પ્રસંગવશાત કરીશું. આ 'સતી દમયંતી' નો ઇતિહાસીક ખેલ તેના ખરા સ્વરૂપમાં પ્રજાને મન ગમતી રીતે નાટકના તખ્તાપર રજુ કરવામાં કવિ છોટાલાલ ફતેહચંદ ઉતર્યા છે......... "

એ પછી ડૉકટર સાહેબે કવિ છોટાલાલને છેવટે આધુનિક હાનિકારક

રૂઢિઓના અનિષ્ટ પરિણામને દર્શાવનાર એક સામાજિક નાટક લખીને પ્રજા-પર ઉપકાર કરવાની પ્રાર્થના કરી છે.

આનાં અનુક્રમે ઉત્તરો નીચે પ્રમાણે છેઃ—

જો નાટક લખનાર કવિ નિરક્ષર ભટ્ટાચાર્ય હોય, તો એમજ સમજવું જોઇએ કે, તે કવિના નાટકને ભજવનાર અને પોતાનાં મેહનત, તથા ખર્ચ તેમજ પાત્રોની ખુબસૂરતી, અને યોગ્યતા તેમજ સીનેરી વિગેરેની ધૂળધાણી કરનાર માલિક તથા ડાયરેક્ટર બન્ને કવિથી પણ વિશેષ નિરક્ષર ભટ્ટાચાર્ય હોવા જોઇએ; કારણ કે કાચને હીરો જાણી લેનારને **ઝવેરી** કહી શકાય કે કેમ? એનો વિચાર ડૉક્ટર સાહેબેજ કરી લેવાનો છે. આ ખેલમાં એટલે કે '**સતી દમયંતી**' ના ખેલમાં કવિ છોટાલાલે સમય અને ચરિત્રની અસલીયતને તેમજ ઇતિહાસને લેશમાત્ર પણ જાળવ્યાં નથી, છતાં ડૉક્ટર સાહેબ તેમ હોવાનું લખે છે, એથી ડૉક્ટર સાહેબના અજ્ઞાનનુંજ દિગ્દર્શન થઇ જાય છે. આંગળીના ટેરવે ગણાય તેટલા દિવસોમાં અથવા તો મોઢે માગ્યા દિવસોમાં ખેલ લખી આપનાર અને તે પણ વળી પ્રશંસા-પાત્ર થાય તેવાં નાટક લખી આપનાર કવિ પણ ગુજરાતમાં આંગળીને ટેરવે ગણાય તેટલાજ નીકળી શકશે અને તે પણ વળી એવા સરલ હૃદયના કે **શીઘ્ર** કવિના નામથી પોતાને ઓળખાવવાની વાત તો દૂર રહી, પણ પોતાના નામ સાથે તેઓ સાધારણ થઇ પડેલા કવિ શબ્દને જોડવાને પણ તૈયાર હોતા નથી! **ભાડુતી કવિ** તો તેજ કહેવાય છે કે, પોતાને સાહિત્યના વિષયનું જરા પણ જ્ઞાન ન હોવા છતાં અને પિંગળનો પ્રથમ પાઠ પણ પૂરો ન ભણ્યા છતાં પોતાને કવિ તરીકે ઓળખાવવા અને લખાવવામાં આગળ પાછળનો જરા પણ વિચાર રાખતા નથી. ઉતાવળથી નાટક લખનારનાં નાટકોને ભૂંડણનાં બચ્ચાં અને વર્ષે કે બે વર્ષે પછી એક નાટક લખનારના નાટકને સિંહણનાં બચ્ચાં સાથે સરખાવવામાં તો ડૉક્ટર સાહેબે પોતાની બુદ્ધિનું પ્રદર્શન કરાવવાની સીમાજ કરી બતાવી છે! ડૉક્ટર સાહેબ એ નિયમને ભૂલી ગયા લાગે છે કે, જો કૂવામાં હોય તોજ અવાડામાં આવી શકે છે; જો મગજમાં ભંડોળજ ન હોય, તો આંગળીના ટેરવે ગણી શકાય

તેટલા દિવસોમાં નાટક લખી શકાયજ ક્યાંથી ? આમાં બુદ્ધિની શક્તિનો પ્રશ્ન છે; આ ખીચડી ખાવાનું કામ નથી. કેટલીક વાર તો શું, પણ અનેક વાર એવા અનુભવો પણ નાટક મંડળીના માલિકોને મળી ચૂક્યા છે કે, બબ્બે વર્ષ પર્યન્તનો સમય કવિઓએ જે નાટક લખવામાં લીધો હતો અને હજારોની જે નાટકનાં સીન સીનેરીમાં હોળી કરવામાં આવી હતી, તે નાટકો એક ધડાકે ઉડી ગયાં છે, અને કેટલીક નાટક મંડળીઓનાં આંગળીના ટેરવે ગણી શકાય તેટલા દિવસમાં લખાયલાં અને સાધારણ સીન સીનરીવાળાં નાટકો લોકોના આદરને પાત્ર થયાં છે. ઉદાહરણ તરીકે '**મુંબઈ ગુજરાતી નાટક મંડળી**'એ મુંબઇમાં જે "**પ્રતાપલક્ષ્મી**" નામનું નાટક ભજવ્યું હતું, તે બે સવાબે વર્ષ પર્યન્ત લખાયું હતું અને એ નાટકમાં જેવાં સીન સીનેરી એ નાટક મંડળીએ કર્યા છે, તેવાં સીન સીનેરી અત્યાર સુધી કોઇ નાટક મંડળીએ કર્યાં નથી અને હવે પછી કરશે કે નહિ એનો પણ સંશય છે. વળી પાઠ ભજવનાર મી. જયશંકર ( **સુંદરી** ) અને રા. **બાપુલાલ** જેવાં લોકપ્રિય પાત્રો હતાં, છતાં પણ એ નાટક એક ધડાકે ઉડી ગયું હતું, અને લેશમાત્ર પણ લોકાદરને પાત્ર થયું ન હોતું. કવિ **છોટાલાલ**નુંજ લખેલું "**કુલીન નાયકા**' નામક નાટક એજ '**શ્રી દેશી નાટક સમાજ**'ને મુંબઇમાં માત્ર એક કે બેજવાર ભજવીને સદાને માટે બંધ કરવું પડ્યું હતું અને '**શ્રી દેશી નાટક સમાજ**'ના '**કબીરસાબ**' આદિ બીજાં પણ એક કે બે નાટકોની લગભગ એવીજ અવસ્થા થઇ હતી: એનું શું કારણ વારૂ ? એ સિંહણનાં બચ્ચાં ભૂંડણનાં બચ્ચાંથી પણ ઉતરતી પંક્તિનાં કેમ અને શા કારણથી સિદ્ધ થયાં ? એનો જો ડૉક્ટર સાહેબ Zoology–પ્રાણિવિદ્યા–માં નિષ્ણાત હોય, તો ખરો ખુલાસો આપી શકશે ખરા કે ? કારણ કે, સિંહણના ગર્ભમાંથી નિરંતર સિંહનોજ ઉદ્ભવ થવો જોઇએ; પણ તેને બદલે જો ભૂંડનો ઉદ્ભવ થાય તો પ્રાણિશાસ્ત્રનો નિયમ વ્યર્થ થએલોજ કહેવાય ! ખરી વાત તો એમ છે કે, મેલટ્રેનને સડતાળીસ કલાકમાં કરાચીથી મુંબઇ પહોંચાડનાર એંજિનમાં અને ગુડસ ટ્રેનને દશ દિવસે મુંબઇ પહોંચાડનાર એંજિનમાં હૉર્સ પાવરનો જેટલો તફાવત હોય

છે, તેટલોજ રૅપિડ રાઇટર અને સ્લો રાઇટરની લખવાની સ્પીડમાં પણ તફાવત હોય છે. ભંડોળવાળા અને બુદ્ધિમાન્ લેખકો પંદર દિવસમા જેવું સારૂં નાટક લખી શકે છે, તેવું નાટક સાધારણ અને પરાવલંબિની બુદ્ધિના લેખકોથી પંદર મહિના ખોવા છતાં પણ લખી શકાતું નથી. હવે જો કવિશ્રી છોટાલાલના અનુભવ અને બહોળા વાંચનના વિષયપર આવીએ, તો અત્યાર સૂધીનાં તેમના નાટકના કરાયલા અવલોકનથી નાટક વિશેનો તેમનો અનુભવ કેટલો છે એ સિદ્ધ થઇજ ચૂક્યું છે; અને બહોળું વાંચન છે તેમનું માત્ર ગુજરાતના પ્રાચીન કવિઓનાં રચેલાં ગુજરાતી આખ્યાનોનું ! કવિશ્રી છોટાલાલે અત્યાર સૂધીમાં જે નાટકો લખ્યાં છે તે બહુધા ગુજરાતી આખ્યાનો અથવા તો તૈયાર વસ્તુસંકલનાના આધારેજ લખ્યાં છે અને તેમની પોતાની બુદ્ધિમાંથી કાંઇ પણ નવું અત્યાર સૂધીમાં ઉત્પન્ન થયુંજ નથી. તેમનું **'શ્રી દેશી નાટક સમાજ'**માંનું પ્રથમ નાટક **'સતી સીતા'** સ્વ. મણિલાલ નભુભાઇકૃત **'ઉત્તમરામચરિત્ર'**ના ભાષાંતરના આધારેજ લખાયું છે; **'દ્રૌપદી' 'દ્રૌપદી આખ્યાન'** તથા **'સત્યભામારોષદર્શિકા'** નાટકના આધારે ઢંગધડાવગરનું લખાયું છે; **'સતી સુલોચના'** પણ **'સુલોચના આખ્યાન'**ના આધારે લખાયું છે અને અમદાવાદમાં પ્રેક્ષકોના અનાદરને પાત્ર થઇ ચૂક્યું છે; અહીં (કરાચીમાં) તેની ભવિષ્યમાં જે સ્થિતિ થાય તે ખરી ! **'કુલીન નાયકા'**માં કવિએ **'મૃચ્છકટિક'** નાટક સાથે રા. કાંટાવાળાકૃત **'અંધેરી નગરીનો ગર્દભસેન'** નામક વાર્ત્તાના કેટલાક ભાગને મેળવવાનો યત્ન કર્યો છે, પરંતુ તે તો વળી પ્રેક્ષકોના તિરસ્કારનેજ પાત્ર થયો છે. કવિશ્રી છોટાલાલની કવિતા શુદ્ધ નથી, ભાવના ગંભીર નથી, હાસ્ય અને શૃંગાર લખવાની તેમનામાં શક્તિ નથી અને વીરરસને લાવવાનું સામર્થ્ય નથી. માત્ર અમુક ભાગ જે આખ્યાનોમાંથી જેમનો તેમ લેવામાં આવે છે તેજ ક્યાંક દીપી નીકળે છે; એટલુંજ માફ: પણ એટલાથી કવિ થવાતું નથી, એ ડૉક્ટર સાહેબે અવશ્ય લક્ષમાં રાખવુંજ જોઇએ. કવિશ્રી છોટાલાલનાં નાટકોમાંનાં કેટલાંક નાટકોમાં હાસ્યરસ બીજાઓના હાથે લખાવીને નાખવામાં આવ્યો છે, અને કેટલીક કવિતાઓ પણ બહારની છે, એ

ડૉક્ટર સાહેબ જાણે છે ખરા કે નહિ ? જો ન જાણતા હોય તો તેમણે કવિશ્રીને એ વિશે પૂછીને ખાત્રી કરી લેવી, એવી મારી તેમને નમ્ર વિનતિ છે. એમનું **'સરસ્વતીચંદ્ર'** નાટક પણ કેવળ સદ્‌ગત સાક્ષર **શ્રી** ગોવર્ધનરામ **માધવરામ** ત્રિપાઠીકૃત ગમે તે કારણથી વખણાયલી **'સરસ્વતીચંદ્ર'** નામક વાર્તાના નામની ભિક્ષા છે, અને એ નાટકની રચના થતી હતી તે વેળાએ શી શી બાબતો બનેલી છે અને એમાં બીજાઓનો પણ કેટલો હાથ છે એ ઇતિહાસ, જો ડૉક્ટર સાહેબ એ નાટકનું અવલોકન લખશે, તો હું બહાર લાવીશ. ત્યાં સુધી એનાં ચુંથણાં ચુંથવાની આવશ્યક્તા નથી. વળી ડૉક્ટર સાહેબે કવિશ્રીને જે આધુનિક રૂઢિઓથી થતી હાનિને દર્શાવનાર સામાજિક નાટક લખીને પરોપકાર કરવાની પ્રાર્થના કરી છે, તે પ્રાર્થનાનો જો સ્વીકાર થશે અને કવિશ્રી છોટાલાલનું લખેલું તેવું નાટક રંગભૂમિપર આવશે, તો તે દિવસને હું એક સુવર્ણદિવસજ માનીશ. હું પણ એમજ ઇચ્છું છું કે એવાં નવીન કલ્પનામય નાટકો કવિશ્રીની લેખિનીથી લખાય અને તેમના હાથે દેશને કાંઇક લાભ મળી શકે.

ડૉ. કે. **બી. પટેલે** પોતાના **'સતી દમયંતી'** નાટકના અવલોકન કિંવા પ્રશંસાપત્રને **'નાટકોનું પરિવર્તન અને કરાંચીનું સદ્‌ભાગ્ય'** એવું નામ આપ્યું છે ખરૂં, પરંતુ ખરી રીતે તો એ **'સતી દમયંતી'** નાટકથી નાટકનું પરિવર્તન એવા પ્રકારનું થયું છે કે, જેને **'નાટ્ય કળાની અધોગતિ'** કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ થવાનો સંભવ નથી; અને એ વિષય મારા **'સતી દમયંતી'** નાટકના પ્રસ્તુત અવલોકનથી સપ્રમાણ સિદ્ધ થયેલો હોવાથી એ વિશેનાં વિશેષ પ્રમાણો આપવાની પણ અધિક આવશ્યક્તા રહી નથી. જો કે, **'સતી દમયંતી'** નાટકમાં દોષોનું પ્રમાણ એટલું મોટું છે કે, જો તેમાંના એકે એક દોષનું વિવેચન કરવામાં આવે, તો મોટા કદના લગભગ ૨૦૦ થી ૨૫૦ પાનાંનો એક ગ્રંથ લખી શકાય, પરંતુ **'હિતેચ્છુ'**માં આ લેખ આજ સુદ્ધાં બાર અઠવાડિયાં લંબાયો, તેટલામાંજ કેટલાક લોકો એમ બોલવા માંડ્યા છે કે, **'સતી દમયંતી'** નાટકના વખાણનારામાંના કેટલાકોની આ લેખનું ઉત્તર આપવાની પ્રબળ

ઇચ્છા છે અને તેમની પાસે ઉત્તર તૈયાર છે; પણ ઠક્કુર **નારાયણે** પોતાના લેખમાં 'આ લેખની સમાપ્તિ ન થાય ત્યાં સુધી આ લેખના સંબંધમાં કોઇ પણ પ્રકારની ચર્ચા ન ચલાવવાનો પ્રસ્તુત અવલોકનકારનો નમ્રતાપૂર્વક આગ્રહ છે;' આ પ્રમાણે લખેલું હોવાથી તેઓ એ વિશે ચર્ચા ચલાવી શકતા નથી અને ઠક્કુર **નારાયણના** અવલોકનની સમાપ્તિ થતીજ નથી; તો પછી ચર્ચા ચલાવવાનો પ્રસંગ તેમને ક્યારે મળશે, એ કહી શકાતું નથી.

આ કારણથી **'સતી દમયંતી'** નાટકની ચર્ચાનું આ અઠવાડિયું બારમું પૂરૂં કરીને, અન્ય પક્ષવાળાઓમાંના કોઇને પણ આ લેખનું ઉત્તર આપવાનો પ્રસંગ સત્વર મળી શકે એટલામાટે હાલ તરત પ્રસ્તુત લેખની સામાયિક સમાપ્તિ કરવામાં આવે છે. પરંતુ જે કોઇની પણ આ લેખ વિશે ચર્ચા ચલાવવાની ઇચ્છા કિંવા આકાંક્ષા હોય, તેને મારી માત્ર એટલીજ નમ્ર પ્રાર્થના છે કે, તેણે પોતાનું ઉત્તર સાહિત્યનાં પ્રમાણોથી પરિપૂર્ણ અને સાહિત્ય તથા નાટય કળાની દૃષ્ટિથીજ લખવું અને તેમાં વિતંડવાદને લાવવાનો વ્યર્થ પ્રયત્ન ન કરવો. આ લેખો વ્યક્તિવિષયક ન થઇ જાય, એની ખાસ સંભાળ રાખવાની છે.

મેં પોતે પણ આઠેક નાટકો અત્યાર સુધીમાં લખેલાં છે અને તેમાંના **'અનંગપદ્મા'** વિના બીજાં સાત નાટકો કરાચીની પ્રજા સમક્ષ રજૂ થઇ ચૂક્યાં છે; એટલે કોઇ કદાચિત્ એવી શંકા પણ કરે કે, 'શું ત્યારે તમારા નાટકોમાં દોષોનો સર્વથા અભાવજ છે ? ' તો એના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે, **निर्दोष एको हरि: !** કેવળ પરમાત્મા વિના અન્ય કોઇ પણ સર્વથા નિર્દોષ તો છેજ નહિ ! પરંતુ દોષોના પણ પ્રકાર હોય છે એટલે **'સતી દમયંતી'** નાટકમાં કેવા પ્રકારના દોષો રહેલા છે, એ મેં દર્શાવ્યું છે અને મારાં નાટકોમાંના દોષો કેવા પ્રકારના અને કેટલા છે, એ નિષ્પક્ષપાતતાથી અને યથાન્યાય બતાવી આપવાનો કોઇનો પણ અધિકાર છે. મનુષ્ય પોતેજ સર્વથા નિર્દોષ નથી, તો પછી મનુષ્યની કૃતિ તો સર્વથા દોષહીન ક્યાંથીજ હોઈ શકે ? પરંતુ જે મનુષ્યમાં દોષોનું પ્રમાણ બહુજ ઓછું હોય છે તે કૃતિ પણ શ્રેષ્ઠ મનાય છે. જે કોઇ પણ વસ્તુનું અવલો-

કન કરવાનું છે, તે કેવળ આ દૃષ્ટિથીજ કરવાનું છે, એ સુજ્ઞોને નવીનતાથી જણાવવાની અગત્ય નથી."

**'સતી દમયંતી'** નાટકમાંના હજી તો અનેક દોષોનો પ્રકાશ મારે કરવાનો હતો, પરંતુ જો કોઇ આટલા લેખના પ્રત્યુત્તરનોજ પ્રયત્ન કરશે અને ત્યાર પછી વિશેષ લખવાની આવશ્યકતા જણાશે, તો વળી જે વિષયોને અત્યાર સૂધીમાં નથી ચર્ચવામાં આવ્યા તે વિષયોને બીજીવાર પણ ચર્ચી શકાશે, એમ ધારીને હાલ તરત આ લેખને આગળ લંબાવવાનો વિચાર મુલતવી રાખ્યો છે.*

---

* આ લેખની 'હિતેચ્છુ'માં સમાપ્તિ થઈ ગયા પછી પણ હું બે માસ પર્યન્ત કરાચીમાં હતો, પરંતુ તેટલા સમયમાં કવિશ્રી છોટાલાલ અથવા તો તેમના કોઈ પ્રશંસકે આ લેખનું ઉત્તર આપવાનો યત્ન કર્યો નહોતો; માત્ર એટલુંજ નહિ, પણ અત્યારે એ ઘટનાને લગભગ અઢી વર્ષનો કાળ થવા આવ્યો છે, છતાં પણ આ લેખનું ઉત્તર લખાયું નથી અને તેથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, કવિ શ્રી છોટાલાલ અને તેમના પક્ષકારો પાસે આ લેખનું ઉત્તર છેજ નહિ. અહીં પ્રસંગવશાત્ એક અન્ય વાર્ત્તા એ જણાવવાની છે કે કવિ શ્રી છોટાલાલે મારા લખેલા '**દેવી દમયંતી**' નાટકમાંની કેટલીક સારી વસ્તુઓ લઇ લેવાથી અને કરાચીમાં તેમનું '**સતી દમયંતી**' નાટક મારા '**દેવી દમયંતી**' નાટક કરતાં પ્રથમ ભજવાઇ જવાથી '**દેવી દમયંતી**' નાટકને કાંઇક ધક્કો લાગ્યો હતો અને તેથી પ્રતિસ્પર્દ્ધા કેવી રીતે કરી શકાય છે તે બતાવવામાટે મેં કરાચીમાં '**દેવી દ્રૌપદી**' નાટક લખવાની શરૂઆત કરી હતી અને તે નાટક માત્ર દોઢ મહિના જેટલા અલ્પ કાળમાં લખીને સમાપ્ત કર્યું હતું. મારા એ નાટકનું રીહર્સલ ચાલવા માંડયું એટલે ઇ. સ. ૧૯૧૫ ના ડિસેંબર માસની ૩૦ મી તારીખ અને ગુરુવારે '**શ્રી દેશી નાટક સમાજે**' પોતાનું '**સતી દ્રૌપદી**" નાટક એ ઉદ્દેશથી રંગભૂમિપર રજૂ કર્યું કે, મારા નવીન નાટકથી તેમના નાટકને ધક્કો ન લાગે. છતાં કવિ છોટાલાલકૃત "**સતી દ્રૌપદી**' નાટક પ્રેક્ષકોના આદરને પાત્ર થઇ શક્યું નહિ અને તે નાટક અનેક વાર ભજવાયા પછી લગભગ બે માસે એટલે કે, ૧૯૧૬ ના માર્ચ માસની તા. ૨ જી અને ગુરુવારે મારૂં લખેલું '**દેવી દ્રાપદી**' નાટક '**શ્રી આર્ય નાટ્ય સમાજે**' કરાચીની રંગભૂમિપર રજૂ કર્યું અને તેમાં '**સતી દ્રૌપદી**' નાટકમાંથી એક પણ પણ વસ્તુ ન લેવાયલી હોવા છતાં પરમાત્માની કૃપાથી

આ લેખને આટલા અઠવાડિયાં પર્યન્ત કોઇ પણ પ્રકારની અપ્રસન્નતા બતાવ્યા વિના 'હિતેચ્છુ' પત્રના માનવંતા તંત્રી તથા માલિક રા. હરિલાલભાઇએ સતત સ્થાન આપ્યું છે, તેટલામાટે તે મહાશયનો અને પ્રસ્તુત લેખનું ધૈર્યથી વાંચન કરી મારા ઉત્સાહને વધારનાર 'હિતેચ્છુ'ના સુજ્ઞ વાંચકવર્ગનો અવશ્ય મારે અંતઃકરણપૂર્વક ઉપકાર માનવોજ જોઇએ.

અંતે જે પરમાત્માની કૃપાથી પ્રસ્તુત લેખની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઇ થઇ છે, તે પરમાત્માના ચરણપંકજમાં મસ્તક નમાવી હું મારા પ્રસ્તુત લેખની હાલ તરત પરિસમાપ્તિ કરીને લેખિનીને વિશ્રાંતિ આપવાની આજ્ઞા ઇચ્છું છું; ઇત્યલમ્.

---

પ્રેક્ષકોના એટલા બધા આદરને પાત્ર થયું કે સાત મહિના સુધી જ્યારે પણ તે નાટક રંગભૂમિપર મૂકાતું હતું ત્યારે રાતે દશ વાગ્યા પછી ટિકિટ પણ મળી શકતી નહોતી અને સાત મહિનામાં એ એકજ નાટકે '**શ્રી આર્ય નાટ્ય સમાજ**'ને રૂપિયા પાંત્રીસ હજારની આવક આપી હતી. આવું પરિણામ આંગળીના ટેરવાપર ગણી શકાય તેટલા દિવસમાં લખાયલા નાટકનું શા કારણથી આવ્યું હશે, એનું નિવારણ ડૉ. કે. બી. પટેલ કરી શકશે ખરા કે ? કારણ કે, આ ઘટના તેમણે પોતાનાં નેત્રોથી જોયેલી છે અને તેથી સાક્ષી પૂરાવાની આવશ્યકતા નથી.

# વેદોમાં પૃથ્વીની ગતિ*

પોતાને પ્રત્યેક વિષયમાં નિષ્ણાત માનનારા યૂરોપ દેશના વાસીઓ એમજ જણાવે છે કે, "પૃથ્વી ચલિત છે, એ તો અમેજ શોધી કાઢયું છે." પરંતુ પ્રાચીનકાલના ભારતવર્ષના વૈદિક આચાર્યો "પૃથ્વી ચાલે છે," એ જાણતા હતા, એ તે યૂરોપિયન મહાશયોના જાણવામાં આવ્યું નથી, એ મહા ખેદનો વિષય છે. તેમના એ મિથ્યા અભિમાનને કાઢી નાખવાના ઉદ્દેશથી પૃથ્વીની ગતિને દર્શાવનારાં કેટલાંક વેદોમાંનાં પ્રમાણો આપણે અહીં આપીશું.

વેદમાં પૃથ્વીનાં આટલાં નામો છેઃ-ગો, ગ્મા, જ્મા, ક્ષ્મા, ક્ષા, ક્ષમા, ક્ષોણિ, ક્ષિતિ, અવનિ, રિપુ, ગાતુ અને નિર્ઋતિ. માત્ર ઋગ્વેદમાંજ એ શબ્દો એક નહિ, પણ અનેકવાર જોવામાં આવે છે. પૃથ્વીનાં બીજાં પણ કેટલાંક નામો છે, પરંતુ તેમનો આ વિષયસંગે અનુકૂલતાથી કે પ્રતિકૂલતાથી અધિક સંબંધ ન હોવાને લીધે તેમના વિશે વિચાર કરવાની એટલી બધી આવશ્યકતા નથી. જે જે શબ્દોનું પર્યાલોચન કરવાથી એમ જણાય કે, પૃથ્વી ચલિત છે, તેજ શબ્દો પૃથ્વીના વાચક છે, એમ માનવાનું છે.

ગો શબ્દ પૃથ્વીનું નામ કેવી રીતે થયું? એના ઉત્તરમાં આચાર્ય યાસ્ક કહે છે કે, "गोरिति पृथिव्या नामधेयं भवति, यद् दूरंगता भवति× यच्चास्यां भूतानि गच्छन्ति गातिर्वौकारो नामकरणः" (निरुक्त–२–२–१) ગો પૃથ્વીનું નામ છેઃ કારણ કે, એ દૂર જાય છે અને એનામાં બધા જીવો ચાલે છે અથવા ગતિ કરે છે. અહીં **गाम्** અથવા **गा** ધાતુને નામનું

* આ લેખ પ્રથમ 'ગુજરાતી'ના ૧૯૦૫ના ઑક્ટોબર માસની ૧ લી તારીખના અંકમાં પ્રકટ થયો હતો.

× "यस्माद् इयं दूरं अध्वानं प्रतिगता भवति इति." ટીકાકાર દુર્ગાચાર્ય.

રૂપ આપવામાટે **ओ** પ્રત્યય જોડવામાં આવ્યો છે. **શાકટાયન,** ઉણાદિ સૂત્રોમાં લખે છે કે, " 'गमे–र्डोसु.'" **યાસ્કકૃત પ્રથમ** નિર્વચનથી ( એ દૂર પથમાં ગમન કરે છે, માટે **गो** કહેવાય ) સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, **વૈદિક આચાર્યોને** પૃથ્વીની ગતિનું સારી રીતે જ્ઞાન હતું.*

---

* કેટલાક લોકો **યાસ્કને નિઘટુ** અને **નિરુક્ત** ઉભયનો કર્તા માને છે, અને લોકોની વધારે સંખ્યા તેને બહુ કાલથી પ્રચલિત **નિઘંટુનો** ભાષ્યકાર માને છે. એનું કરેલું ભાષ્ય **નિરુક્ત** નામથી પ્રસિદ્ધ છે **નિઘંટુમાં,** અમુક વસ્તુનું શું નામ છે અને અમુક ધાતુનો શો અર્થ છે, એ દર્શાવવામાટે શબ્દ માત્રજ આપવામાં આવ્યા છે. ભગવાન્ **યાસ્કે** એ શબ્દપાઠમાંના કઠિન કઠિન શબ્દોના ધાતુપ્રત્યયો બતાવીને વેદમાં એ શબ્દોનો અમુક અર્થમાં પ્રયોગ થએલો છે, એ પણ પ્રમાણથી અને વિસ્તારપૂર્વક બતાવ્યું છે. **સ્કંદસ્વામી** અને દુર્ગાચાર્ય આદિ વિદ્વાનોએ **યાસ્કીય** ભાષ્યની વ્યાખ્યા કરેલી છે અને **દેવરાજ** આદિએ **નિઘંટુ**માંના બધા શબ્દોનું સંક્ષેપમાં વિવરણ કરેલું છે. એ સર્વ વિદ્વાનો **યાસ્ક** પછી ઘણા કાળે થએલા છે. વ્યાખ્યા કરવા બેઠા એટલે તેમનાથી **યાસ્કમતનું** ઉલ્લંઘન તો થઇ શકે તેમ હતુંજ નહિ; એટલે મુખથીજ માત્ર વિરુદ્ધ મત દર્શાવવાની તેઓ ચેષ્ટા કરતા હતા. અર્થાત્ એવી તેમની એ ચેષ્ટાઓથી કેટલેક સ્થળે **યાસ્કનો** સિદ્ધાંત બગડી ગએલો પણ જોવામાં આવે છે. આ **ગો** શબ્દના **નિર્વચનમાં જ** એનો વિકાર જોવામાં આવે છે. **યાસ્કાચાર્યે** તો કહેલું છે કે, " દૂર ગમન કરે છે, તેથીજ પૃથ્વીને **ગો** નામ આપવામાં આવ્યું છે; " પરંતુ **સ્કંદસ્વામી** એનો સ્વીકાર જાણે ન કરતા હોયની! તેવી રીતે એમ જણાવે છે કે, " પૃથ્વીમાં વસ્તુતઃ ગતિ નથી કિંતુ જેવી રીતે આત્મા, આકાશ આદિ દૂર દેશોમાં પણ, દૃષ્ટિગોચર થાય છે; તેવી રીતે પૃથ્વી પણ જોવામાં આવે છે. એથી જ આચાર્યે પૃથ્વીમાં ગતિની કલ્પના કરેલી છે. ('दूरंगता भवति, आत्माकाशादिवद् दूर्युपलब्धेर्गतिक्रियाव्यवहार: ') "

**દેવરાજે સ્કંદ સ્વામીની હામાં હા** મેળવીને એ સિદ્ધાંતને વધારે સ્પષ્ટ કરી બતાવ્યો છે, પણ તેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. પરંતુ એનાજ સંબંધમાં તેણે એક બીજી વાત કહી છે, તેનો ઉલ્લેખ કરવો જોઇએ. પૃથ્વીની ગતિનો વિચાર કરીને ( કદાચિત્ એ વિચારથી તેને સંતોષ થયો નહિ હોય, એનો સંભવ દેખાય છે;) તેણે લખેલું છે કે, **गा** ધાતુમાં ओ પ્રત્યય લગાડવાથી **गो**

**ગ્મા** શબ્દની ઉત્પત્તિ **गम्** ધાતુમાંથી થએલી છે. **गम्** ધાતુનો ચાલવું એવો અર્થ થાય છે; કારણ કે, **નિરુક્ત**માં લખેલું છે કે, " जमती गमती गातकमाणः " (૨-૧૪) એટલે કે **ગો** પદની જે વ્યુત્પત્તિ છે, તે **ગ્મા** પદની પણ છે.

---

શબ્દની સિદ્ધિ થાય છે, પરંતુ તે **गा** ધાતુનો ગતિ અર્થ નથી, પણ સ્તુતિ એવો અર્થ થાય છે; એટલે કે, " પૃથ્વીનો સ્તવ થાય છે અથવા તો પૃથ્વીપર બેસીને સ્તવ કરાય છે, એ કારણથીજ પૃથ્વી **ગો** નામથી ઓળખાય છે;" એવો જ એનો અર્થ બતાવેલો છે. ( गातेर्वा स्तुत्यर्थस्य गीयते स्तूयते असौ इति गायन्ति)." પરંતુ એ વ્યાખ્યામાં કેટલી સત્યતા છે, એનો વિચાર વાંચકોએજ કરી લેવાનો છે. વેદમાં **गाति** અથવા તો **गा** ધાતુનો અર્થ ગતિદર્શકજ કરેલો છે. **નિઘંટુ**માં એનો સ્પષ્ટ ઉલ્લેખ છે; યથા "चतति, अतति, गाति...द्वाविंशशते गतिकर्माणः " ( ૨-૧૪ ) એનાં વેદોક્ત ઉદાહરણો પણ ઉપસ્થિત થાય છે; જેમકે, निर्यत्यूतेव स्वधितिः शुचिर्गात्" ( ऋग्वेद ७-३-९. ) **गा** અથવા **गाति**નો સ્તુતિ એવો અર્થ થતો હોય, એમ વેદમાં ક્યાંય પણ જોવામાં આવતું નથી. **गायति** અથવા **गै** ધાતુનો અર્ચના એવો અર્થ દૃષ્ટિગોચર થાય છે (" गायन्तित्वा गायत्रिणः" ऋग्वेद १-१-१-९१ निघंटु ३-१४.) ગો શબ્દના નિર્વચનમાં યાસ્કે **गाति** કહેલો છે, **गायति** નહિ; અને **આચાર્ય યાસ્કે** જો जुहोत्यादि ગણના સ્તુતિ-અર્થવાળા **गा** ધાતુનો ( उदा-देवान्-जिगाति सुम्नयुः) ઉલ્લેખ કર્યો હોત, તો તેમનું " अथापि पशुनामिह भवति एतस्मादेव." ( એ ધાતુમાંથી એજ અર્થમાં બનેલો ગો શબ્દ પશુનો વાચક પણ થાય છે); એ વાક્ય અપ્રમાણ કેમ થઈ શકત વારૂ? પશુવાચક ગો શબ્દ ગત્યર્થક ધાતુમાંથી જ બનેલો છે, એ વાતનો તો કોઈ પણ અસ્વીકાર કરી શકે તેમ છેજ નહિ. વૈદિક શબ્દનો નિર્વચનમાં બની શકે ત્યાંસૂધી વૈદિક ધાતુ-અર્થ આપવો, એજ વધારે ઉચિત છે, પરંતુ દેવરાજે અનેક સ્થળે એ નિયમનો ભંગ કરેલો છે તેમજ બીજા પણ કેટલાક શબ્દોમાં એવોજ ગોટાળો છે, તે સુજ્ઞ વાંચકો જાણી શકશેજ. **"गाङ्गतौ"** એ ધાતુમાંથી પણ ગો શબ્દની ઉત્પત્તિ થઇ શકે છે.

**સ્કંદસ્વામી અને દેવરાજની વ્યાખ્યાથી એમ જાણવામાં આવે છે કે, યાસ્કના સમયમાં " પૃથ્વી ચલિત છે," એ મતનો પ્રચાર હોવા છતાં પણ એ બન્નેના**

જે દૂર ગમન કરે, અથવા તો જેમાં જીવો વિચરતા હોય, તેજ ગ્મા (પૃથ્વી) કહેવાય. આચાર્ય માધવે પણ કહેલું છે કે, " ग्मा गच्छतेः गच्छंतीहीयम्. " ગ્મા શબ્દ गम् ધાતુમાંથી ઉત્પન્ન થએલો છે; કારણ કે, આ પૃથ્વી ગમનશીલા છે.*

જ્મા શબ્દ जमति અથવા जम् ધાતુમાંથી ઉત્પન્ન થએલો છે. વેદમાં जमतिનો અર્થ પણ ગમનજ કરેલો છે; ( निघंटु ३-१४. निरुक्त. ३-१६ ). વ્યુત્પત્તિ પૂર્વવત્. એ પણ ગત્યર્થક ધાતુ હોવાથી એની અર્થ-નિર્વચનપ્રણાલી પણ ગો શબ્દ પ્રમાણેજ સમજી લેવી.÷

ક્ષ્મા, ક્ષા, ક્ષમા, ક્ષોણિ અને ક્ષિતિ એ શબ્દો ગત્યર્થક ક્ષિ ધાતુથી સિદ્ધ કરી શકાય છે.=

---

સમયમાં એ મતવિરુદ્ધ આક્ષેપો થવા માંડયા હતા. એમ સર્વદા થતુંજ આવ્યું છે અને થયા કરશે એટલે એમાં આશ્ચર્ય જેવું કશું પણ નથી. આર્યભટ્ટે પૃથ્વીની ગતિને સિદ્ધ કરી બતાવી હતી, પરંતુ તેની પછીના સિદ્ધાંતકારોએ એ મતનો સ્વીકાર કર્યો નહિ. યૂરોપમાં પણ એ વિશે કોલમ્બસના સમય સુધી ઘણોજ વિવાદ ચાલતો હતો અને તે એટલે સુધી કે, " પૃથ્વી ચલિત છે;" એ શોધ કરવાના પ્રાયશ્ચિત્તમાં ગેલીલિયોને પોતાનાં અમૂલ્ય નેત્રોનું બલિદાન આપવું પડયું હતું!

*આ માધવ તે સાયન માધવ કરતાં ભિન્ન અને વધારે પ્રાચીન વિદ્વાન્ હતો. વિવરણગ્રંથકાર વેદભાષ્યકર્ત્તા માધવભટ્ટ અને શ્રી વેંકટાચાર્યનો પુત્ર ભાષ્યટીકાકાર માધવ, એ બેમાંથીજ એક એ હોવો જોઇએ, એવું અનુમાન કરી શકાય છે.

÷ દેવરાજે અહીં जम् अदने, जनी प्रादुर्भूते ઈત્યાદિ બીજા કેટલાક ધાતુઓમાંથી ज्मा શબ્દની ઉત્પત્તિ બતાવીને તેનો ધાતુને અનુસરતો અર્થ કરેલો છે; પરંતુ એના કરતાં વેદમાં બતાવેલો અર્થ વધારે પ્રબળ હોવાથી તેનોજ સ્વીકાર કરવો, એ આપણો ધર્મ છે.

= દેવરાજે હિંસાર્થક ક્ષિ, ક્ષયાર્થક ક્ષિ અને સહનાર્થક ક્ષમ ધાતુઓનું સમર્થન કર્યું, છતાં પણ ગત્યર્થક ક્ષિ ધાતુનો તેનાથી પરિત્યાગ કરી શકાયો નહોતો.

**અવનિ** શબ્દ **अवति** અથવા **अव** ધાતુમાંથી નીકળેલો **છે. अव** ધાતુની **નિઘંટુમાં** ગત્યર્થક ધાતુઓમાં ગણના કરવામાં આવી છે.+

**રિપ** એ નામ ગત્યર્થક **रेपृ** ધાતુમાંથી ઉત્પન્ન થયું છે.

**ગાતુની** ઉત્પત્તિ **गम्** ધાતુમાંથી છે.

**નિઋર્તિ** શબ્દના બે અર્થ છે; પૃથ્વી અને કષ્ટપ્રાપ્તિ. **આચાર્ય યાસ્કે** કહેલું છે કે, " निर्ऋतिः निरमनात् ऋच्छतेः कष्टप्राप्तिरवरा. " સર્વ જીવોને આરામ આપે છે, તેથી પૃથ્વી **નિઋર્તિ** ( नि-रम्-क्तिन् ) કહેવાય છે. કષ્ટપ્રાપ્તિનો અર્થ બતાવતો જે **નિઋર્તિ** શબ્દ તે **નિર્** ઉપસર્ગ અને **ऋ** ધાતુના સંયોગથી બનેલો છે. **આચાર્ય યાસ્કના** નિર્વચનથી જાણી શકાય છે કે, **નિઋર્તિ निॠ** ધાતુમાંથી ઉત્પન્ન થયો છે. **નિઘંટુમાં ॠ** ધાતુની ગણના ગત્યર્થક ધાતુઓમાં કરવામાં આવી છે. અર્થાત્ પૃથ્વીનાં બીજા નામો પ્રમાણે **નિઋર્તિ** શબ્દની પણ नि-ॠ-क्तिन् ( કર્તૃવાચ્ય અથવા અધિકરણ-વાચ્ય ) એવી વ્યુત્પત્તિ કરવામાં કાંઇ પણ પ્રમાદ થતો હોય, એમ જણાતું નથી.×

---

+ દેવરાજ **अव** ધાતુમાંથી **अवनि** શબ્દની સિદ્ધિને જો કે માન્ય રાખે છે ખરો, પરંતુ ધાતુપાઠ આદિના આધારે **अव** એ ધાતુના ગતિ, તૃપ્તિ, રક્ષણ ઇત્યાદિ અઢાર અર્થો કલ્પીને તે પ્રમાણે તેને અનુસરતોજ પૃથ્વીવાચક અવની શબ્દનો અર્થ કરે છે; પણ તે વ્યર્થ છે.

× આપણે એમ સહજમાં અનુમાન કરી શકીએ છીએ કે, **સ્કંદ** સ્વામી પૃથ્વીની ગતિ માનવાવાળાઓના વિરુદ્ધ પક્ષમાં હતો અને એથીજ તેણે **યાસ્કના** " निर्ऋति निरमनात् " એ વાક્યની વ્યાખ્યા કરતી વેળાએ લખ્યું છે કે, " निरमनात् निश्चलत्वेन अवस्थानात् इत्यर्थः " નિરમનનું નિશ્ચલરૂપથી સ્થિર રહેવું. શું એ અર્થ તાણી તોડીને કરેલો હોય એમ નથી દેખાતું ? **દેવરાજ** પણ **સ્કંદ** સ્વામીના મતનુંજ સમર્થન કરીને કહે છે કે, "निर्निश्चलत्वमाह ,न अवस्थानम्." (**નિ** ઉપસર્ગ પૃથ્વીની નિશ્ચલતાનોજ દર્શક છે; તેની ગતિનો દર્શક નથી. ) અહીં વૈયાકરણોના અર્થનું ગ્રહણ કરીને પુનઃ **દેવરાજ** કહે છે કે, " निर्-ऋ-क्तिन्

આ વિષયનું અવલોકન કરવાથી એમ જ પ્રતીત થાય છે કે, અતિ-પ્રાચીન કાલમાં પણ પૃથ્વીની ગતિથી **ભારતવર્ષીય આચાર્યો** સારી રીતે જાણીતા હતા. જો એમ ન હોત, તો તેમણે એક ગતિ–ક્રિયા–દર્શક પૃથ્વીનાં આટલાં બધાં નામો એક સાથેજ આપ્યાં હોત નહિ.

**આચાર્ય યાસ્ક**ના લેખથી જણાય છે કે તેમના સમયમાં* પણ પૃથ્વીની ગતિના સંબંધમાં કોઇ પણ પ્રકારની વિપ્રતિપત્તિ હતી નહિ. તેમના પછી સંદેહની ઉત્પત્તિ થઇ. તેથીજ તેમના પરવર્ત્તી **સ્કંદ** સ્વામીને "यद् दूरं गता भवति" એવો **યાસ્ક**ના વાક્યમાં આક્ષેપ કરીને નાના પ્રકારની કષ્ટ-દાયિની કલ્પનાઓ કરવી પડી. **યાસ્ક**ભાષ્યના બીજા ટીકાકાર દુર્ગાચાર્યે તો એ વાક્યનો જેવો સાંભળ્યો તેવો અર્થજ કરેલો છે. **સ્કંદ** સ્વામી આદિ વ્યાખ્યાકારોએ **યાસ્ક**ના દ્વિતીય નિર્વચનપરજ જોર રાખીને (यच्चास्यां भूतानि गच्छन्ति) બીજાં બીજાં નામો–નિર્વચનો–નો અર્થ પણ કરેલો છે. (**સાયનાચાર્યે** પણ એજ અર્થપર આધાર રાખેલો છે.) તેમણે "अधात्मो अधवादिवो वहतो." (ऋक ८–१–१८) એ વાક્યની વ્યાખ્યામાં પૃથ્વીવાચક **જમા** શબ્દની વ્યુત્પત્તિ "जमन्ति गच्छन्ति अस्याम् इति ज्मा" એવી રીતે કરેલી છે. તેમનાથી "जमति गच्छतीति ज्मा" એમ અર્થ કરવાનું સાહસ થઇ શક્યું નથી. **યાસ્ક**થી ઘણાજ પછી થવા છતાં પણ **આચાર્ય માધવે** સ્પષ્ટતાથી લખ્યું છે કે, "પૃથ્વી ચાલે છે. (ग्मा गच्छते गच्छन्ती हीयम्.) એ આપણે પ્રથમ પણ જાણી ચૂક્યા છીએ." "गच्छातिती जगत्." એ જગત્ શબ્દની વ્યુત્પત્તિ પણ અત્યંત પ્રાચીન હોય એમ જણાય છે.

અર્વાચીન સંસ્કૃત કોષોમાં પૃથ્વીનાં નામોમાં "અચલા" અને "સ્થિરા" ઇત્યાદિ નામો પણ મળી આવે છે. પૃથ્વી ચાલતી નથી, કિંતુ તે સ્થિર છે, એવીજ ભાવનાથી એ નામો આપવામાં આવ્યાં છે; પરંતુ વૈદિક અભિધાન

—निर्ऋति એનો અર્થ "निश्चलवत् अवतिष्ठते" (નિશ્ચલ પ્રમાણે સ્થિર રહે છે). તો શું એથી એવો ધ્વનિ નથી નીકળતો કે, આ પૃથ્વી નિશ્ચલ પ્રમાણે છે–અર્થાત્ નિશ્ચલ જેવી ભાસે છે ખરી, પણ વાસ્તવિક રીતે તો તે નિશ્ચલ નથીજ; અર્થાત્ તે ગતિશાલિના–ચંચલા–ચાલતી છે ? એજ મત સિદ્ધ થાય છે.

**નિઘંટુ**માં એવાં નામોનો ક્યાંય ગંધ પણ જોવામાં આવતો નથી. એ બે શબ્દોનો જેમાં પ્રયોગ થએલો હોય, એવું વૈદિક વચન પણ આજ સુધીમાં કોઇ જોવામાં આવ્યું નથી. જો એવું કાંઇ પણ હોત, તો તે **નિઘંટુ**માં કે યાસ્કીય* **નિરુક્ત**માં અવશ્ય ક્યાંય પણ મળી આવ્યું હોત. એથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, વેદો પછી ઘણાકાળે પૃથ્વીને સ્થિર માનવાવાળાઓએ **ગો** આદિ પૃથ્વીના ગતિદર્શક નામોને સ્થાને તેથી સર્વથા વિરુદ્ધ અર્થને દર્શાવનારાં એ બે કલ્પિત નામોને તેમાં ઉમેરી દીધેલાં હોવાં જોઇએ.

**ગો, ગ્મા** અને **જ્મા** આદિ પૃથ્વિવાચક શબ્દોનો ઉપર જે ઉલ્લેખ થએલો છે, તે સર્વ નામો **ઋગ્વેદ**માં જોવામાં આવે છે.× આજના પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ઉભયદેશીય વિદ્વાનો ઋગ્વેદને પૃથ્વીનો સર્વથી પ્રાચીન ગ્રંથ માને છે. જોકે આપણા **ભા**રતવાસી આર્યોના મતે તો વેદ માત્ર–સર્વ વેદો–અનાદિ છે. હવે વાંચકોએજ વિચાર કરવાનો છે કે, પ્રાચીન કાલમાં **ભા**રતવર્ષના વૈદિક **આચાર્યો**ને પૃથ્વીની ગતિનું જ્ઞાન હતું કે નહિ?

વેદોમાં પૃથ્વીની ગતિને બતાવનારાં બીજાં પણ અનેક પ્રમાણો છે, પણ આટલાથીજ આપણી કાર્યસિદ્ધિ થતી હોવાથી વ્યર્થ લંબાણ શામાટે કરવું જોઇએ?



*યાસ્ક, પાણિની કરતાં પણ ઘણોજ પ્રાચીન છે. **આચાર્ય ગોલ્ડષ્ટુકા**નું અનુકરણ કરતાં કરતાં પંડિત **સત્યવ્રત સામ અમિ**એ **યાસ્ક**ને ઇ. સ. થી પૂર્વે ૧૪ મી કે ૧૫મી સદીના અંધકારમાં જોયો હતો.

× **પ્રો. મેક્સમૂલરના સંસ્કૃત ઋગ્વેદની શબ્દસૂચી** વાંચવાથી જણાશે કે, કયો શબ્દ કેટલી કેટલીવાર તેમાં આવેલો છે અને તેનો શા અર્થમાં પ્રયોગ થએલો છે.

# પ્રાચીન ભારતવાસીઓનો પહેરવેશ

વાંચકો ! તમે કોઇ કોટપાટલૂન પહેરનારા અંગ્રેજી શીખેલા જવાનિયાને એમ બોલતો સાંભળ્યો હશે કે, " આપણા બાપદાદા તો અસભ્ય હતા, માત્ર એક ધોતીયું શરીરપર લપેટીને નાગા જેવા ફર્યા કરતા હતા; આપણે કાંઇ તેમનું અનુકરણ કરવાને બંધાયલા નથી. " અર્થાત્ તેમના અભિપ્રાય પ્રમાણે કોઇ પણ પહેરવેશ આ દેશનો તો છેજ નહિ; જે કાંઈ છે તે વિદેશીયજ છે.

સર્વથી પ્રથમ બકનન્ હૅમિલ્ટન (Buchnan Hamilton) સાહેબે પોતાના " ઇસ્ટર્ન ઇન્ડિયા." ( Eastern India ) નામના ગ્રંથમાં એવો અભિપ્રાય પ્રકટ કર્યો હતો કે, " પ્રાચીન આર્ય જાતિ સીવેલાં વસ્ત્રોના ઉપયોગથી સર્વથા અજ્ઞાન હતી. હિંદુસ્તાનમાં સીવેલાં વસ્ત્રોનો પ્રચાર મુસલ્માનોના હલ્લાઓ પછી થયો. " ત્યાર પછી મ્યૂર ( Miur ) અને વૉટસન (Watson) આદિ યૂરોપિયન વિદ્વાનોદ્વારા એ મતનું પોષણ થતું આવ્યું છે; પરંતુ જે પ્રમાણના આધારે એ અભિપ્રાયને નિશ્ચિત કરવામાં આવ્યો છે, તે પ્રમાણ દૃઢ હોય, એમ જણાતું નથી. એના સમ્યક્ વિવેચનમાટેના બે—માત્ર બે—માર્ગોજ છે; એક પ્રાચીન ગ્રંથો અને દ્વિતીય પ્રાચીન પ્રતિમાઓ.

વેદોમાં તે સમયમાં વસ્ત્રોના કોઈ રૂપવિશેષમાં વ્યવહૃત હોવાનો શોધ લાગી નથી શકતો. કદાચિત્ સર્વત્ર સાધારણ રીતે ધોતિયું ઈત્યાદિ ધારણ કરવાનો જ અધિક પ્રચાર હશે. કર્નલ ટેલર, લેશ માત્ર પણ શંકા વિના જણાવે છે કે, " ચાલવા, બેસવા અને સૂવામાં ધોતિયા કરતાં વધારે સગવડવાળા પહેરવેશનો હવે પછી પણ શોધ થવો અશક્ય છે. " સિકંદર—એલેક્ઝાંડર ધિ ગ્રેટ–ના સાથીઓને પણ ૨૨૦૦ વર્ષ પહેલાં આર્યવર્ત્તમાં સર્વત્ર એજ પહેરવેશનો પ્રચાર દૃષ્ટિગોચર થયો હતો, કે જે આજ દિન પર્યન્ત પણ ભારતવર્ષમાં પ્રચલિત છે. હવે બીજો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે

ત્યારે શું સાધારણ જનો પ્રમાણે રાજાઓ અને તેમના મંત્રીઓ તથા બીજા ઉચ્ચ શ્રેણીના મનુષ્યો પણ ધોતિયાં અને ચાદરથી જ સંતુષ્ટ થતા હતા ? એવી એકરૂપતા તો કોઈ અસભ્યથી અસભ્ય જાતિમાં પણ હોવી અશક્ય છે, તો પછી આર્યો જેવા ઉન્નતિશીલ લોકોના—જાતિ ભેદના પ્રથમ સંસ્થાપકોના—વિષયમાં એવું અનુમાન કરીજ કેમ શકાય ? એ પ્રશ્નના ઉત્તરમાટે પણ જેમ કેટલાકોનો ભ્રમ છે, તેમ કાંઇ પ્રમાણોનો સર્વથા અભાવ તો નથી જ.

જેનો સમય સાધારણતઃ ઇ. સ. થી ૨૦૦૦ વર્ષ પહેલાંનો પાશ્ચાત્યોએ નિશ્ચિત કરેલો છે, તે ઋગ્વેદમાં સૂઇ અને સીવવાનો એવો ઉલ્લેખ છે કેઃ—

“ सिव्यतु अपह शूच्य छेद्यमानय. ” ૨–૨૮૮ ॥

આમાં મૂળ શબ્દ “ શૂચી ” છે; પણ તેથી જો એવું અનુમાન કરવામાં આવે, કે એનો કાંટો અથવા તો બીજો કોઇ અણીવાળો પદાર્થ એવો અર્થ હશે, તો એ અનુમાન હાસ્યને પાત્ર થવાનું. અહીં સાથે એ પણ વિચારવાનું છે કે, પ્રાચીન આર્યો લોહના શસ્ત્ર આદિ બનાવવામાં કુશળ હોવા છતાં માત્ર સૂઇજ બનાવવામાં અનભિજ્ઞ હોઇ શકે ખરા કે ? કર્નલ ટેલરનો એક એવો આક્ષેપ છે કે, “ આર્ય જાતિમાં દરજીઓ હતા, એ પ્રમાણસિદ્ધ નથી થતું; અને તેમની ભાષામાં દરજીના અર્થને દર્શાવનારો કોઇ શબ્દ પણ નથી. ” એના ઉત્તરમાં જણાવવું જોઇએ કે, ઇ. સ. ના આરંભના લગભગના કાળમાં જેની રચનાનો નિશ્ચય થઈ ગયો છે, તે **અમરસિંહકૃત** **अमरकोष**માં દરજીના અર્થને સૂચવનારા બે શબ્દો આપણને મળી આવે છે અને તે આ પ્રમાણેઃ—

**“तन्तुवायः कुविन्दः स्यात्तुन्नवायस्तु सौचिकः”॥ अमरकोषः**

**तुन्नवाय અને सौचिक.** એમાંના બીજા શબ્દની વ્યાખ્યા **પાણિનીય** સૂત્રોમાં પણ વિદ્યમાન છે. ઉશનસનાં પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં વૈશ્ય અને શૂદ્રોના સંયોગથી ઉત્પન્ન થએલાં સ્ત્રીપુરુષોને એક ભિન્ન જાતિમાં વિભાજિત કરીને તેમના નિર્વાહમાટે “ સીવવું ” અને બીજાં પણ એવાં હાથનાં કાર્યો ઠેરવી આપવામાં આવેલાં છે. એ જાતિના લોકો તે સમયમાં ‘શૌચી’ નામથી ઓળખાતા હતા.

રામાયણ, મહાભારત અને બીજા પણ એવાજ સંસ્કૃત ગ્રંથોમાં એવા એવા કેટલાક પહેરવશોનું વર્ણન કરેલું છે, કે જે સુઇની સહાયતા વિના કદાપિ બની શકેજ નહિ. ઉદાહરણ તરીકે તેમાંના કેટલાક શબ્દો અહીં આપવામાં આવે છે કે જે ભિન્ન ભિન્ન પહેરવેશોને સૂચિત કરે છે. ૧ કંચુક, ૨ કંચુલિક, ૩ અંગિકા, ૪ ચોલક, ૫ ચોલ, ૬ કૂપાસક, ૭ અધિકાંગ અને નીવી; ઇત્યાદિ. એમાંથી પ્રથમ શબ્દ વિશે કાંઇક વિવેચન કરવાની અહીં આવશ્યકતા છે.

એ 'કંચુક, શબ્દનો અર્થ એવી રીતે કરવામાં આવ્યો છે કે, " એ સૈનિકોનું એક પહેરણ જેવું વસ્ત્ર છે. " સન્નાહ શબ્દ કે જેની લોહકવચ અને સુત્રવસ્ત્ર એ ઉભયના અર્થમાં પ્રયોગ થાય છે, તેને એનો પર્યાયવાચી કહેલો છે. એથી ઘણાક આધુનિક શબ્દકોષોમાં એ શબ્દનો આવો અર્થ કરી નાખવામાં આવ્યો છે: " બાણોના પ્રહારથી શરીરના સંરક્ષણમાટેનું લોહનું એક વસ્ત્ર. " કિન્તુ પ્રાચીન કાલમાં એનો સુત્રના વસ્ત્રનો પણ અર્થ લેવામાં આવતો હતો. એ સિદ્ધાંતની સત્યતા જ્યારે આપણે સૈનિકો ઉપરાંત બીજા સાધારણ મનુષ્યો પણ એનો ઉપયોગ કરતા હતા એમ બતાવીશું, એટલે પોતાની મેળેજ પ્રતીત થશે. યુધિષ્ઠિરના રાજ્યાભિષેક સમયે ઋષિઓએ કંચુક અને પાઘડી ધારણ કરવાનું મહાભારતમાં પ્રસિદ્ધ છે. યથાઃ—

" विविशुस्ते सभां दिव्यां सोष्णीषां धृतकंचुकाः ॥

મહાભારત

ત્યારે એથી શું એમ સમજવું કે, ઋષિઓ ભારી લોહકવચો પહેરીને આવ્યા હતા? કદાપિ નહિ. તેમણે સુત્રવસ્ત્રોજ પરિધાન કરેલાં હતાં. વળી રાજાઓનાં અંતઃપુરના પંઢ સંરક્ષકોને કંચુકીના નામથી ઓળખવામાં આવતા હતા. અર્થાત્ એનો અર્થ " કંચુક ધારણ કરવાવાળા " એટલોજ થાય છે અને એમનો પણ લોહકવચસાથેનો સંબંધ શક્ય કે સંભવિત દેખાતો નથી. સુત્રવસ્ત્રની અહીં પણ સિદ્ધિ છે.

હાલમાં જેને જામાના નામથી જાણવામાં આવે છે, તેજ પ્રાચીન કંચુક અને રાજાઓના મંત્રીઓ તથા અનુચરો બહુધા એ વસ્ત્રો જ પરિધાન

કરતા હતા. એક બે પ્રાંતોને બાદ કરતાં અંગિકાનો પ્રચાર પણ આજ સુધી કેટલાક પ્રાન્તોમાં પૂર્વે પ્રમાણે ચાલૂજ છે. એ એક પ્રકારનું કુડતું છે અને હિન્દી ભાષામાં એને હાલમાં પણ અંગિઆના નામથી ઓળખવામાં આવે છે. જે મનુષ્યોને પ્રાકૃત ભાષાનું થોડુંઘણું પણ જ્ઞાન હશે, તેઓ એ તત્કાળ જાણી શકશે કે, અંગિઆ તે સંસ્કૃત અંગિકા શબ્દનું અપભ્રંશ રૂપ જ છે. વ્યાકરણથી એની સિદ્ધિ આવી રીતે થાય છે: વરરુચિકૃત વ્યાકરણમાં "कादीनां लोपः" એવું એક સૂત્ર છે અને એજ સૂત્રના આધારે ક નો અ થઇ ગયો છે. આધુનિક શબ્દ અંગરખું પણ જો અંગ-રક્ષક શબ્દનો અપભ્રંશ ન હોય તો એજ શબ્દનું પરિવર્તિત રૂપ હોવું જોઇએ. ચોલ વસ્ત્ર તે આધુનિક પહેરણ જેવું થતું હતું. વળી નીવી શબ્દ પણ આપણને ઘણોજ ઉપયોગી થઇ પડે છે. નીવી એટલે નાડું; એ ઘા-ઘરામાં નાખીને ઘાઘરાને કટિના આધારે ટકાવી રાખવાના કામમાં આવે છે. એથી એમ સિદ્ધ થાય છે કે, જો તે સમયમાં ઘાઘરાનું અસ્તિત્વ ન હોત, તો પછી એ નીવી—નાડા—ની પણ કશી આવશ્યકતા હોત નહિ. અહીં સુધી તો પ્રાચીન ગ્રંથોના આધારે પ્રમાણોની સિદ્ધતા થઇ. હવે જોઇશું કે પ્રાચીન પ્રતિમાકારો—મૂર્ત્તિ બનાવનારાઓ—એ વિષયમાં આપણને કેલાક સહાયકારક થાય છે.

જો કે સાંચી અને અમરાવતી આદિ કેટલાક સ્થાનોની મૂર્તિઓની સ્થાપના બહુધા નગ્નાવસ્થા અથવા તો અર્ધનગ્નાવસ્થામાંજ કરવામાં આવી છે; છતાં પણ એમાં કેટલીક મૂર્ત્તિઓ એવી પણ જોવામાં આવે છે, કે જે તેમનાથી કાંઇક વિપરીત ભાવનુંજ આપણને દર્શન કરાવે છે. અમરાવતીની અસંખ્ય નગ્ન મૂર્ત્તિઓના સમૂહમાં કેટલીક એવી મૂર્ત્તિઓ પણ છે, કે જેમનો પહેરવેશ બહુ અંશે વસ્ત્ર સીવનારા દરજીઓના અસ્તિત્વ સાથે સંબંધ ધરાવે છે. સાંચીની બન્ને ધનુર્ધારીઓની પ્રતિમામાં—એમાંની એક કાશીના બૌદ્ધ રાજા પિલિયુકની પ્રતિમા છે—આપણને ચપકનનું પ્રત્યક્ષ દર્શન થાય છે. બુદ્ધ *ગયાના, કે જેનો કાળ સાંચીથી પ્રાચીનતર છે, એક શિલાખંડપર બે

* Fergusson, Plate xliii.

મૂર્ત્તિઓ ગળાથી પગના અર્ધ ભાગ સુધી એક પ્રકારના પહેરવેશથી સુસજ્જિત જોવામાં આવે છે. એ પહેરવેશ હાલના જમાના જેવોજ છે.

ઓરીસાના પ્રાચીન ખંડિયેરોમાં એનાથી પણ વધારે બળવાન પ્રમાણો જોવામાં આવે છે. ઉદયગિરિની ગુહાઓમાં રાનીનૌર નામના સ્થાનમાં ૪ ફીટ અને ૭ ઇંચ ઉંચી એવી એક મૂર્ત્તિ ચઢાણમાં કોતરી કાઢેલી છે, અને તેના શરીરપર એક ચુસ્ત ચપકન જોવામાં આવે છે. એનો છેડો ધુંટણથી ચાર ઇંચ નીચે સુધી લટકતો છે તેમજ એક પાતળી પછેડી ડાબા ખભાથી ઉતરીને કમરે વીંટળાઇ ગયેલી છે. એ પ્રકાર આજે પણ લોકોમાં ચાલતો જોવામાં આવે છે. કટિપ્રદેશ–કમ્મર–માં એક કટિબંધ –કમ્મરપટો–પણ છે, અને તેના આધારે ડાબી બાજૂએ એક તલ્વાર પણ લટકતી જોવામાં આવે છે. એ મૂર્ત્તિનું મસ્તક ખંડિત થઇ ગએલું છે; તો પણ જેટલો ભાગ બાકી રહેલો છે, તેમાં પાઘડીનાં ચિન્હો વિદ્યમાન છે. પગમાં લાંબા બૂટ પણ પહેરેલા છે. ડૉકટર રાજેન્દ્રલાલ મિત્રના મત પ્રમાણે એ મૂર્ત્તિની અવસ્થા ૨૨૦૦ વર્ષની હોય, એમ માનવામાં આવે છે.×

પહેરવેશની ચાલ–પ્રથા–શુદ્ધ આર્ય–હિન્દુ–છે. અર્થાત્ કોઇ પણ મનુષ્ય તેમાં Chiton–( ચિટન ) Chlamys–( કલમિસ ) અથવા તો સિકન્દરના બીજા કોઇ સૈનિકોદ્વારા અહીં આવેલા પહેરવેશ સાથે સમાનતા દેખાડવાનું સાહસ કરી શકે તેમ નથીજ. કદાચિત્ કોઇ પ્રકારે એમ પણ માની લેવામાં આવે કે, હિંદુઓ જેવા સ્વપ્રથાભક્ત લોકો જે પહેરવેશનો કોઇ બીજા દૂરના દેશમાં આવિર્ભાવ થયો હોય, તે પહેરવેશને જોતાંજ એટલી સીમા સુધી તેનું અનુકરણ કરે કે, તેને પોતાની શિલ્પવિદ્યામાં પણ સ્થાન આપે; તોપણ તેમાં અમુક અંશે વિચિત્રતા તો હોવાનીજ. જેમકે, એ મૂર્ત્તિનાં વસ્ત્રો એસીરિયન ( Assyrian ) લોકોના પહેરવેશ સાથે કોઇ કોઇ અંશે સમાનતાવાળાં છે ખરાં, છતાં પણ એમાં મુખ્ય વિભિન્નતા શી છે, તે બાંહ ( આસ્તીન ) ને જોવાથી સારી રીતે જાણી શકાય છે. એસીરિયનોની બાંહ કોણી સુધીજ લંબાતી હતી અને એ મૂર્ત્તિની બાંહ

× Antiquities of Orissa.

કાંડા સૂધી લંબાયલી છે. માત્ર આશ્ચર્યકારક છે તે બૂટજ. આ દેશમાં એવી જાતિનું બીજા કોઇ પણ સ્થળે ઉદાહરણ મળી નથી શકતું. અમરાવતીના ત્રણે સૈનિકોની પ્રતિમાઓ બહુધા એજ વેશમાં છે, પરંતુ તેમના પગોમાં બૂટ નથી.

અજંટાની ગુફામાંના પ્રતિમાસમૂહમાં સંતોની એક સાથે બે પ્રતિમાઓ છે. એમાંનો એક સંત જમણા હાથથી એક હાથીના મસ્તકને સ્પર્શ કરી રહ્યો છે અને તેના ડાબા હાથમાં એક પાત્ર છે. તેના શરીરપર એક હાથ સૂધી લાંબું વસ્ત્ર જોવામાં આવે છે. એની બાંહો પૂરેપૂરી અને ઘણીજ ઢીલી છે. એ પ્રતિમાઓ ઇ. સ. ની પાંચમી સદીમાં બનાવેલી હોય એવું અનુમાન કરવામાં આવે છે.

એ વાર્તા તો નિર્વિવાદ છે કે, કે આવાં ઉદાહરણો વધારે સંખ્યામાં તો આપણને મળી નથીજ શકતાં, અને જેટલાં પ્રમાણો છે તેટલાં એ વિષયમાં ધ્રુવ અને સંશયશૂન્ય છે; અર્થાત્ એથી એમજ સિદ્ધ થાય છે કે, સીવેલાં વસ્ત્રો ભારતવાસીઓ અવશ્ય પહેરતા હતા. આ દેશનાં જલવાયુ એવા પ્રકારનાં છે કે, વર્ષમાં નવ મહિના તો કોઇ પ્રકારનું વસ્ત્ર શરીરપર રાખવું એ સુખદાયક થતું નથી. એ વિષયનો પોતાના દેશમાંથી અહીં આવતા યૂરોપિયનોને પણ સારો અનુભવ થયેલો છે. અર્થાત્ એથી જો આ દેશના નિવાસીઓ સામયિક પ્રથા પ્રમાણે બની શકે ત્યાં સૂધી વસ્ત્રોનો ઓછોજ વ્યવહાર કરતા હતા એવું અનુમાન કરીએ તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. અહીં સૂધી તો પુરુષોના પહેરવેશનું વર્ણન થયું; પણ હવે સ્ત્રીઓનાં વસ્ત્રો વિશે પણ થોડુંક વિવેચન કરવું આવશ્યક છે. દિવસ હોય ત્યાં રાત થવીજ જોઈએ તેમ પુરુષ હોય ત્યાં સ્ત્રીની વાત પણ આવવીજ જોઇએ, એ નિસર્ગનો નિયમ હોવાથી તેને અનુસરવું એ આપણો ધર્મ છે. જેમ આપણે આગળ કહી આવ્યા છીએ, તેમ પ્રાચીન ગ્રંથોમાં સ્ત્રીઓના પણ કેટલાક ભિન્ન ભિન્ન પહેરવેશોનો ઉલ્લેખ કરેલો છે; પરંતુ પ્રાચીન ગ્રંથોનો અને મૂર્તિઓનો એ વિષયમાં પરસ્પર વિરોધ છે. મી૦ ફર્ગ્યુસને એ વિશે એમ લખેલું છે કે, " સ્ત્રીઓના પહેરવેશનું વર્ણન કરવું

એ કાર્ય ઘણુંજ કઠિન છે. એનું કારણ તે તેનો અભાવ છે. **સાંચી** અને **અમરાવતીની** મૂર્તિઓમાં સ્ત્રીઓએ કોણી અને કાંડામાં વિશેષતાથી આભૂષણો ધારેલાં છે અને તેમના ગળામાં માળા તથા હારો પણ બહુધા જોવામાં આવે છે. પરંતુ શરીરને ઢાંકવામાટે તો માત્ર એકજ ગજરો કટિપ્રદેશના નીચેના ભાગમાં લપેટેલો જોવામાં આવે છે.* અને કયાંક કયાંક પુરુષોના વસ્ત્રનામધારી ધોતિયાના જેવી એક પછેડી પણ દષ્ટિગોચર થાય છે." ઇત્યાદિ.

હવે અહીં વિચાર એ કરવાનો છે કે, એ વેશનો આપણા દેશમાંની સ્ત્રીઓમાં પ્રચાર હતો કે એ કેવળ તેમને એ રૂપમાં પ્રદર્શિત કરવાની એક સાંપ્રદાયિક પ્રથા હતી. મી૰ ફર્ગ્યુસનનો એવો અભિપ્રાય છે કે, "**આર્યાવર્તની** સ્ત્રીઓમાં એનો પ્રચાર હતો." પરન્તુ આપણે સર્વથા એ મતનો સ્વીકાર કરી શકીએ તેમ નથી; કારણ કે, જે સમયે આર્યો પોતાની સામાજિક ઉન્નતિમાં કોઈ પણ પ્રકારે પાછળ પડતા નહોતા અને ત્રણ ત્રણ મજલાના મકાનોમાં રહેતા હતા—જેમકે **સાંચીના** ખંડિયેરોમાં જોવામાં આવે છે—તેમજ ગાડીઓ તથા સોના ચાંદીથી વિભૂષિત રથોમાં ફરવા નીકળતા હતા અને પોતાના દેશમાં બનેલાં વસ્ત્રો અન્ય દેશમાં મોકલતા હતા, કે જે એ વસ્ત્રોની અન્ય દેશમાં પણ પ્રતિષ્ઠા થતી હતી; તેમની રાણીઓ અને મહારાણીઓ માત્ર એક ગજરો અથવા તો ધોતિયુંજ ધારણ કરીને તેમના પર પોતાનું આધિપત્ય ચલાવતી હતી, એમ ધારવું સર્વથા અસંભવનીય અને અશક્યજ છે. બૌદ્ધ અને આર્યો ઉભયનાં ધર્મશાસ્ત્રોએ સ્ત્રીઓને પટાવૃત્ત રહેવાનો અવરોધ કરેલો છે.× જો નગ્નતાજ આ દેશની પ્રચલિત પ્રથા હોત, તો તે સ્ત્રી અને પુરુષ ઉભયમાં સમભાવે જોવામાં આવી હોત; કિન્તુ પૂર્વે કરેલા ઉલ્લેખમાં આપેલાં પ્રમાણો પ્રમાણે જોતાં એમ કદાપિ સિદ્ધ નથી થઇ શકતું. કેટલાક

* Tree and Serpant worship, 92.

× "नानुक्ता गृहान्निर्गच्छेत् नानुत्तरीया न त्वरित व्रजेत् न परपुरुषं भाषेतान्यत्र वणिकप्रव्रजितवृद्धवैद्येभ्यः न नाभिन्दर्शयेत् आगुलकाद्वासः परिदध्यात न स्तनौ विवृतौ कुर्यात्" ॥ इति शंखः ॥ "नाग्नि मुखनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियं" ॥ मनु. અધ્યાય ૪ થો શ્લોક ૫૩ મો.

દેશોની કેટલીક અસભ્ય અને જંગલી જાતિઓમાં પુરુષ અને બાળકો બહુધા નાગા ફર્યા કરે છે, પરન્તુ તેમની સ્ત્રીઓ પણ વસ્ત્રો નહિ તો પાંદડાંથી પણ પોતાનાં શરીરોને આચ્છાદિત રાખે છે. અર્થાત્ સ્ત્રીઓમાં લજ્જાની વિશેષતા સ્વાભાવિક હોવાથી મૂર્ત્તિઓથી જો એવો સાર કાઢવામાં આવે કે, તે સમયે સ્ત્રીઓમાં નગ્ન રહેવાની પ્રથા પ્રચલિત હતી, તો તે સર્વથા ભ્રમમૂલક છે. અમારા અનુમાન પ્રમાણે તો તે સમયની સ્ત્રીઓનાં શરીરબંધનનું દર્શન કરાવવાના હેતુથી જ શિલ્પશાસ્ત્રીઓએ એ મૂર્ત્તિઓને એવી અવસ્થામાં નિર્માણ કરેલી હોવી જોઇએ. એનું એક ઉદાહરણ પણ આપણે અહીં આપીશું. અમરાવતીના બૃહત્ શિલાખંડમાં કે જે હાલમાં કલકત્તાના મ્યૂઝિયમમાં વિદ્યમાન છે, માયાદેવીનું એક ચિત્ર છે. એ દેવી એક ગાદી પર સૂતેલી છે અને તેના માથા તળે એક મોટું ઓસીકું પણ છે. તેની સેવામાં કેટલાક શસ્ત્રધારી પુરુષો અને દાસીઓ ચમર ઢાળતાં ઉભેલાં છે; પરંતુ તેમના શરીરપર ગજરાના કટિબંધ વિના બીજું કાંઇ પણ જોવામાં આવતું નથી.* એવા પ્રકારનાં ઉદાહરણો મિસર અને યૂનાન દેશોમાં પણ દૃષ્ટિગોચર થાય છે. એથી એમજ સિદ્ધ થાય છે કે, પુરાતન કાલમાં એવી જાતિના પહેરવેશોજ પ્રચલિત હતા કે જેમનું પ્રાચીન ગ્રંથોમાં વર્ણન છે. સ્ત્રીઓની મૂર્ત્તિઓથી તેમના પહેરવેશનું અનુમાન થઇ શકે તેમ નથી.

રાજાઓના મંત્રીઓ અને અનુચરો બહુધા જામાજ પહેરતા હતા. રાજા પોતે અને સૈનિકો જ્યારે તેમને કવચોની આવશ્યકતા નહોતી પડતી, તે સમયે એક એવા પ્રકારનું વસ્ત્ર પરિધાન કરતા હતા, કે જે આજના ચપકનના જેવુંજ થતું હતું. સાધારણ લોકો ધોતિયાં અને ચાદરોથીજ સંતોષ માનતા હતા. તેઓ માથાપર એક પાઘડી અવશ્ય ધારણ કરતા હતા. સ્ત્રીઓમાં સાડી પહેરવાનોજ વિશેષ પ્રચાર હતો. પ્રતિષ્ઠિત ગૃહની સ્ત્રીઓ ઘાઘરા અને ચોલાઓ અને ક્વચિત્ ઉપરથી એક અંગિકા પણ ધારણ કરતી હતી. જ્યારે તેઓ બહાર જતી હતી, ત્યારે ઉપર તેઓ એક ચાદર પણ ઓઢી લેતી હતી.

* Tree and Serpant worship, 92.

બંગાલ ઇત્યાદિ પ્રાન્તોમાં દરજીઓ બહુધા મુસલ્માન જાતિનાજ છે. એથીજ કદાચિત્ મિસ્ટર હૅમિલ્ટન ભ્રમમાં પડી ગયા હશે. પરંતુ તેથી એ ઘટના સર્વત્ર ઘટિત થઇ નથી શકતી. મી૦ શેરિંગ કહે છે કે,+ "આ દેશમાં મુસલ્માન દરજીઓ ઉપરાંત કેટલાક નીચ આર્યો પણ એ વ્યવસાયના કરનારા છે, અને તેઓ સાત જાતિઓમાં વિભક્ત થએલા છે:—૧. શ્રી-વાસ્તક, ૨ નામદેવ, ૩ તાંચાર, ૪ ધનેશ, ૫ પંજાબી, ૬ ગૌડ, અને ૭ કંટક. એ ઉપરાંત તાકસેરી નામની એક આઠમી જાતિ પણ બનારસમાં જોવામાં આવે છે.×

મદ્રાસ, ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને બીજા પ્રાન્તોમાં દરજીઓ મોટે ભાગે હિન્દુ જાતિના શૂદ્રોજ જોવામાં આવે છે.



+ Hindu Castes and Tribes of Benares.

× ડૉક્ટર રાજેન્દ્રલાલ મિત્રના લેખના આધારે.

# લંકા*

## ( સ્થળનિર્ણય )

આપણે આપણી બાલ્યાવસ્થાથીજ એ વાત સાંભળતા આવ્યા છીએ કે, વાનરોની સેનાને લઇને શ્રી રામચંદ્ર, પોતાની પત્ની સીતાના ઉદ્ધારમાટે લંકામાં ગયા હતા. એ લંકા કઈ દિશામાં અને ક્યાં છે, વર્તમાનકાળમાં તેનું શું નામ છે, અને તેના વિશે વર્તમાનકાળના પંડિતોનું શું મત છે, ઇત્યાદિ વાતો વિશેષતઃ કોઇના જાણવામાં નથી. એ વાતો જાણવી ઘણીજ આવશ્યકીય છે. એ લંકાપુરીની ઉત્પત્તિ અને તેનો પ્રાચીન તથા અર્વાચીન (આધુનિક) ઇતિહાસ ઘણા માણસો નથી જાણતા અને એના પુરાતત્ત્વને જાણવાની ઇચ્છા તો બધા રાખે છે. આજે અત્ર એજ લંકાપુરીના સંબંધમાં કેટલાંક એવાં પ્રમાણો આપવાનાં છે કે, જેથી લોકોનો દૃઢ નિશ્ચય થઇ શકે, કે જે ( સીલોન ) ટાપૂને વર્તમાન સમયના વિદ્વાન્ લોકો લંકાના નામથી ઓળખે છે અને તે જ લંકા છે એમ માને છે, તે સ્થાન તે રામાયણમાં વાલ્મીકીએ વર્ણવેલી લંકા કદાપિ હોઇ શકે તેમ નથી, અને જે વાસ્તવિક લંકા છે, તેનું નામ સમયના પરિવર્ત્તન સાથે એવું તો પરિવર્ત્તિત થઇ ગયું છે, કે લોકોનું ધ્યાન બહુધા તેના પ્રતિ જતુંજ નથી.

વર્તમાન સમયના દેશીય અને વિદેશીય સમસ્ત ભૂગોલવેત્તા વિદ્વજ્જનો એકમુખ થઇને એવોજ ધ્વનિ કાઢતા સંભળાય છે કે, “ આજે આપણે જે ટાપૂને સિંહલ અથવા સીલોનના નામથી ઓળખીએ છીએ, તેનુંજ પ્રાચીન નામ લંકા છે. ” પરંતુ અનેક પ્રકારના ઊહાપોહ થયા પછી એ વિદ્વાનોનો એ સિદ્ધાંત માત્ર અસંગતજ નહિ, કિન્તુ પ્રમાણશૂન્ય પણ મનાવા લાગ્યો છે.

---

* આ લેખ પ્રથમ “ ગુજરાતી ” ના ૧૯૦૫ ના ઑગસ્ટ માસની ૨૦ મી તથા ૨૭ મી તેમજ સપ્ટેમ્બર માસની ત્રીજી તારીખના મળીને અનુક્રમે ત્રણ અંકોમાં પ્રકાશિત થયો હતો.

અતિપ્રાચીન કાળથીજ આપણા શાસ્ત્રકારોએ લંકા અને સિંહલ એ બન્નેને ભિન્ન ભિન્ન સ્વતંત્ર દ્વીપો તરીકે ઓળખાવ્યા છે અને એ વાર્તા નીચે આપેલા શ્લોકોથી સારી રીતે સિદ્ધ થઇ શકે છે; યથા—

**" सिंहलान् बर्बरान् म्लेच्छान् येच लंकानिवासिनः "।**

( महाभारत, वनपर्व, ५१ मो अध्याय, २२ मो श्लोक.

" અર્થાત:—સિંહલવાળાઓને, બર્બરો ( તાતારીઓ )ને, મ્લેચ્છોને અને લંકાનિવાસીઓને "—

**" लंका कालाजिनाश्चैव शैलिका निकटास्तथा ।**
**ऋषभाः सिंहलाश्चैव तथा कांचीनिवासिनः " ॥**

( मार्कंडेय पुराण ५८ मो अध्याय. )

ભાવાર્થ:—' લંકા, કાલાજિન, શૈલિક, ઋષભ, સિંહલ અને કાંચીના વસનારાઓ. "

એ ઉપરાંત શ્રીમદ્ભાગવતના પંચમ સ્કંધના ઓગણીસમા અને ત્રીસમા અધ્યાયમાં તેમજ બૃહત્સંહિતાના ચૌદમા અને પંદરમા અધ્યાયમાં અને બીજાં પણ અનેક પ્રાચીન આર્ષશાસ્ત્રોમાં લંકા અને સિંહલને બે ભિન્ન ભિન્ન સ્વતંત્ર દ્વીપોજ માનેલા છે. ત્યારે હવે આપણાથી એમ કેમ માની શકાય કે, જે આધુનિક વિદ્વાનો સીલોનને લંકાના નામથી ઓળખે છે, તે સ્થાન તે રાવણની રાજધાનીનું સ્થાન લંકાપુરી હશે? અહીં એ પ્રશ્ન થવાનો સંભવ છે કે, જો સિંહલદ્વીપને લંકા ન માનીએ. તો મુખ્ય લંકા કયે સ્થળે છે અને તેના માટે શાસ્ત્રીય પ્રમાણો શાં શાં છે ? એ પ્રશ્ન યોગ્ય છે અને એની મીમાંસામાટેજ પ્રસ્તુત પ્રબંધનો પ્રારંભ થએલો છે

આદિ કવિ મહર્ષિ વાલ્મીકીએ દક્ષિણ દેશીય સ્થાન આદિનું વર્ણન કરતી વેળાએ લખેલું છે કે, "મલય પર્વતની પેલી બાજૂએ એક તામ્રપર્ણી નામની નદી છે અને એ નદી જઈને સાગરમાં મળી ગઇ છે. એ નદી ઉલ્લંઘી ગયા એટલે પાંડય નગર આવે છે. એ નગરનું પુર ( પ્રવેશ

કાર સુવર્ણનું બનાવેલું છે. પાંડય નગરની અંતિમ સીમાને ઉલ્લંઘી ગયા કે, સમુદ્રનું દર્શન થાય છે, અને ત્યાર પછી સમુદ્રમાં પ્રવાસ કરતાં સમુદ્રના મધ્યમાં જ્યાં અગસ્ત્યનો નિવાસ હતો, તે મહેન્દ્રપર્વત દષ્ટિગોચર થાય છે. સમુદ્ર પાર થયા કે એક શત યોજનના વિસ્તારવાળી અતિશય પ્રભામયી પુરી નજરે પડે છે. એજ પુરી તે રાવણની રાજધાની હતી."*

મહાકવિ કાલિદાસ પોતાના રઘુવંશ મહાકાવ્યમાં લખે કે, "અજ, મહેન્દ્ર પર્વતમાંથી નીકળીને દક્ષિણ દિશામાં ગયો હતો અને ત્યાં કાવેરી નદીને ઉલ્લંઘી મલયગિરિની તળેટીમાં આવી પહોંચ્યો હતો. ત્યાં (દક્ષિણ દિશામાં) તેણે પાંડુ દેશના રાજાના પ્રતાપનો નાશ કર્યો હતો એટલે પાંડુ દેશના રાજાએ વિનયપૂર્વક તેને તામ્રપર્ણી નદીનાં મોતીઓ ભેટ તરીકે આપ્યાં હતાં. ત્યાંથી તે તામ્રપર્ણી નદીના તટપરના મલય અને દર્દુર પર્વતોનો પૃથ્વીનાં સ્તનો પ્રમાણે ઉપભોગ કરીને સહ્ય પર્વતને ઓળંગી ગયો હતો.'+

એ વાર્તાનો તો આજે પણ સર્વ કોઇ સ્વીકાર કરે છે કે, મલય પર્વતનું આધુનિક નામ પશ્ચિમ ઘાટ છે. એ પર્વતના જે સ્થાનેથી તામ્રપર્ણી નદી નીકળેલી છે, તે સ્થાનને આજે પણ લોકો અગસ્ત્યાદ્રિના નામથી ઓળખે છે†. તામ્રપર્ણી નદી તૃણાવલી ( ત્રિવલી અથવા ત્રિચનાપલ્લી ) દેશના મધ્યભાગમાં વહીને સમુદ્રમાં જઇ મળેલી છે. એ નદીના તીર-દેશમાં સમુદ્રના નિકટમાંજ જે પાંડય નગર સ્થાપિત હતું, તેનો પ્રાચીન અરબ અને યૂનાન ( ગ્રીક ) દેશના ભૂગોલવેત્તા વિદ્વાનોએ "કોલકે" અથવા "કોએલ" ના નામથી અને તેના નિકટવર્તી સમુદ્રનો કોલકિકસ×ના નામથી ઉલ્લેખ કરેલો છે. સમુદ્રના મધ્યભાગમાં મહેન્દ્ર પર્વત આવેલો છે. એ પર્વત તે સિંહલદ્વીપનો આધુનિક મહિંતલ પર્વત હોય એમ જણાય

---

* વાલ્મીકીય રામાયણ-કિષ્કિંધાકાંડ ૪૧ મો સર્ગ. ૧૫-૨૫ શ્લોક. ગુજરાતી' પ્રેસનું રામાયણ જુઓ.

+ રઘુવંશ મહાકાવ્યઃ સર્ગ ૪ થો.

† Caldwelle's 'Dravidian Grammar' Intro., P. 48.

× કોલાકિકસ સાગરનું આધુનિક નામ મનાર ઉપસાગર છે. ( Iassen.)

છે; કારણ કે, **મહેન્દ્ર** શબ્દનો અપભ્રંશ જો કાળના પ્રભાવથી **મહિતલ** થઇ ગયો હોય, તો તેમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું નથી અને વાસ્તવિક રીતે એનો એ અપભ્રંશજ છે.

એવુંજ અનુમાન થઇ શકે છે કે, જે પ્રાચીનતમ કાલનું આપણે વિવેચન કરીએ છીએ, તે કાલમાં **તામ્રપર્ણી** નદીનો પ્રવાહિત ભૂમિખંડ આજના કરતાં દક્ષિણ દિશામાં વિશેષ વિસ્તારવાળો હોવો જોઇએ. એને ઉલ્લંઘીનેજ તે કાલમાં **સિંહલદ્વીપ**માં જવાતું હતું અને એટલામાટેજ એ **સિંહલદ્વીપ**ને પૌરાણિક કાલમાં લોકો **તામ્રપર્ણ**ના નામથી પણ ઓળખતા હતા. એજ વાર્તાનો **સ્કંદપુરાણ**માં પણ ઉલ્લેખ કરેલો છે.

ગ્રીસ દેશના પુરાતત્ત્વવેત્તા લોકો કહે છે કે, પૂર્વકાળમાં **પાંડય** દેશ અને **સિંહલદ્વીપ** મોતીઓની ઉત્પત્તિમાટે ઘણાજ વિખ્યાત હતા. એજ વાર્તા **મહાભારત**માંથી પણ મળી આવે છે. **મહાભારત**માં લખેલું છે કે, "લોકો મોતી લાવવામાટે **સિંહલદ્વીપ**માં જતા હતા." મહારાજા યુધિષ્ઠિરે કરેલા રાજસૂય યજ્ઞમાં **સિંહલદ્વીપ**ના નિવાસીઓએ ઉપહાર તરીકે મોતીઓના ઢગલે ઢગલા મોકલ્યા હતા:—

**"समुद्रसारं वैदूर्य्यं मुक्तासंघास्तथैव च ।**
**शतशश्च कुथाँस्तत्र सिंहला समुपाहरन् "**

(म. भा. सभापर्व ५२–३६.)

**વાલ્મીકીય રામાયણ**માં પણ એક સ્થળે લખેલું છે કે, **હનુમાન્** આદિ વાનરો **સીતા**ને શોધતા શોધતા દક્ષિણ દેશને ઉલ્લંઘીને એક અજ્ઞાતપૂર્વ પર્વતના ગવ્હરમાં અચાનક જઇ લાગ્યા. એ સ્થાનનું નામ **ઋક્ષબિલ** હતું. એ ખીણની ચારે તરફ પર્વતની શ્રેણિઓ આવેલી હતી. વાનરો ત્યાં પહોંચ્યા પછી ઘણાજ શ્રાન્ત અને પથભ્રાન્ત થઇ ગયા; કારણ કે, તેમણે પહેલાં જ **સુગ્રીવ**ના મુખથી સાંભળેલું હતું કે, " **મહેન્દ્ર** પર્વતથી આગળ સમુદ્ર પાર

+ " मध्यवर्त्तिसमुद्रस्य सिंहलोद्वीपनामभाक् ।
ताम्रपर्णी नदीयोगात्ताम्रपर्ण इतीर्यते " ॥ (स्कंदपुराण–**उत्तरखंड.**)

રાવણનું નિવાસસ્થાન લંકા દ્વીપ છે.” પરંતુ એ સંસ્થાનનો વિશેષ વૃત્તાંત તેમના જાણવામાં હતો નહિ. અનેક અનુસંધાનો કરતા કરતા એ ખાણમાં જ્યારે તેઓ એક યોજન જેટલો માર્ગ કાપી ગયા, ત્યારે એક અત્યંત રમણીય સ્થાન તેમના જોવામાં આવ્યું. એ સ્થાનમાં નીલમણિ, વૈદૂર્યમણિ, પદ્મરાગમણિ, કમલવન, અનેક પ્રકારનાં સુંદર પક્ષીઓ, સુવર્ણનાં બનાવેલાં વિમાનોના સમૂહો, મુક્તાદામવિલંબિત ગવાક્ષ અને સોના ચાંદીથી સજાવેલાં સુરમ્ય હર્મ્યો ઇત્યાદિ શોભી રહ્યાં હતાં.* એ સર્વ માયામય શિલ્પકૃતિને નિરખતા નિરખતા વાનરો પણ આગળ વધ્યા. ત્યાં તેમને એક તપસ્વિની મળી અને તેને પૂછી જોતાં તેમને ખબર પડી કે, “મહાતેજસ્વી અને માયાવી મયદાનવે પોતાની માયાના બળથી એ કાંચનમય વનભૂમિને નિર્માણ કરેલી છે. મયદાનવ તે પૂર્વે દાનવોનો વિશ્વકર્મા હતો. તેણે એજ મહાવનમાં સહસ્ર વર્ષ તપશ્ચર્યા કરીને પિતામહ બ્રહ્મા પાસેથી વરદાનમાં ઉશનસની રચેલી સમસ્ત શિલ્પશાસ્ત્રવિદ્યાની પ્રાપ્તિ કરી લીધી હતી, અને એવી રીતે સર્વશક્તિસંપન્ન થઇને પોતાનાજ બનાવેલા ભોગ્ય પદાર્થનો ભોક્તા થઇ તે લાંબા કાળ સૂધી સુખપૂર્વક એ વનમાં રહ્યો હતો. એજ સમયમાં હેમા નામની એક અપ્સરામાં આસક્ત થવાથી દેવરાજ ઇન્દ્રે પોતાના વજ્રથી તેને મારી નાખ્યો, અને મયના મરણ પછી બ્રહ્માએ એ વન તેની પ્રણયિની હેમાને આપી દીધું×” એજ ઋક્ષબિલને સિંહલ કહેવામાં આવે છે.

બૌદ્ધોના અતિ પ્રાચીનતમ પાલી ભાષાના મહાવંશ‡ નામના ગ્રંથમાં પણ એ વાર્તાનું પ્રમાણ મળી આવે છે. તે ગ્રંથમાં એવો ઉલ્લેખ કરેલો

* વાલ્મીકીય રામાયણ કિષ્કિંધા કાંડ, ૫૦ મો સર્ગ.

× વાલ્મીકીય રામાયણ કિષ્કિંધા કાંડ, ૫૧ મો સર્ગ. ૧૦–૧૫ શ્લોક.

‡ જેજસ ક્રાઇસ્ટના જન્મથી ૫૪૭ વર્ષ પૂર્વે વિજયનો જન્મ થયો હતો, અને વિજયના જન્મ પછી ઘણા વર્ષે ક્રાઇસ્ટના જન્મથી ત્રણસો વર્ષ પહેલાં એ મહાવંશ નામક ગ્રંથની રચના કરવામાં આવી હતી. પાલી ભાષામાં એ ગ્રંથ ઘણોજ ઉત્કૃષ્ટ અને સન્માન્ય મનાય છે.

છે કે, " સિંહલદ્વીપના એક વિભાગનું નામ મય છે; અને વર્તમાન સમયમાં પણ આદમશૃંગ (Adam's Bridge) કિંવા શ્રીપાદશૈલ અને તેનાં સમીપવર્ત્તી સ્થાનો મયરાજ્યના અન્તર્ગત છે," એવું અનુમાન પણ કેટલાક લોકો કરે છે.§ મહાવંશના રચનારે સિંહલદ્વીપને લંકાથી ભિન્ન માન્યો નથી, એ એક મોટી ભૂલ કરેલી છે. અર્થાત્ તેણે સિંહલ, લંકા, નાગદ્વીપ અને તામ્રપર્ણ એ સર્વ નામોને માત્ર સિંહલના પર્યાયવાચી શબ્દોજ માનેલા છે. પરંતુ એ સિદ્ધાંત ભૌગોલિક વિવરણ અનુસાર સર્વથા અસંગત છે. વળી સિંહલના નામનું કારણ બતાવતાં પણ તેણે ઘણોજ ગોટાળો કરી નાખ્યો છે. તે લખે છે કે, " પ્રથમ એ સ્થાનનું નામ સિંહલ નહોતું; કિંતુ વંગરાજકુમાર વિજયસિંહે જ્યારે એ દ્વીપને જીતી લીધો ત્યારથી એનું સિંહલ એવું નામ પડયું." પરંતુ એ વાર્ત્તા બુદ્ધિ અને કલ્પનાથી પણ સિદ્ધ થઈ શકતી નથી. જો કે વિજયસિંહે સિંહલદ્વીપમાં જય મેળવ્યો હતો, એ ઘટના ઇતિહાસોથી સિદ્ધ છે, તથાપિ તેના નામને લીધેજ એ દ્વીપનું સિંહલદ્વીપ નામ થવું એથી સિદ્ધ થઇ નથી શકતું; કારણ કે, મહાવંશથી ઘણાં વર્ષ પહેલાં લખાયલા ગ્રંથોમાં પણ એ દ્વીપનું નામ સિંહલજ મળી આવે છે.* મહાભારત, રામાયણ અને બીજાં પુરાણોમાં પણ અનેક સ્થળે

---

§Teanents Ceylon, Vol. I. P. 337.

* વિજય એક બંગાલી વીર હતો. પોતાના દેશમાંથી જ્યારે તેને કાઢી મૂકવામાં આવ્યો, ત્યારે તે પોતાના અનુચરોને સાથે લઈ અર્ણવયાન-વહાણ-પર ચઢી ચાલ્યો, અને સમુદ્રમાં ઘણી ઘણી આપદાઓને વેઠી અંતે સિંહલદ્વીપમાં જઇ પહોંચ્યો. ત્યાં એક કુવેણી નામની યક્ષિણીએ વિજય અને તેના અનુચરોને બાંધી રાખ્યા. એક દિવસ કોઇ પ્રકારે પોતાના બંધને તોડી હાથમાં તલ્વાર લઈ તે કુવેણીને મારી નાખવાને તૈયાર થયો. ત્યારે તે દયામણા અને કરુણોત્પાદક સ્વરથી તેને વિનવીને કહેવા લાગી કે:—

" जीवितं देहि मे सामि ! रज्जं दज्जामि ते अहम् ।
करिस्सामित्थि किच्चंक अञ्ञं किंचि यदीच्छितम् " ॥

(महावंश: ७ मा परिच्छेद.)

ભાવાર્થ:—" હે સ્વામિન્ ! મારા પ્રાણની રક્ષા કરો. હું તારું રાજ્ય,

**સિંહલ** નામનું દર્શન થાય છે.§ ઉપરાંત **તામ્રપર્ણ** એ નામ એક પ્રકારે **સિંહલનું** પર્યાયવાચક નામ છે, એવો નિર્દેશ તો ઉપર કરેલોજ છે; પરંતુ **લંકા** અને **નાગદ્વીપ** તો **સિંહલથી** સર્વથા ભિન્ન જ છે, એ વાર્તા **મહાભારત**, **રામાયણ** અને બીજાં પુરાણોના વાંચનથી સારી રીતે સિદ્ધ થઇ શકેછે.

શ્રી **રામચંદ્રે** વાનરોની સેના સહિત સમુદ્રના તીરે પહોંચી ત્યાં **નલ** વાનરદ્વારા એક સો યોજન જેટલો લાંબો સેતુ ( પુલ ) તૈયાર કરાવ્યો હતો. **એથી** અનુમાન થઇ શકે છે કે, એ સમુદ્રતીરથી **લંકાની** બેલાભૂમિ સો યોજન અર્થાત્ ચારસો ગાઉના વ્યવધાનમાં હતી. સેતુબંધ **રામેશ્વર** નામક સમુદ્રતીરથી **સિંહલદ્વીપનું** વ્યવધાન ( અંતર ) ચારસો ગાઉનું તો છે નહિ, **એટલે સિંહલદ્વીપનેજ** આપણાથી **રાવણની લંકા** કહી શકાય તેમ નથી.

કેટલાકો વળી એમ પણ કહે છે કે, **રામેશ્વરના** પ્રદેશમાંથીજ સેતુનો **આરંભ** કરવામાં આવ્યો હતો અને હાલમાં જેને "**ઍડમ્સ બ્રિજ**" ના **નામથી** ઓળખવામાં આવે છે, તેનેજ તેઓ **નલે** બનાવેલો સેતુ માને છે. પરંતુ એ તો આધુનિક વિદ્વાનોની કલ્પના માત્રજ છે; કારણ કે, **રામેશ્વર** પ્રદેશથી **નલસેતુનો** આરંભ માની શકાય ખરો, પણ વર્તમાન "**ઍડમ્સ બ્રિજ**" નેજ આપણે **નલસેતુનો** ભગ્નાવશેષ માની શકીએ તેમ નથી. એનું

---

મારા હૃદયનો પ્રેમ અને બીજું પણ જે કાંઈ આપ ઇચ્છશો તે આપીશ." ઇત્યાદિ.

**મહાવંશના** કર્ત્તાએ **વિજયના સિંહલમાં** જવાની કથા વિસ્તારથી લખેલી છે; પરંતુ **સિંહલને લંકા** નામ કેવી રીતે આપી શકાય ? એનાં કોઈ પણ પ્રમાણો બતાવ્યાં નથી.

§ **ક્રાઈસ્ટથી** ત્રણસો વર્ષ પહેલાં આપણા આર્ય ગ્રંથોની છાયા લઇને **મહાવંશની** રચના કરવામાં આવી હતી, અને ક્રાઇસ્ટથી સત્તાવન વર્ષ પહેલાં **વિક્રમાદિત્યની** સભાના પંડિતરત્ન **કાલિદાસે** મહાભારત, પદ્મપુરાણ, અગ્નિપુરાણ અને વાલ્મીકીય રામાયણ આદિ ગ્રંથોનું અવલંબન કરીને પોતાના **રઘુવંશ** અને **શકુન્તલા** આદિ ગ્રંથોની રચના કરી હતી. અર્થાત્ આપણા આર્ય ગ્રંથો, **મહાવંશ** કરતાં પણ વધારે પ્રાચીન હોવાથી આપણા આર્ય ગ્રંથો કરતાં **મહાવંશના** સિદ્ધાન્તોને આપણે વિશેષ આદરથી સ્વીકારી શકીએ તેમ નથી

કારણ એ છે કે, જે શિલામય ભગ્નાવશેષ પાષાણસ્તૂપને લોકો **નલસેતુના** ચિન્હરૂપ માને છે, તે તો સમુદ્રસ્રોતમાં કેવલ સ્તૂપીકૃત (Stand Stone) વાલુ અથવા તો વાલુકામય પાષાણ માત્રજ છે. ભૂતત્ત્વવેત્તાઓએ એની પરીક્ષા કરીને એવો સિદ્ધાંત કરેલો છે કે, એ શિલામય સ્તૂપ તો અત્યંત આધુનિક સમયમાંજ ગ્રથિત થએલો છે.* એ સ્તૂપના સમીપમાંજ સ્વચ્છ જળમાં બહુતાથી પ્રવાલલતાનો પ્રસાર થએલો છે. એથી કાલના પ્રભાવે એ પ્રવાલસમૂહ પણ એ સ્તૂપ સાથે મળી જતાં હવે પછી એનો પણ એક દ્વીપનો આકાર બની જાય, તો તે પણ સંભવિત જણાય છે; અને જો એમજ થાય, તો તે સંસારમાં એક નૂતન આવિષ્કારનો હેતુ ઉત્પન્ન થશે. અનેક જનોનો એવો પણ અભિપ્રાય છે કે, પૂર્વકાલમાં **સિંહલદ્વીપ ભારતવર્ષની** સાથેજ મળેલો હતો. ગમે તેમ હોય, પણ **રામેશ્વરના** તીરપ્રાંતથી **સિંહલદ્વીપની** બેલાભૂમિ સો યોજન તો નથીજ.

**ક્રાઇસ્ટના** જન્મથી ત્રણસો વર્ષ પૂર્વે પાલીભાષાના બૌદ્ધ ગ્રંથ "**મહાવંશ**"ની રચના થઇ હતી. એ ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે એ **સિંહલદ્વીપનું** બીજું નામ **લંકા** છે. પરંતુ એ સમય પછી ઘણા વર્ષે અર્થાત્ **ક્રાઇસ્ટની** સાતમી સદીમાં પ્રસિદ્ધ ચીની મુસાફર **હુએનસંગ સિંહલદ્વીપમાં** ગયો હતો, પણ તેણે પોતાની યાત્રાના વૃત્તાંતમાં **સિંહલદ્વીપનો લંકાના** નામથી સ્વીકાર નથી કર્યો. તેણે તો માત્ર એટલોજ ઉલ્લેખ કરેલો છે કે, "**સિંહલદ્વીપને** કોઇ કાળે પણ **લંકા** કહી શકાય નહિ; કિન્તુ **સિંહલદ્વીપની** દક્ષિણ-પૂર્વ દિશામાં એક સામાન્ય પર્વત છે, તેનેજ લોકો **લંકાના** નામથી ઓળખે છે. એ પર્વતમાં યક્ષ આદિ જાતિઓનો નિવાસ છે." એથી એવોજ અભિપ્રાય બાંધવો પડશે કે, **હુએનસંગના** સમયમાં પણ લોકો **સિંહલદ્વીપનેજ લંકા** માનતા નહોતા, **સિંહલદ્વીપથી** ઘણેજ દૂર દક્ષિણપૂર્વ દિશામાં **લંકા** નામના એક સામાન્ય પર્વતનું પણ અસ્તિત્વ છે, છતાં પણ **સિંહલને** આપણે **લંકા** કહી નથી શકતા; કારણ કે, "**સિંહલમાં** એક **લંકા** નામનો પર્વત છે." એટલાજ પ્રમાણથી કોઇ **સિંહલને રાવણની લંકા** માની બેસે, તો **કાશ્મીર**

* Ouden Nicuw Cest Indian, ch. A V., P. 218.

પ્રદેશમાં જે એક લંકાદ્વીપ છે, તેથી રાવણુની રાજધાની એજ હતી, એમ પણ માનવું જોઇએ; કારણ કે, નામનો તો મેળ મળે છે ને!!!† પરંતુ માત્ર એકજ નામના મેળથી પ્રાચીન જનપદ આદિની અવસ્થિતિનું નિરૂપણ કદાપિ કરી નથી શકાતું. જ્યાં સુધી અમુક સ્થાનમાં ભૂતત્ત્વ, ચતુઃસીમા અને ઉત્પન્ન થતાં દ્રવ્યો આદિ સાથે આધુનિક નિર્દિષ્ટ સ્થાન આદિનું પૂર્ણ અથવા તો કિંચિદ્ ન્યૂનાધિક રીતિથી સાદૃશ્ય અને ઐક્ય નહોય, ત્યાંસુધી તેના સંબંધમાં કેવળ કલ્પનાઓના આધારેજ કાંઇ પણ સિદ્ધાંત કરી નથી શકાતો.

અમે પ્રથમથીજ કહેતા આવ્યા છીએ કે આપણાં પ્રાચીન શાસ્ત્રોના મતે લંકા અને સિંહલ એ ઉભય સ્વતંત્ર દ્વીપો છે. એટલે હવે એ જોવાનું છે કે, લંકાનું સ્વતંત્ર સ્થાન કયું ને ક્યાં આવેલું છે.

અગ્નિપુરાણમાં એવો નિર્દેશ છે કે, " દક્ષિણ સાગરના તીરે ત્રિકૂટ નામક એક પર્વત છે. એ પર્વતના મધ્યમ શિખરે સાગરના નિકટમાંજ ત્રીસ યોજનના વિસ્તારયુક્ત સ્વર્ણપ્રાકાર અને તોરણદ્વારથી સુશોભિત લંકાપુરી આવેલી છે. એ પુરીમાં પક્ષિસમૂહોનો પ્રવેશ થવો પણ ઘણોજ દુર્ગમ છે. પૂર્વ કાલમાં ઘણાક વર્ષ પર્યન્ત શ્રમ કરીને વિશ્વકર્માએ એ સ્થાન ઇંદ્રને માટે નિર્માણ કરેલું હતું. એજ સ્થળે પાછળથી પ્રબળ પરાક્રમી રાક્ષસ લોકો આવીને વસવા લાગ્યા."

મહર્ષિ વાલ્મીકિએ પણ લખેલું છે કે, " હે રાક્ષસ લોકો ! દક્ષિણ સાગરના તીરે ત્રિકૂટ પર્વત અને તેના જેવોજ બીજો પણ એક સુવેલ નામક ગિરિરાજ છે. તે શૈલના મેઘ સમાન અને ચારે દિશાએ પાષાણ શિલાઓથી વેષ્ટિત, તેમજ જેમાં પક્ષીઓનો પ્રવેશ પણ થઇ નથી શકતો એવા શિખરે મેં (વિશ્વકર્માએ) ઇંદ્રની આજ્ઞાથી લંકાપુરી નામની નગરી નિર્માણ કરી છે. એ પુરી ત્રીસ યોજન પહોળી અને એકસો યોજન લાંબી છે. તે સ્વર્ણપ્રાકાર અને હેમમય તોરણદ્વારથી સુશોભિત છે.*

એક બીજા સ્થળે પણ શ્રી વાલ્મીકિએ કહેલું છે કે, " જેના અતિ

† T. A. S. Bengal Vol. XXXV., iii.

* વાલ્મીકીય રામાયણ, ઉત્તર કાંડ; ૫મો સર્ગ.

કુરચ શિખરે આકાશને સ્પર્શ કરેલો છે, તે ત્રિકૂટ પર્વત પીત પુષ્પોથી સમ્યક્ આચ્છાદિત હોવાથી તેનો આદર્શ દૂરથી આબેહૂબ સુવર્ણના જેવોજ ભાસે છે.‡ એ પર્વત સો યોજન વિસ્તીર્ણ, વિમળ, દર્શનીય અને રમણીય છે. એજ પર્વતના શિખરે રાવણની રાજધાની લંકાપુરી વસેલી છે. એ નગરીની પહોળાઇ દશ યોજનની અને લંબાઇ વીસ યોજનની છે. એ પુરી પાંડુરવર્ણ મેઘ સદશ સુવર્ણ અને રજતના પ્રાસાદો તથા વિમાનસમૂહોથી વિભૂષિતા છે."§

રામાયણમાંના લેખ પ્રમાણે લંકામાં નીચે પ્રમાણેના ઉદ્ભિજ પદાર્થોની ઉત્પત્તિ થતી હતી:-

"ચમ્પક, અશોક, બકુલ, શાલ, તાલ, તમાલ, પનસ, નાગકેસર, આમ્ર, અર્જુન, કદમ્બ, સપ્તપર્ણ, તિલક, કર્ણિકાર અને પાટલા, ઇત્યાદિ."*

ભાસ્કરાચાર્યે લખેલું છે કે, "જ્યારે લંકામાં સૂર્યોદય થાય છે, ત્યારે (તેનાથી ૯૦ અંશ પૂર્વે) યમકોટિમાં મધ્યાહ્ન, સિદ્ધપુરમાં સૂર્યાસ્ત અને રોમક પત્તનમાં અર્ધરાત્ર થાય છે. યમકોટિ, ઉજ્જયિનીથી બરાબર પૂર્વે અને તેવું અક્ષાંશ દૂર અવસ્થિત છે; તેમજ લંકા ઉજ્જયિનીની પશ્ચિમે છે; ઉજ્જયિની પશ્ચિમે નથી."†

---

‡ જુઓ વાલ્મીકિ શું કહે છે? જો પીત પુષ્પોથી આચ્છાદિત અને સુવર્ણ સમાન સુશોભિત લંકાને કવિઓએ સુવર્ણ લંકાનું નામ આપ્યું હોય, તો તેમાં શું ખોટું છે? વળી ત્યાં સોનાની મોટી મોટી ખાણો હોવાથી એ સુવર્ણ લંકા કહેવાય છે. એ વિશે અમે આગળ ઉપર વિવેચન કરીશું.

§ વાલ્મીકીય રામાયણ, લંકા કાંડ, ૩૯ મો સર્ગ.

* વાલ્મીકીય રામાયણ, લંકાકાંડ, ૩૯ મો સર્ગ.

† "लंकापुरेऽर्कस्य यदोदयः स्यात्तदा दिनार्द्धं यमकोटिपुर्याम् ।
अधस्तदा सिद्धपुरेऽस्तकालः स्याद्रोमके रात्रिदलं तदैव ॥
यथोज्जयिन्याः कुचतुर्थभागे प्राच्यां दिशिस्या यमकोटिरेव ।
ततश्च पश्चान्न भवेदवन्ती, लंकैव तस्याः कुकामे प्रतीच्याम्" ॥

सूर्यसिद्धान्तः

"સૂર્યસિદ્ધાન્ત"ના અભિપ્રાય પ્રમાણે લંકા ભારતવર્ષની એક નગરી છે.§

"સ્કંદપુરાણ"ના મત અનુસાર લંકામાં ૩૬૦૦૦ છત્રીસ હજાર ગામો હતાં.+ કદાચિત્ એ સંભવિત પણ હોય; કારણ કે, લંકાનો વિસ્તાર પણ ઘણો હતો.

"બ્રહ્માંડપુરાણ" ના મતે યવદ્વીપના અનન્તર મલયદ્વીપ છે. એ મલયદ્વીપ અન્તર્ગત પર્વતના સાનુદેશમાં લંકાપુરી સ્થિત હતી. ×

સાધારણ રીતે લોકો લંકાને "સોનાની લંકા" કહે છે. રામાયણમાં એક સ્થળે લખેલું છે કે, "યવદ્વીપ (લંકા) સાત રાજ્યોથી (જેમાં એક લંકા પણ છે) સુશોભિત છે. એ સુવર્ણ અને રૌપ્યક દ્વીપ છે; કારણ કે, સોના અને રૂપાથી એ દ્વીપો ભરેલા છે."÷

વાલ્મીકિના એ શ્લોકથી આપણે જાણી શકીએ છીએ કે, "યવદ્વીપના સમીપમાંજ સુવર્ણદ્વીપ અને રૌપ્યકદ્વીપ પણ આવેલા છે." અર્થાત્ એ સિદ્ધાન્તમાં બ્રહ્માંડપુરાણ અને રામાયણના અભિપ્રાયો પરસ્પર ઘણાજ મળતા છે.

અહીં એક બીજી વાત પણ જાણી લેવી જોઇએ અને તે એ કે, "સૂર્યસિદ્ધાન્ત"માં લંકાને ભારતવર્ષની એક નગરી કહેલી છે. એ સાથે કાશ્મીર પ્રદેશમાંના લંકાદ્વીપનો કોઇ પણ સંબંધ નથી, પણ એથી રાવણની લંકાનોજ ભાવાર્થ લેવાનો છે. અહીં કોઇ એવો પ્રશ્ન કરે કે, ભારતવર્ષની બીજી એવી ત્યારે કઇ નગરી છે કે, જેને આપણે લંકા માનીએ? અથવા તો રાવણની લંકાને ભારતવર્ષની નગરી કેવી રીતે પ્રમાણિત કરી શકાય વારૂ? તો એનું એ

§ "પરંતુ એ કાશ્મીર પ્રદેશમાં આવેલી નગરી નથી."

ગોલાધ્યાય, અધ્યાય ૧૨—૩૯ સુધી.

× "षड्त्रिंशाच्च सहस्राणि लंकदेशः प्रकीर्त्तितः"

स्कंदपुराण કુમારિકા ખંડ, ૩૭ મો અધ્યાય.

+ બ્રહ્માંડપુરાણ, અનુસંગપાદ, ૫૭ મો અધ્યાય.

÷ વાલ્મીકીય રામાયણ, કિષ્કિંધા કાંડ, ૪૦-૩૦

ઉત્તર છે કે, અતિ પ્રાચીન સમયમાં **ભા**રત મહાસાગરના યાવતીય દ્વીપસમૂહોની **ભા**રતવર્ષમાંજ ગણના કરવામાં આવતી હતી. એ અભિપ્રાયનો **વાયુ**-પુરાણ આદિ અનેક ગ્રંથોમાં ઉલ્લેખ કરેલો છે. જેમકેઃ—

**" अंगद्वीपं यवद्वीपं मलयद्वीपमेवच ।**
**शंखद्वीपं कुशद्वीपं वराहद्वीपमेवच ।**
**एवं षडेते कथिता अनुद्वीपाः समन्ततः ।**
**भारतद्वीप देशो वै दक्षिणे बहुविस्तरः ॥"**

वायुपुराणः ૪૮ મો અધ્યાય.

ભાવાર્થઃ—" **ભા**રતવર્ષના દેશો દક્ષિણ મહાસાગરમાં બહુજ વિસ્તારવાળા છે. કારણ કે, અંગદ્વીપ, યવદ્વીપ, મલયદ્વીપ, શંખદ્વીપ, કુશદ્વીપ અને વરાહદ્વીપ એ છએ દ્વીપ તે **ભા**રતવર્ષના અનુદ્વીપ, એટલે કે **ભા**રતવર્ષ સંબંધી નાના દ્વીપો અથવા તો નગરો છે એટલે **સૂ**ર્યસિદ્ધાંતવાળાએ **લં**કાને જે **ભા**રતવર્ષની એક નગરી માનેલી છે, તે **રા**વણની **લં**કાજ છે; અને **બ્ર**હ્માંડપુરાણના ઉલ્લેખ અનુસાર પણ **મ**લય દ્વીપાન્તર્ગત **લં**કાને માની લેવાથી તેનો જેટલો **મ**લયદ્વીપ સાથેનો સંબંધ છે, તેટલોજ સંબંધ **ભા**રતવર્ષ સાથે પણ માની શકાશે. સારાંશ કે '**સૂ**ર્યસિદ્ધાન્ત' અને પૌરાણિક પ્રમાણનો હવે પરસ્પર કાંઇ પણ અર્થવિરોધ રહ્યો નહિ; કિંતુ **ઐક્ય જ વ્યક્ત થયું.**

આધુનિક સમસ્ત વિદ્વાનો વર્તમાન સમયમાં **યવ**દ્વીપનેજ **જા**વા અથવા તો **જા**વાદ્વીપના નામ**થી** ઓળખે છે; અને તે સત્ય છે; કારણ કે, **યવ** અને **જા**વા એ શબ્દોનો પરસ્પર ઘણોજ નિકટ સંબંધ છે, અને **ભા**રતમહાસાગરમાંની એ દ્વીપની અવસ્થિતિને બહુધા બધા ભૂગોળવેતાઓ સારી રીતે જાણે છે. અર્થાત્ હવે એના સમર્થનમાં વધારે કાંઇ પણ કહેવાની આવશ્યકતા નથી.

એ **યવ**દ્વીપના નિકટમાંજ **લં**કાપુરી હતી, એનાં અનેક પ્રમાણો જોવામાં આવે છે, અને **બ્ર**હ્માંડપુરાણ એવો સિદ્ધાંત સ્થાપે છે કે, **લં**કાપુરી **મલયદ્વીપના અંતર્ગત છે. આજકાલના લોકો પૂર્વ ઉપદ્વીપના અંતર્ગત શ્યામ**

(સામ) દેશની દક્ષિણે આવેલા અતિ વિસ્તૃત ભૂમિખંડને "મલય પ્રાયદ્વીપ" ના નામથી પિછાને છે. એ સ્થાન એ દ્વીપ (જાવા) ની પશ્ચિમે અવસ્થિત છે. આધુનિક મલયજાતિના પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરવાથી આપણે જાણી શકીએ છીએ કે, તેઓ પ્રથમ સુમાત્રાદ્વીપમાંના "મેનસ્કાબૂ" નામના સ્થાનમાં વસતા હતા. એ "મેનસ્કાબૂ"જ એ લોકોનું આદિસ્થાન હતું ને એ લોકો "મલય" કહેવાતા હતા.*

એ મલય જાતિની ભાષા આજે પણ સુમાત્રા આદિ દ્વીપોથી તે ઠેઠ ઑસ્ટ્રેલિયા અને પશ્ચિમમાં મેડાગાસ્કર સુધી પ્રચલિત છે.†

ભારતમહાસાગરના બહુધા સમસ્ત દ્વીપોમાં આજ સુધી એકજ ભાષા પ્રચલિત રહેવાથી સહજમાં એવું અનુમાન કરી શકાય છે કે, મલય ભાષા બોલનારા મનુષ્યો આજે જે વિભિન્નદેશીય અને વિભિન્નજાતીય થઇ ગયા છે, તેઓ પૂર્વકાલમાં એકજ દેશના અને એકજ જાતિના મનુષ્યો હોવા જોઇએ. એમાંના કેટલાકો અસભ્યાવસ્થામાં રહેવા છતાં પણ કાલના પ્રભાવથી હવે સભ્ય થઇ ગયા છે અને કેટલાકો સભ્ય છતાં પણ અવસ્થાભેદથી અતિશય અસભ્ય બની ગએલા જોવામાં આવે છે.

એજ મલયદ્વીપ અને યવદ્વીપના મધ્યવર્તી સ્થાનમાં અથવા તો મલય (મલાકા) દ્વીપના અન્તર્ગત લંકાપુરી હતી, અથવા તો સમસ્ત મલયપ્રદેશ લંકાપુરીના નામથી પ્રસિદ્ધ હતો અને એજ સ્થાનના નિવાસી મલયભાષી લોકોનેજ રામાયણમાં રક્ષઃ અથવા તો રાક્ષસના નામથી ઓળખાવેલા છે. આજે પણ યવદ્વીપ (જાવા)ના નિકટમાં આવેલા "ફ્લોરિસદ્વીપ" માં અનેક પ્રકારની મહાકદાકાર અને ભયાનક કૃષ્ણવર્ણ અસભ્ય જાતિનો

* 'Crawford's Indian Archipelago Vol. ii. p. 371. 2. ગ્રીક દેશના પ્રાચીન ભૂગોળવેત્તાઓ એ મલયનેજ Cher[illegible]nesus Area અર્થાત્ સ્વર્ણદ્વીપના નામથી ઓળખતા હતા.

† English Cyclopedia, Vol. XI. p. 646.

વાસ જોવામાં આવે છે.* એ જાતિના બધા મનુષ્યો **રક્ક**† કહેવાય છે, અને એ લોકોનો સ્વભાવ પણ ઘણોજ ભયંકર અને સાક્ષાત્ રાક્ષસોના જેવોજ છે. એ દ્વીપમાંજ **લરાન્તક** નામનું એક નગર છે. એ નામ પણ સંસ્કૃત **નરાન્તક** શબ્દનું અપભ્રષ્ટ રૂપ હોય, એમ તત્કાલ અનુમાન કરી શકાય છે. વળી **નરાન્તક** શબ્દનો અર્થ પણ રાક્ષસજ થાય છે.‡ ગમે તેમ હો; પરંતુ **બ્રહ્માંડપુરાણ**ના મતથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, **લંકાપુરી** ક્યાંક **મલયદ્વીપ**ના અન્તર્ગતજ હતી. **રામાયણ**ના મતે પણ એજ **મલયદ્વીપ**નું નામ "**સુવર્ણદ્વીપ**" છે કે, જેનું આધુનિક નામ **સુમાત્રા** છે. એ સિદ્ધાંતને પ્રાચીન ગ્રીસદેશવાસીઓ પણ સ્વીકારે છે.§

આધુનિક માનચિત્ર ( ભૂગોલના નકશા)માં એમ જોવામાં આવે છે કે, **સુમાત્રાદ્વીપ**ના ઉત્તર-પૂર્વ અંશ (ભાગ)માં પર્વતના સાનુદેશમાં તથા સમુદ્રની પાસેજ **સોનીલંક્ષા** નામનું એક નગર છે. એ **સોનીલંક્ષા** તે **સુવર્ણ** લંકાનું અપભ્રષ્ટ રૂપ હોવાનો તત્કાળ નિશ્ચય થઇ શકે છે. એજ દ્વીપના અન્તવર્તી હીરક અન્તરીય ( Diamond Pt. )ના નિકટમાં આવેલા એક બંદરને આજ સુધી પણ **લંકા**ના નામથી ઓળખાવવામાં આવે છે. આજે પણ એ દ્વીપના ઉત્તર પશ્ચિમ ભાગમાં **કાંચનગિરિ** વર્ત્તમાન છે.* એનોજ

---

* English Encyclopedia ( geography ) II, P. P 10, 15, 177, 604.

† સંસ્કૃત ભાષાના **રાક્ષસ** શબ્દનું પ્રાકૃત રૂપ **રક્ક** થાય છે.

‡ રાવણના એક સેનાપતિનું નામ પણ **નરાન્તક** હતું."વાલ્મીકીય રામાયણ;" લંકાકાંડ.

§ **સુમાત્રાદ્વીપનેજ**, અથવા તો **સુમાત્રાદ્વીપ**માં ક્યાંક કે પછી તેની આસપાસમાં **રામેશ્વર**થી ત્યાંની બેલાભૂમિનું પ્રમાણ પણ **રામાયણ**ના કથન પ્રમાણે એક સો યોજનનું મળી આવે છે અને એ **સુમાત્રાદ્વીપ** પણ એટલો બધો વિસ્તૃત છે કે **રામાયણ**ના ઉલ્લેખ અનુસાર **લંકાપુરી**ની ચતુઃસીમાનું પરિમાણ પણ એથી નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે.

* **એજ કાંચનગિરિનો બ્રહ્માંડપુરાણમાં કાંચનપાદના નામથી મલયદ્વીપના**

**વાલ્મીકિએ સ્વર્ણગિરિના** નામથી ઉલ્લેખ કર્યો છે.

ઇત્યાદિ **પ્રમાણોથી** સિદ્ધ થાય છે કે, **રામાયણોક્ત લંકાપુરી અથવા સુવર્ણદ્વીપ** તે વર્ત્તમાન **સુમાત્રાદ્વીપજ** છે. એનું એક બીજું પણ પ્રમાણ છે-**સુમાત્રા, યવદ્વીપ** (જાવા) અને **મલયદ્વીપ (ફ્લોરિસ)**ના દક્ષિણ પશ્ચિમ ભાગમાં જે વિસ્તૃત મહાસાગર આવેલો છે, તેને આજ દિવસ સુધી પણ આધુનિક લૂગી (પૂગી) જાતિના લોકો "લંકાઈ સાગર"ના નામથી ઓળખે છે. એથી પણ લંકાનું એ સ્થાનમાં હોવુંજ પ્રતીત થાય છે.

યદ્યપિ વર્ત્તમાન સમયમાં **સુમાત્રાદ્વીપમાં** હિંદુ.( આર્ય ) જાતિઓનો નિવાસ જોવામાં નથી આવતો અને હિંદુઓનાં બંધાવેલાં મંદિરો આદિનો કોઇ નષ્ટ ભાગ પણ દૃષ્ટિગોચર નથી થતો, તેમજ આધુનિક ઇતિહાસોમાં પણ એ વાર્ત્તાનો કાંઇ પણ ઉલ્લેખ મળતો નથી; છતાં પણ અદ્યાપિ એવાં અનેક પ્રમાણો ત્યાં અવશિષ્ટ રહી ગયાં છે કે, જેથી આપણે નિઃશંક માની શકીએ છીએ કે, **રાવણને** મારી શ્રી **રામચંદ્રના** પાછા ફરવા **પછી ભારતવાસી** આર્ય લોકો સુવર્ણ લાવવામાટે સર્વદા ત્યાં જતા આવતા હતા.*

પેટામાંજ ઉલ્લેખ કરેલો છે. જેમકે:—

"तथा कांचनपादस्य मलयस्यापरस्य हि"

ब्रह्मांडपुराणम् ૫૩ મો અધ્યાય.

* શ્રી **રામચંદ્ર** પછી એ **લંકાદ્વીપમાં** અનેક **ભારતવાસિજનો** સુવર્ણ મેળવવાની આશાથી બરાબર આવતા જતા હતા. એની સત્યતાની શ્રીસ્કંદપુરાણના નાગરખંડમાંના નિમ્નલિખિત શ્લોકોથી સારી પ્રતીતિ થઈ શકે છે; જેમકે:—

"भविष्यंति कलौकाले दरिद्रा नृपमानवाः।

तेऽत्र स्वर्णस्य लोभेन देवतादर्शनाय च ॥४०॥

नित्य चैवागमिष्यंति त्यक्त्वा रक्षःकृतं भयं ॥४१॥

स्कंदपुराण, नागरखंड, ૫૪ મો અધ્યાય.

એનો ભાવાર્થ એવો થાય છે કે, "કલિયુગમાં રાજા અને પ્રજા ઉભય દરિદ્ર થઇ જશે અને તેઓ દેવતાઓનાં દર્શનમાટે તથા સુવર્ણ (ધન)ના લોભથી રાક્ષસોના ભયને ત્યાગીને સર્વદા અહીં આવતાજ રહેશે," અર્થાત્ તેમના ગમન અને આગમનનો વ્યવસાય ચાલતોજ રહેવાનો.

અને શ્રી રામચંદ્રના પરમધામમાં પધારી જવા પછી તેમનો પુત્ર કુશ પણ લંકામાં ગયો હતો; એ વાર્ત્તા નાગરખંડમાંથી મળી આવે છે.+

હવે એ સિદ્ધાંતમાં કશો પણ સંદેહ રહ્યો નથી, કે લંકાદ્વીપ તે સુમાત્રા (મલય)દ્વીપમાંજ હતો. એ સુમાત્રાદ્વીપમાં વર્તમાનકાળમાં પણ મંગલ, ઇંદ્રગિરિ અને ઇંદ્રપુર ઇત્યાદિ હિંદુઓએ આપેલાં નગર અને નદીઓનાં સંસ્કૃત નામો વિપુલતાથી પ્રચલિત છે.

સાંપ્રત સમયમાં મલય જાતિ જે સ્થાનને પોતાની આદિ જન્મભૂમિ માનીને પોતાનું ગૌરવ સમજે છે, ત્યાં પણ પ્રાચીનતમ કાલથી હિંદુઓની અવિચલ કીર્તિનાં નિદર્શનસ્વરૂપ કેટલાંક સંસ્કૃત શુદ્ધ નામો અત્યાર સુધી પણ વર્તમાન છે, અને પર્યાલોચના કરવાથી એવાં બીજાં પણ અનેક નામોનો શોધ લાગી શકે છે કે, જે સંસ્કૃતમાંથી અપભ્રંશ થઇને પોતાના અશુદ્ધ રૂપથી ત્યાં પ્રસાર કરીને પડેલાં છે.

સુવર્ણલંકા (સોનીલંક્ષા) એજ સ્થાને હોવાનું બીજું એક એ પણ પ્રબળ પ્રમાણ છે કે, આજે પણ પૃથ્વીના બીજા બધા દ્વીપો કરતાં એ દ્વીપમાંથી સોનું વધારે પ્રમાણમાં મળી આવે છે. એ સ્થાનમાં સોનાની મોટી મોટી ખાણો વર્તમાન કાળમાં પણ વિદ્યમાન છે. હાલમાં પણ એ સુવર્ણપુરી (લંકા)ના નિકટમાંજ ઇંદ્રગિરિ નામની નદીનો અસ્ખલિત પ્રવાહ વહેતો જોવામાં આવે છે. એ નામોથી સારી રીતે જાણી શકાય છે કે, એક સમય એવો પણ હતો કે, જ્યારે આર્યોના બાહુબળનો અતુલ પ્રભાવ અને પ્રતાપ પૃથ્વીના એક છેડાથી તે બીજા છેડા સુધી મહાપ્રબળતાપૂર્વક વિસ્તરેલો હતો અને જો પ્રાચીનતમ આર્યોએ એ દ્વીપમાં પણ પોતાના ઉપનિવેશની સ્થાપના કરી હોય, તો તેમાં પણ આશ્ચર્ય જેવું કશું પણ નથી.

હવે આ વિષયમાં સંશય કાંઈ પણ રહ્યો નહિ અને સુમાત્રાદ્વીપમાંજ લંકા હતી, એ અભિપ્રાય પણ નિશ્ચિત થઈ ગયો. એજ સુમાત્રાદ્વીપનો

+ શ્રી સ્કંદપુરાણના નાગર ખંડના ૧૮૮ મા અધ્યાય ના ૯૦-૯૨ સુધીના ત્રણ શ્લોકો જુઓ.

સમીપવર્તી એક રૂપત્ નામનો દ્વીપ છે. અનુમાન થાય છે કે, એજ રામાયણમાં કહેલો રૈપ્યક દ્વીપ હોવો જોઇએ.

જો બીજા વિદ્વાનો પણ પ્રસ્તુત વિષયનો કાંઇક વધારે શોધ કરશે, તો બીજાં પણ કેટલાંક ગુપ્ત તત્ત્વો પ્રસિદ્ધિમાં આવી શકશે અને લંકાના સંબંધમાં લોકોના મનમાં સિંહલદ્વીપ (સીલોન) વિશેના જે કુસંસ્કારો ગૂઢ કરીને બેસી ગયા છે, તે પણ સર્વથા નીકળી જશે.



# અમર યોગીન્દ્ર ભર્તૃહરિ.*

પ્રથમ માલવ દેશના ચક્રવર્ત્તી ભૂપાલ અને ત્યાર પછી હૃદયમાં વૈરાગ્યનો ઉદ્‌ભવ થવાથી સંસારત્યાગી યોગીશ્વરના પદે આરૂઢ થયેલા શ્રી ભર્તૃહરિની ઐતિહાસિકતા તથા તેના કાળવિષે અત્યાર સુધીમાં અનેક પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય પંડિતોએ આર્યાવર્ત્તની વર્ત્તમાન કાળમાં પ્રચલિત ભિન્ન ભિન્ન ભાષાઓમાં તેમજ ઇંગ્લિશ, ફ્રેન્ચ, તથા જર્મન આદિ પાશ્ચાત્ય ભાષાઓમાં ભિન્ન ભિન્ન લેખો લખીને વિદ્વત્તાપૂર્ણ ચર્ચા કરેલી છે અને એ ચર્ચાના અંતે તે સર્વ પંડિતો બહુધા એજ નિર્ણયપર આવ્યા છે કે, રાજા ભર્તૃહરિ વિક્રમ સંવત્‌ના આદિ સંસ્થાપક વિશ્વવિખ્યાત રાજા વિક્રમાદિત્ય અથવા વીર વિક્રમાદિત્યનો જ્યેષ્ઠ બંધુ હતો; નીતિશતક, શ્રૃંગારશતક તથા વૈરાગ્યશતક આદિ શતકોનો કર્ત્તા પણ તેજ હતો અને તેથી તેનો કાળ આજથી બે હજાર વર્ષ પૂર્વનો હોવો જોઇએ. ભર્તૃહરિની ઐતિહાસિકતા તથા ભર્તૃહરિના કાળ વિષેની ચર્ચા તો સર્વવિદિતજ છે. તેથી ભર્તૃહરિનાં મંદિરો ભારતવર્ષનાં અનેક ભિન્ન ભિન્ન સ્થાનોમાં દૃષ્ટિગોચર થાય છે, ત્યાં મોટા મોટા મેળાઓ ભરાય છે અને ભર્તૃહરિની એક અમર યોગીન્દ્ર તરીકે દેવ પ્રમાણેજ પૂજા કરાય છે; પરંતુ તેની અત્યાર સુધી ભારતવર્ષમાં અવિચલ રહેલી એ મહત્તા તથા પૂજ્યતાની વાર્ત્તાથી આપણાં ગુર્જરદેશનિવાસિજનો બહુ અંશે અનભિજ્ઞ હોવાથી આજે ભર્તૃહરિ અને તેનાં એ મંદિરો તથા સમાધિસ્થાનોનીજ આજના આ લેખમાં કાંઇક ચર્ચા કરવાની છે; પરંતુ એ ચર્ચાનો આરંભ કરવા પૂર્વે ભર્તૃહરિના જીવન વિષે જે કેટલીક દંતકથાઓ પ્રચલિત છે તેમજ તે વિષે કેટલાક ગ્રંથોમાં જે ઉલ્લેખ કરાયેલા છે, તેમનો, વિષયના અનુસંધાનમાટે, આપણે પ્રથમ વિચાર કરવાનો છે.

**ભર્તૃહરિ વિષયક દંતકથા**

* આ લેખ પ્રથમ 'ગુજરાતી' પત્રના સંવત્ ૧૯૭૩ ના દીપોત્સવી–તા ૧૧ મી નવેમ્બર ૧૯૧૭ રવિવારના ખાસ અંકમાં છપાયો હતો.

સંસ્કૃત ભાષામાં 'द्वात्रिंशत्पुत्तलिका'* નામક એક કથાગ્રંથ લખાયલો છે અને તેના આરંભમાં રાજા ભર્તૃહરિનો વૃત્તાંત આ પ્રમાણે આપેલો છે:-

" ભૂમંડળમાં ઉજ્જયિની નામક એક નગરી હતી અને તેના અત્યુત્કૃષ્ટ સૌન્દર્ય સમક્ષ પુરંદરપુરી અમરાવતીના સૌન્દર્યનો પણ પરાજય થઇ જતો હતો. એ નગરીમાં ભર્તૃહરિ નામક એક રાજા રાજ્ય કરતો હતો. તે રાજાનાં પાદપદ્મો નિરંતર સામંત રાજપત્નીઓના ભાલપ્રદેશમાંના સિંદૂરદ્વારા અરુણવર્ણજ રહ્યાં કરતાં હતાં. તે સમસ્ત શાસ્ત્રમાં અભિજ્ઞ હતો તેમજ સકલ વિદ્યાકલામાં નિપુણ તથા નિષ્ણાત હતો. વિક્રમાદિત્ય નામક તેનો તેનાથી નાનો એક ભ્રાતા હતો; તેણે પોતાના પરાક્રમથી શત્રુઓના પરાક્રમોનો વિધ્વંસ કરી નાખ્યો હતો અને તેથી તેના વિક્રમાદિત્ય નામની સંપૂર્ણ સાર્થકતા થઇ હતી. ભર્તૃહરિની અનંગસેના નામક એક રાણી હતી અને તેણે પોતાનાં રૂપલાવણ્ય તથા ગુણો દ્વારા દેવાંગનાઓને પણ પરાજિતા કરી નાખી હતી. ઉજ્જયિની નગરીમાં તે કાળમાં વસતા એક કલાશાસ્ત્રનિપુણ તથા મંત્રવિશારદ પરંતુ અતિશય દરિદ્ર બ્રાહ્મણે† પોતાના મંત્રાનુ-

* કેટલાક વિદ્વાનોની એવી માન્યતા છે કે, 'दात्रिंशत्पुत्तलिका' નામક કથાગ્રંથ વિશ્વવિખ્યાત કવિ કાલિદાસનોજ રચેલો છે અને આ માન્યતાથીજ કલકત્તામાં બંગાળી લિપિમાં પ્રકટ થયેલી 'મહાકવિ કાલિદાસેર ગ્રન્થાવલી'માં એ 'द्वात्रिंशत्पुत्तलिका'નો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. પરંતુ એ પુસ્તકમાંની કથાઓ દ્વારા નગરીના રાજા ભોજને સંબોધીને પુત્તલિકાઓએ કહેલી હોવાથી જો મહાકવિ કાલિદાસ કેટલાક વિદ્વાનોની માન્યતા પ્રમાણે રાજા ભોજના સમયમાં અથવા તો વિક્રમાદિત્યના ઉપનામથી ઓળખાતા રાજા સ્કન્દગુપ્તના સમયમાં એટલે કે ઈ. સ. ની પાંચમી સદીમાં થયો હોય, તો તો કદાચિત્ એ કથાગ્રંથને એ મહાકવિ કાલિદાસની કૃતિ તરીકે સ્વીકારી શકાય; પરંતુ જો કાલિદાસ કવિનો સમય તે રાજા ભર્તૃહરિના બંધુ વિક્રમાદિત્યનો સમય હોય, તો અવશ્ય એ કૃતિ અન્ય કોઈ કાલિદાસ નામક કવિની હોવી જોઇએ, એ નિર્વિવાદ છે. શામળભટ્ટે 'બત્રીશ પૂતળીની વાર્ત્તા' એ ગ્રન્થના આધારેજ રચેલી હોવી જોઈએ, તેમજ 'સિંહાસન બત્રીસી'નું મૂળ પણ એમાંજ સમાયલું છે.

† આ કથામાં એ બ્રાહ્મણનું નામ આપેલું નથી, પરંતુ સ્વ. વાઘજી આશા-

ષ્ઠાન દ્વારા ભગવતી ભુવનેશ્વરી દેવીને સંતુષ્ટ કરી હતી એટલે દેવીએ સંતોષ પામીને બ્રાહ્મણને કહ્યું કે: 'હે વિપ્રવર! તારા મંત્રાનુષ્ઠાન તથા તારી ભક્તિથી હું પ્રસન્ન થઇ છું, એટલે હવે તારે જે વર માગવો હોય તે માગી લે.' એટલે એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે: 'હે દેવિ! જો આપ મારાપર પ્રસન્ન થયાં હો, તો આપના આ દાસને જરામરણના બંધનથી મુક્ત કરીને અમર કરવાની કૃપા દર્શાવો.' એ પછી દેવીએ તે બ્રાહ્મણને એક ફળ આપીને કહ્યું કે: 'હે પુત્ર! તું આ ફળનું ભક્ષણ કરજે એટલે તું જરામરણાદિના બંધનથી મુક્ત થઇશ અને અમરતાને પામીશ!' બ્રાહ્મણ તે ફળ લઇને પોતાના ગૃહે આવ્યો અને ત્યાં દેવાર્ચન આદિ કર્યા પછી તે ફળના ભક્ષણની તૈયારી કરતો હતો એટલામાં તેના મનમાં એવા પ્રકારના વિચારોનું આગમન થયું કે: 'હું એક કંગાલ અને કપર્દિકાહીન મહાદરિદ્ર મનુષ્ય હોવાથી અમર થવા છતાં પણ મારાથી કોઇ પણ પ્રકારનો પરોપકાર કરી શકાય તેમ તો છેજ નહિ; અર્થાત્ અમર થવા છતાં મારે નિર્વાહ તો ભિક્ષા માગીને જ કરવો પડશે, એટલે એ અમરતા પણ શા કામની? જો આ ફળનું ભક્ષણ કોઇ પરોપકારી પુરુષ કરે, તો તેના અમરત્વથી વિશ્વને કાંઇ લાભ પણ થાય; કારણ કે, વિજ્ઞાન તથા ઐશ્વર્યગુણયુક્ત પુરુષનું ક્ષણમાત્રનું જીવન પણ સફળ થાય છે. વિજ્ઞાન, શૌર્ય તથા વિભવ આદિ ગુણોથી મંડિત અને વિખ્યાત મનુષ્ય જો એક ક્ષણ કાળ પણ જીવિત રહે, તો તેનું સ્વલ્પ જીવન પણ ફળદાયક થઇ પડે છે, એવો સાધુ પુરુષોનો અભિપ્રાય છે. આમ તો કાગડો પણ ચિરંજીવી થઇને પૂજા આદિના દ્રવ્યનું ભક્ષણ કરીને દિવસો વીતાડયા કરે છે, પરંતુ તેના એ ચિર જીવનનું કાંઇ પણ ફળ દૃષ્ટિગોચર થતું નથી; એટલામાટે જે જીવન યશ તથા ધર્મ-

રામ ઓઝાના 'ભર્તૃહરિ નાટક'માં એ વિપ્રનું નામ, એક હિન્દી કવિતાના આધારે, શાંતિરામ આપેલું છે અને તેની ગંગાબાઇ નામની સ્ત્રી તથા તેના મથુરો અને અમથો નામના બે પુત્રો પણ બતાવ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ શાંતિરામને એ ફળ પોતે ન ખાતાં ભર્તૃહરિને આપવાનો ઉપદેશ પણ ગંગાબાઇ જ આપે છે. આ નવીનતા તેમણે કદાચિત્ નાટકમાં રસના આવિર્ભાવમાટે કરી હશે.

યુક્ત હોય છે, તેનેજ યથાર્થ જીવન કહેવામાં આવે છે. બલિભક્ષણ કરીને તથા ક્લેશમાંજ જીવનયાપન કરીને કાક દીર્ઘ જીવનના લાભને મેળવતો હોવા છતાં તેના જીવનને આપણાથી સફળ જીવન તો કહી શકાય તેમ નથીજ. જે વ્યક્તિના જીવનથી અન્ય બહુ વ્યક્તિઓનાં જીવનની રક્ષા થાય છે, તે વ્યક્તિનું જીવનજ સાર્થક છે; કારણ કે, પોતાના ઉદરને ભરીને તો અનેક પક્ષીઓ પણ જીવ્યાં કરે છે. અર્થાત્ જો મનુષ્ય કેવળ પોતાના ઉદરનેંજ ભરતો રહે, તો તેનું ફળ શું વારૂ? જેઓ કેવળ પોતાનાજ ભરણ-પોષણના વ્યાપારમાં નિમગ્ન રહી માત્ર પોતાના ઉદરનેજ ભરે છે, તેમના જીવનની સાર્થકતા શી વારૂ? તેઓ ખરેખર ક્ષુદ્ર તથા નીચાશય મનુષ્યો છે અને એવાં ક્ષુદ્ર તથા નીચાશય મનુષ્યોનો આ સંસારમાં સદા સર્વદા સુકાળજ હોય છે. પરંતુ જેમનો સ્વાર્થ કેવળ પરમાર્થમાંજ સમાયલો હોય છે, એવા પુરુષો તો વિરલજ જોવામાં આવે છે. વાડવાનલ પોતાના દુષ્પૂરણીય ઉદરને ભરવામાટે સમસ્ત સમુદ્રના જળનું પાન કરવા છતાં પણ તૃપ્ત થતો નથી અને મેઘ કેવળ નિદાઘસંતપ્ત વિનષ્ટપ્રાય વિશ્વની તાપશાંતિમાટેજ સમુદ્રના જળનું શોષણ કરે છે!" તે બ્રાહ્મણ મન સાથે બોલ્યો: "જો આ ફળ—અમરફળ—રાજાને આપું તો તેથી રાજાનાં જરામરણ આદિ બંધનનો નાશ થતાં તે અમર થઇને નિરંતર પરોપકાર કરી શકે તેમ છે." આવા નિશ્ચય સાથે તે બ્રાહ્મણ તે અમરફળ લઇને રાજા ભર્તૃહરિ સમક્ષ ગયો અને ત્યાં પ્રથમ રાજાને ઉચિત આશીર્વાદ આપ્યા પછી કહેવા લાગ્યો કે:—

"હે રાજન્! ભુજંગમાલધારી ત્રિલોચન તથા પીતાંબરધર નારાયણ આપનું મંગળ કરો! આ એક અપૂર્વ ફળ મને દેવતાના કૃપાપ્રસાદથી પ્રાપ્ત થયેલું છે અને આપ એનું ભક્ષણ કરો; કારણ કે, આ અમરફળના ભક્ષણથી આપની આ કાયા જરામરણના બંધનથી મુક્ત થશે અને આપ આ વિશ્વમાં અમર થશો!"

રાજાએ તે અમરફળનો સ્વીકાર કરીને તેના બદલામાં બ્રાહ્મણને બહુ પુરસ્કાર આપ્યો અને માનપૂર્વક તેને વિદાય કર્યો. ત્યાર પછી રાજા ભર્તૃહરિ પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કે: "આ અમરફળના ભક્ષણથી

જાણે મારી કાયા તો અમર થશે; પરંતુ મારી પ્રિયતમા પ્રાણેશ્વરી અનંગસેનામાં મારો અસીમ અનુરાગ હોવાથી જો હું જીવીશ અને તે મરી જશે, તો તેના વિયોગદુઃખને સહન કરવાને હું સમર્થ થઇશ નહિ. અર્થાત્ આ અમરફળ તો હું મારી પ્રાણપ્રિયા અનંગસેનાનેજ આપીશ." રાજા ભર્તૃહરિએ આ પ્રમાણે વિચાર કરીને તે અમરફળ પોતાની અત્યંત પ્રિયતમા રાણી અનંગસેનાને આપ્યું.

કોઇએક મથુરાદેશમાં જન્મેલો પુરુષ તે રાણી અનંગસેનાનો ગુપ્ત કાન્ત અથવા પ્રિયતમ દાસ હતો એટલે અનંગસેનાએ તે ફળ તે માથુરિક દાસને આપ્યું. એક દાસી વળી માથુરિક દાસની પ્રિયતમા હતી એટલે તે માથુરિક દાસે તે ફળ પોતાની પ્રિયતમા તે દાસીને આપ્યું. તે દાસીનો વળી કોઇએક ગોપાલક (ગોવાળિયા) સાથે પ્રણયસંબંધ હોવાથી તે દાસીએ તે ફળ પોતાના પ્રણયી ગોપાલકને આપ્યું અને તે ગોપાલકનો કોઇ એક ગોમયધારિણી એટલે કે છાણાં વીણનારી સાથે પ્રેમસંબંધ હોવાથી ગોપાલકે તે ફળ તે ગોમયધારિણીને આપી દીધું. ત્યાર પછી એક દિવસ તે ગોમયધારિણી ગોમયપાત્રને (છાણની ટોપલીને) પોતાના મસ્તકપર ધારણ કરીને અને તેની ઉપર તે ફળને રાખીને ગ્રામના બાહ્ય ભાગમાંથી નગરના રાજમાર્ગમાં આવતી હતી, તે વેળાયેજ રાજા ભર્તૃહરિ પોતાના સૈનિકો સહિત વનવિહારમાટે નગરમાંથી બહાર નીકળ્યો અને તે ગોમયધારિણીના ગોમયપાત્રમાંના તે ફળને જોઇને તેણે તે ફળ લઇ લીધું અને તે પાછો પોતાના મહાલયમાં આવી પહોંચ્યો. ત્યાર પછી અમરફળ આપનાર બ્રાહ્મણને બોલાવીને રાજાએ પૂછ્યું કે: "હે દ્વિજવર! તમોએ જે ફળ મને આપ્યું હતું, તેના જેવું જ બીજું ફળ પણ હોવાનો સંભવ છે કે કેમ?" એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે: "હે રાજન્! તે ફળ દિવ્ય તથા દેવતાના પ્રસાદવડે મળેલું હોવાથી તેના જેવું જ અન્ય ફળ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતું હોય, એવી મારી માન્યતા નથી. રાજા એટલે સાક્ષાત્ ઇશ્વરાંશ હોવાથી તેના સમક્ષ અસત્ય ભાષણ કરવું સર્વથા અનુચિત છે અને નરપતિને દેવતુલ્ય માનવો, એજ અમો પ્રજાજનોનું કર્તવ્ય છે. શાસ્ત્રમાં

પણ કહેલું છે કે, રાજા સર્વદેવસ્વરૂપ છે અને તેથી ઋષિ જનોની એવી આજ્ઞા છે કે, રાજાને દેવસમાન માનીને બુદ્ધિમાન્ પુરુષે રાજા સમક્ષ કદાપિ મિથ્યા ભાષણ કરવું જ નહિ." બ્રાહ્મણના આવા ઉદ્ગાર સાંભળીને રાજાએ કહ્યું કે: "એક સ્ત્રી પાસેથી આ ફળ મળી આવ્યું છે, તો પછી આપનું આ ભાષણ સત્ય છે, એમ કેમ કરીને માની શકાય વારુ?" બ્રાહ્મણે એના ઉત્તરમાં જણાવ્યું કે: "અવશ્ય આ ઘટના આશ્ચર્યકારિણી જ છે; પરંતુ હું આપને એ પૂછવા માગું છું કે, મારા આપેલા ફળનું આપે ભક્ષણ કર્યું હતું ખરું કે?" રાજાએ કહ્યું કે: "ના, મેં પોતે તે ફળનું ભક્ષણ કર્યું નહોતું, કિંતુ તે ફળ મેં મારી પ્રાણવલ્લભા **અનંગસેના**ને આપ્યું હતું." બ્રાહ્મણે કહ્યું કે: "ત્યારે આપનાં રાણીને પૂછો કે તેમણે તે ફળની શી વ્યવસ્થા કરી છે?" એ પછી રાજાએ રાણી **અનંગસેના**ને બોલાવી શપથ લેવડાવીને પૂછ્યું કે: "રાણી! તેં મારા આપેલા અમરફળની શી વ્યવસ્થા કરી છે? તેં તે ખાધું છે કે નહિ, તે સત્ય સત્ય જણાવી દે." **અનંગસેના**એ કહ્યું કે: "મેં તે ફળ મારા **માથુરિક** દાસને આપ્યું છે." ત્યાર પછી **માથુરિક**ને પૂછવામાં આવતાં તેણે જણાવ્યું કે: "મેં તે ફળ મારી પ્રિયતમા દાસીને આપ્યું છે." દાસીએ કહ્યું કે: "મેં તે ફળ ગોપાલકને આપેલું છે." ગોપાલકે જણાવ્યું કે: "મેં તે ફળ ગોમયધારિણીને આપેલું છે." **અનંગસેના**ના વ્યભિચારનો ભેદ આવી રીતે જાણવામાં આવતાં રાજા **ભર્તૃહરિ** પ્રલાપ કરવા લાગ્યો અને મહા વિષાદને પ્રાપ્ત થયો. એ વેળાએ તેણે પોતાના મુખમાંથી આ શ્લોકનો ઉચ્ચાર કર્યો:—

**"रूपे मनोहारिणि यौवने च, वृथैव पुंसामभिमानवृद्धिः।**
**नतभ्रुवां चेतसि चित्तजन्मा प्रभूर्यदेवेच्छति तत्करोति"॥***

અર્થાત્ સ્ત્રીના ચરિત્રને જાણવાનું સામર્થ્ય કોઇમાં છેજ નહિ:—

* "પુરુષનું રૂપ તથા યૌવન મનોહર હોવા છતાં પણ જો પુરુષ તેના અભિમાનને રાખે, તો તેનું અભિમાન વૃથા છે; કારણ કે, સ્ત્રી લજ્જાથી અવનતમસ્તકા હોવા છતાં પણ જ્યારે તેના હૃદયમાં કામદેવના વિકારનો ઉદ્ભવ થાય છે, તે વેળાએ સ્ત્રી સર્વ પ્રકારનાં દુષ્કાર્યો કરવામાં પ્રવૃત્ત થઇ જાય છે."

"अश्वप्लुतं माधवगर्जितं च, स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यम् ।
अवर्षणं चाप्यतिवर्षणं च, देवो न जानाति कुतो मनुष्यः"॥*

" વ્યાધ લોકો વનમાંના અત્યંત ચપળ પક્ષીઓને પકડીને પોતાના અધિકારમાં રાખી શકે છે; સ્રોતસ્વતી નદીમાં તણાતી નૌકાને પણ ઇચ્છાનુસાર અટકાવી શકાય છે; પરંતુ સ્ત્રીના ચંચળ મનની ગતિને સ્થિર કરવાના કાર્યમાં કોઇને પણ વિજય મળી શકતો નથી. વંધ્યાપુત્રની રાજલક્ષ્મી તથા આકાશ-પુષ્પની શોભાનો કોઇ વાર દૈવયોગે સંભવ માની શકાય, પરંતુ સ્ત્રીજાતિના મનની સ્થિરતાનો તો કદાપિ સંભવ છેજ નહિ; અર્થાત્ નારીની અલ્પમાત્ર મનઃશુદ્ધિ પણ કોઇ ઉપાયે સાધ્ય થઇ શકતી નથી. જે યોગિ-જનો જીવનનાં સતત સુખદુઃખોપર વિજય મેળવીને અલિપ્ત જીવ-નને ધારણ કરનાર છે, તેઓ પણ મોહમુગ્ધ થઇને સ્ત્રીઓનાં દુશ્ચરિત્રોને જાણી શક્યા નથી. નિર્મલ હૃદયના સાધુજનોએ કહેલું છે કે, સ્ત્રીઓ એક વાર પોતાના કાર્યને સંપાદન કરી લીધા પછી તે ક્ષણે જ પુનઃ અન્ય પુરુષની આકાંક્ષાને હૃદયમાં ધારે છે અને એ સમસ્ત સ્ત્રીજાતિનો સ્વભાવજ છે. સ્ત્રીઓ અંજન, મંત્રતંત્ર તથા વિનય વિનાજ જ્ઞાનવાન્ પંડિતોને પણ ક્ષણ માત્રમાંજ વંચિત કરી નાખે છે. સ્ત્રીજાતિના મસ્તિષ્કમાં શુભાશુભ કિંવા ઉત્તમાધમનો વિચાર હોતોજ નથી; એટલે કે, જો હૃદયમાં કામવિકા-રનો ઉદ્‌ભવ થયો હોય, તો કુલભ્રષ્ટ, જાતિભ્રષ્ટ, નિકૃષ્ટ, કુચેષ્ટાવાન્, અસ્પર્શ્ય તથા મરણાપન્ન પુરુષને પણ તે પોતાનો પ્રિયતમ બનાવવાને તૈયાર થઇ જાય છે. સ્ત્રીને ગૌરવ, સન્માન તથા પૂજા આદિ દ્વારા આદરપૂર્વક રાખવામાં આવે અને ઉત્તમ મનુષ્યો—સાધુ પુરુષો—ના સંસર્ગમાં રાખવામાં આવે, તો પણ તે પ્રસંગ આવતાં સ્વભાવવશતાથી દૂષિત કાર્ય કરીને પોતાના દોષનો પ્રકાશ કરી દે છે. રમણી ધનલાભના ઉદ્દેશથી કોઇવાર હાસ્ય કરે છે, તો કોઇવાર રુદન પણ કરે છે અને એવી રીતે પુરુષનો પોતામાં

* "અશ્વની પ્લુત ગતિ, વૈશાખ માસની મેઘગર્જના, સ્ત્રીઓનાં ચરિત્ર, પુરુષનું ભાગ્ય, અવૃષ્ટિ તથા અતિવૃષ્ટિને દેવ પણ જાણી નથી શકતો, તો પછી મનુષ્ય તો ક્યાંથીજ જાણી શકે વારુ ? "

વિશ્વાસ બંધાવે છે. પણ તે પોતે પુરુષનો વિશ્વાસ કદાપિ નથી કરતી તે નથીજ કરતી. એટલામાટે કુલશીલવિશિષ્ટ પુરુષોએ સદાસર્વદા સ્ત્રીઓનું સ્મશાનપુષ્પસમાન પરિવર્જન કરવું, એજ સર્વથા ઉચિત છે. વૈરાગ્યસમાન કોઇ ભાગ્ય નથી; બોધ (જ્ઞાન) સમાન કોઇ સખા (મિત્ર) નથી; હરિ જેવો કોઇ ત્રાતા નથી અને આ સંસાર સમાન કોઇ શત્રુ નથી." આવા આવા વિચારોનો હૃદયમાં ઉદ્ભવ થવાથી રાજા ભર્તૃહરિના મનમાં તીવ્રતમ વૈરાગ્યનો આવિર્ભાવ થયો અને તેથી તે ક્ષણેજ પોતાના કનિષ્ઠ બંધુ વિક્રમાદિત્યને સિંહાસનાભિષિક્ત કરીને ભર્તૃહરિ પોતે વિરક્ત થઇને અરણ્યમાં ચાલ્યો ગયો.

'**द्वात्रिंशत्पुत्तलिका**' ના આરંભમાં ભર્તૃહરિના વૈરાગ્યની આટલી કથા અપાયલી છે; અર્થાત્ અરણ્યમાં જવા પછી વિરાગી ભર્તૃહરિએ અમરફળના યોગે અમર થવા પછી પોતાનો કાળ કેવા પ્રકારે વીતાડ્યો હતો અને કેવી રીતે પોતાના જીવનની સફળતા કરી હતી, ઇત્યાદિ કોઇ પણ પ્રકારનો ઉલ્લેખ એમાં કરાયલો નથી. પરંતુ રા. આઠલ્યેના એક હસ્તલેખમાં ભર્તૃહરિના વૈરાગ્ય કિંવા સંસારત્યાગ વિષેની જે કથા આપેલી છે, તે એનાથી કેટલેક અંશે ભિન્ન છે અને તેનો સારાંશ આ છે:—

"સુમન્ત નામના એક યોગીએ રાજા ભર્તૃહરિને એક અમરફળ ખાવામાટે આપ્યું હતું, પરંતુ રાજાનો પોતાની પત્નીમાં અતિશય પ્રેમ હોવાથી જો રાણી અમર થાય તો સારૂં એવી ધારણાથી રાજાએ તે ફળ પોતાની રાણીને આપ્યું; રાણીએ તે અમરફળ પોતાના જાર અશ્વપાલને આપ્યું; અશ્વપાલે તે ફળ પોતાની એક પ્રિયપાત્રા ગણિકાને આપ્યું: ગણિકાએ તે ફળ પાછું સુમન્તને આપ્યું અને સુમન્તે બીજી વાર રાજા સમક્ષ લાવીને તે ફળ રજૂ કર્યું. રાજાના મનમાં તે ફળને લેતાં કાંઇક શંકાનો ઉદ્ભવ થવાથી તેણે એ વિષેની તપાસ કરવા માંડી અને તપાસ કરતાં તેની રાણી વ્યભિચારિણી હતી અને તેણે તે ફળ તેના જાર અશ્વપાલને આપ્યું હતું, એ ભેદ રાજાના જાણવામાં આવી ગયો. જેનામાં પોતાનો પોતાના પ્રાણ કતાં પણ અધિક પ્રેમ હતો, તે રાણીની પોતા પ્રતિ આટલી સીમા પર્યન્તની

વિરક્તિને જોઇને રાજાના મનમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી રાજાએ તે અમરફળ પોતે ભક્ષીને સંસારનો ત્યાગ કર્યો અને અરણ્યવાસી થઇને ત્યાં તેણે 'વૈરાગ્યશતક'ની રચના કરી.

" પોતાના ગુપ્ત ભેદનો આવી રીતે પ્રકાશ થતાં લજ્જા તથા ખેદ થવાથી રાણી પણ પોતાના પુરંદરપ્રાસાદતુલ્ય મહાલયને ત્યાગીને અરણ્યમાં ચાલી ગઇ અને ત્યાં કેટલોક કાળ રખડી રઝળીને અંતે તે મૃત્યુને વશ થઇ. ત્યાર પછી સંસારત્યાગી રાજાને ચરપતિનાથ નામનો એક યોગી મળ્યો અને તેણે વૈરાગ્યશીલ રાજાને તેની વ્યભિચારિણી રાણીના પૂર્વજન્મની કથા સંભળાવતાં કહ્યું કે: ' એ તમારી રાણી પદ્માક્ષી તેના પૂર્વજન્મમાં એક ગણિકા અથવા વારાંગના હતી. તેણે એકવાર પોતાના એક જારને મળવા-માટેનું વચન આપેલું હતું છતાં તેનાથી તે જારને કોઇ કારણવશાત્ મળી શકાયું નહોતું અને તેથી તેના વિરહની વેદના અસહ્ય થવાથી તેનો તે જાર મરી ગયો હતો. તે ગણિકા આ જન્મમાં રાણી પદ્માક્ષી થઇ અને તેનો જાર અશ્વપાલ થયો, એટલે તમારે ક્રોધાયમાન થવાનું કાંઇ પણ કારણ નથી. હું મારા મંત્રના બળથી તમારી મૃત રાણીને પુનઃ સજીવન કરૂં છું, એટલે વીસ વર્ષ પર્યન્ત તમો તમારી રાણી સાથે યથેચ્છ ભોગવિલાસ ભોગવીને સંસારને ત્યાગજો અને અરણ્યમાં પધારજો.' એ પછી મૃત રાણી પદ્માક્ષીને તે યોગી ચરપતિએ પોતાના મંત્રબળથી સજીવન કરી અને તે પુનર્જીવનને પામેલી રાણી ત્યાર પછી પિંગલા નામથી વિશ્વમાં વિખ્યાત થઇ. તે પછી કેટલોક કાળ વહી ગયો અને એક દિવસ રાજા ભર્તૃહરિ મૃગયા કરવા-માટે વનમાં ગયો. ત્યાં તેણે એક હરિણનો શિકાર કર્યો અને ત્યાં પોતાના પતિને મૃત્યુના મુખમાં પડેલો જોઇ તે મૃત હરિણનાં શૃંગોપર મસ્તક મૂકીને તેની પત્ની હરિણી પણ પતિનિધનના શોકથી મૃત્યુને વશ થઇ ગઇ. રાજાએ મહાલયમાં આવીને મૃગ તથા મૃગીના એ પ્રેમની કથા પિંગલા રાણીને કહી સંભળાવી અને ઉદ્ગાર કાઢ્યો કે: ' અહા, પશુઓમાં પણ આ કેવો અલૌકિક પ્રેમભાવ ?' રાજાનો આ ઉદ્ગાર સાંભળીને પિંગલાએ કહ્યું કે: ' એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. આ ચમત્કારમાંથી સાર માત્ર એટલોજ

નીકળે છે કે, સ્ત્રીએ પોતાના સ્વામીમાં આવાજ પ્રકારનો અનન્ય પ્રેમ રાખવો જોઇએ. જે સ્ત્રી પોતાના પતિને મરેલો જોઇને નહિ, પણ કેવળ પતિના મરણની વાર્ત્તા સાંભળીનેજ પોતાના પ્રાણને ત્યાગી દે છે, તે સ્ત્રી જ સતી સાધ્વી કહેવાય છે.' રાજા એ વેળાએ તો કાંઇ બોલ્યો નહિ, પરંતુ પિંગલાના સતીત્વની પરીક્ષા કરવામાટે અરણ્યમાંથી પોતાના મરણના અસત્ય સમાચાર રાણીના સાંભળવામાં આવે, એવી તેણે ગુપ્ત વ્યવસ્થા કરી દીધી. રાજાના મરણની વાત સાંભળતાંની સાથેજ પિંગલા રાણીએ પોતાના પ્રાણને ત્યાગી દીધા. રાજા પોતાની પરીક્ષાકૃતિનું આવું વિપરીત પરિણામ આવેલું જોઇને તથા રાણી પિંગલાના આવા અનન્ય પ્રેમનો સાક્ષાત્કાર કરીને ગાંડો થઇ ગયો અને રાણી પિંગલાનો અખંડ વિયોગ અસહ્ય થવાથી રાજ્યને ત્યાગી અરણ્યમાં ચાલ્યો ગયો. રાજા અરણ્યમાં ભટકયા કરતો હતો તેવામાં એક દિવસ મહાયોગી ગોરખનાથ તેને મળ્યા અને રાજાને આટલો બધો શોકાતુર જોઇને પોતાના કમંડલુને પાષાણપર પછાડી તોડી નાખીને તેના માટે તેમણે મહાશોક કરવા માંડયો. રાજાએ તેમના શોકને જોઇને કહ્યું કે: 'તમને તો અન્ય કમંડલુ પણ મળી શકશે; પરંતુ મને મારી પિંગલા કાંઇ પાછી મળી શકવાની નથી !' રાજાના આ શબ્દો સાંભળીને ગોરખનાથે પોતાની યોગસિદ્ધિના બળથી પિંગલા સમાન શતાવધિ સુંદરી સ્ત્રીઓને ઉત્પન્ન કરી રાજા સમક્ષ ઉભી કરી દીધી. આ ચમત્કારના સાક્ષાત્કારથી રાજાનો શોક શમી ગયો અને તેથી તેણે પોતાના કનિષ્ટ બંધુ વિક્રમાદિત્યના હસ્તમાં રાજ્યનાં સૂત્રો અર્પી એક યોગી તરીકેના જીવનને વીતાડવામાટે અરણ્યનો માર્ગ સ્વીકારી લીધો."

રા. આઠલ્યેના હસ્તલેખમાંનો આ અંતિમ કથાભાગ'**द्वात्रिंशत्पुत्तलिका**' ના આરંભમાં અપાયલી ભર્તૃહરિની કથા કરતાં સર્વથા નવીન અને કાંઇક અધિક અદ્ભુતરસાત્મક છે; તેમજ પ્રથમ કથામાંની અનંગસેના રાણીને આ કથામાં પ્રથમ પદ્માક્ષી તથા ત્યારપછી પિંગલાના નામથી ઓળખાવેલી છે, અને ભર્તૃહરિને અંતે મહાયોગી ગોરખનાથ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થવાનું દર્શાવ્યું છે. મહાશય ટૉડ સાહેબે પોતાના 'રાજસ્થાન' નામક વિશ-

વિખ્યાત ઇતિહાસગ્રંથમાં ભર્તૃહરિના વૈરાગ્યની જે કથા આપેલી છે, તે બહુ અંશે જો કે રા. આઠલ્યેના હસ્તલેખમાંની ઉપર્યુક્ત કથાને મળતી આવે છે, તો પણ તેમાં બે ત્રણ વિષયોની ભિન્નતા હોવાથી તેનો સંક્ષિપ્ત સારાંશ પણ અહીં આપ્યો છેઃ—

" રાજા ગંધર્વસેનનો પુત્ર રાજા ભર્તૃહરિ પોતાની પત્નીમાં એટલો બધો મોહમુગ્ધ થઇ ગયો હતો કે તેના યોગે રાજ્યવ્યવસ્થાના કાર્યને પણ તે સર્વથા ભૂલી ગયો હતો અને દિનરાત અંતઃપુરમાંજ પડયો રહેતો હતો. તેના આવા વર્ત્તનથી અપ્રસન્ન થઇને તેના કનિષ્ઠ બંધુ વિક્રમાદિત્યે તેના કાન ઉઘાડવાનો પોતાથી બનતો પ્રયત્ન કર્યો અને એટલી સીમાપર્યન્ત વિષયાસક્ત ન થવા વિષેનો કઠિન ઉપદેશ આપ્યો. આ વાર્ત્તા રાણીના કાને આવતાં તેણે ભર્તૃહરિને તેના બંધુ વિક્રમાદિત્યને દેશનિકાલ કરવામાટેનો આગ્રહ કર્યો અને સ્ત્રીજિત ભર્તૃહરિએ પોતાના બંધુને દેશનિકાલ કર્યો પણ ખરો. એ ઘટના પછી અલ્પ કાળમાંજ એક યોગી ભર્તૃહરિની રાજસભામાં આવ્યો અને તેણે રાજાને એક અમરફળ આપીને કહ્યું કેઃ—' મહાદેવના મંદિરમાં અનેક વર્ષ પર્યન્ત તપશ્ચર્યા કર્યા પછી આ અમરફળની મને પ્રાપ્તિ થયેલી છે'' રાજાએ તે ફળ પોતાની રાણીને આપ્યું; રાણીએ તે ફળ પોતાના એક પ્રિયપાત્ર મહામાત્ર (મહાવત)ને આપ્યું; મહામાત્રે તે એક સામાન્યા વેશ્યાને આપ્યું અને વેશ્યાએ એ અમરફળના બદલામાં મહત્પુરસ્કાર–ધન આદિ–મેળવવાની આશાથી તે ફળને લાવીને પુનઃ રાજા ભર્તૃહરિનાં ચરણોમાં સમર્પ્યું. રાજા જ્યારે રાણી પાસે ગયો અને પોતાના કુકર્મની વાર્ત્તા રાજાના જાણવામાં આવી ગઇ છે, એમ જ્યારે રાણીએ જાણ્યું એટલે તેના મનમાં લજ્જા તથા ખેદનો એટલો બધો આવિર્ભાવ થયો કે, તેના આવેગમાંજ રાજા આગળથી ઉઠીને તે દોડી અને મહાલયની અગાસીમાંથી એકદમ ભૂસકો મારીને નીચે પડી ગઇ. આવી રીતે પાપિષ્ટા રાણીના જીવનનો આત્મહત્યાથી અંત આવતાં રાજા ભર્તૃહરિ પોતાની બીજી પિંગલા નામક રાણી સાથે ભોગવિલાસમાં દિવસો વીતાડવા લાગ્યો અને ધીમે ધીમે પ્રથમ રાણી પ્રમાણેજ પિંગલાના પ્રેમનો દાસાનુદાસ બની ગયો. પરંતુ હવે

ભર્તૃહરિ પૂર્વાનુભાવના યોગે કાંઇક શંકાશીલ રહેતાં શીખ્યો હતો. એક દિવસ રાજા મૃગયામાટે અરણ્યમાં ગયો અને ત્યાં તેના એક સાથી શિકારીએ એક હરિણનો શિકાર કર્યો. એ વેળાએજ તે હરિણની માદા અથવા હરિણી તે સ્થાનમાં આવી, અને થોડી વાર સુધી તે હરિણના મૃત શરીરનું એકાગ્રતાથી અવલોકન કરી તેનાં શીંગડાંપર પડીને તત્કાળ મરી ગઇ. એ સાથેજ બીજી ઘટના એ બની કે રાજાનો શિકારી સાથી એક વૃક્ષની છાયામાં નિદ્રાધીન થયેલો હતો ત્યાં તેને એક ભયંકર સર્પે દંશ દેવાથી તે ત્યાં ને ત્યાંજ મરણને વશ થઇ ગયો. તે શિકારીની સ્ત્રી પોતાના પતિને શોધતી ત્યાં આવી લાગી; કારણ કે, તેની તો અદ્યાપિ, તેનો પતિ નિદ્રામાંજ પડ્યો છે, એવીજ ધારણા હતી; પરંતુ અંતે જ્યારે તેના મરણની વાર્ત્તા તે સ્ત્રીના જાણવામાં આવી એટલે તેણે જંગલમાંથી લાકડાં, ઘાસ, અને સૂકાં પાંદડાં આદિ એકઠાં કરીને એક મોટી ચિતા ખડકી અને તે ચિતાપર પોતાના પતિના શબને રાખીને ચિતાને પ્રકટાવી દીધી. ત્યાર પછી તેણે પોતે પણ જીવતાંજ ચિતામાં પ્રવેશ કર્યો અને તે પતિના શબ સાથે બળીને ભસ્મીભૂત થઇ ગઇ. રાજાએ આ ઉભય ઘટનાઓનું પોતાની દૃષ્ટિથી અવલોકન કરેલું હોવાથી મહાલયમાં આવીને પોતાની રાણી પિંગલા સમક્ષ તે સતી હરિણી તથા સતી નારીની બહુજ પ્રશંસા કરવા માંડી અને તેમાં પણ શિકારીની સતી સ્ત્રી વિષે તો તેણે એવો ઉદ્‌ગાર કાઢ્યો કે:-' એવી સતી તો આ વિશ્વમાં બીજી કોઇ મળવાનીજ નથી !' રાણી પિંગલાએ રાજાના આ વાદનો પ્રતિવાદ કર્યો અને જણાવ્યું કે:-"એ વિકારયજ્ઞમાં અપાયલી પ્રાણાહુતિ છે; પ્રેમયજ્ઞમાં અપાયલી પ્રાણાહુતિ નથી; કારણ કે, વિકાર તથા પ્રેમમાં અવની તથા આકાશ જેટલો અંતરાય રહેલો છે. જો એ પ્રેમયજ્ઞમાં અપાયલી પ્રાણાહુતિ હોત, તો તે સ્ત્રીને અગ્નિમાં પડીને બળી મરવાની આવશ્યકતા રહેતજ નહિ." આ ઘટનાને કેટલોક કાળ વહી ગયા પછી રાજા ભર્તૃહરિ પાછો એક વાર મૃગયા કરવાને અરણ્યમાં ગયો અને ત્યાં એક હરિણનો વધ કરી તેના રક્તથી પોતાનાં વસ્ત્રોને રંગીને પોતાના એક અતિશય વિશ્વાસપાત્ર સંદેશવાહકદ્વારા તે વસ્ત્રો તેણે રાણી પિંગલાપર મોકલાવ્યાં અને રાજાનો એક વ્યાઘ્ર સાથેના યુદ્ધમાં નાશ થયો છે, એવા

સમાચાર રાણીને સંભળાવવાની તેને આજ્ઞા આપી દીધી. પિંગલાએ જ્યારે પોતાના પતિના પરલોકવાસના એ સમાચાર સાંભળ્યા, એટલે તે સ્તંભિત થઇ ગઈ; તેણે રોદન પણ ન કર્યું અને મુખમાંથી કોઇ શબ્દનો ઉચ્ચાર પણ ન કર્યો; કિન્તુ સૂર્યનારાયણને દંડવત્ પ્રણામ કરીને તે ક્ષણેજ પોતાના પ્રાણનો પરિત્યાગ કરી દીધો ! રાજા જ્યારે મૃગયા કરીને નગરપ્રતિ પાછો આવ્યો તે વેળાએ નગરના બાહ્ય ભાગમાં પિંગલાનો મૃત દેહ ચિતાપર સળગતો તેના જોવામાં આવ્યો. રાજા તત્કાળ તે ચિતા પાસે દોડી ગયો અને પોતાના એક સાધારણ વિનોદકૌટિલ્યનું આવું વિપરીત પરિણામ આવેલું જોઇને તેણે પોતાનાં સર્વ રાજચિન્હોનો પરિત્યાગ કર્યો અને ઉજ્જયિનીના સિંહાસનપર વિક્રમાદિત્યને બેસાડી પોતે કાષાય વસ્ત્રોને ધારી 'પિંગલા' નામનો જપ કરતો અરણ્યમાં ચાલ્યો ગયો."

રા. આઠલ્યેના હસ્તલેખમાંની વ્યભિચારિણી રાણી પદ્માક્ષી તે આ કથામાંની જેનું નામ નથી આપવામાં આવ્યું એવી પ્રથમ રાણી છે અને પિંગલા એક બીજીજ સતી રાણી છે; આ કથામાંની પિંગલા મરીને ચરપતિનાથના મંત્રદ્વારા સજીવન થયેલી પદ્માક્ષી નથી અને એ કાંઇક અધિક સ્વાભાવિક પણ છે. રા. આઠલ્યેના હસ્તલેખમાંની કથામાંનો જે અશ્વપાલ છે તે આ કથામાંનો મહામાત્ર (મહાવત) છે. સર્પદંશથી થયેલા શિકારીના મરણની તથા તેની સ્ત્રીના સહગમનની ઘટના આ કથામાં સર્વથા નવીનજ છે. તેમાં ગોરક્ષનાથદ્વારા ભર્તૃહરિના હૃદયમાં વૈરાગ્યનો ઉદ્ભવ થવાની જે ઘટના છે, તે ઘટના આ કથામાં નથી.

સ્વ. શ્રી વાલજી આશારામ ઓઝાકૃત 'ભર્તૃહરિ નાટક'માં રાજા ભર્તૃહરિને એક શાંતિરામ નામક દરિદ્ર બ્રાહ્મણ અમરફળ આપે છે; રાજા તે પોતાની અતિશય પ્રિયતમા રાણી પિંગલાને આપે છે; પિંગલા તે ફળ પોતાના જાર અશ્વપાલને આપે છે; અશ્વપાલ તે અમરફળ કલાવંતી નામક એક ગણિકાને આપે છે અને કલાવંતી પોતાના અધમ જીવનનો વિચાર કરી તે ફળ રાજા ભર્તૃહરિનાં ચરણોમાં લાવી અર્પે છે. આવી રીતે પિંગલાના વ્યભિચારનો ભેદ ખુલ્લો થાય છે અને રાજા વૈરાગ્ય ઉત્પન્ન થવાથી

રાજ્યને ત્યાગી અરણ્યમાં જઇ ત્યાં મહાયોગીશ્વર મત્સ્યેન્દ્રનાથનો શિષ્ય થાય છે અને ત્યાર પછીનું જીવન એક યોગીશ્વર તરીકેજ વીતાડે છે. આ નાટકમાં રાજા ભર્તૃહરિનો મૃગયાપ્રસંગ, હરિણના વધથી હરિણીપ્રાણુસિર્જન, ભર્તૃહરિની બીજી સતી રાણી અને તેના જીવનદીપનું પ્રેમપરીક્ષાના પ્રસંગે નિર્વાણ અને તેના પરિણામે ભર્તૃહરિના હૃદયમાં વૈરાગ્યનો ઉદ્દભવ ઇત્યાદિ પ્રસંગોનો ઉલ્લેખ પણ કરાયલો નથી. તેમણે એ નાટકની રચના મુખ્યતઃ એક હિંદુસ્તાની કવિની નીચેની એક કવિતાના આધારેજ કરેલી છે:—

"સાંત નામ વિપ્રવર, તપસીકે વરકર,
લીધો સુધાફલ કર, દીનો નરનાહકે;
નૃપ દીનો પતનીકું, પતની સ્વમીત દીનો,
મીત દીનો ગણિકાકું, નીકો ફલ ચાહકે;
ગણિકા સરાગ કર, ધર્યો નરપતિ આગે,
નરપતિ ધુનાધુન, દેખી ફલ તાહકે;
હાય હાય કામનીકે, હિત તજે બંધુ નીકે,
અબ તાહે તજું, ભજું સીસ સસી જાહકે !"

આ નાટકમાં ભર્તૃહરિવિષયક બહુધા અન્ય કોઇ પણ કથાનો આધાર લીધો નથી. 'द्वात्रिंशत्पुत्तलिका' માં અમરફળ આપનાર બ્રાહ્મણનું નામ આપેલું નથી અને ઉપર્યુક્ત હિન્દી કવિતામાં તેનું નામ સાંત એટલે કે શાંતિરામ આપેલું છે અને તે નામ એ નાટકમાં જેમનું તેમજ અવિચલ રાખેલું છે; આ સર્વ ઉપરની કથાઓથી સમજાશે. માત્ર નાટકમાં રસનું પોષણ કરવામાટે એ કથાનો સંભાષણ આદિ દ્વારા જે વિસ્તાર કરાયલો છે, તેજ કવિની કલ્પના છે. માત્ર એક ઘટના નવીન છે અને તે એ કે, એ નાટકમાં ભર્તૃહરિની કૃષ્ણાકુમારી નામક એક કન્યા બતાવવામાં આવી છે કે જેનું અસ્તિત્વ ભર્તૃહરિવિષયક અન્ય કોઇ પણ કથામાં દષ્ટિગોચર થઇ શકતું નથી.

અસ્તુઃ હવે આપણે રાજા ભર્તૃહરિના વૈરાગ્યવિષયક ઉપર્યુક્ત ભિન્ન ભિન્ન કથાઓની એકવાક્યતાનો કાંઇક વિચાર કરીશું. 'द्वात्रिंशत्पुत्तलिका' માંની

કથા, રા. આઠલ્યેના હસ્તલેખમાંની કથા, કર્નલ ટૉડ સાહેબે 'રાજસ્થાન'ના બીજા ભાગમાં આપેલી કથા તથા એક હિંદી કવિતાના આધારે 'ભર્તૃહરિ' નાટકમાં લેવાયલી કથા એવી રીતે ભર્તૃહરિવિષયક ચાર કથાઓનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ ચારે કથાઓમાં વ્યભિચારિણી રાણીનો જાર માથુરિક દાસ હતો, અશ્વપાલ હતો કે મહામાત્ર હતો એ વિષેના તેમજ અમરફળ રાજાને આપનાર બ્રાહ્મણ હતો કે યોગી હતો અને તેને અમરફળ પ્રથમ દેવી પાસેથી, મહાદેવ પાસેથી કે કોઇ તપસ્વી પાસેથી મળ્યું હતું ઇત્યાદિ કેટલાક ભેદોને, તે ભેદ અધિક મહત્ત્વના ન હોવાથી, ત્યાગી દઇએ, તો એ વિષે તો એ સર્વ કથાઓની એકવાક્યતા જ છે કે, રાજા ભર્તૃહરિ રાજા વિક્રમાદિત્યનો જ્યેષ્ઠ ભ્રાતા હતો, તેનો તેની રાણીમાં અસીમ અનુરાગ હતો, પણ રાણી વ્યભિચારિણી હતી અને તેના વ્યભિચારનો ભેદ અમરફળ દ્વારા રાજા ભર્તૃહરિના જાણવામાં આવતાં વિક્રમાદિત્યને રાજા તરીકે સિંહાસનપર સ્થાપીને ભર્તૃહરિએ એક વિરાગી યોગી તરીકેનું નિર્ભય જીવન વીતાડવામાટે અરણ્યમાં ગમન કર્યું હતું; અને ભારતવર્ષનો બહુજનસમાજ પણ આ વાર્ત્તાને સ્વીકારે છે. પરંતુ હરિહર ઉપાધ્યાય નામક એક કવિએ સંસ્કૃત ભાષામાં જે એક 'ભર્તૃહરિનિર્વેદ' નામક નાટક લખેલું છે, તેમાં ભર્તૃહરિની એ વ્યભિચારિણી રાણી, અમરફળ અને તદ્દ્વારા રાણીના વ્યભિચારદોષનો પ્રકાશ થતાં રાજાના મનમાં થયેલી વિરક્તિ આદિ કથાનો સર્વથા અભાવ જોવામાં આવે છે; એટલે કે, તેમાં કેવળ પોતાની સતી રાણીના મરણથી રાજાના મનમાં અતિશય શોક થયો હતો અને ગોરક્ષનાથદ્વારા તે શોકની નિવૃત્તિ થતાં જ્ઞાનનો ઉદય થવાથી ભર્તૃહરિએ સંસારનો ત્યાગ કર્યો હતો, એટલોજ કથાભાગ લેવામાં આવ્યો છે. એ 'ભર્તૃહરિનિર્વેદ' નાટકના વસ્તુનો સાર આ પ્રમાણે છેઃ—

"પ્રથમ અંકમાં રાજા ભર્તૃહરિ પોતાની પ્રિયતમા રાણી ભાનુમતીને દીર્ઘકાળના વિયોગ પશ્ચાત્ મળે છે અને તેથી રાણી રાજાને કેટલોક ઠપકો આપે છે. એ પછી રાજાએ એક સતી સ્ત્રીને તેના પતિના શબ સાથે કાષ્ઠભક્ષણ કરતી જોઇ હતી, તેની વાત નીકળે છે અને રાજા તે સતી સ્ત્રીની

અસીમ પ્રશંસા કરે છે; પરંતુ રાણી જણાવે છે કે, 'જે ખરી સતી હોય છે તેને ચિતામાં બળીને મરવાની આવશ્યકતા હોતીજ નથી; કારણ કે. સતીના શરીરને બાળીને ભસ્મીભૂત કરવામાટે તો પતિના વિયોગનો વન્હિ જ સંપૂર્ણ છે!' રાણીના આ કથનમાં રાજાનો વિશ્વાસ ન બંધાવા છતાં તેને પ્રસન્ન રાખવામાટે તે 'હા' ભણે છે અને ત્યાર પછી મૃગયામાટે અરણ્યમાં જવાની રાણી પાસેથી અનુમતિ માગે છે. રાણી અતિશય શોક તથા અનિચ્છાપૂર્વક અનુમતિ તો આપે છે, પણ તે એવી શર્તે કે; 'જ્યાં સૂધી આપ મૃગયા કરીને પાછા ન પધારો, ત્યાં સૂધી આપના આવવાની વાટ જોતી હું મહાલયના દ્વારમાંજ આતુરતાથી ઉભી રહીશ! એમાટેની આપ જો આજ્ઞા આપતા હો, તો આનંદથી સિધાવો.' રાજા તેને દ્વારમાં ઉભી રહેવાની આજ્ઞા આપીને પ્રયાણ કરે છે.

"દ્વિતીય અંકનો રાણી ભાનુમતીના આકસ્મિક મરણ વિષે તેની દાસીઓના ચાલતા સંભાષણથી આરંભ થાય છે; કારણ કે, રાજાના આવવાની વાટ જોતી દ્વારમાં ઉભેલી રાણી ભાનુમતીએ એક વ્યાઘ્રના હસ્તે અરણ્યમાં થયેલા રાજાના મરણની વાર્ત્તા સાંભળીને ત્યાંને ત્યાં તે ક્ષણેજ જીવનનો પરિત્યાગ કરી દીધો હતો. અહીં કહેવાની આવશ્યકતા નથી કે રાજાએ પોતાના મરણના આ સમાચાર કેવળ રાણીના પ્રેમની પરીક્ષા કરવામાટેજ મોકલ્યા હતા. જ્યારે રાજા અરણ્યમાંથી રાજધાનીમાં પાછો આવે છે, એટલે મહાલયમાં આવતાંજ રોદન તથા હાહાકારનો ધ્વનિ તેના શ્રવણોમાં આવીને અથડાય છે અને રાણીના શબને સ્મશાનમાં લઇ જવાની વાર્ત્તા સાંભળીને તે તત્કાળ સ્મશાન ભણી જવાને દોડે છે. ત્યાં રાજા એક બાળક પ્રમાણે શોક કરે છે અને છાતીફાટ રોદન કરીને રાણીની ચિતાને સળગાવવા દેતો નથી; માત્ર એટલું જ નહિ, પણ પોતે પણ તે ચિતામાં ચઢીને બળી મરવાને તૈયાર થઇ જાય છે.

" રાણીના અકાળમરણજન્ય શોકના સમુદ્રમાં ડૂબેલો રાજા પોતાથી કેટલાક અંતરપર બેઠેલા એક યોગીને તેનું મૃત્તિકાપાત્ર ફૂટી ગયેલું હોવાથી તેમાટે અતિશય શોક તથા વિલાપ કરતો જુએ છે અને તેની પાસે જઇને

તેને અનેક ઉત્તમ ઉપદેશોથી શાંત કરવાનો પ્રયત્ન કરે છે; પરંતુ યોગી કોઇ પણ ઉપાયે શાંત થતો નથી અને પોતાના તે ભગ્ન મૃત્તિકાપાત્રની અતિશય પ્રશંસા કરીને તે તેની પોતાની ઉન્માદશીલતાથીજ ફૂટેલું હોવાથી એટલે કે, તે મૃત્તિકાપાત્રની દઢતાની પરીક્ષામાટે તેને પછાડવાથી તે ફૂટી ગયેલું હોવાથી, તે પોતાના શિરપર પોતેજ અભિશાપની વૃષ્ટિ વર્ષાવે છે. આ સ્થળે મૃત્તિકાપાત્ર તથા પોતાને ઉદ્દેશીને જે જે વાક્યો યોગી ઉચ્ચારે છે, તે એવાં તો દ્વિ–અર્થી વાક્યો છે કે રાણી ભાનુમતી તથા રાજા ભર્તૃહરિના સંબંધમાં તે વધારે લાગૂ પડે છે. ભર્તૃહરિ પોતાના હૃદયમાં આ વિષયને જાણતો હોવા છતાં પણ યોગીને આ વિશ્વમાંની સર્વ વસ્તુઓની ક્ષણભંગુરતાનો ભાસ કરાવીને અને શોકની નિરર્થકતા દર્શાવીને શાંત કરવાના પોતાના પ્રયત્નને ચાલૂજ રાખેછે. હવે યોગી રાજાને તેના પોતાના સંભાષણરૂપ શસ્ત્રથીજ વિદારવા માંડે છે અને કહે છે કેઃ—

' परोपदेशे पांडित्यमिदं मूढस्य गीयते ।
तमःसमाश्रितस्येव दीपस्यान्यप्रकाशनम् ' ॥

યોગીના આ વાક્યની માર્મિકતાનો ભાસ થતાંજ ભર્તૃહરિ તે યોગીને મહાયોગીશ્વર ગોરક્ષનાથ તરીકે ઓળખી જાય છે, અને ગોરક્ષનાથ પણ ત્યાર પછી પોતાનો પરિચય કરાવે છે અને જણાવે છે કે, ' હે રાજન્ ! તારા હૃદયમાંના અગાધ શોકને દૂર કરવામાટેજ મેં આ વેષ ભજવ્યો હતો.' ભર્તૃહરિ ગોરક્ષનાથનાં ચરણોમાં પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત કરે છે અને કહે છે કે; 'આત્મજ્ઞાનનો જે કોઇ પણ સરળ માર્ગ હોય, તે કૃપા કરીને આ દાસને દર્શાવો.' એના ઉત્તરમાં ગોરક્ષનાથ જણાવે છે કેઃ–

' विषयेभ्यः समाहृत्य मनः शून्ये निवेशय ।
स्वयमानन्दमात्मानं स्वप्रकाशमुपैष्यसि ' ॥

"ચતુર્થ અંકમાં રાજાને યોગી સાથે આનંદથી વાર્ત્તાલાપ કરતો જોઇને રાજાનો દેવતિલક નામનો પ્રધાન સચિવ પ્રસન્ન થાય છે અને રાણી ભાનુમતીના મૃત શરીરને અગ્નિદાહ આપવામાટેની રાજા પાસેથી આજ્ઞા માગવાનું સાહસ કરે છે; પરંતુ તેના પ્રશ્નના ઉત્તરમાં રાજા જણાવે છે કે,

'તમારી ઇચ્છા હોય તેમ કરો; કારણ કે, હવે મારો આ સંસાર સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રહ્યોજ નથી.' દેવતિલક રાજાને સમજાવવાના બહુ પ્રયત્નો કરે છે, પરંતુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળજ સિદ્ધ થાય છે.

" ગોરક્ષનાથના યોગબળથી પુનઃ સજીવન થયેલી રાણી **ભા**નુમતી સાથેના **ભ**ર્તૃહરિના સંમેલનથી પંચમ અંકનો આરંભ થાય છે. **ભા**નુમતી અહીં પોતાના પતિને આલિંગવાનો પ્રયત્ન કરે છે, પરંતુ વૈરાગ્યશીલ રાજા તેનાથી દૂર ખસી જાય છે અને તેને એમ કરતી અટકાવે છે. ત્યાર પછી **ભા**નુમતી પોતાના મોહક હાવભાવ તથા કટાક્ષ આદિનો પ્રયોગ કરે છે, પરંતુ તેનું પણ **ભ**ર્તૃહરિના અનાસક્ત હૃદયમાં કાંઇ પણ પરિણામ થતું નથી. પોતાના પ્રયત્નોમાં આવી રીતે પરાભૂત થવાથી રાણી રાજાના મનમાં સાંસારિક મોહને ઉપજાવવામાટે પોતાના અલ્પવયસ્ક કુમારને રાજા સમક્ષ લઇ આવે છે, પરંતુ દૃઢ રાજા તે કુમારને જોઇને પણ વૈરાગ્યથી ચળતો નથી. પ્રધાન સચિવ દેવતિલકની સર્વ પ્રાર્થનાઓ પણ નિરુપયોગિની થાય છે અને ત્યાર પછી ગોરક્ષનાથ દેવતિલકને કહે છે કે: 'હવે રાજાને વૈરાગ્યથી ચ્યુત કરવાના તમારા આ પ્રયત્નોને ત્યાગી દો અને રાજકુમારનો રાજ્યાભિષેક કરો; રાજકુમારનાં રક્ષણમાટે હું અને રાજા ઉભય અમારા યોગબળનો ઉપયોગ કરીશું.' ત્યાર પછી ગોરક્ષનાથ **ભા**નુમતીના મનનું સાંત્વન કરવામાટે કહે છે કે: 'રાજા **ભ**ર્તૃહરિ જ્યારે અમરતાને પ્રાપ્ત કરશે એટલે તમો દંપતીનું પુનઃ સંમેલન થશે અને ત્યાર પછી તમો કદાપિ વિયુક્ત થશો નહિ' એ પછી આનંદપૂર્વક નાટકની સમાપ્તિ થાય છે."

રા. આઠલ્યેના હસ્તલેખમાંની કથાના ઉત્તર ભાગ સાથે '**ભ**ર્તૃહરિ નિર્વેદ' નાટકમાંના આ વસ્તુનું બહુ અંશે જો કે મળતાપણું જણાય છે; પરંતુ આ નાટકમાં હરિણ તથા હરિણીના મરણનો ઉલ્લેખ નથી, કિન્તુ કેવળ એક સતીના સહગમનનોજ ઉલ્લેખ છે અને તેમાંથીજ નાટ્ય વસ્તુનો વિસ્તાર થયેલો છે. આ ઘટના ટૅાડ સાહેબે આપેલી **ભ**ર્તૃહરિની કથામાંની ઘટના સાથે મળે છે. રા. આઠલ્યેના હસ્તલેખમાંની કથામાં અરણ્યમાં ભટકતા રાજા સાથે ગોરક્ષનાથનો કેટલાક સમય પછી મેળાપ થાય છે અને

આ નાટકમાં તે મેળાપ સ્મશાનભૂમિમાં અને તે પણ રાણીના શરીરને અગ્નિસંસ્કાર થવા પૂર્વેજ થાય છે અને એ કાંઇક અધિક સ્વાભાવિક જણાય છે. પરંતુ સર્વથા નવીન ઘટના જો આ નાટકમાં કોઇ પણ હોય, તો તે ભર્તૃહરિના રાજકુમારના અસ્તિત્વની ઘટના છે; કારણ કે, અન્ય સર્વ કથાઓમાં ભર્તૃહરિએ અરણ્યવાસી થતી વેળાએ રાજ્ય તેના કનિષ્ટ બંધુ વિક્રમાદિત્યને આપ્યું હતું, એવોજ ઉલ્લેખ મળી આવે છે; પણ આ નાટકમાં તે રાજ્યાધિકાર ભર્તૃહરિના કુમારને પ્રાપ્ત થયેલો બતાવવામાં આવ્યો છે. ગુજરાતી 'ભર્તૃહરિ નાટક'માં ભર્તૃહરિની પુત્રીની નવીનતા છે અને આ સંસ્કૃત 'ભર્તૃહરિનિર્વેદ નાટક'માં 'ભર્તૃહરિના પુત્રની નવીનતા છે; પરંતુ બીજી કથાઓ સાથે મેળવી જોતાં આ બંને નાટય લેખકોએ કેવળ ભર્તૃહરિના વંધ્યત્વનિવારણનો કાલ્પનિક ઉદ્યોગ કર્યો હોય, એમજ જણાય છે; કારણ કે, એથી નાટકમાં એક પ્રકારના રસનો આવિર્ભાવ તો અવશ્ય થઇ શકે છે અને તેજ એ કાલ્પનિક પાત્રોના નિર્માણનું કારણ છે; એ વિના અન્ય કારણ સંભવતું નથી.

હવે આપણે એક એવી દંતકથાનો વિચાર કરવાનો છે કે જે દંતકથામાં ભર્તૃહરિની વ્યભિચારિણી કે સતી કોઇ પણ રાણીનો વિશિષ્ટ ઉલ્લેખ નથી અને ભર્તૃહરિના વૈરાગ્યનો હેતુ વ્યભિચારિણી રાણીનો વ્યભિચાર કે સતી રાણીનો અંતકાળ નથી, કિન્તુ એક ત્રીજી જ ઘટનાથી તે વૈરાગ્યશાલી થયો હતો, એમજ તેમાં દર્શાવવામાં આવ્યું છે. આ દંતકથા હિન્દી કાવ્યમાં રચાયલી છે અને તે હિન્દુસ્તાન, મેવાડ તથા મારવાડમાં સ્થળે સ્થળે માર્ગોમાં પણ ગવાય છે. એ દંતકથાને સાધારણતઃ ત્યાં 'રાજા ભરથરિકા ખ્યાલ' નામથી ઓળખવામાં આવે છે અને તેમાંની કથાનો સારાંશ આ પ્રમાણેનો છેઃ—

"રાજા ભર્તૃહરિની જો કે સઘળી મળીને સોળ સો રાણીઓ હતી, પરંતુ અન્ય સર્વ રાણીઓ કરતાં પિંગલા રાણીમાં તેનો અધિક પ્રેમ હતો. એક દિવસ રાજા અરણ્યમાં મૃગયા કરવામાટે ગયો અને ત્યાં મૃગોને મારતો મારતો આગળ વધ્યો. છેવટે તેણે એક મોટા હરિણને જોઇને તેને મારવાની તૈયારી કરી, એટલે ત્યાં કેટલીક મૃગીઓ આવીને રાજાને સમજાવતી કહેવા લાગી કેઃ 'બીજાં ગમે તેટલાં હરિણોને મારી નાખો, પણ આ

મૃગના પ્રાણ લેવાની ચેષ્ટા ન કરો; કારણ કે, એ એક મૃગના મરણથી અમો સર્વ વિધવા થઇ જઇશું.' પરંતુ રાજાએ તેમની પ્રાર્થનાનો જરા પણ વિચાર ન કર્યો અને તે ક્ષણેજ તે મૃગનો વધ કરી નાખ્યો. ખિન્ન તથા હતાશ થયેલી મૃગલીઓએ એ વેળાયે રાજાને શાપ આપ્યો અને કહ્યું કે: 'તારા રાજ્ય કરવાના દિવસો હવે ગણાઇ ચૂકયા છે; કારણ કે, તું હવે તારા રાજ્યને ત્યાગીને એક યોગી પ્રમાણે અરણ્યમાં ભટકવાનો છે અને તારી રાણીઓના ભાગ્યમાં જીવતા ધણીયે જ વિધવા થવાનો યોગ લખાયેલો છે !' એ પછી ત્યાંજ ભર્તૃહરિ સાથે મહાયોગીશ્વર ગોરક્ષનાથનો મેળાપ થાય છે અને તેના વૈરાગ્યની કઠિન પરીક્ષા કર્યા પછી ગોરક્ષનાથ તેને પોતાનો શિષ્ય બનાવે છે." આ દંતકથામાં પણ ભર્તૃહરિને વિક્રમાદિત્યના જ્યેષ્ઠ બંધુ તરીકે ઓળખાવેલો છે. અર્થાત્ આ કથામાં કેવળ મૃગલીઓના શાપથીજ ભર્તૃહરિના ચિતમાં વૈરાગ્યનો ઉદ્ભવ થાય છે, એમ દર્શાવેલું છે.

હવે અહીં પ્રશ્ન એ થાય છે કે 'ભર્તૃહરિનિર્વેદ' નાટકમાં અમરફળ તથા વ્યભિચારિણી રાણીની કથાનો ત્યાગ કરવામાં આવ્યો છે તેમજ 'ભરથરિકા ખ્યાલ' નામક દંતકથામાં પણ તે કથાનો અભાવ છે, તો પછી તે કથા સત્ય છે કે કાલ્પનિક ? તો એનું ઉત્તર એટલુંજ છે કે, જો 'ભર્તૃહરિનિર્વેદ' નાટકમાં તથા ઉપર્યુક્ત દંતકથામાં એ કથાનો અભાવ હોવાથીજ એને અસત્ય અથવા કાલ્પનિક કથા માનીએ, તો 'द्वात्रिंशत्पुत्तलिका' માંની કથામાં તેમ જ ગુજરાતી ' ભર્તૃહરિ નાટક'માં ભર્તૃહરિની સતી રાણીની કથાનો અભાવ હોવાથી એ કથાને પણ અસત્ય અથવા કલ્પનામૂલક શામાટે ન માની શકાય વારૂ ? ભર્તૃહરિની એક રાણીના વ્યભિચારની વાર્તા ભર્તૃહરિના પોતાના કથનથી પણ સત્યજ સિદ્ધ થાય છે; કારણ કે ભર્તૃહરિએ પોતાના રચેલા 'નીતિશતક'ના આરંભમાંજ આ પ્રમાણેનો શ્લોક આપેલો છે:-

" यां चिन्तयामि सततं मयि सा विरक्ता
साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।

अस्मत्कृते च परितुष्यति काचिदन्या
धिक्तां च तं च मदनं च इमां च मां च ॥ ”

એટલે કે: 'હું જેનું નિરંતર ચિંતન કરૂં છું, તેનો મારામાં પ્રેમ નથી, કિન્તુ તેની એક અન્ય પુરુષમાં આસક્તિ છે; તે પુરુષનો વળી એક અન્ય અબળામાં અનુરાગ છે તેમજ બીજી કોઇ એવી સ્ત્રી પણ છે કે, જેનો મારામાં અચલ અનુરાગ છે. આવી પરિસ્થિતિ હોવાથી મારી તે જારિણી સ્ત્રીને, તેના જારને, તે જારની પ્રિયતમાને, મને પોતાને અને એ સર્વ વિકૃતિના મૂળ કારણ કામદેવને ધિક્કાર છે!'

આ શ્લોકથી જેમ ભર્તૃહરિની રાણીના વ્યભિચારની કથા સિદ્ધ થાય છે, તેમજ ભર્તૃહરિની સતી રાણીના અનન્ય સતીત્વ તથા પતિપ્રેમની કથા પણ સિદ્ધ થઇ જાય છે; કારણ કે, ' अस्मत्कृते च परितुष्यति काचिदन्या ' એ પદથી રાજા ભર્તૃહરિએ પોતાની સતી રાણીનોજ ઉલ્લેખ કરેલો છે,* કારણ કે, આ શ્લોકમાં ભર્તૃહરિએ પોતાનો, પોતાની જારિણી

* આ શ્લોકનો કેટલાક ગુજરાતી અનુવાદોમાં એવો અર્થ કરાયલો છે કે,— " હું જે સ્ત્રીનું હૃદયમાં નિરંતર ચિંતન કરૂં છું, તે મારી સ્ત્રી મારાથી વિરક્ત છે, એટલુંજ નહિ, પરંતુ પરપુરુષ ઉપર આસક્ત છે; તે પુરુષ બીજી સ્ત્રી ઉપર આસક્ત છે; અને તે સ્ત્રી મારા ઉપર પ્રસન્ન રહે છે એટલે મારા ઉપર આસક્ત છે; માટે જે સ્ત્રી મારા ઉપર આસક્ત છે તેને, તેની ઉપર જે પુરુષ આસક્ત છે તેને, તે પુરુષ ઉપર જે મારી સ્ત્રી આસક્ત છે તેને, મને અને આ સઘળી આસક્તિ જેનાથી પેદા થયેલી છે તે કામદેવને ધિક્કાર છે ! " આ અર્થને જોતાં એ તો સ્પષ્ટ જણાઈ આવે છે કે, આ અર્થ કરતાં ભર્તૃહરિની સ્ત્રીના જારની જે સ્ત્રીમાં આસક્તિ છે અને જે સ્ત્રીની ભર્તૃહરિમાં આસક્તિ છે, તે સ્ત્રીને એકજ માનવામાં આવી છે અને એમ કરીને ધિક્કારને પાત્ર પાંચ વ્યક્તિઓનો સરવાળો મેળવી લેવામાં આવ્યો છે. પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે એ અર્થવ્યવસ્થા યથાર્થ નથી; કારણ કે, વ્યભિચારિણી રાણીના જારની અન્ય પ્રિયપાત્રા સ્ત્રી તથા ભર્તૃહરિમાં અનુરાગ રાખનારી સ્ત્રી એ સ્ત્રી એક નહિ, પણ ભિન્ન ભિન્ન બે સ્ત્રીઓ છે અને તેથીજ ઉપર્યુક્ત શ્લોકના તૃતીય ચરણમાં ' काचिद् अन्या ' એ પ્રમાણેના શબ્દોની યોજના કરવામાં

રાણીનો, તે રાણીના જારનો, તે જારની પ્રિયતમા અન્ય સ્ત્રીનો, પોતામાં અનુરાગ રાખનારી એક અન્ય નારીનો અને મદનનો એવી રીતે એકંદર છ વ્યક્તિઓનો ઉલ્લેખ કરેલો છે; પરંતુ ધિક્કાર તો માત્ર પોતાની જારિણી રાણીને, તેના જારને, તે જારની પ્રિયતમાને, પોતાને તથા મદનને મળીને કેવળ પાંચ વ્યક્તિઓનેજ તેણે આપેલો છે; એટલે એથી તેનામાં અનન્ય અનુરાગ ધરાવતી તેની સતી સ્ત્રી પ્રતિ તેનો કેવો ઉત્કૃષ્ટ ભાવ હોવો જોઇએ, એ સ્પષ્ટ જણાઇ આવે છે. અર્થાત્ જેમ ભર્તૃહરિની વ્યભિચારિણી રાણીની કથા સત્ય છે, તેમ તેની સતી રાણીની કથા પણ સત્યજ છે, એવી મારી માન્યતા છે. તેમજ તે સતી રાણીના મરણ પછી ભર્તૃહરિએ સંસારનો ત્યાગ કરી અરણ્યવાસને સ્વીકાર્યો હતો, એ વાર્ત્તા પણ નિર્વિવાદજ છે. આટલો નિર્ણય થયા પછી જે એક પ્રશ્ન અવશિષ્ટ રહે છે, તે એ કે ભર્તૃહરિને જ્ઞાનની પ્રાપ્તિ કોનાથી થઇ હતી અને તે કયા યોગીનો શિષ્ય થયો હતો? કારણ કે, રા. આઠલ્યેના હસ્તલેખમાંની કથામાં એ પ્રસંગમાં ચરપતિનાથ તથા ગોરક્ષનાથ એવી રીતે અનુક્રમે બે યોગીઓનાં નામ આવેલાં છે; 'ભર્તૃહરિનિર્વેદ' નાટકમાં કેવળ ગોરક્ષનાથનોજ ઉલ્લેખ કરાયલો છે; 'ભર્તૃહરિકા ખ્યાલ' નામક દંતકથામાં પણ ગોરક્ષનાથજ આવે છે; પરંતુ ગુજરાતી 'ભર્તૃહરિ નાટક' માં ભર્તૃહરિના જ્ઞાનદાતા ગુરુની ભૂમિકા ગોરક્ષનાથના ગુરુ મત્સ્યેન્દ્રનાથ ભજવે છે, તો પછી એમાંથી કયા યોગીને ભર્તૃહરિના ગુરુ તરીકે સ્વીકારવો?

રા. ગોડબોલેકૃત 'ભરતખંડના અર્વાચીન કોષ' માં ભર્તૃહરિનો આ પ્રમાણેનો ઇતિહાસ આપેલો છેઃ "ભર્તૃહરિના પિતાનું નામ વીરસેન હતું તેમજ તે ગાંધર્વસેન નામથી પણ ઓળખાતો હતો. તેને ચાર સંતાન

---

આવી છે. જો આ ચરણથી એકજ પૂર્વોક્ત સ્ત્રીને દર્શાવવાનો ભર્તૃહરિનો ઉદ્દેશ હોત તો આ સ્થાનમાં કોઈ બીજા "सैव नारी" જેવા નિશ્ચયાત્મક અર્થને દર્શાવનારા શબ્દોનીજ તેણે યોજના કરી હોત. અર્થાત્ ભર્તૃહરિએ આ તૃતીય ચરણમાં પોતાની સતી રાણીનો ઉલ્લેખ કરેલો છે, એવી મારી માન્યતા છે અને તેથી મેં તેજ અર્થનો સ્વીકાર કરેલો છે.

હતાં અને તેમનાં નામો અનુક્રમે ભર્તૃહરિ, વિક્રમાદિત્ય, સુભટ્વીર્ય તથા મેનાવતી હતાં. મેનાવતીનો પુત્ર ગોપીચંદ હતો અને ભર્તૃહરિની માતાનું નામ સુશીલા હતું કે જે જંબુદ્વીપના રાજાની પુત્રી હતી. જંબુદ્વીપનો રાજા પુત્રહીન હોવાથી તેણે પોતાના મરણ સમયે પોતાના સર્વથી મોટા દૌહિત્રને પોતાના રાજ્ય તથા સિંહાસનનો ઉત્તરાધિકારી ઠરાવ્યો હતો અને તેથી ભર્તૃહરિ જંબુદ્વીપનો રાજા પણ થયો હતો; પરંતુ તે પોતે ઉજ્જયિનીમાં રાજ્ય કરતો હોવાથી જંબુદ્વીપની રાજસત્તા તેણે વિક્રમાદિત્યને આપી હતી અને સુભટ્વીર્યને પોતાના સેનાનાયક તરીકે સ્થાપ્યો હતો..."

આ કથા અનુસાર ગૌડ બંગાલનો રાજા ગોપીચંદ રાજા ભર્તૃહરિનો ભાણેજ થાય છે અને બંગાળાના ઇતિહાસમાં ગોપીચંદનો સમય લગભગ બે હજાર વર્ષનોજ માનવામાં આવે છે. એ ગોપીચંદ પણ ગુરુ જલંધરનાથના ઉપદેશથી યોગી થયો હતો, જલંધરનાથ મત્સ્યેન્દ્રનાથનો સમકાલિક યોગી હતો અને ગોરક્ષનાથ મત્સ્યેન્દ્રનાથનો ગુરુ કરતાં પણ અધિક પ્રતાપી શિષ્ય હતો, એ વાર્ત્તા સર્વત્ર પ્રસિદ્ધ છે. અર્થાત્ ભર્તૃહરિનો વૈરાગ્યોપદેષ્ટા ગુરુ ગોરક્ષનાથ હતો, એ વાર્ત્તાનો અનેક વિદ્વાનો સ્વીકાર કરે છે, તો પછી તે મત્સ્યેન્દ્રનાથ કિંવા ચરપતિનાથનો શિષ્ય હતો, એમ સ્વીકારવાનું કોઇ પણ કારણ નથી; કારણ કે, આવા પ્રસંગે બહુજનસમાજની માન્યતાજ વિશેષ સ્વીકરણીય હોય છે. જ્યાં અત્યંત પ્રમાણપુરઃસર ઇતિહાસનો અભાવ હોય, ત્યાં પ્રબળ દંતકથાને સ્વીકારવાનો પરિપાઠ છે અને તે પરિપાઠને અનુસરીને ભર્તૃહરિના ગુરુ તરીકે ગોરક્ષનાથનો સ્વીકારજ યોગ્ય છે. આવી રીતે ભર્તૃહરિનો ગુરુ ગોરક્ષનાથજ સિદ્ધ થવાથી ગુરુ ગોરક્ષનાથ વિશે પણ કેટલોક ઉલ્લેખ કરવાની અહીં આવશ્યકતા છે.

ઉત્તર–પશ્ચિમ પ્રદેશવાસી એક ધર્મશીલ ગોપના ગૃહમાં ગોરક્ષનાથનો જન્મ થયો હતો અને તેથી ગ્રામમાંનાં અન્ય બાળકો પ્રમાણે ગોરક્ષનાથ પણ પોતાની બાલ્યાવસ્થામાં ગાયો આદિને ચારવાનો વ્યવસાય કરતા હતા. એક દિવસ ગોરક્ષનાથ વનમાં ધેનુઓને ચરાવતા હતા તેવામાં ત્યાં અચાનક એક તેજઃપુંજ યોગી તેમની પાસે આવી લાગ્યો અને તે આગંતુક યોગીની

સૌમ્ય મૂર્તિના દર્શનથી બાળક ગોરક્ષનાથ નમ્ર થઇને તેનાં ચરણોમાં પડી ગયા. યોગીએ તેમની પાસેથી કાંઇક ખાદ્ય પદાર્થની યાચના કરી અને તેથી શાલપત્રમાં દૂધ દોહીને ગોરક્ષનાથે તે દૂધ યોગીને આપ્યું. તે દુગ્ધના પાનથી યોગી પરમ સંતુષ્ટ થયો અને ત્યાર પછી તે યોગી સાથેના વાર્તાલાપથી ગોરક્ષનાથ મુગ્ધ થઇ ગયા. તે મહાપુરુષે ગોરક્ષને કાંઇક ધન આદિ આપવાની ઇચ્છા દર્શાવી, પરંતુ ગોરક્ષે મનમાં વિચાર કર્યો કે: 'આ મહાપુરુષ પાસેથી મારે એવા પ્રકારનું દ્રવ્ય લેવું જોઇએ કે જે દ્રવ્ય કોઇ અન્ય મનુષ્ય પાસે હોવાનો સંભવ ન હોય!' ત્યારે એવું અદ્વિતીય દ્રવ્ય કયું માગવું, એ વિશે પોતાના મનમાં વિચાર કરતા તેઓ કહેવા લાગ્યા કે: 'ધનસંપત્તિ, રૂપ અને યૌવન આદિ સાધનો તો અનેક જનો પાસે હોય છે અને એ વસ્તુઓ પોતા પાસે હોવા છતાં પણ લોકો સુખી દેખાતાં નથી!' અર્થાત્ પોતાની ઇચ્છિત વસ્તુનો પોતાથી નિર્ણય ન કરી શકાયાથી તેમણે એમ કહીનેજ તે મહાપુરુષને પ્રણિપાત કર્યા કે: 'આપને જે વસ્તુ યોગ્ય જણાય તેજ વસ્તુ મને આપવાની કૃપા કરો.' તેમની આ વાણી સાંભળીને તે યોગીએ તેમને ઉદ્દેશીને કહ્યું કે: 'હે વત્સ! તને ઉત્કૃષ્ટ દ્રવ્યનીજ પ્રાપ્તિ થશે; પરંતુ તને એક સપ્તાહ પર્યન્ત ઇચ્છાનુરૂપ કાર્યથી વિરક્ત થવું પડશે.' ગોરક્ષનાથે યોગીની આજ્ઞાનો અંગીકાર કર્યો અને ત્યાર પછી તે યોગી અથવા મહાપુરુષ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો. અતિ કષ્ટપૂર્વક નાના ક્લેશોને સહન કરીને તે યોગીની આજ્ઞાનું પાલન કરતાં ગોરક્ષનાથ પોતાના વ્યવસાયથી વિરક્ત થઈ ગયા અને તેમની આવી અવસ્થાને જોઇને ગ્રામના લોકો તેમની ઉન્મત્ત કિંવા વિક્ષિપ્ત મનુષ્યોમાં ગણના કરવા લાગ્યા. છઠ્ઠે દિવસે તે યોગીએ પુનઃ ગોરક્ષનાથને પોતાના દર્શનનો લાભ આપ્યો અને બાળક ગોરક્ષની પ્રતિજ્ઞાપાલનવિષયક દઢતાને જોઇને તે અતિશય પ્રસન્ન થયો. બાળકના આત્મીય જનો તે મહાપુરુષ પાસે આવીને ગોરક્ષને આરોગ્યતું દાન આપવાની પ્રાર્થના કરવા લાગ્યા અને તેમની તે પ્રાર્થનાને સ્વીકારીને મહાપુરુષે કહ્યું કે: 'તમારી ઇચ્છા પ્રમાણે આ બાળક આરોગ્યને તો મેળવશે, પરંતુ ત્યાર પછી એનો સાધુજનોના અનુસરણમાટે તમારે

ત્યાગ કરવો પડશે.' જે સમયની આ કથા છે તે સમયમાં જો કોઇ મનુષ્યને ચાર પાંચ પુત્રો હોય, તો તે પોતાના એક પુત્રને સંન્યાસી થવાની અનુમતિ આપતો હતો, એવી સમાજની રૂઢિ હતી. એટલે આ પ્રથા અનુસાર ગોરક્ષનાથનાં માતાપિતાએ પોતાના એ બાળકને તે મહાપુરુષના હસ્તમાં સમર્પી દીધો. આવી રીતે તે મહાપુરુષના હસ્તમાં સમર્પિત થયા પછી તત્કાળ ગોરક્ષનાથ પોતાની પૂર્વસ્થિતિમાં આવી ગયા અને કેટલાક કાળપર્યન્ત માતાપિતા પાસે રહીને પછી તે યોગી સાથે ત્યાંથી પ્રયાણ કરી ગયા. એ પછી તેજ મહાપુરુષના હસ્તે દીક્ષિત થઇને ગોરક્ષનાથે અનન્ય મનથી તપશ્ચર્યાપૂર્વક અલ્પકાળમાંજ યોગવિદ્યામાં અતિશય ઉન્નતિ પ્રાપ્ત કરી લીધી અને કાળના વહન સાથે તેઓ યોગીશ્વરોની પંક્તિમાં આવી ગયા. તેમના એ ગુરુ તે અન્ય કોઇ નહિ, પણ મહાન્ યોગીશ્વર **મત્સ્યેન્દ્રનાથજ** હતા. 'हठयोगप्रदीपिका' નામક ગ્રંથમાં જે નવ નાથોનાં નામો આપવામાં આવ્યાં છે, તેમાં ગોરક્ષનાથનું નામ પણ અપાયલું છે. તે નવ નાથોની નામાવલિ આ પ્રમાણે છેઃ–મત્સ્યેન્દ્રનાથ, શાબરનાથ, આનંદભૈરવનાથ, ચૌરંગીનાથ, મીનનાથ, ગોરક્ષનાથ, વિરૂપાક્ષનાથ અને બિલશયનાથ. ભારતવર્ષના અસંખ્ય હિંદુઓનો એવો દૃઢ વિશ્વાસ છે કે, ગુરુ ગોરક્ષનાથ અદ્યાપિ જીવતાજ છે અને તેથી તેમને 'અમરયોગીન્દ્ર' પણ કહેવામાં આવે છે. નાગા લોકોમાં ગોરક્ષનાથના શિષ્યોની સંખ્યા અધિક છે અને નેપાલના નિવાસીઓ એમના નામથીજ ગોરખા નામથી ઓળખાય છે. નેપાલમાંના ખાટમંડુ સ્થાનથી ૫૫ માઇલપર આવેલું એક ગામ અદ્યાપિ ગોરખપુર નામથી પ્રસિદ્ધ છે. એ ગામમાં 'ગોરક્ષગુહા' નામક એક ગુહા છે અને એમાંજ ગોરક્ષનાથે યોગવિદ્યામાં નિષ્ણાત થઇને અમરતા પ્રાપ્ત કરી હતી, એમ કહેવાય છે. ગોરખપુરમાં એમનું એક બીજું મંદિર પણ અદ્યાપિ વર્તમાન છે અને તેમાં ગુરુ ગોરક્ષની પાદુકા અદ્યાપિ પૂજાય છે. ગોરક્ષનાથ સમાન યોગવિદ્યા તથા તંત્રવિદ્યાનો સિદ્ધ અદ્યાપિ બીજો કોઇ પણ થયો નથી. તેમણે અનેક સંસ્કૃત ગ્રંથો રચ્યા હતા પરંતુ અત્યારે તેમાંના 'ગોરક્ષપદ્ધતિ' તથા 'કામશાસ્ત્ર' એ બે ગ્રંથોજ ઉપલબ્ધ છે.

૮૪ સિદ્ધોમાં પણ ગોરક્ષનાથની ગણના કરાયલી છે. તેઓ શરીરને વિભૂતિલિપ્ત કરી, સિદ્ધરૂપ ધારી દિગંબર વેષમાં હસ્તમાં કમંડલુ રાખીને શ્રૃંગીનાદ કરતા પોતાના શિષ્યો સહિત ભ્રમણ કરવાને નીકળતા હતા. સર્પના વિષને ઉતારનારા માંત્રિકો અદ્યાપિ પોતાના મંત્રોમાં ગુરુ ગોરક્ષનાથની આણ આપે છે અને ગોરક્ષનાથને અલૌકિક સિદ્ધ પુરુષ તરીકે સ્વીકારે છે.

આવા એક વિશ્વવિખ્યાત **અમરયોગીન્દ્ર**નો શિષ્ય **ભર્તૃહરિ** પણ જો અલૌકિક અને **અમરયોગીન્દ્ર** થયો હોય, તો તે ઘટના આશ્ચર્યકારિણી તો નથીજ. અર્થાત્ જેવી રીતે ગુરુ ગોરક્ષનાથનું મંદિર અને ગોરક્ષનાથની ગુહા ગોરખપુરમાં અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે, તેજ પ્રમાણે **ભારતવર્ષ**ના કેટલાક ભિન્ન ભિન્ન પ્રદેશોમાં યોગી **ભર્તૃહરિ**નાં મંદિર, ગુહા તથા સમાધિસ્થાનો પણ અસ્તિત્વ ધરાવે છે અને હવે આપણે **ભર્તૃહરિ**નાં તે મંદિરો તથા સમાધિસ્થાનોનુંજ અવલોકન કરવાનું છે; કારણ કે, તે મંદિરો તથા સમાધિસ્થાનોનું માહાત્મ્ય અત્યારે પણ અખંડ અને અવિચલજ છે.

**(૧) ઉજ્જયિનીની ગુહા**—પ્રથમ તો જે ઉજ્જયિની રાજા **ભર્તૃહરિ**ની જન્મભૂમિ તથા રાજધાની હતી, તે ઉજ્જયિનીમાં એક ગુહા છે અને તે '**ભર્તૃહરિ**ની ગુહા'ના નામથી વિખ્યાત છે. એ ગુહાના મધ્યમાં એક લઘુ કુંડ અથવા યજ્ઞવેદી છે અને તે વિશે એમ કહેવામાં આવે છે કે, તેમાં યોગી **ભર્તૃહરિ** યજ્ઞનો અગ્નિ પ્રજળાવતા હતા અને તેમાં આહુતિ આપતા હતા તેમજ તેનો ધૂણીમાટે પણ ઉપયોગ કરવામાં આવતો હતો. એ ગુહા વિશે બીજી એક એવી માન્યતા પણ પ્રચલિત છે કે, પૂર્વે એ ગુહામાંથી એક ભૂમ્યંતર્ગત માર્ગ ઠેઠ કાશી સુધી જતો હતો પણ અત્યારે હવે તે માર્ગ બંધ થઇ ગયો છે.

**(૨) ભર્તૃહરિની બે ગુહાઓ**—અર્બુદાચલ અથવા આબુના પહાડ પર આવેલી છે. એમાંથી એક ગુહા વસિષ્ઠાશ્રમ અથવા ગોમુખની જૂની પગવાટની પાસેજ છે અને વર્ષાઋતુમાં એ નાની ટેકરીપરથી જલનું એક લઘુ ઝરણ કલકલ નાદસહિત વહન કર્યા કરે છે. એ ગુહામાંથી પણ એક

ગુપ્ત માર્ગ કાશીપર્યન્ત લંબાયલો છે, એમ માનવામાં આવે છે; પરંતુ એ ગુહામાં નિરંતર અમાવાસ્યાની રાત્રિ સમાન અંધકાર અવિચલ રહેતો હોવાથી તે ભૂમ્યંતર્ગત માર્ગ ક્યાં છે અને ક્યાં નહિ, એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. બીજી જે ગુહાને ભર્તૃહરિની ગુહા તરીકે ઓળખાવવામાં આવે છે, તે અચલેશ્વરના મંદિરની ડાબી બાજૂએ એક ટેકરીપર આવેલી છે. એ ગુહા બહુધા એક વ્યવસ્થિત આશ્રમ જેવીજ છે અને ત્યાં વસતા યોગીઓના શિરપર છાયા કરતાં બે ત્રણ વિશાળ વૃક્ષો પણ ત્યાં ઉભેલાં છે. ત્યાં વસતા યોગીઓ ત્યાં એક ધૂણીને નિરંતર બળતી ને બળતી જ રાખે છે અને એ વિશે પૂછતાં તેઓ જણાવે છે કે, 'આ અખંડ ધૂણી રાજયોગી ભર્તૃહરિના સમયથી સળગાવવામાં આવી છે, તે કદાપિ ઓલવાઇ જ નથી; અને ભવિષ્યમાં ઓલવાશે પણ નહિ.' એ યોગીઓ ગૈરિક વસ્ત્રો પહેરે છે, આજન્મ અવિવાહિત અવસ્થામાંજ રહે છે અને પોતાને અમર યોગીન્દ્ર ભર્તૃહરિના અનુયાયી તરીકે ઓળખાવે છે.

**(૩) રાજા ભર્તૃહરિનો મહાલય**—સિંધુ દેશના પ્રાચીન કાળથી વિખ્યાત નગર શિવસ્થાન અથવા સેવણમાં નગરની બહાર ઉત્તર દિશામાં અલ્પ અંતરપરજ એક ભગ્ન મહાલય અવશેષના રૂપમાં જોવામાં આવે છે અને તેને કેવળ હિંદુઓ જ નહિ, કિન્તુ મુસલ્માનો પણ રાજા ભર્તૃહરિના મહાલય તરીકે અદ્યાપિ ઓળખાવે છે. એ મહાલય વિશે ત્યાંના લોકો એમ જણાવે છે કે, 'રાજા ભર્તૃહરિ જ્યારે રાજા હતા ત્યારે સિંધુ દેશનો રાજા તેમનો માંડલિક હોવાથી અને સિંધુ નદીના તટપ્રાંતમાં આવેલું આ નગર રાજા ભર્તૃહરિને અતિશય પ્રિય હોવાથી તેઓ પોતાની રાણી સાથે ઘણીક વાર અહીં આવીને રહેતા હતા અને તેટલામાટે જ આ મહાલય તેમણે બંધાવ્યો હતો.'

**(૪) રાજા ભર્તૃહરિનું મંદિર**—એ શિવસ્થાન નગરમાંજ નગરના દક્ષિણ ભાગમાં એક મંદિર આવેલું છે અને તે મંદિરને હિંદુઓ ભર્તૃહરિના મંદિરના નામથી ઓળખાવે છે; પરંતુ તે મંદિરમાં પછીથી મુસલ્માનોએ તેમના એક લાલશહબાજ. નામક પીરના મૃત શરીરને દફ્નાવેલું હોવાથી તે

મંદિર મુસલ્માનોમાં લાલશહબાજ અથવા કલન્દરશાહના મંદિરના નામથી પણ ઓળખાય છે. પરંતુ એ મંદિરમાંની જે કબ્રને લાલશહબાજની કબર તરીકે ઓળખવામાં આવે છે, તેનો ઘાટ એક મુસલ્માની કબર કરતાં એક હિંદુ યોગીના સમાધિને વધારે મળતો છે અને તેની આસપાસ થોડાક અંતરપર લાકડાનો એક કઠેરો ચારે તરફ ઉભો કરી દેવામાં આવ્યો છે. આ એકજ ઉપાસનામંદિરમાં હિંદુ તથા મુસલ્માન બન્ને એકજ પૂજ્ય દૈવતની ઉપાસના કરે છે, એ દૃશ્ય ખરેખર વિલક્ષણજ છે. જો કે એ પીરની દરગાહ અથવા તુરબતના ગર્ભભાગને સ્પર્શ કરવાનો મુસલ્માનોમાટે નિષેધ છે, છતાં એ કબ્રમાંના એક ગોખલામાં વિષ્ણુની પ્રતિમારૂપ મનાતા એક શાલિગ્રામની હિંદુ તથા મુસલ્માનો સમાન ભાવથી પૂજા કરે છે. હિંદુ તથા મુસલ્માનોની ધાર્મિક એકતાનો અહીં સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે. કબ્રના આંતરિક ભાગને સ્પર્શ કરવાનો મુસલ્માનોને અધિકાર ન હોવાથી એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, એ ભર્તૃહરિનોજ સમાધિ હોવો જોઇએ. કર્નલ ટોડે પણ આના વિશે ‘ રાજસ્થાન ’ના બીજા ભાગમાં કેટલોક ઉલ્લેખ કરેલો છે. એ મંદિર પાકી લાલ ઇંટોનું બાંધેલું, સુંદર અને જીર્ણ હોવા છતાં પણ એવું તો દૃઢ છે કે, દીર્ઘકાલ પર્યન્ત તેના નાશનો સંભવ ધારી શકાય તેમ નથી. આ મંદિરની સ્થાપના વિશે ત્યાંના લોકોમાં એવી કથા પ્રચલિત છે કે, રાજા ભર્તૃહરિ યોગી થવા પછી આ સ્થાનમાં આવ્યા હતા અને કેટલોક કાળ તેમણે યોગાભ્યાસ તથા સમાધિમાં અહીં વીતાડ્યો હતો એટલામાટે તેમના સ્મરણાર્થે પછીથી તેમનું આ સમાધિમંદિર બાંધવામાં આવ્યું હતું. જો આમ થયું હોય, તો તે અશક્ય તો નથીજ.

(૫) **સમાધિસ્થાન**–રાજપૂતાનામાં અલવર સંસ્થાનની રાજધાની અલવરની પશ્ચિમે ટેકરીઓના એક સમુદાયના મધ્યમાં એક ગામડું છે અને તેનું નામ સિરિસ્કા છે. એ ગામડાથી થોડાજ અંતરપર ભર્તૃહરિનું એક સમાધિસ્થાન છે અને એની આસપાસ ચારે તરફ ઘોર અરણ્યનો વિસ્તાર હોવાથી ત્યાં હિંસ્ર પશુઓની નિરંતર વસતિ રહ્યા કરે છે. ત્યાં નિકટમાંજ વર્ષાઋતુ તથા શરદૃઋતુમાં પાણીનો એક ઝરો વહ્યા કરે છે. એ સ્થાનમાં

એક વારની ઉંચાઇ તથા એક વારની ગોળાઇની સાત નાની નાની દેવડીઓ આપણા જોવામાં આવે છે. એ એક બીજાના બહુજ નિકટમાં આવેલી દેવડીઓના અંતર્ગોલ સઘળા પોલાજ છે. અત્યારે એમાંની છ દેવડીઓ ચારે તરફથી બંધ છે અને તેમાં જવાનો માર્ગ છે જ નહિ; માત્ર એક દેવડીમાં એક લઘુ દ્વાર છે અને તે દેવડીમાં એક અખંડ દીપક દિવસ અને રાત બળ્યા કરે છે. એ દેવડીની બંને બાજૂએ સિંદૂરનાં ત્રિશૂળ ચિત્રેલાં છે. એ સાત દેવડીઓ વિશે ત્યાં વસતા યોગીઓને પૂછતાં તેઓ જણાવે છે કે: "આમાંની છ દેવડીઓમાં યોગિરાજ ભર્તૃહરિ સમાધિ લઇ ચૂક્યા છે અને જે સાતમી દેવડીમાં દીપક બળે છે તે ભર્તૃહરિની જ્યોતિ છે એટલે કોઈ એક દિવસે તેઓ અહીં આવશે અને આગળની પેઠેજ સાતમો સમાધિ પણ લેશે. તે વેળાયે આ સાતમી દેવડીનુ દ્વાર પણ અદૃશ્ય થઇ જશે અને ત્યાર પછી તેમની જ્યોતિને રાખવામાટે અહીં આઠમી દેવડી બાંધવામાં આવશે; પરંતુ જ્યારે યોગી ભર્તૃહરિ નવમો સમાધિ લેશે, તે વેળાયે તેમનો 'નવનાથ'ના સમુદાયમાં સમાવેશ થશે અને ત્યાર પછી અત્યારે અમો જે 'ભર્તૃહરિનો જય' બોલીએ છીએ તેને બદલે 'ભર્તૃહરિ નાથનો જય' બોલવા માંડીશું. ભર્તૃહરિના સમાધિસ્વીકારનો કોઇ નિયત સમય છેજ નહિ; તેઓ જ્યારે તેમની ઇચ્છા થાય છે ત્યારે અહીં આવે છે, પરંતુ જ્યારે તેઓ સમાધિ લે છે, તે વેળાયે તેઓ પોતાના સત્ય સ્વરૂપમાં દર્શન આપે છે; અન્યથા અદૃશ્યજ રહે છે." અહીં સમાધિ લેવો એટલે જીવતાજ પૃથ્વીમાં દટાવું, એવોજ અર્થ સમજવાનો છે. જ્યારે એક યોગી સમાધિ લે છે, ત્યારે તેને સાધારણતઃ પૃથ્વીમાં દાટવામાં એટલે કે તે ધ્યાનસ્થ અવસ્થામાં બેઠો હોય તેવી સ્થિતિમાં દાટવામાં આવે છે અને તે ઘટનાના સ્મરણાર્થ તે સ્થળે એક દેવડી ચણી લેવામાં આવે છે. પરંતુ આવી રીતે પૃથ્વીમાં દટાવા છતાં પણ તે યોગી પોતાના યોગબળથી પુનઃ પૃથ્વીતલપર વિચરતો જોવામાં આવે છે અને યોગિજનોની એ તો એક બહુજ સાધારણ કૃતિ મનાય છે.

(૬) જયપુર રાજ્યમાં રાજધાની જયપુરથી ૨૫ માઇલના અંતરે

દક્ષિણમાં **ભર્તૃહરિનું** એક અન્ય સમાધિસ્થાન પણ છે. ત્યાં એક ગુહા છે, એક છાપરાવાળી સાધારણ ઓટલા જેવી જગ્યા છે અને કેટલાક બાવાઓ ત્યાં પડયા રહે છે. ત્યાં પણ **ભર્તૃહરિના** સમાધિસ્વીકારની ઉપરના જેવીજ કથા કહેવામાં આવે છે, એટલે તેમાં બીજી કાંઇ વધારે નવીનતા નથી.

(૭) એ ઉપરાંત મેવાડના સોળ સરદારોમાંના કાનોડના તાબાનું **ભરતેવર** નામનું એક શહેર છે અને તેના વિશે એમ કહેવામાં આવે છે કે તે નગર અતિ પ્રાચીન છે અને તેની સ્થાપના રાજા **વિક્રમાદિત્યના** જ્યેષ્ઠ ભ્રાતા રાજા **ભર્તૃહરિના** હસ્તથીજ થયેલી છે; પરંતુ એનું કોઇ સબળ ઐતિહાસિક પ્રમાણ મળી શકતું નથી.

એ ઉપરાંત રાજા **ભર્તૃહરિનાં** બીજાં સ્થાને પણ કદાચિત્ અસ્તિત્વ ધરાવતાં હશે, પણ તે મારા જાણવામાં આવ્યાં નથી; ઉપર્યુક્ત સ્થાનો-માંનાં પ્રથમનાં પાંચ સ્થાનો તો મેં પોતે જોયાં છે અને બે સ્થાનોનો વૃત્તાંત મારા સાંભળવામાં આવ્યો છે. **ભર્તૃહરિનાં** એ સર્વ સ્થાનો ઐતિ-હાસિક પ્રમાણોથી પ્રાચીન પ્રદેશો તરીકે નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂકેલા ઉજ્જ-યિની, અર્બુદાચલ તથા **શિવસ્થાન** આદિ પ્રદેશોમાં આવેલાં હોવાથી એ સ્થાનો પણ **ભર્તૃહરિની** પ્રાચીનતાને કેટલેક અંશે સિદ્ધ કરી શકે છે, એ પણ અહીં અવસ્ય ધ્યાનમાં રાખવાનું છે.

અત્યારે **આર્યાવર્ત્તમાં** યોગીઓનો એક એવો પંથ અસ્તિત્વ ધરાવે છે કે જે પંથના યોગીઓ યોગીશ્વર **ભર્તૃહરિને** અતિશય પૂજ્ય માને છે અને પોતાને **'ભરથરી'** અથવા **ભર્તૃહરિના** અનુયાયી તરીકે ઓળખાવે છે. એ રાજયોગીના માનમાં **ભારતવર્ષનાં** કેટલાંક સ્થાનોમાં મોટા મોટા વાર્ષિક મેળાઓ ભરાય છે અને તે મેળાઓમાં સર્વ જાતિ, ધર્મ તથા પંથનાં લક્ષાવધિ સ્ત્રીપુરુષો આવે છે. રાજયોગી **ભર્તૃહરિને** **ભારતવર્ષમાં** સર્વત્ર અમર યોગીન્દ્ર માનવામાં આવે છે અને કહેવામાં આવે છે કે, જે પવિ-ત્રાત્મા યોગીઓએ મુમુક્ષુતાથી સંસારનો ત્યાગ કર્યો છે, તે યોગીઓને તે વારંવાર પોતાના દર્શનનો લાભ આપે છે.

ભર્ત્તૃહરિના જીવનનાં, દંતકથા, પુસ્તકોમાંના ઉલ્લેખ તથા તેનાં મંદિરો અને સમાધિસ્થાનો દ્વારા જે સાધનો આપણને મળી શકે છે, તે આ પ્રમાણેનાં છે; અને તેથી જો કોઇ લેખકની ઇચ્છા હોય, તો એ સાધનોની સહાયતાથી ભર્ત્તૃહરિની એક ઉત્તમ જીવનકથા બૃહદ્ આકારમાં તેનાથી લખી શકાય તેમ છે.

હરિહર ઉપાધ્યાયે પોતાના રચેલા 'ભર્ત્તૃહરિનિર્વેદ' નાટકમાં ભર્ત્તૃહરિની વ્યભિચારિણી રાણીનો કથાભાગ નથી લીધો, તેનું કારણ એ જ હોવું જોઇએ કે, ભર્ત્તૃહરિ જેવા એક ધર્માત્મા અને પુણ્યાત્મા રાજાના ગૃહચ્છિદ્રને પ્રકાશમાં લાવતાં તેનું મન અચકાયું હશે અથવા તો નાટકનો વિસ્તાર વધી જાય, એટલામાટે તે કથાભાગનો તેણે ત્યાગ કર્યો હશે. 'ભરથરિકા ખ્યાલ'માં કેવળ સંક્ષેપના ઉદ્દેશથી વ્યભિચારિણી તથા સતી ઉભય રાણીઓની કથાનો ત્યાગ કરાયલો છે, અન્ય કારણ સંભવતું નથી.



# ૨૧. તિલક અને આર્યોનો આદિનિવાસ

પૂનાના "**કેસરી**" પત્રના તંત્રી પંડિત **બાળ ગંગાધર તિલકને** લોકો તેમની વિદ્વત્તાના કારણથી જેટલા જાણે છે, તેના કરતાં તેમના દુર્ભાગ્યની પ્રબળતાથી તેમની વધારે ખ્યાતિ થએલી છે. "**કેસરી**"નો પ્રથમ જન્મ થયો તે વેળાએ એક માનહાનિના મુકદ્દમામાં ફસાવાથી તેમને કેટલાક માસ કારાગૃહમાં નિવાસ કરવો પડયો હતો, અને ઈ. સ. ૧૮૯૭ માં "શિવાજીના ઉદ્દગાર" એ મથાળાવાળી કવિતા પ્રસિદ્ધ કરવામાટે તેમનાપર જે આપત્તિઓની વૃષ્ટિ વર્ષી હતી, તેથી તેમનું નામ માત્ર **ભારતવર્ષ**માં જ નહિ, કિન્તુ વિલાયત સુધી પહોંચી ગયું હતું. એ આપત્તિનો કેટલેક અંશે પ્રતિકાર કરવામાં તેમની વિદ્વત્તા જ સહાયક થઇ હતી. વૈદિક સાહિત્યના તેઓ એક અદ્વિતીય પંડિત છે; તેમજ બીજા દેશોના સાહિત્યમાં પણ તેઓ સારી પારદર્શિતા ધરાવે છે. એ વિપત્તિથી પાંચ સાત વર્ષ પહેલાં તેમણે "**ઓરાયન**" (Orion or Researches into the Antiquity of the Vedas) નામક એક ગ્રંથ લખ્યો હતો. "**ઓરાયન**" એ શબ્દનો અર્થ "**અગ્રહાયણ**" થાય છે અને એ પુસ્તકમાં તેમણે વૈદિક મંત્રોની પ્રાચીનતાનું પ્રદિપાદન કરેલું છે અને જેજસ્ ક્રાઇસ્ટથી ૬૦૦૦ વર્ષ પહેલાંની વાતો વેદોના પ્રમાણથી સિદ્ધ કરેલી છે. એ પુસ્તકના વાંચનથી મોહ પામીને મૅક્સ **મૂલરે તિલક** જ્યારે કારાગારમાં હતા, ત્યારે તેમને સ્વસમ્પાદિત ઋગ્વેદનો ગ્રંથ મોકલ્યો હતો અને **મહારાણી** વિક્ટોરિયા સુધી તેમની સિફારિશ કરી હતી. એ પછી થોડા દિવસે જ સરકારે તેમની શિક્ષામાં ઘટાડો કરીને તેમને બંધનમુક્ત કર્યા હતા. પરંતુ તિલક મહાશય જેવો દુર્દૈવગ્રસ્ત મનુષ્ય બીજો કોઇ ભાગ્યે જ મળશે—એક પછી એક આપત્તિઓ તેમના માથે આવ્યા જ કરે છે. ત્યાર પછી પણ ખોટા વિલના એક ઝગડામાં તેઓ ફસાયા હતા; પણ સદ્દભાગ્યે નિષ્કલંક છૂટી ગયા હતા. એ સઘળા બનાવોના સ્મરણથી જ અમે કહીએ છીએ કે, તેમની વિદ્વત્તા

કરતાં તેમના દુર્ભાગ્યથી લોકો તેમને વધારે પિછાને છે. વિદ્વત્તાથી માત્ર વિદ્વાનો જ જાણે છે અને દુર્દૈવથી તેમને જગત્ ઓળખે છે.

કેટલાક ભારતીય તેમજ પાશ્ચાત્ય વિદ્વાનોનો પ્રથમ એજ નિશ્ચય હતો કે, ઋગ્વેદના પ્રાચીનમાં પ્રાચીન મંત્રો પણ ૩૦૦૦ વર્ષ કરતાં વધારે પુરાતન તો નથી જ; પરંતુ "ઓરાયન" માં રા. તિલકે એ સિદ્ધ કરી દેખાડયું છે કે, વૈદિક ઋચાઓની રચના ઈસુથી પહેલાં ૪૫૦૦ વર્ષપર અને બ્રાહ્મણ ગ્રંથોની રચના ઈસુથી ૨૫૦૦ વર્ષ પહેલાં થઇ ચૂકી હતી. એમના મતે વેદ અને બ્રાહ્મણથી વધારે પુરાતન કાંઇ પણ નથી. તેમણે લખ્યું છે કે, વૈદિક કાળમાં વાસન્તિક વિષુવત્ (વસન્તઋતુનું અહોરાત્ર સમત્વ) અગ્રહાયણી સંક્રાન્તિમાં થતું રહેતું હતું; પરન્તુ બ્રાહ્મણકાળમાં તેજ વિષુવત્ કૃત્તિકામાં થવા લાગ્યું હતું. એજ પ્રમાણથી તેમણે વેદ અને બ્રાહ્મણકાળનું પૂર્વોક્ત અનુમાન કરેલું છે. યૂરોપ અને અમેરિકાના વિદ્વાનોએ પ્રથમ તો એ સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો નહિ; પરન્તુ જ્યારે તેમણે વિશેષ શોધ કર્યો, ત્યારે તેમનો પણ "ઓરાયન"ના સિદ્ધાન્તમાં વિશ્વાસ બંધાવા માંડયો. એથી એ ફળ નીપજ્યું કે, વેદની હતી તેથી વધારે પ્રાચીનતા સિદ્ધ થઇ ચૂકી; અને તે એટલે સુધી કે, અમેરિકાના બોસ્ટન વિશ્વવિદ્યાલય (યુનિવર્સિટી) ના પ્રમુખ ડૉક્ટર વૉરને "Paradise Found or The Cradle of The Human Race At The North Pole" એ નામનું એક પુસ્તક લખીને એવું અનુમાન સિદ્ધ કર્યું કે, મનુષ્યજાતિનું આદિવાસસ્થાન ઉત્તર ધ્રુવની પાસે જ હતું અને તેજ આર્યો તથા પારસીઓનું સ્વર્ગ પણ કહેવાતું હતું.

બીજું રા. તિલકે પોતાના "ઓરાયન" માં જે કાંઇ કહેલું છે, તેનું જ એક "Arctic Home in the Vedas" નામક અંગ્રેજી ગ્રંથમાં પુનઃ કથન કરવામાં આવ્યું છે અને એ ગ્રંથ પણ થોડા દિવસ થયાંજ પ્રસિદ્ધ થએલો છે. એમાં જે જે વિષયોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમના કેટલાક અંશોનું ડૉક્ટર વૉરને પ્રથમથીજ અનુમોદન કરી રાખ્યું હતું. ડૉક્ટર વૉરને એમ કહ્યું છે કે, "પ્રથમ આર્યો ઉત્તર ધ્રુવના પ્રદેશ-

માંજ રહેના હતા, અને પાછળથી તે સ્થાન સ્વર્ગના નામથી પ્રસિદ્ધિ પામ્યું." પરંતુ એ સિદ્ધાંતને સપ્રમાણ સિદ્ધ કરવાનું પુણ્ય તો તિલકનાજ ભાગ્યમાં લખાયલું હતું. એ પુસ્તક તે તિલકની ઉદ્ભટ વિદ્વત્તા અને અત્યન્ત તીક્ષ્ણ બુદ્ધિનું એક પ્રબલ પ્રમાણ છે, અને એ ગ્રંથને વાંચીને મહાન્ મહાન્ વિદ્વાનોએ* પણ ગ્રન્થકર્તાની સહસ્ત્રમુખથી પ્રશંસા કરેલી છે. બીજાની વાત તો રહી, પણ "**પાયોનીયર**" જેવા પત્રે પણ એ ગ્રંથના સ્તુતિપાઠમાં પોતાના એક બે કૉલમનો ભોગ આપેલો છે. પ્રથમ-જ્યારે તિલકની સાથે તેમના મિત્રવર્ય **ગોપાલ ગણેશ આગરકર** એમ. એ. એલ્. એલ્, બી. પણ કારાગૃહવાસી થયા હતા, ત્યારે **આગરકરે** કારાગારમાં એક પુસ્તક લખ્યું હતું. અને તેમનું અનુકરણ કરીને આ બીજીવારના કારાગૃહવાસમાં મી. તિલકે એ પુસ્તકની રચના કરી હતી, અને એની સર્વ સામગ્રી ત્યાંજ એકઠી કરી હતી. કારાગૃહના કઠિન પરિશ્રમ પશ્ચાત્ તેમને જે સમય મળતો હતો, તેનો તેઓ વૈદિક સાહિત્યોને એકત્ર કરવામાં વ્યય કરતા હતા.

અસામાન્યબુદ્ધિવૈભવશાળી પુરુષોની સમસ્ત લીલાઓ અસામાન્યજ હોય છે. મોટી મોટી આપત્તિઓમાં પણ તેમનું ચિત્ત ચલિત થતું નથી; તેમની બુદ્ધિ પૂર્વવત્ જ રહે છે અને તેઓ કિંચિન્માત્ર પણ ધૈર્યને પરિહરતા નથી; એનું તિલક મહાશય એક પ્રત્યક્ષ ઉદાહરણ અથવા પ્રમાણ છે.

તિલકે પોતાના એ નવીન પુસ્તકમાં એ સિદ્ધ કરેલું છે કે, "પ્રાચીન આર્યો **મેરુપ્રદેશ** અર્થાત્ ઉત્તર ધ્રુવની નજીક ક્યાંક વસતા હતા." એ અનુમાન સિદ્ધ કરવામાટે તેમણે વેદનાં, પારસી ધર્મગ્રંથ અવસ્તાનાં અને પ્રાચીન ગ્રીક લોકોની પ્રચલિત ગાથાઓનાં અનેક પ્રમાણો બતાવ્યાં છે. તેમના કૌશલ્ય, તેમની પ્રમાણ ગોઠવવાની પ્રણાલી અને તર્કપદ્ધતિને જોઇને આપણને ખરેખર સહર્ષ આશ્ચર્ય થયા વિના રહેતું નથી. પોતાના મતને

* અલ્લાહાબાદ (પ્રયાગ)ની સેંટ્રલ કૉલેજના પ્રધાન અધ્યાપક (પ્રિન્સીપાલ) ડૉ. થીબો, તિલકના એ સિદ્ધાંતને સત્ય નથી માનતા અને તેમણે પોતાનો એ વિચાર પોતાના એક વ્યાખ્યાનમાં વ્યક્ત કરી દેખાડયો છે.

તેમણે એવી તો યોગ્યતાથી પ્રતિપાદિત કરેલું છે કે, તે સ્વીકારવામાં બહુધા શંકાઓ રહેતીજ નથી. કેવી કેવી અખંડનીય યુક્તિઓથી તેમણે **આર્યોનું** આદિસ્થાન ઉત્તર ધ્રુવમાં નિશ્ચિત કરેલું છે, તેનું અમે અહીં થોડુંક વર્ણન આપવું ઉચિત ધારીએ છીએ. પરંતુ ઉત્તરધ્રુવનું નામ સાંભળતાંજ આશ્ચર્ય થાય છે અને આપણા મનમાં અવિશ્વાસ પણ થઇ જાય છે; કારણકે, જે પ્રદેશ સર્વદા હિમાચ્છાદિત રહેતો હોય, જ્યાં જળ અને સ્થળનો કાંઇ પણ ભેદ ન હોય અને જ્યાં સર્વ હિમમય હોય ત્યાં મનુષ્યનો નિવાસ કેમ સંભવે? ડૉ૦ **નાનસન્** જેવાના મજબુત જાહાજોમાટે પણ જ્યાં બરફમાં અથડાતાં ટૂટી જવાની શંકા હોય ત્યાં મનુષ્યનો વાસ સર્વથા અસંભવનીય જણાય છે; પરંતુ જો **મેરુ** પ્રદેશમાં **આર્યોનો** નિવાસ માનવામાં ન આવે, તો વેદના અનેક મંત્રોનો બરાબર અર્થજ મળી નથી શકતો અને તેથી આજકાલના એ હિમથી ઢંકાયલા પ્રદેશમાં કોઇક કાળમાં **આર્યોનો** નિવાસ હતો, એમ અવશ્ય માનવુંજ પડે છે.

સૂર્યની ગતિના હિસાબથી પૃથ્વીના ઉત્તર ગોલાર્ધના નિરક્ષ વૃત્તથી ૬૬ અને ૯૦ અંશના મધ્યનો પ્રદેશ **હિમમંડળ**ના નામથી ઓળખાય છે, અને તે હમેશ હિમ એટલે કે, બરફથી ઢંકાયલો રહે છે. લૅપલૅંડ અને **સાઇ-બીરિયા**નો કેટલોક ભાગ એજ મંડળમાં આવી જાય છે. એમાં કેવળ લૅપ જાતિના મનુષ્યો વસે છે. વર્તમાનકાળમાં ત્યાં જેટલી શીતલતા છે, તેના કરતાં કોઇક વખતે ત્યાં ઘણીજ વધારે શીતલતા હતી; અને તે એટલે સુધી કે બરફની નદીઓ ત્યાં મોટા વેગથી વહી નીકળતી હતી અને તેના પ્રવાહમાં સપડાતાં દેશોના દેશો તેની નીચે દબાઇને ઉજ્જડ થઇ જતા હતા. એ હિમપ્રલયનું પ્રમાણ હાલના હાથીનો પ્રપિતામહ **મમોથ** (Mammoth) નામક ઐરાવત છે. આ સમયમાં એ જીવ પૃથ્વીમાં રહ્યો નથી; પરંતુ **સાઇબીરીયા**માં એનાં સેંકડો અસ્થિપિંજર હિમમાં પડેલાં મળી આવ્યાં છે. કોઇ કોઇ ઐરાવતના શરીરમાં માંસ અને ચર્મ ઇત્યાદિ પણ પૂર્વસ્થિતિમાં મળી આવ્યાં છે. એ પ્રાણીઓ હિમપ્રવાહના સમયમાં પ્રવાહમાં પડીને જમીનમાં દટાઇ ગએલાં છે. વળી ભૂસ્તરવિદ્યાના જ્ઞાતા-

ઓએ હિમપ્રલયનાં બીજાં પણ કેટલાંક પ્રમાણો શોધી કાઢ્યાં છે. એ પ્રલયને તો કોણ જાણે કેટલાંએ હજાર વર્ષો થઇ ગયાં છે. એ ઐરાવતના દાંતોમાં તેમનાં ચિત્રો કોરેલાં પણ મળી આવ્યાં છે અને તેથી સ્પષ્ટ અનુમાન થઇ શકે છે કે, તે ચિત્રો અવશ્ય માણસોનાં કોતરેલાં જ હોવાં જોઇએ. મિસર દેશમાં લગભગ આઠ હજાર વર્ષ પહેલાંની કબરો મળેલી છે, અને તેમના આંતર ભાગમાંથી પથ્થરનાં હથિયારો, ઘણી જાતનાં વાસણો અને મનુષ્યોનાં સકેશ અસ્થિપિંજરાદિ નીકળેલાં છે. એ સઘળી બાબતોથી સિદ્ધ થાય છે કે, જે જનો માનવજાતિની ઉત્પત્તિ ક્રાઇસ્ટથી ચાર કે પાંચ હજાર પહેલાંની જ માને છે, તેમનો સિદ્ધાંત સર્વથા અગ્રાહ્ય છે. ઈસુ ખ્રીસ્તથી ઓછામાં ઓછાં આઠ હજાર વર્ષ પહેલાં પણ મનુષ્યોની સૃષ્ટિ થઇ ચૂકી હતી.

રા. તિલક પોતાના એ નવીન ગ્રંથમાં કહે છે કે, " પૂર્વોક્ત હિમપ્રલયના સમયમાં પુરાતન આર્યો હિંમમંડળને છોડીને કાંઇક દક્ષિણ તરફ ચાલ્યા આવ્યા હતા. ત્યાં આવવાથી કેટલાક હજાર વર્ષ પહેલાં તેઓ મેરુસન્નિહિત દેશ ( Artic regions ) અર્થાત્ ઉત્તર ધ્રુવની નજીકમાંજ વસતા હતા. તે સમયે તે પ્રદેશમાં ચિરકાલ શરદ્‌ઋતુજ રહેતો હતો અને જ્યારે શૈત્યની વિશેષતા એટલે હિમપ્રલય થયો ત્યારે તેમણે તે દેશ છોડી દીધો. હિમપ્રલય થયા પછી તે પ્રદેશ માનવજાતિને વસવા યોગ્ય ન રહ્યો. આર્યોના દક્ષિણ તરફ આવ્યા પછી હિમના કેટલાક વલયો થયા હતા તેથી ધીરે ધીરે આર્યોને તે પ્રદેશ છોડીને હજી પણ વધારે નીચે દક્ષિણમાં ઉતરી આવવું પડયું. તિલકના મત પ્રમાણે હિમપ્રલય થયાને ૧૦૦૦૦ વર્ષ થયાં છે અને ઈસુ ખ્રીસ્ત થી ૬૦૦૦ વર્ષ પહેલાં આર્યો મધ્ય એશિયામાં આવીને રહેવા માંડયા હતા.

રા. તિલકે આર્યોના મેરુપ્રદેશમાં વસવાનો જે સિદ્ધાન્ત કરેલો છે, તેનાં સંક્ષિપ્ત પ્રમાણો નીચે પ્રમાણે છેઃ—

વેદમાં ઉત્તર ધ્રુવ વિશે જે વાતો છે તે તો છે જ, પરન્તુ પારસીઓના ધર્મગ્રન્થ અવસ્તામાં એ વાર્તા વિશેષ સ્પષ્ટતાથી લખાયલી છે. તે એમકે,

"એરયાન વાએજો" ( Airyana Vaejo ) અર્થાત્ આર્યોનો સ્વર્ગ-લોક એક એવા પ્રદેશમાં છે કે, જ્યાં વર્ષમાં એકજ વાર સૂર્યનો ઉદય થતો હતો; એ સ્વર્ગલોકનો હિમની વર્ષાએ નાશ કર્યો; તેથી તેને છોડીને આર્યો દક્ષિણમાં આવી વસ્યા. વેદ અને અવસ્તાનાં અનેક વચનો એ સિદ્ધાંતની સાક્ષી આપે છે કે, હિમપ્રલય થવા પહેલાં મેરુ પ્રાન્તમાં શીતળતા ઘણીજ ઓછી હતી. ત્યાં સર્વદા એક જાતનો વસંત ઋતુ પ્રવર્તેલો રહેતો હતો. સ્પિટ્‌જબર્ગેન સમાન સ્થાનોમાં કે જ્યાં આજે પણ નવેમ્બરથી માર્ચ સુધી સૂર્ય ક્ષિતિજની નીચે રહે છે, ત્યાં તે સમયમાં એવાં લતા પત્ર અને ઘાસ તથા વૃક્ષો ઊગતાં હતાં કે જે આજે માત્ર ઘણાજ સમશીતોષ્ણ જળવાયુવાળા પ્રદેશમાં ઉત્પન્ન થાય છે. એ ઉપરાંત ખગોળવિદ્યાવિષયક કેટલાક વિષયો એવા છે કે, જે મેરુ પ્રદેશમાં કાંઇક વિશેષ રૂપમાં જોવામાં આવે છે. એ વિશેષ વિષયોનો ઉલ્લેખ જો વેદમાં મળી આવે, તો તેથી એ નિર્વિવાદ સિદ્ધ થઇ જાય કે, વૈદિક ઋષિઓ એ પ્રદેશથી પૂર્ણ પરિચિત હતા અને તેમના પૂર્વજો કોઇ કાળમાં ત્યાં વસતા હતા.

ઉત્તર ધ્રુવમાં આકાશમંડળ જાણે શિરપર ફરતું હોયની તેવું જણાય છે, એ ઉત્તર ધ્રુવની ખગોળ સંબંધિની એક વિશેષ વાર્તા છે. એનું વર્ણન વેદોમાં છે. તેમાં આકાશના ભ્રમણને ચક્રની ઉપમા આપવામાં આવી છે અને લખેલું છે કે, "આ દિવ્ય મંડળ જાણે એક ધુરીપર રખાયલું ભ્રમણ કરી રહ્યું છે."—ઋગ્વેદ, મંડલ ૧૦, સૂક્ત ૮૯ ના મંત્ર ચોથામાં એમ કહેવામાં આવેલું છે કે, "ઇન્દ્ર પોતાની શક્તિથી પૃથ્વી તથા આકાશને એવી રીતે ભિન્ન ભિન્ન ધારણ કરી રહ્યો છે કે જેવી રીતે ધુરીઓ ચક્રોને ધારણ કરી રહે છે." રા. તિલકનું એવું કથન છે કે, "આકાશનું ચક્ર સમાન ભ્રમણ મેરુ પ્રદેશની અવસ્થાનું સૂચક છે."

આપણા દેશના સંસ્કૃત સાહિત્યમાં એ સિદ્ધાંત સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે કે, દેવોના દિવસ અને રાત્રિ છ છ માસના થાય છે. એજ વાર્તા પુરાણોમાં પણ ચર્ચેલી છે, મહાભારતમાં પણ છે અને જ્યોતિષના સિદ્ધાન્તગ્રન્થોમાં પણ છે. પુરાણા જ્યોતિષીઓએ મેરુ પર્વતને પૃથ્વીનો

ઉત્તરધ્રુવપ્રદેશ માનેલો છે અને 'સૂર્યસિદ્ધાન્ત'માં લખેલું છે કે;—

"मेरौ मेषादिचक्रार्धे देवाः पश्यन्ति भास्करम्"

અ० ૧૨, શ્લોક ૬૭.

અર્થાત્ 'મેરુમાં મેષાદિ ચક્રાર્ધગામી સૂર્યને દેવો સદા દેખે છે.'

જો આર્યોના પૂર્વજો કોઇ કાળે ઉત્તર ધ્રુવમાં રહેતા હતા, તો તેમના દેવો પણ નિઃસન્દેહ ત્યાંજ ક્યાંક રહેતા હશે. પ્રાચીનોમાં નવીનોની વધારે શ્રદ્ધા હોય છે. અત્યારે આપણે પ્રાચીન ઋષિ મુનિઓને દેવોથી ઓછા નથી માનતા, એટલામાટે સર્વથા એ સંભવિત છે અને તેનું વૈદિક પ્રમાણ આ પ્રમાણે છે:—

"दैवे रात्यहनी वर्षं प्रविभागस्तयो पुनः ।
अहस्तत्रोदगयनो रात्रिः स्याद्दाक्षिणायनम्" ॥

અ० ૧, શ્લોક ૬૭.

અર્થાત્ મનુષ્યોનું એક વર્ષ તે દેવોના એક દિવસ અને રાત્રિ બરાબરનું છે. એ બન્નેનો વળી એવી રીતે વિભાગ કરવામાં આવ્યો છે;— સૂર્યનું ઉત્તરાભિમુખ ગમન તે દિવસ છે અને દક્ષિણાભિમુખ ગમન તે રાત. મહાભારતમાં તો સુમેરુનું એવું સારૂં અને સ્પષ્ટ વર્ણન આપેલું છે કે, ને વાંચતાં એ વિષયમાં કાંઇ શંકા જ નથી રહેતી. વનપર્વના ૧૬૩ અને ૧૬૪ મા અધ્યાયમાં અર્જુનના સુમેરુ પર્વતમાં જવાનું વિસ્તૃત વર્ણન કરેલું છે અને ત્યાં લખેલું છે કે—

"एनं त्वहरहर्मेरुंसूर्यचन्द्रमसंध्रुवम् ।
प्रदक्षिणमुपावृत्य कुरुतः कुरुनन्दन ॥
ज्योतींषिचाप्यशेषेण सर्वाण्यनघ सर्वतः ।
परियान्ति महाराज गिरिराजं प्रदक्षिणाम्" ॥

अ० १६३ श्लोक ३७-३८.

"સૂર્ય અને ચન્દ્રમા પ્રતિદિવસ ડાબીથી જમણી દિશા તરફ ગમન કરીને સુમેરુની પ્રદક્ષિણા કરે છે." વળી પાછું લખેલું છે કેઃ—

" स्वतेजसा तस्य नगोत्तमस्य महोषधीनां च तथा प्रभावात् ।
विभक्तभावो न बभूव कश्चिदहोनिशानां पुरुषप्रवार ॥ "

अ० १६४, श्लोक ८.

" પોતાની દીપ્તિ અને મહા ઔષધિઓથી સુમેરુ પર્વત અન્ધકારનો એટલે સુધી પ્રતિકાર કરે છે કે, રાત અને દિવસનો ભેદજ રહેવા નથી પામતો. " વળી લખવામાં આવ્યું છે કે:—

" बभूव रात्रिर्दिवश्च तेषां संवत्सरेणैव समानरूपः ॥ "

अ० १६४, श्लोक १३.

" ત્યાંના નિવાસીઓનાં રાત્રિ અને દિવસનું આપણું એક વર્ષ થાય છે. " એ પ્રમાણોથી એ સિદ્ધ થાય છે કે, મહાભારતના તે સમયના રચનારને ઉત્તરધ્રુવનું સારૂં જ્ઞાન હોવું જોઇએ. સુમેરુની દીપ્તિનો જે ઉલ્લેખ છે, તેથી બહુધા મેરુજ્યોતિ (Aurora Borealis) નો અભિપ્રાયજ નીકળે છે. એ જ્યોતિર્માલા ઉત્તર ધ્રુવના પ્રદેશમાંજ જોવામાં આવે છે. એ વાર્તાઓ એવી છે કે, તે જ્યોતિઃશાસ્ત્ર સંબંધિની ગણનાઓ અર્થાત્ ગણિત દ્વારા જાણવામાં આવી નહિ હોય; કારણ કે તે સમયમાં જ્યોતિર્વિદ્યાની આટલી બધી ઉન્નતિ થએલી નહોતી. કોઇના મુખથી સાંભળવા માત્રથી આપણને એ વિષયનું એટલું સારૂં જ્ઞાન મળી નથી શકતું કે, જેટલું પોતાના નેત્રના અનુભવથી મળી શકે છે. 'તૈત્તિરીય બ્રાહ્મણ'માં તો સ્પષ્ટ લખેલું છે કે, " જેને અમે વર્ષ નામ આપેલું છે, તે દેવોનો એક દિવસ છે. " (૩,૯ ૨૨,૧) પારસીઓના અવસ્તા ગ્રંથમાં પણ એમજ કહેવામાં આવ્યું છે.

ઉત્તરના પ્રદેશોમાં ચૈત્રથી ભાદ્રપદ સુધી અવિરામ અખંડ દિવસજ હોય છે; અને આશ્વિનથી ફાલ્ગુન પર્યંત રાત્રિનું સામ્રાજ્ય હોય છે. એ ૯૦ અક્ષાંશનો સિદ્ધાંત છે. ત્યાં રાત્રીના આરંભ અને અંતમાં બાવન દિવસ સુધી ખરેખરો ઉષઃકાળ રહે છે. ૮૯ અક્ષાંશથી નીચેના ભૂમિભાગમાં અનુક્રમે એ પરિણામમાં અન્તર પડતો જાય છે. અહીં એવી એક શંકા થઇ શકે છે કે, " જ્યાં છ માસ પર્યંત રાત્રિ હોય છે, ત્યાં મનુષ્યો કેવી

રીતે વસી શકે છે?" એનું સમાધાન એ છે કે, પ્રથમ તો એવાં સ્થાનોમાં ચાર માસ પ્રભાત (ઉષઃકાળ) હોય છે. ગરમીના દિવસોમાં પાંચ વાગે પ્રાતઃકાળ અને સાત વાગે સાયંકાળના સમયે જેટલો પ્રકાશ અહીં આપણા દેશોમાં હોય છે, તેટલો પ્રકાશ ત્યાંના ઉષઃકાળમાં હોય છે; અર્થાત્ તેથી ત્યાં કોઇ પણ સાંસારિક કાર્ય કરવામાં અડચણ આવતી નથી. ત્યાર પછી બે માસ સુધી જે રાત રહે છે, તે સમયમાં મેરુજ્યોતિ ત્યાં બહુજ મનોમોહક પ્રકાશે છે. મેરુ પ્રદેશની સફર કરનાર ડૉકટર નાનસને એ મેરુજ્યોતિ (Aurora Borealis) નું અત્યંત વિલક્ષણ વર્ણન કરેલું છે. તેણે લખ્યું છે કે, "તેની શોભા અને આભાનું વર્ણન સાધારણ શબ્દોથી કરી શકાય તેમ નથી. તે એક અન્તર્હિત પ્રકાશપુંજ છે અને નજરો નજર જોયા વિના તેના સૌન્દર્યની કલ્પના મનુષ્યથી કરી નથી શકાતી. તે પ્રકાશ જાણે આકાશમાં નૃત્ય કરતો હોયની તેવો ભાસે છે; અને ક્વચિત્ તે પ્રકાશ તેજોમય સર્પાકૃતિ ધારણ કરીને શિરપર નાના પ્રકારના ખેલો કરતો હોય છે." અર્થાત્ જ્યાં રાત્રે આવો અલૌકિક પ્રકાશ પ્રસરેલો હોય, તે દેશ મનુષ્યના નિવાસમાટે સર્વથા યોગ્યજ સમજવો જોઇએ, એમાં કાંઇ પણ સન્દેહ જેવું નથી." ડૉકટર નાનસનના કથન પ્રમાણે તો મેરુ પ્રદેશ જેવો રમણીય બીજો કોઇ પણ દેશ છેજ નહિ. આર્યો જે સમયમાં ત્યાં વસતા હતા, તે સમયમાં ત્યાં એટલી બધી શીતળતા નહોતી–માત્ર વસંતઋતુ જેટલીજ શીતળતા રહેતી હતી. આર્યોની હોમ હવનની રૂઢિ પ્રબળ થઇ, તે માત્ર ત્યાંની શીતળતાના કારણથીજ હોવી જોઇએ, એવું અનુમાન થઇ શકે છે. 'દીપદાન'નો પ્રચાર પણ એ અંધકારને લીધેજ પડ્યો હશે; કારણ કે, દીપકનો ઉપયોગ રાત્રિયેજ થાય છે; દિવસે તો કોઇ દેવને દીપક બતાવવો કે ન બતાવવો તે બધું સરખુંજ છે.

પ્રતિવર્ષ વિષુવવૃત્તની ઉત્તર દિશામાં ૨૪ અંશ અને દક્ષિણ દિશામાં તેટલા જ અંશ પર્યન્ત સૂર્યનું આવાગમન થયા કરે છે. વૈદિક કાળમાં સૂર્ય જ્યારે વિષુવવૃત્તની ઉત્તર તરફ જતો હતો, ત્યારે તેને ઉત્તરાયણની સંજ્ઞા પ્રાપ્ત થતી હતી; અને જ્યારે તે તે વૃત્તથી દક્ષિણમાં ગમન કરતો હતો, ત્યારે

તેને દક્ષિણાયન નામ આપવામાં આવતું હતું. એજ ઉત્તરાયણનું નામ વેદમાં દેવયાન અને દક્ષિણાયનનું નામ પિતૃયાન છે. એ દેવયાન અને પિતૃયાનનો ઋગ્વેદસંહિતામાં અનેકવાર ઉલ્લેખ કરાયલો છે. તેનું એક ઉદાહરણ અહીં આપવામાં આવે છે:—

"प्र मे पन्था देवयाना अदृश्यन्तमर्धन्तोवसुभिरिष्कृतासः।
अभूद्केतुरुषसः पुरस्तात्प्रतीच्यागादधि हर्म्येभ्यः॥"

मं, ७, सूक्त ७६, मंत्र २.

અર્થાત્ 'દેવયાન માર્ગ અમારી દૃષ્ટિએ પડ્યો છે અને ઉષાનો કેતુ (પતાકા) પૂર્વ દિશામાં ઉદિત થવા લાગ્યો.' દેવયાનથી વિરુદ્ધ પિતૃયાન છે અને તેનો ઉલ્લેખ પણ ઋગ્વેદમાં કરેલો છે. જેમકે:—

"परं मृत्यो अनुपरे हि पन्थां यस्ते स्व इतरो देवयानात्।
चक्षुष्मते शृण्वते ते ब्रवीमिमानः प्रजां रीरिषो मोतवीरान्"

मंडल १०, सूक्त १८, मंत्र १.

એમાં "**देवयानात् इतर**" એ શબ્દોથી પિતૃયાનના અર્થની ભાવના ધારેલી છે; કારણ કે, દેવયાનથી વિરુદ્ધ પિતૃયાન જ થઇ શકે છે. અહીં પિતૃયાનને મૃત્યુનો માર્ગ માનવામાં આવ્યો છે. જ્યારે દેવયાનનો આરંભ ઉષા અર્થાત્ પ્રાતઃકાળથી થતો હતો, ત્યારે પિતૃયાનનો આરંભ સાયંકાળેજ થતો હોવો જોઇએ. એથી મી. તિલકે એવું અનુમાન કરેલું છે કે, ઋષિઓનો આશય દેવયાનથી દિવસનો અને પિતૃયાનથી રાતનો હતો. તે સમયમાં વર્ષના એ બે વિભાગો મનાતા હતા. એ લક્ષણ મેરુ પ્રદેશમાં તે સમયે પણ જોવામાં આવતું હતું અને આજે પણ તેનું તેવુંજ અસ્તિત્વ છે. પારસીઓના ધર્મગ્રન્થમાં પણ એજ વાર્ત્તા લખેલી છે, અને તેમાં તો એનું વળી વધારે સ્પષ્ટ વર્ણન મળી આવે છે. તેમાં એવો ઉલ્લેખ છે કે;—"જેને આપણે વર્ષ કહીએ છીએ, તેને તેઓ એક દિવસ માને છે. ત્યાં ચંદ્ર સૂર્યનાં વર્ષમાં એકવાર જ ઉદય અસ્તનાં કાર્યો થાય છે; અને એક દિવસ તે એક વર્ષ જેવો જણાય છે." એથી વધારે સ્પષ્ટ મેરુ પ્રદેશનું બીજું કયું વર્ણન હોઇ શકે વારૂ? દક્ષિણાયનસૂર્યનું નામજ પિતૃયાન

છે. પિતૃયાનમાં મરણ અશુભ માનવામાં આવે છે અને તેથી જ બાણશય્યાપર પડયા પડયા ભીષ્મ પિતામહ ઘણા દિવસ સુધી દેવયાનની પ્રતીક્ષા કરતા રહ્યા હતા. પિતૃયાનમાં બરાબર છ માસ સુધી રાત રહેતી હતી અને રાતે મરણ થાય તેની મરણક્રિયા સારી રીતે ન થઇ શકે તેથી જ તે કાળમાં રાત્રે મરવું અશુભ મનાયલું હોવું જોઇએ. એ હજારો વર્ષની પુરાતન રૂઢિનાં ચિન્હો આપણા ભારતવર્ષમાં આજે પણ વર્ત્તમાન છે. અહીં આપણે ત્યાં જો કે માત્ર બાર કલાકની જ રાત્રિ થાય છે, તથાપિ રાત્રે ચિતાદાહ થઇ શકતો નથી. એ રીતિ તે પ્રાચીન વૈદિક રીતિની સૂચનારૂપ જ છે. મુંબઇ અને કલકત્તા જેવા વિશાળ નગરોમાં રાત્રે પણ ચિતાદાહ કરવામાં આવે છે, એ અપવાદરૂપ છે.

વૈદિક સાહિત્યમાં લાંબી ઉષાઓનું વર્ણન પણ કરેલું છે; અને તે વિશે આગળ અમે લખી આવ્યા છીએ. ઉત્તર ધ્રુવમાં લગભગ બે માસ સુધી ઉષા અર્થાત્ પ્રાતઃકાળ રહે છે. "ઐતરેય બ્રાહ્મણ" માં લખેલું છે કે, "**गवामयनम्**" સત્રમાં હોતા ( હવન કરવાવાળો ) ઉષઃકાળમાં અનુક્રમે એક હજાર ઋક્‌પાઠ કરતો હતો." આશ્વલાયન અને આપસ્તંબને તો એટલે સુધી કહેલું છે કે, "સૂર્યોદયથી પહેલાં જ તેઓ સમગ્ર દશ મંડળોની આવૃત્તિ કરશે." એથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, તે સમયે લાંબા સમય પછી સૂર્યનો ઉદય થતો હતો. ઋગ્વેદના ૭ મા મંડળના ૭૬ મા સત્રના ૩૫મંત્રમાં લખેલું છે કે, "સૂર્યોદય ને હજી ઘણા દિવસો હતા, અને તે દિવસોમાં તે ઉષા, આપ સૂર્યપ્રતિ જતાં'તાં." અહીં બહુકાળવ્યાપિની ઉષાનો સ્પષ્ટ ઉલ્લેખ છે અને તેવી ઉષા માત્ર ઉત્તરધ્રુવમાં જ થતી હતી, અન્યત્ર નહિ.

જેવાં પ્રમાણો ઉપર આપેલાં છે, તેવાં અનેક પ્રમાણો મી. તિલકે પોતાના પાંડિત્યપરિપૂર્ણ ગ્રન્થમાં આપેલાં છે. વેદ, બ્રાહ્મણ, પુરાણ, જ્યોતિઃ સિદ્ધાન્તના ગ્રન્થો, પારસીઓના ધર્મગ્રન્થો અને ગ્રીક લોકોની પ્રાચીન ગાથાઓમાંથી મી. તિલકે એવાં અનેક પ્રમાણોના ઉતારા આપેલા છે; અને તેથી એ નિઃસંશય સિદ્ધ થાય છે કે, કોઇક વેળાએ આપણા પૂર્વજો મેરુ

પ્રદેશમાં વસતા હતા. અને વિશેષમાં ભૂગર્ભવિદ્યાના અખંડનીય સિદ્ધાન્તોથી બહુધા તેમણે એ પણ સિદ્ધ કરી બતાવ્યું છે કે, માનવસૃષ્ટિનો આરંભ થયાને તો અનન્ત કાળ થઇ ગયો છે; પ્રથમ હિમપ્રલયના સમયમાં પ્રાચીન આર્યો ઉત્તર ધ્રુવની પાસે જ રહેતા હતા અને અંતિમ ખંડપ્રલય થયાને લગભગ ૧૦૦૦૦ વર્ષ વીતેલાં છે.

અહીં એક શંકા થઇ શકે છે કે, પ્રાચીન આર્યો જો મેરુ પ્રદેશમાં વસતા હતા અને વેદોમાં જે આકાશમંડળ, ચન્દ્રસૂર્ય, દિવસ રાત અને ઉષા આદિનું વર્ણન છે, તે તેજ પ્રદેશનું છે; તો પછી વેદમાં તેમણે એ વિષયનો ઉલ્લેખ કેમ નથી કર્યો ? જ્યારે આપણને સો પચાસ વર્ષની વાતનું પણ સ્મરણ નથી રહેતું, વર્ત્તમાન સમયમાં પણ આપણે ઇતિહાસની મોટી મોટી ઘટનાઓને ભૂલી જઇએ છીએ, આપણે પોતાના પૂર્વજોનાં નામો પણ ક્વચિત્ નથી બતાવી શકતા, તો જો પોતાના હજારો વર્ષ પહેલાંના નિવાસ-સ્થાનને આર્યો ભૂલી જાય, તો તેમાં શું આશ્ચર્ય ? પરંતુ તેઓ તેને ભૂલ્યા નથી. વંશપરંપરાથી જે કાંઇ તેમણે સાંભળેલું હતું, તેનો તેમણે વૈદિક સાહિત્યમાં ઉલ્લેખ કરી રાખ્યો છે અને દેવરૂપ પોતાના પૂર્વજોના દિનરાત અને સાયં પ્રભાતનું પણ થોડું ઘણું વર્ણન તેમણે કરી રાખ્યું છે.

હજારો વર્ષથી આપણે વેદોનું અધ્યયન કરતા આવ્યા છીએ; પરંતુ એ અધ્યયન દ્વારા આર્યોના આદિસ્થાનના શોધમાં કોઇની પણ પ્રવૃત્તિ થઇ નહોતી શકી; કારણ કે, એનું શ્રેય મી. તિલકના ભાગ્યમાં જ હતું, અને તે હવે તેમને મળી ચૂક્યું છે. યદિ આ સિદ્ધાન્તનો શોધક જો કોઇ આંગ્લ-વિલાયતી-પંડિત હોત, તો તેની કોણ જાણે કેટલીએ કીર્તિ ફેલાઇ ગઇ હોત; પણ માનનીય તિલક આ અર્ધશિક્ષિત આર્યાવર્ત્તના વાસી હોવાથી તેમના યશનો તેટલી શીઘ્રતાથી પ્રસાર થઇ શકશે નહિ. એમાં તો તિલ માત્રનો પણ સંશય નથી કે, તેમણે પોતાની તીવ્ર બુદ્ધિના બળથી અને ગમ્ભીર ગવેષણાથી એક એવા ઐતિહાસિક તત્ત્વનો શોધ કરેલો છે કે, જે કોઇ પણ તેમના એ અપૂર્વ ગ્રન્થને વાંચશે, તે અવશ્ય તેમની પ્રશંસા કરશે જ. તેમના પુસ્તકને વાંચીને તથા તેમના અગાધ પરિશ્રમને

વિચારીને વાંચનારના મનમાં એક અપૂર્વ ભક્તિભાવનો ઉદય થાય છે. એવા ઘણાક વૈદિક મંત્રો છે કે, જેમનો આશય સમજવામાં નથી આવતો, પરન્તુ તિલક મહોદયના મતનો પ્રચાર થયા પછી તેમના પુસ્તક સાથે સંબંધ રાખવાવાળા તે મંત્રોના ભાવોને સહજમાં જ સમજી શકશે. એ પુસ્તક-માટેની ઘણીક સામગ્રીઓનો તો ગ્રન્થકર્ત્તાએ કારાગ્રહમાં જ સંગ્રહ કરેલો હતો અને તેમના માટે એ એક ઘણી જ પ્રશંસાની વાર્ત્તા છે. એક પ્રકારે તો તેમને કારાગૃહવાસની શિક્ષા થઇ તે આર્યાવર્ત્તને માટે ઘણું જ સારૂં થયું; કારણ કે જો એમ ન થાત, તો કદાચિત્ આ અશ્રુતપૂર્વ વૈદિક તત્ત્વનું ઉદ્ઘાટન પણ ન થાત. પરંતુ ખેદનો વિષય માત્ર એટલોજ છે કે એવા પ્રકાંડ પંડિત, એવા ગવેષણાધુરંધર અને વિદ્વાન્ નરરત્ન નિરંતર વિપત્તિ-જાળમાં વીંટળાયલા જ રહે છે.*

---

* આ લેખ પ્રથમ ઇ. સ. ૧૯૦૫ માં સ્વ. શ્રીયુત નૃસિંહરાવ હરિલાલ હર્ષદરાય ધ્રુવના "સાહિત્ય" માસિકના જાન્યુઆરી, ફેબ્રુઆરી તથા માર્ચ માસના અનુક્રમે ત્રણ અંકોમાં આપવામાં આવ્યો હતો અને ત્યાર પછી મેં રા. તિલક કૃત "Orion" તથા "Arctic Home in the Vedas" એ ઉભય ગ્રંથોનો સારરૂપ અનુવાદ કર્યો હતો અને તે ઈ. સ. ૧૯૧૩ માં પુસ્તકાકારમાં 'ગુજરાતી' પ્રેસદ્વારા છપાઇને બહાર પડેલો છે, એટલે વિશેષ વિસ્તારમાટે તે ગ્રંથ વાંચવો.

# વિદ્યાપતિ બિલ્હણ×

" प्रसन्नाः कान्तिहारिण्या नानाश्लेष्मचमत्कृताः ।
भवन्ति कस्यचित्पुण्यै मुखे वाचो गृहे स्त्रियः ॥

भट्ट त्रिविक्रमः

નાના પ્રકારના શ્લેષોથી ચમત્કૃત, સુંદર અને સરસ વાણી, મહા પુણ્યવડે કોઇના મુખમાં નિવાસ કરે છે–સર્વના મુખમાં વસતી નથી; તેવીજ રીતે એવી સ્ત્રીઓ પણ વિરલજ જોવામાં આવે છે કે, જેમના મુખમાં મધુર શબ્દો હોય અને જેઓ પુરુષના ચિત્તને પ્રસન્ન કરી શકે. સંસ્કૃત સાહિત્યના ભંડારમાં એવા બહુ કવિઓ ઉત્પન્ન થએલા છે કે, જેમના મુખમાં ઉપર્યુક્ત લક્ષણોવાળી સરસ્વતીનો સર્વદા નિવાસ હતો. છતાં પણ એવા કવિઓની ગણનામાં મુખ્યત્વે અને અગ્રસ્થાને **કાલિદાસ, ભારવિ, માઘ, ભવભૂતિ** અને **શ્રીહર્ષનાં નામોનોજ** ઉલ્લેખ કરવામાં આવે છે. એ સર્વ કવિઓ વિલક્ષણ કવિત્વશક્તિ અને નાનાવિધ વિદ્યાઓના નિધાન હતા, એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. એ કવિઓનાં રચેલાં કાવ્ય અને નાટકોનો લોકો આજ સુધી પણ આદર સહિત અભ્યાસ કરતા જોવામાં આવે છે.

**વિદ્યાપતિ બિલ્હણ** પણ ઉક્ત કવિઓની શ્રેણીમાં સર્વથા સ્થાન મેળવવાને યોગ્ય વિલક્ષણ કવિ થએલો છે. એની ગણના પ્રાચીન કવિઓમાં છે, નવીનોમાં નથી. પરંતુ આપણામાંના ઘણાખરા વિદ્વાનોને એનું નામ યાદ નથી અથવા તેમના જાણવામાં નથી. રાજપૂતાનામાં આવેલા **જેસલ**-મેરમાંના જૈનગ્રંથભંડારમાંથી પરમ પ્રસિદ્ધ વિદ્યાનુરાગી ડૉકટર **બૂલર** સાહેબે પ્રાચીન હસ્તલિખિત " विक्रमांकदेवचरितम् " નામક કાવ્યનું ઉત્તમ રીતિથી સંશોધન કરીને તેને **"બૉમ્બે સંસ્કૃત સીરીજ્"** સંગ્રહમાં

× આ લેખ પ્રથમવાર ' ગુજરાતી ' ના ૧૯૦૫ ના ઑક્ટોબર માસના તા. ૮, ૧૫ તથા ૨૨ મીના અનુક્રમે ત્રણ અંકોમાં પ્રકટ થયો હતો.

પ્રસિદ્ધ કર્યુ હતું. એ મનોહર કાવ્ય તે કવિ બિલ્હણની કૃતિ છે અને એમાંની સરસ અને સરલ અનેક ઉપમાઓ તથા શ્લેષવાળી કવિતાઓ વાંચીને આપણને એટલો બધો અસીમ આનન્દ થાય છે કે, તેથી આપણે તેને કદાચિત્ કાલિદાસ નહિ, તો પણ કાલિદાસનો અંશ કહ્યા વિના તો રહીજ નથી શકતા. એ ગ્રંથની આપણને પ્રાપ્તિ થઇ, તે માટે આપણે ડૉક્ટર, બૂલર જેવા સત્ય વિદ્યાનુરાગીઓનાજ આભારી છીએ; નહિ તો કોઈ કાળે પણ આપણે એ ગ્રંથવાંચનથી ઉત્પન્ન થતા રસનું પાન કરવાને શક્તિમાન્ થઇ શક્યા હોત નહિ.

" बिल्हणपंचाशिका " નામક ૫૦ શ્લોકનું એક બીજું નાનું કાવ્ય પણ ક્યાંક ક્યાંક મળી આવે છે; પરંતુ એ કાવ્ય ચોર કવિકૃત " चोरपंचाशिका " ના નામથીજ આપણા દેશમાં વધારે પ્રસિદ્ધ છે. " बिल्हणपंचाशिका" ના હસ્તલિખિત પુસ્તકના પ્રારંભમાં એક પૂર્વપીઠિકા લખેલી છે અને તે કોઈ આધુનિક વિદ્વાનની લખેલી હોય, એવો ઘણાકોનો અભિપ્રાય છે. એનો સારાંશ આ પ્રમાણે છેઃ-" ગુજરાતના રાજા વીરસિંહની* એક ચંદ્રલેખા નામની કન્યા હતી. બિલ્હણ તે કન્યાનો અધ્યાપક હતો. કેટલાક દિવસ પછી ઉભયના મનમાં પરસ્પર પ્રેમ થવાથી તેમનો ગાંધર્વ વિવાહથી શરીર-સંબંધ સંધાયો. રાજાએ એ ગુપ્ત વિવાહના સમાચાર સાંભળી કોપથી અધીર થઇને કવિ બિલ્હણનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપી દીધી. બિલ્હણને જ્યારે વધસ્થાને લાવવામાં આવ્યો, ત્યારે તેણે ' પંચાશિકા ' દ્વારા પોતાના હૃદયના ભાવો રાજાને જણાવ્યા. રાજાને દૂતદ્વારા એ ' પંચાશિકા ' મળી

* વીરસિંહ નામજ વધારે ઉચિત છે. જો કે ડૉક્ટર બૂલર તો એનું નામ વૈરિસિંહ લખે છે. જેમ કે;-

"The name of the king is according to the Ahmedabad **Ms.** वैरिसिंह, just as Aufrecht proposes to read for the **वैरसिंह,** as र and रि are often changed in Gujarat Mss, and Vairisinh or Berisingh is a common Rajput name. ( See his Introduction, Foot note P. 7 ).

અને તેને વાંચીને તે ઘણોજ પ્રસન્ન થયો. સારાંશ કે, **બિલ્હણને** શિક્ષાથી મુક્ત કરીને પોતેજ પોતાની પુત્રી **ચંદ્રલેખાનો** હાથ તેના હાથમાં આપી દીધો. સાધારણ રીતે કથા એટલીજ છે, પણ એ કથા જૂદા જૂદા દેશોમાં જૂદા જૂદા રૂપે ચાલતી આપણા જોવામાં આવે છે. **અણહિલવાડ** નગરમાં **વીરસિંહ** નામનો રાજા **બિલ્હણના** સમયથી સો વર્ષ પૂર્વે રાજ્ય કરતો હતો, એટલે એ કથામાં **બિલ્હણના** નામનો નિર્દેશ હોવાથી એ સર્વ મિથ્યા જ પ્રતીત થાય છે. †

**બિલ્હણે** " વિક્રમાંકદેવચરિત " માં પોતાનો જે પરિચય આપેલો છે, તેમાં તેણે 'પંચાશિકા'નો ઉલ્લેખ કરેલો નથી; એટલે કે, **ચંદ્રલેખા** સાથેના વિવાહસંબંધનો પણ તેમાં ઉલ્લેખ નથીજ. કદાચિત્ ' પંચાશિકા ' **ચોર** કવિની રચેલી હશે અને તે **ચોર** કવિ આપણા **બિલ્હણ** કવિથી કોઇ ભિન્ન પુરુષજ હશે; એટલામાટે એમાં જે પૂર્વપીઠિકાનો ઉમેરો કરવામાં આવ્યો છે, તે મિથ્યા હોય એવું અનુમાન થઇ શકે છે. જો કે ' ચૌરપંચાશિકા ' ના શ્લોકો ઘણાજ સરસ અને સુંદર છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય નથી. અર્થાત્ એના વાંચનથી એ કોઇ સરસ અને સહૃદય કવિની રચના હોય, એમ તત્કાલ જણાઇ આવે છે; તોપણ " વિક્રમાંકદેવચરિત " ની રચના સાથે એનું સાદૃશ્ય થઇ શકતું નથી. ઘણાકોનો એવોજ અભિપ્રાય છે કે, એ **બિલ્હણ** કવિનીજ કૃતિ છે; પરંતુ એ ભ્રમના નિવારણમાટે તેમાંથી આપણે એકાદ પ્રમાણ આપીશું:-

" अद्यापि तां कनकचम्पकदामगौरीं फुल्लारविन्दवदनां तनुरोमराजिम् ।
सुप्तोत्थितां मदनविह्वलसालसांगीं विद्यां प्रमादगलितामिव चिन्तयामि ॥ "

આ શ્લોકમાં વિદ્યા નામક રમણીનું નામ લેવામાં આવ્યું છે, **ચન્દ્રલેખાનું** નહિ. એથી એમજ સિદ્ધ થાય છે કે, **ચોર** અથવા તો બીજા કવિનો પ્રેમ વિદ્યા સંગે હતો; અર્થાત્ એની સાથે **બિલ્હણનો** કાંઇ પણ સંબંધ હોય, એમ જણાતું નથી. "शार्ङ्गधरपद्धति"માં 'પંચાશિકા'ને બિલ્હ-

† See Dr. Bulher's Introduction to Vikramankadeva Charita. P. P. 6. 7.

ણના નામથી ઉદ્ધૃત કરેલી છે અને **ભોજ**દેવકૃત " सरस्वतीकंठाभरण " માં પણ ' પંચાશિકા 'ના શ્લોકોનું અવતરણ કરવામાં આવેલું છે; પરંતુ તેમાં ' વિક્રમાંકદેવચરિત ' ના એક પણ શ્લોકનો ઉલ્લેખ નથી. એથી સ્પષ્ટ અનુમાન કરી શકાય છે કે, **ભોજ** કરતાં **ચોર** કવિ વધારે પ્રાચીન હોવો જોઇએ. અર્થાત્ **બિલ્હણ** તેમના સમય પછીનો કવિ છે. ગમે તેમ હોય, પણ વિચારાન્તે એ તો સિદ્ધ થાય છે કે, ' પંચાશિકા'નો કર્તા **ચોર** અથવા તો બીજો કોઈ કવિ હોવો જોઇએ, **બિલ્હણ** નહિ. **બિલ્હણ**નો અને ' પંચાશિકા ' નો સંબંધ બતાવવો, તે માત્ર ભ્રમનુંજ પરિણામ છે.

' વિક્રમાંકદેવચરિત'ના અંતિમ એટલે ૧૮ મા સર્ગમાં આપણા **કાશ્મીર** દેશવાસી **બિલ્હણ** કવિએ પોતાનો કાંઇક પરિચય કરાવ્યો છે. એ સર્ગના પ્રારંભમાં **કાશ્મીર** દેશનાં જલ, વાયુ, નદી અને પર્વત આદિનું ઉત્તમ વર્ણન કરેલું છે. કાશ્મીરનાં પ્રસિદ્ધ સ્થાનોમાં ' પ્રવરપુર ' ને મુખ્ય સ્થાન આપેલું છે, કે જ્યાં **વિતસ્તા** નદીના તરંગો મનોહર શોભા આપી રહ્યા છે. જેમકે;—

" काश्मीरेषु प्रवरपुरमित्यास्ति मुख्यं पुराणां
यातं गौरीपरिणयनिधौ साक्षिता मिन्दुमौलेः ।
यस्या यान्ति प्रकृतिकुटिलास्ते वितस्तातरंगाः
स्वेच्छाधावत्कलियुगगजाधोरणत्वंकुशत्वम् " ॥

' વિક્રમાંકદેવચરિત '—સર્ગ ૧૮ મો.

એ પછી **વિતસ્તા** નદીનું ઉત્કૃષ્ટ વર્ણન કરેલું છે. એક સમયે **કાશ્મીર** દેશ **સરસ્વતી**ના વિશિષ્ટ નિવાસસ્થાનરૂપ હતો. ત્યાં એવા એવા કવિઓ, **આલંકારિકો** અને **વૈયાકરણો** ઉત્પન્ન થએલા છે કે, જેમની વિદ્વત્તાને આપણે ઉપમા પણ આપી ન શકીએ. **કાશ્મીર**ની સ્ત્રીઓ પણ બહુધા તે કાલમાં વિદુષીઓ જ થતી હતી, અને તેમની ત્યાં ભૂવિદ્યાધરીના નામથી ખ્યાતિ હતી. વાસ્તવિક રીતે જોતાં ત્યાંની અબળાઓ ભૂવિદ્યાધરીઓજ હતી, એમાં લેશ માત્ર પણ શંકાનું સ્થાન નથી. **બિલ્હણ** કવિએ તેમનું વર્ણન કરતાં લખેલું છે કે:—

" यत्र स्त्रीणामपि किमपरं जन्मभाषावदेव।
प्रत्यावासं विलसति वचः संस्कृतं प्राकृतं च " ॥

'વિક્રમાંકદેવચરિત'–સર્ગ ૧૮ મો.

અર્થાત્ જ્યાં સ્ત્રીઓ પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષા પોતાની જન્મભાષા સમાન પ્રવાહથી ઘરેઘર બોલતી જોવામાં આવે છે, ત્યાંની વિદ્વાના મહત્ત્વનું વિશેષ વર્ણન શામાટે કરવું જોઇએ? આગળ વધીને વળી પણ તે લખે છે કે;–

" दृष्ट्वा यस्मिन्नभिनयकलाकौशलं नाटकेषु
स्मेराक्षीणां रटणकरणासंगदत्तांगहारम् ।
रंभास्तंभं भजति, लभते चित्रलेखा न रेखां
नूनं नाट्ये भवति च चिरं नोर्वशी गर्वशीला " ॥

અર્થાત્ કાશ્મીરની રમણીઓનાં કલાચાતુર્ય અને અનેકવિધિ સૌંદર્ય શૃંગારને જોઇને રંભા પણ શરમાઇ જાય છે, ચિત્રલેખાની રેખા દેખાતી નથી અને ઉર્વશીનો ગર્વ પણ ક્ષીણ થઇ જાય છે. એ સર્વ સત્ય વર્ણન છે. પૂર્વે **ભારતવર્ષમાં શીલા, લજ્જા,** અને **માંસલા** આદિ આદર્શઅબળાઓ થઇ ગઇ છે, કે જેઓ કાવ્યસાહિત્યનું પૂર્ણ જ્ઞાન ધરાવવા ઉપરાંત કળા અને ચાતુર્યમાં પણ પૂર્ણ નિપુણ હતી. ઉક્ત રમણીઓના પ્રાસ્તાવિક શ્લોકો 'સુભાષિતાવલી' આદિ સંસ્કૃત ગ્રંથોમાં આપણા વાંચવામાં આવે છે. એ શ્લોકોના વાંચનથી હૃદયમાં અપૂર્વ ભાવ અને રસની ઉત્પત્તિ થાય છે. અત્યંત ખેદનો વિષય છે કે, એજ **ભારતવર્ષ**ની ભામિનીઓ આજકાલ બહુધા અશિક્ષિત જ જોવામાં આવે છે, અને તેમના સ્વામી વિદ્યાથી વેર ધરાવનારાજ હોય છે. તે સ્વામીઓનો બહુધા એવોજ અભિપ્રાય બંધાઇ ગયેલો હોય છે કે, સ્ત્રીઓને શિક્ષણ આપવું તે મહાન્ અનર્થ અને પાપ કરવા જેવુંજ છે.

બિલ્હણ કાશ્મીરનાં કાવ્યોની સ્તુતિ કરતો લખે છે કે:–

" काव्यं येभ्यः प्रकृतिसुरभं निर्गतं कुंकुमं च
छायोत्कर्षाद्भवति जगतां वल्लभं दुर्लभं च " ॥

અર્થાત્ આ સ્થાન ( કાશ્મીર )માંથી સ્વભાવમધુર કાવ્ય અને કેશર ઉત્પન્ન થઇને તે સમસ્ત વિશ્વની વલ્લભ તથા દુર્લભ વસ્તુઓ થઇ પડી છે. વાસ્તવિક રીતે એ બન્ને પદાર્થો લોકપ્રિય અને દુર્લભ છે, અને તે કાશ્મીરનીજ વિભૂતિ છે.

કાશ્મીરની પ્રસિદ્ધ ઇમારતોમાં ભટ્ટારક મઠ, અગ્રહાર, ક્ષેમગૌરીશ્વર મન્દિર, સંગ્રામક્ષેત્ર મઠ અને રાજપ્રાસાદ આદિનું વર્ણન પણ ૧૮ મા સર્ગમાં છે. એ સ્થાનોમાંનું અગ્રહાર નામક સ્થાન હલધરનું બંધાવેલું છે; ક્ષેમગૌરીશ્વર મંદિર અને સંગ્રામક્ષેત્રનો બંધાવનાર રાજા અનન્તદેવ છે; અને રાજપ્રાસાદ તે અનન્તદેવની રાણીની બંધાવેલી ઇમારત છે. એ સર્વેનું વર્ણન કરતાં રાજા અનન્તદેવના સંબંધમાં કવિએ લખેલું છે કે, ‘ અનન્તદેવ રામના વંશનો રાજા હતો. તેણે પોતાના નિઃસીમ પરાક્રમના પ્રભાવથી દરદ અને શક સમૂહનો સંહાર કરીને યુદ્ધને ગંગાતટ પર્યન્ત લંબાવ્યું હતું અને તેથી ચંપા, વિદર્ભસર અને ત્રિગર્ત આદિ દેશોમાં પણ તેણે પોતાના રાજ્યશાસનની પ્રણાલીને પ્રચલિત કરી હતી. રાજા અનન્તદેવની રાણીનું નામ સુભટા હતું એમ બિલ્હણ કહે છે; કલ્હણ ‘ રાજતરંગિણી’માં સૂર્યમતી લખે છે. તે રાણી અત્યંત પુણ્યશીલા હતી. તેણે એક વિદ્યાલય અને વિતસ્તા નદીના તીરે એક શિવમંદિર પણ બંધાવ્યાં છે. રાણીનો બન્ધુ ક્ષિતિપતિ અથવા લોહરાખંડલ મહાતેજસ્વી અને રાજા ભોજના જેવો વિદ્વાન્ હતો અને તે વિષ્ણુભક્ત હોવાથી સદા સર્વદા વૈષ્ણવોવડે ઘેરાયલોજ રહેતો હતો.

રાજા અનન્તદેવ અને રાણી સુભટાના સંયોગથી કલશરાજનો જન્મ થયો. કલશરાજ પણ મહાપરાક્રમી રાજા થયો હતો અને તેણે જયાપીડ પ્રમાણે કાશ્મીરમંડલમાં વિખ્યાત થઇને કુરુક્ષેત્ર પર્યંત પોતાની સત્તાનો વિસ્તાર કર્યો હતો. કલશરાજના હર્ષ, ઉત્કર્ષ અને વિજયમલ્લ નામક નાનાગુણનિધાન ત્રણ પુત્રો થયા. તેમાંનો હર્ષદેવ પિતા સમાન પરાક્રમી અર્થાત્ શ્રીહર્ષને પણ કવિતામાં મહાત કરવાવાળો નીકળ્યો. જેમકે:—

" यस्य प्रेयान्प्रथमतनयः कंनचक्रे सहर्ष
श्रीहर्षादप्याधिक कवितोत्कर्षवान्हर्षदेवः " ॥
'વિક્રમાંકદેવચરિત.'—સર્ગ ૧૮ મો.

શ્રીહર્ષદેવના ભ્રાતા ઉત્કર્ષદેવે ક્ષિતિપતિના લોર રાજ્યને પોતાના રાજ્યમાં જોડી દીધું. એ સર્વ રાજાઓ પ્રવરપુરના રાજસિંહાસને આરૂઢ થયેલા હતા. એવી રીતે કાશ્મીરના રાજાઓનું વર્ણન કરીને બિલ્હણ પોતાના વંશનો ઉલ્લેખ કરે છે, તે આ પ્રમાણે છે;—' પ્રવરપુરથી બે ગાઉના અંતરે જયવન નામક એક સ્થાન હતું. એ સ્થાનમાં નાગરાજ સર્પનો કુંડ હતો. એ કુંડની પાસે ખાનમુખ નામક એક ગ્રામ હતું. એ ગ્રામમાં દ્રાક્ષ અને કેશરની વિપુલતાથી ઉત્પત્તિ થતી હતી. એ ગ્રામમાં કૌશિક ગોત્રમાં મુક્તિકલશ નામના મહાત્માનો જન્મ થયો હતો, અને તે સારસ્વત બ્રાહ્મણ હતો. તેનો પુત્ર રાજકલશ અને તેનો જ્યેષ્ઠકલશ જગન્માન્ય મહાભાષ્યના ટીકાકાર થયા. એની સ્ત્રીનું નામ નાગદેવી હતું. તે નાગદેવીના ગર્ભથી બિલ્હણનો જન્મ થયો છે. એવી રીતે પોતાનું વિવરણ કરીને તે પોતાની વિદ્યાનું વિવેચન કરે છેઃ—

" सांगोवेदः फणिपति दृशा शब्दशास्त्रे विचारः—
प्राणायस्य श्रवणसुभगा साच साहित्य विद्या ॥
कोवा शक्तः परिगणयितुं श्रुयतां तत्त्वमेतत्
प्रज्ञादर्शे किमिव विमले नास्य सक्रान्त मासीत् " ॥
'વિક્રમાંકદેવચરિત' સર્ગ ૧૮ મો.

અર્થાત જેને વેદ, વેદાંગ, શબ્દશાસ્ત્ર અને સાહિત્ય આદિ વિદ્યાઓ સારી અવગત હતી અને જેના વિજ્ઞાન આદિની ગણના કોઇપણ કરી શકતું નહોતું; એવા પ્રકારે નાનાવિધ વિષયો જેના બુદ્ધિપટમાં ચિત્રિત હતા. બિલ્હણના જ્યેષ્ટ ભ્રાતાનું નામ ઇષ્ટરામ અને કનિષ્ટ બાંધવનું નામ આનન્દ હતું. એ બન્ને ભાઇઓ પણ સારા વિદ્વાન, કોવિદ અને કવિઓ હતા; એમ તેનાજ ઉલ્લેખથી વિદિત થાય છે.

બિલ્હણે કાશ્મીરમાં શિક્ષણ લઇને ત્યાર પછી નાના દેશોમાં ભ્રમણ

કર્યું હતું. બહુધા તે એકજ સ્થાનમાં બહુ દિવસ રહ્યો નહોતો. દેશાટનમાટે કાશ્મીરથી નીકળીને પ્રથમ તેણે મથુરા, કાન્યકુબ્જ, પ્રયાગ અને કાશીનો પ્રવાસ કર્યો. એ સમયે એનો અને ડહાલ સ્થાનના રાજા કર્ણનો સાક્ષાત્કાર ( મેળાપ ) થયો હતો. ત્યાંના રાજાએ આદર કરવાથી તે થોડાક દિવસ ત્યાં રહ્યો હતો. ત્યાંની રાજસભાના પંડિત ગંગાધરને તેણે શાસ્ત્રાર્થમાં હરાવ્યો અને ત્યાંજ "રામસ્તુતિ" નામક કાવ્યની રચના કરી. એ કાવ્ય તે એની પ્રથમ કૃતિજ સમજવાની છે. ત્યાર પછી કર્ણ રાજા પાસેથી વિદાય થઇને તે ધારાપતિ ભોજ રાજાને મળવાની ઇચ્છાથી ધારાનગરીમાં ગયો, પરંતુ તે પૂર્વેજ ભોજનો સ્વર્ગવાસ થઇ ગએલો હોવાથી તેની ઇચ્છા પૂર્ણ થઇ શકી નહિ. એ ભોજ સુપ્રસિદ્ધ "सरस्वतीकंठाभरणम्" "हयलीलावती" અને "राजमृगांकरणम् આદિ ગ્રંથોનો કર્તા હોવો જોઇએ, એવો ભાસ થાય છે.* ત્યાર પછી તે અણહિલવાડમાં ગયો. ત્યાંનાં ભાષા, આચાર અને વ્યવહાર આદિની તેણે ઘણીજ નિન્દા કરેલી છે. ત્યાંથી તે સોમનાથ નામક સ્થાને ગયો. ત્યાં ઘણીજ ભક્તિથી તેણે સોમનાથ મહાદેવની ઉપાસના કરી અને ત્યાંનાં સમીપવર્તી સ્થાનોને પણ સારી રીતે ફરીને જોયાં. અંતે તેણે સેતુબન્ધ રામેશ્વર તીર્થ પ્રતિ પ્રયાણ કર્યું. એવી રીતે અનેક સ્થળોમાં ભ્રમણ કરીને પછી તે વિક્રમની રાજધાની કલ્યાણ નગરમાં આવ્યો. ત્યાં

* The date of Bhoja ia unfortunately not yet satisfactorily assertained. Losson places his reign between 667–1053. ( J. A. III. 847. ), but the only certain date of his reign is the year 1043 in which Karana the Rajamriganka, is dated. My reasons for placing him later are firstly that Bilhan states that during Bhoja's reign—Someswara Ic. (1040–1069) took Dhàrà by storm and 2ndliy that Kalhana asserts (Rajataranginee VII. 259.) that Bhoja and Kshitirai or Kshitipati were in the time after 1062 the only true friends of Poets. (See Dr. Bhuler's Introduction Vikramankadeva Charita, Foot note. P. 23.)

તેને રાજ્યાશ્રય મળ્યો અને ત્યાંજ તેની વિદ્યા તથા પ્રતિષ્ઠાનું પૂર્વે કરતાં વધારે મૂલ્ય અંકાયું અને તેની કીર્તિમાં વધારો થયો.

બિલ્હણે ચૌલુક્ય રાજધાની કલ્યાણમાંજ ત્રિભુવનમલ્લ વિક્રમાદિત્યના આશ્રયમાં રહીને પોતાના શેષ જીવનને વીતાડયું અને ત્યાંજ એ રાજા પાસેથી વિદ્યાપતિની પદવી પ્રાપ્ત કરી હતી.

" चौलुकेन्द्रादलभतकृतीगोत्रविद्यापतित्वम् "

'વિક્રમાંકદેવચરિત' સર્ગ ૧૮ મો શ્લોક ૧૦૧.

એ ઉપરાંત "રાજતરંગિણી"માં બિલ્હણ વિશે નીચે પ્રમાણેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છેઃ—

" काश्मीरेभ्यो विनिर्यान्तं राज्ये कलशभूपतेः ।
विद्यापतिं यं कर्णाटश्चक्रे पर्माडि भूपतिः ॥ ९३६ ॥
प्रसर्पतः करटिभिः कर्णाटकटकान्तरे ।
राज्ञोऽग्रे ददृशे तुंगं यस्यैवातपवारणम् ॥ ९३७ ॥
त्यागिनं हर्षदेवं स श्रुत्वा सुकविबांधवम् ।
विल्हणो वंचनां मेने विभूतिं तावतीमपि" ॥ ९३६ ॥

અર્થાત્ કલશરાજના રાજ્યમાં જવામાટે કાશ્મીરથી નીકળેલા કે જેને કર્ણાટના પર્માડિ રાજાએ વિદ્યાપતિની પદવીથી વિભૂષિત કર્યો હતો તે કર્ણાટ રાજસેનામાં જવાવાળા રાજાઓ સમક્ષ જેનું અતિપત્ર અર્થાત્ છત્ર ચાલતું હતું તે બિલ્હણે કવિઓના મિત્ર હર્ષદેવના દાનની વાતો સાંભળીને પોતાના સમસ્ત ઐશ્વર્યને વિડંબનાનું સ્વરૂપ માની લીધું.

ત્રિભુવનમલ્લદેવ વિક્રમાદિત્યે કલ્યાણમાં ઇ. સ. ૧૦૭૬ થી ૧૧૨૭ સુધી રાજ્ય કર્યું હતું, અને બિલ્હણ પણ તેજ સમયમાં હતો; કારણ કે, બિલ્હણના લેખ પ્રમાણે અનંત અને કલશ એ બન્ને તેના સમકાલીક રાજાઓ હતા. 'રાજતરંગિણી'માં લખેલું છે કે, અનંતે ૩૫ વર્ષ રાજ્ય કરીને પોતાના પુત્ર કલશને રાજ્યભિષેક કર્યો અને ત્યાર પછી બંનેએ ૧૫ વર્ષ પર્યન્ત એક સાથે રાજ્ય કર્યું. ત્યાર પછી કલશનાં દુશ્ચરિત્રોથી કંટા-

ળીને વિરક્ત બની અનન્તે બે વર્ષ અને છ માસ પર્યન્ત વિજયક્ષેત્રમાં નિવાસ કર્યો. અંતે તેણે ભયંકર કષ્ટો સહન ન થવાથી આત્મહત્યા કરીને આ સંસારનો ત્યાગ કર્યો. સ્વામીના મરણના સમાચાર સાંભળી તેની સ્ત્રી સુભટા અથવા સૂર્યમતી સતી થઇ ગઇ. જનરલ કનિંગ્હામના મત અનુસાર અનંતદેવે ઇ. સ. ૧૦૮૦ માં આત્મહત્યાથી પોતાનું મરણ નિપજાવ્યું હતું. એથી અર્થાત્ તેના પુત્ર કલશરાજે ઇ. સ. ૧૦૮૮ પર્યન્ત રાજ્યશાસન કર્યું.*

બિલ્હણે પોતાના આશ્રયદાતા ચૌલુક્યવંશીય કર્ણાટ રાજા વિક્રમના સંતોષમાટે "વિક્રમાંકદેવચરિત" નામક તેના ચરિત્રના પુસ્તકની રચના કરી. એ વિશે તે સ્વયં લખે છે કે;—

" तेन प्रीत्या विरचितमिदं काव्यमव्याजकान्तम् ।
कर्णाटेन्दो जगति विदुषां कंठभूषात्वमेतु " ॥

'વિક્રમાંકદેવચરિત' સર્ગ ૧૮; શ્લોક ૧૦૨

ડૉક્ટર બૂલર સાહેબ ઉક્ત સર્વ વિષયોનો ઉલ્લેખ કરીને અંતે "વિક્રમાંકદેવચરિત"નો નિર્માણકાળ ઇ. સ. ૧૦૮૫ માં સ્થિર કરે છે:—

" All these circumstances are I think amply sufficient to establish my assertion that Biihan left his country between 1062–1c65 and wrote the Vikramankadeve Charita at an advanced age about 1085, and that his travels and literary activity fall in the third and fourth quarters of the eleventh century."

'વિક્રમાંકદેવચરિત'ના પ્રથમ સર્ગમાં ચૌલુક્યવંશનું વિવરણ કરેલું છે. તેમાં લખેલું છે કે, સંધ્યાના સમયે બ્રહ્માનું આચમનજલ મુખથી બહાર નીકળ્યું, તેથી એક વીર પુરુષ ઉત્પન્ન થયો. ચુલુક એટલે આચમનથી ઉત્પન્ન થયો, માટે ચૌલુક્ય નામથી એ વંશની પ્રસિદ્ધિ થઇ. બ્રહ્માએ દેવોના હિત-

* જુઓ રા. સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇકૃત 'રાજતરંગિણી' પૃષ્ઠ ૩૫૮.

માટે એ પુરુષને ઉત્પન્ન કરેલો છે, એમ પણ લખવામાં આવ્યું છે.

" अथावरासीत् सुभटस्त्रिलोकत्राणप्रवीणश्चुलुकाद्विधातुः " ॥

' વિક્રમાંકદેવચરિત ' સર્ગ ૧ લો; શ્લોક ૫૫.

ઉક્ત ચૌલુક્યવંશ§ પરંપરાગત વૃદ્ધિને પામતો ગયો અને હારીત આદિ મહાત્માઓએ પણ એજ વંશમાં જન્મ લીધો. ત્યાર પછી માલવ્ય રાજાનો જન્મ થયો. એ પ્રસિદ્ધ રાજા હતો અને એનું રાજ્ય ગુજરાતમાં હતું. યથાઃ—

" चक्रे पदं नागरखंडचुम्बि पूगद्रुमायां दिशि दक्षिणस्यां " ॥

માલવ્ય પછી શ્રીતૈલયનો આવિર્ભાવ થયો. એ ચૌલુકયવંશનો મુખ્ય નેતા થયો. એનું રાજસિંહાસન સર્વમાન્ય થયું. એની પછી જયસિંહદેવ સિંહાસનારૂઢ થયો અને તેનો પુત્ર આવટમલ્લ દેવ થયો. એનું બીજું નામ ત્રૈલોક્યમલ્લ દેવ પણ હતું. ત્રૈલોકયમલ્લ દેવે પુત્રની કામનાથી સ્ત્રી સહિત તપશ્ચર્યા કરી હતી. એક દિવસે દેવવાણી થઇ કે, " પુત્રનું મુખ જોવાનું સૌભાગ્ય તને શીઘ્રજ પ્રાપ્ત થશે. " ત્યાર પછી તેને ત્યાં પુત્રનો જન્મ થયો.*

એ પુત્ર સોમદેવના નામથી પ્રસિદ્ધ થયો. પાછો થોડા દિવસ પછી તેને એક બીજો પુત્ર થયો, તેનું નામ વિક્રમદેવ પાડવામાં આવ્યું. પોતાની બાલ્યાવસ્થાથી જ વિક્રમદેવ ઘણોજ પરાક્રમી અને ઉત્સાહી હતો અને એટલામાટે રાજાએ તેને વિક્રમાદિત્ય અથવા વિક્રમ નામથી પ્રસિદ્ધ કર્યો. એજ વિક્રમાંક તે આ ' વિક્રમાંકદેવચરિત્ર 'નો નાયક છે. બિલ્હણે પોતાની પરિણત અવસ્થામાં એ કાવ્યની રચના કરી છે. એમાં અઢાર સર્ગ છે

§ એ વંશનું વિશેષ વર્ણન ડૉકટર ભાંડારકરે પોતાના " Early History of the Deccan " નામક ગ્રંથમાં કરેલું છે; તેમજ ડૉકટર બૂલરે પણ ભૂમિકામાં એનો ઉલ્લેખ કરેલો છે.

* આ વાર્તા પૌરાણિક પ્રઘાત પ્રમાણે જોડી કાઢવામાં આવી હોય, એવોજ નિશ્ચય થાય છે.

અને એ તેની અંતિમ કૃતિ છે. **અફ્રેક્ટ**ના મત પ્રમાણે **બિલ્હણે** એક બીજો અલંકારનો ગ્રંથ પણ રચેલો છે.

બિલ્હણ પોતે જેવો સત્કવિ હતો, તેવો તે સહૃદય નહોતો. તેણે પોતાના સંબંધમાં એટલી બધી ગર્વોક્તિઓ લખેલી છે કે, **શ્રીહર્ષ** કરતાં પણ એ ગર્વોક્તિમાં તે આગળ વધી ગયો છે. પરંતુ તેનામાંના એ આત્મશ્લાઘાના દોષનો ત્યાગ કરીએ, તો તેનાં કાવ્યો અત્યંત મનોહર તથા સંસ્કૃત સાહિત્યનાં રત્નરૂપ છે, એ તો એક સર્વમાન્ય તથા નિર્વિવાદ વાર્ત્તા છે.



# વરાહમિહિર*



**ભા**રતવર્ષના જ્યોતિષીઓમાં **વરાહમિહિર** તે એક સુપ્રસિદ્ધ અને સુપ્રતિષ્ઠિત જ્યોતિષી થઇ ગયા છે. તેમના વિદ્યાગૌરવથી લોકો તેમને **આચાર્ય**ના માનદર્શક નામથી ઓળખતા હતા, અને એજ કારણથી કેટલાક જ્યોતિષ્ ગ્રંથકારોએ એમને વરાહમિહિરાચાર્યના નામથી ઓળખાવ્યા છે. વાસ્તવિક રીતે જોતાં પણ **વરાહમિહિર આચાર્ય**પદને યોગ્યજ હતા. ભગવતી વીણાપાણિ સરસ્વતીના એક કૃપાપાત્રમાં જે જે ગુણો હોવા જોઇએ, તેમાંના ઘણાક ગુણો **વરાહમિહિર**માં વર્ત્તમાન હતા એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. તે જ્યોતિર્વિદ્યાના પારદર્શી વિદ્વાન્ હોવા ઉપરાંત કાવ્ય સાહિત્ય આદિ વિષયોનું પણ સારૂં જ્ઞાન ધરાવતા હતા. તેમની પદ્યરચના પ્રૌઢ, સરસ ને ભાવપૂર્ણ થતી હતી; એ વિષયના તેમના 'બૃહત્સંહિતા' આદિ મહાનિબંધો સંસ્કૃત સાહિત્યના ભંડારમાંનાં પ્રકાશમાન રત્નો છે. **વરાહમિહિર** પોતાના પ્રભાવથી સર્વમાન્ય થએલા હતા અને તેથી અનેક જ્યોતિષ્ ગ્રંથકારોએ અતિશય ગૌરવથી પોતાના ગ્રંથોમાં તેમના નામનો ઉલ્લેખ કરેલો છે. સમસ્ત સૃષ્ટિના જ્યોતિર્વિદોમાં વિખ્યાત મનાતા **ભાસ્કરાચાર્ય** પણ પોતાના 'સિદ્ધાંતશિરોમણિ' નામક જગત્પ્રસિદ્ધ ગ્રંથના પ્રારંભમાંજ લખે છે કેઃ—

" जयन्ति ललितोक्तयः प्रथिततन्त्रसदुक्तयः<br>
वराहमिहिरादयः समवलोक्य येषां कृतिः " ।<br>
कृती भवति मावशोऽप्यतनु तंत्रबंधेऽल्पधीः" ॥

અર્થાત્ જેમણે પોતાની મનોહર ઉક્તિઓથી શાસ્ત્રરચવાની યુક્તિઓનો પ્રસાર કરેલો છે, તે **વરાહમિહિર** જ્યોતિઃશાસ્ત્રમાં સર્વથી અધિક માન્ય

---

*** આ લેખ પ્રથમ 'ગુજરાતી' ના ૧૯૦૫ ના મે માસની ૨૧ મી તથા ૨૮ મીના તથા જૂન માસની ૧૧ મીના મળીને ત્રણ અંકમાં પ્રકટ કરવામાં આવ્યો હતો.**

છે કે જેના ગ્રંથોને જોઇને મારા જેવો એક અલ્પબુદ્ધિ મનુષ્ય પણ મહાશાસ્ત્રની રચનામાં પ્રવૃત્ત થાય છે.

વરાહમિહિર પછી ભાસ્કરાચાર્ય જેવો સુકવિ અને જ્યોતિઃશાસ્ત્રવેત્તા પુરુષ ભારતવર્ષમાં બીજો કોઇ પણ ઉત્પન્ન થયો નથી. એમના ગૌરવની આવી રીતે પ્રશંસા કરવી એ કાંઇ સામાન્ય વાર્તા નથી. વાસ્તવિક રીતે વરાહમિહિર અને ભાસ્કરાચાર્ય બન્ને પુણ્ય પુરુષજ ઉત્પન્ન થયા હતા કે, જેમની વિદ્યાબુદ્ધિથી અને કલ્પનાશક્તિથી જ્યોતિર્વિદ્યાનું વિજ્ઞાન ઘણુંજ પરિમાર્જિત અને પરિવર્દ્ધિત થઇ શકયું છે. કેટલાક આચાર્યો યોગ્યતાવાળા પણ થયા હતા; તેમણે ગ્રંથો પણ બનાવ્યા હતા અને તે પઠનયોગ્ય પણ થયા, છતાં પણ તે ગ્રંથો પ્રચલિત થઈ શકયા નહિ. અર્થાત્ કર્ત્તાઓના મરણ સાથે તે ગ્રંથો પણ નષ્ટપ્રાય થઇ ગયા. એથી એજ સિદ્ધાન્ત કરી શકાય છે કે, ઇશ્વરની કૃપા વિના આ સંસારમાં કીર્તિસહિત નામ સ્થિર નથી કરી શકાતું. પોતાની પ્રવૃત્તિ અનુસાર બહુધા બધા સત્પુરુષો ઉત્તમ કાર્ય કરવામાં આલસ્ય નથી કરતા, પરંતુ કૃતકાર્ય તો કોઇ વિરલ પુરુષજ થઇ શકે છે. વરાહમિહિર અને ભાસ્કરાચાર્યનાં નામોનું આજ સુધી પણ દેશી અને વિદેશી વિદ્વત્સમાજમાં ધન્યવાદ સહિત ઉચ્ચારણ થયા કરે છે અને તેમના ગ્રંથોને લોકો ઘણાજ પ્રેમથી વાંચે છે.

વરાહમિહિર શાકદ્વીપીય બ્રાહ્મણ હતા, એમ ભટ્ટોત્પલના લેખથી જણાય છે. તેમના પિતાનું નામ આદિત્યદાસ હતું અને તે ઉજ્જયિનીના નિવાસી હતા. તેમણે જ્યોતિર્વિદ્યાનો અભ્યાસ પોતાના પિતા પાસેથી કર્યો હતો અને કાપિત્થ નામના સ્થાનમાં સૂર્યનું વરદાન મેળવ્યું હતું. એ સર્વ 'બૃહજ્જાતક'ના અન્તિમ અધ્યાયના એક શ્લોકથી જાણી શકાય છે. તે શ્લોક નીચે પ્રમાણે છે:—

"आदित्यदासतनयस्तदवाप्तबोधः
कापित्थके सवितृलब्धवरप्रसादः ।
आवन्तिको मुनिमतान्यवलोक्य सम्य-
ग्घोरां वराहमिहिरो रुचिरां चकार" ॥

એનો ભાવાર્થ આપણે ઉપર લખેલોજ છે. વરાહમિહિરે પોતા વિષે એથી વધારે બીજું કાંઈ કોઇ પણ સ્થળે લખ્યું નથી. વરાહમિહિરનો પ્રથમ ગ્રંથ 'પંચસિદ્ધાન્તિકા' નામનો છે. તેમાં ગ્રંથારંભનો શક ૪૨૭ અર્થાત્ ઇ. સ. ૫૦૫ છે. એ શક રોમકસિદ્ધાન્ત અનુસાર અહર્ગણ કરીને લખાયલો છે. ડૉકટર ભાઉ દાજીનો એવો અભિપ્રાય છે કે, અહર્ગણનું ગણિત રોમક સિદ્ધાન્તની રીતિને અનુસરીનેજ છે; અને ડૉકટર કર્નનું એવું મંતવ્ય છે કે, એ શક વરાહમિહિરના જન્મનો છે. અલ્બીરૂનીએ એવો નિશ્ચય બતાવ્યો છે કે, એ શક ગ્રંથારંભનો છે.[1] વાસ્તવિક એજ મત સત્ય છે; કારણ કે, કરણ ગ્રંથોમાં ગ્રંથારંભનોજ શક પ્રથમ લખવાની રીતિ પરંપરાથી પ્રચલિત છે. હંટર સાહેબે જે ઉજ્જયિનીનિવાસી જ્યોતિષીઓનો સમયનિર્ણય લખેલો છે, તેમાં શક ૪૨૭ ને 'પંચસિદ્ધાન્તિકા'નોજ સ્થિર કરેલો છે.[2] તેને રોમકસિદ્ધાન્ત અથવા વરાહમિહિરના જન્મનો શક બતાવ્યો નથી. 'પંચસિદ્ધન્તિકા'ની ભૂમિકામાં ડૉકટર થીબોએ ઉક્ત મહાશયોના મતોનો ઉલ્લેખ કરેલો છે અને તે સર્વની સમીક્ષા કરીને પોતાના મતને આવી રીતે નિશ્ચિત કરેલો છે:—

" For the time of the composition of the Panchasiddhantika itself there would thus remain the period between 505 and 587 A. D. So that we shall probably be not far wrong in fixing it about the middle of the sixth century ".[3]

ડૉક્ટર થીબોનો મત અભ્રાન્ત છે. એમના મતે નિર્વિવાદ સિદ્ધ છે કે, વરાહમિહિર પાંચમી સદીના ઉત્તરભાગમાં ઉત્પન્ન થયા હતા. એક

1 See Dr. Kern's Preface to the Brihat Samhita, P. 2-3.

2 Cf. Colebrooke Algebra, P. XXXIII.

3 Dr. G. Thibaut's introduction to the Panchasiddhantika, P. XXX.

આમરાજ નામના ટીકાકારના લેખના આધારે ડૉક્ટર **ભાઉ દાજીએ** એમ સિદ્ધ કર્યું છે કે, **વરાહમિહિર** શક ૫૦૯ માં કૈલાસવાસી થયા. એ માત્ર એક કલ્પનાજ છે; કારણકે, એનું કોઇ પણ બળવાન્ પ્રમાણ નથી.

'જ્યોતિર્વિદાભરણ' નામક જ્યોતિષનો એક ગ્રંથ છે અને તેનો કર્તા જ્યોતિષી કાલિદાસ છે. એ ગ્રન્થના અંતિમ અધ્યાયમાં ઇતિહાસ સંબંધી કેટલીક વાતો લખેલી છે. તે અધ્યાયનો એક નવરત્ન શ્લોક છે અને તે વિદ્યાશીલ આબાલ વૃદ્ધને મોઢે છે. તે આ પ્રમાણેઃ—

"धन्वन्तरि क्षपणकामरसिंहशंकु–
वेताल भट्ट घटखर्पर कालिदासाः ।
ख्यातो वराह मिहिरो नृपतेः समायां—
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥"

એનો ભાવાર્થ સરળ છે. પ્રસ્તુત શ્લોકમાં **વરાહમિહિરના** નામનો નિર્દેશ હોવાથી અમે તેનું અહીં અવતરણ કરેલું છે. એમાં ગણાવેલા નવરત્નો **વિક્રમની** સભામાં હતા, એવો ગ્રંથકારનો અભિપ્રાય છે. હવે પ્રશ્ન એ થાય છે કે, ખરી રીતે એ નવરત્નો હતા કે નહોતા? એ વિષયમાં વિદ્વાનોની વિશેષ સંખ્યાનો એજ નિશ્ચય છે કે, નહોતા. "નહોતા" એ મતમાં કાંઇક સત્યતા રહેલી છે ખરી; કારણ કે, 'જ્યોતિર્વિદાભરણ'નો લેખનકાળ ૧૩ મી શતાબ્દિનો છે; અર્થાત્ પોતાથી પૂર્વે લગભગ એક હજાર વર્ષ પર બનેલા બનાવોનો ઉલ્લેખ એમાં કેવી રીતે અને શા આધારે કરાયો, એ વિશેનું કાંઇ પણ યોગ્ય પ્રમાણ એમાં મળી નથી શકતું. **ધન્વન્તરિ, ક્ષપણક, શંકુ, વેતાલ, અને ઘટખર્પર** આદિ વિશે તો કાંઈ બીના જણાતીજ નથી; તેમજ **કાલિદાસ** પણ પાંચ થયા છે, કે જેમાંના પ્રથમ **કાલિદાસ** તે રઘુવંશ, કુમારસંભવ અને મેઘદૂતના કર્તા; **વિક્રમની** સભામાં હતા. તેમનો સમય ઇ. સ.થી ૫૭ વર્ષ પૂર્વનો છે. બાકીના ચાર કાલિદાસો **શાકુન્તલ,** વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર અને ઋતુસંહારના રચયિતા છે. એમાંનો કયો ગ્રંથ કોણે રચ્યો, એનો નિર્ણય કરવો, તે કાર્ય ઘણુંજ કઠિન છે. પરંતુ એ ગ્રંથોના વાંચનથી એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે,

એ ચારે ગ્રંથ એક કવિના રચેલા તો નથીજ. વળી એ પણ એક શંકા થાય છે કે, જો એ ચારે ગ્રંથો એકજ કવિના રચેલા હોત, તો પાંચ પાંચ કાલિદાસોનાં નામો આજ સુધી કેમ સાંભળવામાં આવત ? 'જ્યોતિર્વિદાભરણ'ના કર્ત્તા તો એ પાંચથી પણ ભિન્ન એટલે છઠ્ઠાજ વિદિત થાય છે. ડૉક્ટર કર્ને પોતાની 'બૃહત્સંહિતા'ની ભૂમિકામાં કાલિદાસ અને વરાહમિહિર એ ઉભય સમકાલિક હતા, એમ જણાવે છે. છઠ્ઠી સદીમાં કોઇ કાલિદાસ થયો હોય, તો તે સંભવિત છે; પરંતુ પ્રથમ કાલિદાસને પણ જો તેજ સમયનો માનવામાં આવે, તો તે પ્રમાદ છે. અમરસિંહના કાળનિર્ણયનો વિષય પણ વાદગ્રસ્ત છે. બહુધા બધાએ સંદિગ્ધ લેખોજ લખ્યા છે; પરંતુ ઉક્ત કાલિદાસ જ્યોતિષી તેમને પણ નિઃસંશય વરાહમિહિરના સમયનોજ બતાવે છે. એ બહુજ વિરુદ્ધ અને વિચારવા જેવો વિષય છે. અમરસિંહ માત્ર એકલોજ હતો; કાલિદાસોની પેઠે પાંચ છ નહોતા. અમારા અભિપ્રાય પ્રમાણે અમરસિંહ ઇ. સ. ની પૂર્વે અને પતંજલિની પછી ઉત્પન્ન થયો હતો. એ વિષે શ્લોકનું એક ચરણ પ્રસિદ્ધ છે, તે અહીં ઉતારી લેવામાં આવે છેઃ-

" अमरसिंहो हि पापीयान् सर्वं भाष्यमचूचुरत् ॥

અર્થાત્ અમરસિંહ મહાપાપી છે; તેણે સર્વ ભાષ્યોને ચોરી લીધાં; એટલે કે પોતાના ગ્રંથમાં ભાષ્યની કેટલીક પંક્તિઓ જેમની તેમ લખી દીધી. એ કિંવદંતી ( કહેવત ) ઘણીજ પ્રાચીન છે, અને સૂક્ષ્મ અવલોકન કરતાં 'અમરકોષ'માં વ્યાકરણનાં કેટલાંક સૂત્રો શ્લોકમાં મેળવી નાખેલાં તત્કાળ આપણી દૃષ્ટિએ પડી શકે તેમ છે. પ્રોફેસર ગોલ્ડસ્ટુકરના મત પ્રમાણે પતંજલિનો સમય ઇ. સ. થી ૧૨૦ વર્ષ પહેલાંનો છે અને ડૉક્ટર ભાંડારકરના મત પ્રમાણે તેનો કાળ ઇ. સ. થી ૧૫૦ વર્ષ પહેલાંનો સિદ્ધ થએલો છે;* અર્થાત્ હવે નવરત્નના શ્લોકનું શું મહત્ત્વ માની શકાય? સારાંશ કે 'જ્યોતિર્વિદાભરણ'નો અંતિમ અધ્યાય આખો પરસ્પર અસંગત સિદ્ધાન્તોથીજ

* See Dr. Bhandarkar's 'Early History of the Deccan.'

ભરેલો છે અને તેથી તે સર્વથા અનાદરનેજ પાત્ર છે. એ વિષયમાં વિલ્સન સાહેબનો અભિપ્રાય એવો છે કે, ઇ. સ. ૫૦૦ માં અમરસિંહ વર્તમાન હતો અને જેકોબીના મત પ્રમાણે ઇ. સ. ૫૦૦ માં 'અમરકોષ'નો ચીની ભાષામાં અનુવાદ થયો હતો. વેબર સાહેબ એ વિષયમાં કાંઇ ન લખવા છતાં પણ લખે છે કે, 'અમરકોષ' વિનાના બીજા બધા કોશો ૧૧ મી કે બારમી સદીનાજ છે. હવે આ સર્વ મતોની સત્યતા અને અસત્યતા વિષે આપણે શો અભિપ્રાય બાંધીએ ? કાંઇ નહિ. છતાં પણ પૂર્વાપરના વિચારથી એટલું તો જણાય છે કે, "ગૌરાંગ ઉવાચ" વિના એમાં બીજી કશી યુક્તિ તો નથીજ.

'બૃહત્સંહિતા'ની ભૂમિકામાં ડૉક્ટર કર્ને બુદ્ધગયાના એક પ્રાચીન લેખનો અનુવાદ આપેલો છે. એ અનુવાદના કર્તા વિલ્કિન્સ સાહેબ છે. એ અમરદેવના બંધાવેલા એક દેવમંદિરનો લેખ છે. એ અમરદેવનેજ અમરસિંહ માનવામાં આવે છે અને તેને વરાહમિહિરનો સમકાલિક બતાવવામાં આવે છે. તેમજ 'જ્યોતિર્વિદાભરણ'ના નવ રત્નોની સત્યતાને સિદ્ધ કરીને ડૉક્ટર કર્ને લખે છે કે;—

"It is all the same Budha Gaya that General Cunningham has found a corroboration of the tradition that Amarsing was contemporary, or at all events nearly contemporary, with Varahamihir. The learned archaeologer shows that the Buddhist temple at Gaya, the remains of which he has surveyed, is the same as the one seen by Hiouen Thsang between 629–642 A. D. He shows further that the temple did not yet exist at the time of fa-Hian's visit between 399 and and 414 A. D., as the temple, according to the inscription before mentioned, was erected by Amar Deva, one of the nine gems at the court of Vikrama-

ditya. He concludes that Amar Deva is the same with Amar Singh, the author of the Amarkosh, and that the same Amar Singh must have lived between 400 and 600 A. D, Taking the mean, we get 600 A. D., which again coincides with what we should expect in regard to Varahamihir ".*

વરરુચિનો સમય નિશ્ચિત નથી. ગોલ્ડસ્ટુકરના મતે તે પતંજલિનો સમકાલિક હતો અને કાવેલના અભિપ્રાય પ્રમાણે તે ક્રાઇસ્ટથી પહેલાં† અને લાસનના સિદ્ધાંત અનુસાર તે ક્રાઇસ્ટની પહેલી સદીના મધ્ય ભાગમાં હતો. ડૉકટર **ભાંડારકર** "નવરત્ન" શ્લોકને આધારે એજ ઘટનાને છઠ્ઠા શતકના મધ્યમાં સ્થિર કરે છે.§ ગમે તેમ હો, પણ એટલું તો સ્પષ્ટ છે કે, "નવરત્નો" **વિક્રમની** સભાના નવ વિદ્વાનો કોઇ પણ રીતે એક સમયમાં તો સિદ્ધ થઇ નથીજ શકતા. મનુષ્યોના વિચારો પરસ્પર ભિન્ન થયાજ કરે છે એમાં કાંઇ પણ આશ્ચર્ય જેવું નથી. "तुंडे तुंडे सरस्वती" વરાહમિહિરના સંબંધથી એ વિષયોનો અલ્પ ઉલ્લેખ અહીં અયોગ્ય કે અપ્રાસંગિક તો નથીજ.

હવે વરાહમિહિરના ગ્રંથોના વિષયમાં કાંઇક લખવું વિશેષ ઉપયોગી થઇ પડશે. પ્રથમ જેનો ઉલ્લેખ થએલો છે, તે 'પંચસિદ્ધાન્તિકા' વરાહમિહિરનો પ્રથમ ગ્રંથ છે. વરાહમિહિરે એ ગ્રંથની રચના પૌલિશ, રોમક, વશિષ્ઠ, સૌર ને પૈતામહ એ પાંચ સિદ્ધાન્તોના આશયથી કરેલી છે. એ પાંચે સિદ્ધાન્તોમાંથી સૌર એટલે સૂર્યસિદ્ધાન્તને ગ્રંથકારે ઉત્તમ માનેલો છે. એ પાંચે સિદ્ધાન્તોની વ્યવસ્થાનું તેમણે આ પ્રમાણે વિવેચન કરેલું છે:—

* See Dr. Kern's Preface to the Brihat-Samhata, P. 19.

† Cowell's Prakrit Prakash, P2.

§ Dr. Bhandarkar's Early History of the Deccan, P. 12.

" पौलिशकृतः स्फुटोऽसौ तस्यासन्नस्तु रोमकः प्रोक्तः ।
स्पष्टतरः सावित्रः परिशेषौ दूरविभ्रष्टौ " ॥

અર્થાત્ પુલિશ સિદ્ધાન્ત સ્પષ્ટ છે અને તેથી તે કાર્યમાં લાવવા યોગ્ય છે, રોમક સિદ્ધાન્ત પણ કાંઇક ઠીક છે, સાવિત્ર અર્થાત્ સૂર્ય-સિદ્ધાન્ત અતિ શુદ્ધ છે અને બાકીના પૈતામહ એટલે બ્રહ્મસિદ્ધાન્ત અને વશિષ્ઠસિદ્ધાન્ત અતીવ અશુદ્ધ છે. વાસ્તવિક રીતે જોતાં આર્ષસિદ્ધાન્તોમાં સૂર્યસિદ્ધાન્તજ માત્ર સર્વ પ્રકારે સંપૂર્ણ છે. બ્રહ્મસિદ્ધાન્ત એક નહિ, પણ અનેક ઉપલબ્ધ થાય છે અને તે દુર્વ્યવસ્થિત પણ પ્રતીત થાય છે. બહુધા કેટલાકો બ્રહ્મસિદ્ધાન્તનેજ બીજા સર્વ સિદ્ધાન્તોનું મૂળ માને છે; પરંતુ તેમની એ માન્યતાનું મુખ્ય કારણુ "બ્રહ્મ" શબ્દજ છે કે, બીજું કાંઇ, એનો નિશ્ચય થઇ નથી શકતો. તેમજ કેટલેક સ્થળે પંચાગ પણ એજ બ્રહ્મસિદ્ધાંત અનુસાર બનાવવામાં આવે છે; પરંતુ એ રીતિને ત્યાગીને પંચાંગની રચના સૂર્યસિદ્ધાંતને અનુસરીને કરવી તે વધારે ઉચિત છે. આજકાલનો એજ સર્વમાન્ય માર્ગ છે; કારણુ કે, જ્યારે વરાહમિહિરના સમયમાંજ બ્રહ્મસિદ્ધાંત ભ્રષ્ટ હતો, ત્યારે આટલાં બધાં વર્ષો પછી તો તેની ભ્રષ્ટતા કેટલી બધી વધી ગયેલી હોવી જોઇએ, એ વિચાર કરતાં તત્કાળ સમજી શકાય તેમ છે. છતાં પણુ ખેદથી કહેવું પડે છે કે, પંચાંગના વિષયમાં લોકો, રાખવું જોઇએ તેટલું અને તેવું ધ્યાન બિલકુલ રાખતા નથી.

એ 'પંચસિદ્ધાંતિકા' નામક ગ્રંથ, કાળના પ્રબળ પ્રભાવથી ગુપ્ત થઇ ગયો હતો. ક્યાંક ક્યાંક મહાન્ કાઠિન્યથી તે મળી શકતો હતો; પરંતુ થોડાક દિવસ થયા ડૉક્ટર થીબો અને પંડિત સુધાકર દ્વિવેદીએ એ ગ્રંથને ઘણાજ પરિશ્રમથી શુદ્ધ કરીને પ્રકટ કરેલો છે. એ ગ્રંથ મૂળ, ડૉક્ટર થીબોકૃત અંગ્રેજી અનુવાદ અને વિસ્તૃત ભૂમિકા તથા પંડિત સુધાકર દ્વિવેદીકૃત સટીક ઉપપત્તિ સહિત બહાર પડયો છે. ભટોત્પલે વરાહમિહિરના પ્રત્યેક ગ્રંથની ટીકા કરેલી છે, પરંતુ એ ગ્રંથની ટીકા મળી નથી શકી તેથીજ દ્વિવેદીએ ટીકા કરવાનો પ્રયાસ કર્યો છે. વાસ્તવમાં દ્વિવેદીએ બહુ કાર્યો કરેલાં છે

અને હજી પણ કરે જાય છે કે, તેથી ખરેખર તે ઘણાજ ધન્યવાદને પાત્ર અને શ્રદ્ધાસ્પદ થયા છે એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ નથી.

વરાહમિહિરનો બીજો ગ્રંથ 'બૃહજ્જાતક' છે. **ભા**રતવર્ષના બહુધા સમસ્ત પ્રાંતોમાં એનો વિપુલતાથી પ્રચાર થયેલો છે. એની **ભ**ટોત્પલ, **મ**હીધર અને **મ**હાદેવની મળીને એકંદર ત્રણ ટીકાઓ પ્રસિદ્ધ છે; પરંતુ **ભ**ટોત્પલની ટીકા સહિત એ ગ્રંથ વિપુલતાથી બજારમાં મળી શકે છે; અર્થાત્ એનો પ્રચાર વધારે છે. **મ**હીધરકૃત ટીકા પણ એકવાર પ્રસિદ્ધ થઇ ચૂકી છે. એ ટીકા બધી ટીકાઓમાં ઉત્તમ અને બાલબોધ છે. કોઈ કેરલ દેશવાસીએ 'બૃહજ્જાતક'ની એક દશાધ્યાયી નામની બીજી પણ ટીકા કરેલી છે; પરંતુ તે ભાગ્યેજ મળી શકે છે. તે ઘણીજ ઉત્તમ છે.

'બૃહજ્જાતક'ના વાંચનથી જાણી શકાય છે કે, **વરાહમિહિર** ફાર્સી (Persian) ભાષા પણ જાણતા હતા; કારણ કે, એ ગ્રંથમાં મેષ આદિ રાશિઓની સંજ્ઞા ગ્રીક નામોને અનુસરીને આપેલી છે. ઉક્ત ગ્રંથના પ્રથમ અધ્યાયમાં એક શ્લોક છે કે:—

" क्रिय, ताबुरि, जितुम, कुलीर, लेय, पाथोन, जूक, कौर्प्यारव्याः ।
दौसिक, आकोकेरो, हृद्रोगाश्चान्त्यमं चेत्थम् "

એ ઉપરાંત બીજાં નામો પણ લખેલાં છે, પરંતુ તે રાશિઓનાં નથી. જેમ કે:—

" केन्द्रात्परं पणकरं परतश्च सर्व--
मापोक्लिमं हिबुकमम्बुसुखं च वेश्म ।
जामित्रमस्तभवनं सुतभं त्रिकोणं--
मेषूरणं दशममत्र च कर्म विद्यात् " ॥

એ નામો ઉપરાંત વળી બીજાં નામો પણ ક્યાંક ક્યાંક મળી આવે છે, જેવાં કે, હરિજ, દ્રેષ્કાણ ઇત્યાદિ. હરિજ શબ્દ 'સૂર્યસિદ્ધાંત'માં પણ છે.

" मध्यलग्नसमे भानौ हरिजस्य न संभवः "

અહીં **હરિજ** શબ્દનો અર્થ ક્ષિતિજ છે કે, જેને અંગ્રેજીમાં Horizon ના નામથી ઓળખવામાં આવે છે. Horizon શબ્દ **હરિજ** શબ્દનોજ

અપભ્રંશ છે. લેપ અને કૌર્પિ એ શબ્દોથી અંગ્રેજીમાંના Leo અને Scarpio શબ્દોની ઉત્પત્તિ થયેલી છે. એ બે અનુક્રમે સિંહ અને વૃશ્ચિક રાશિનાં નામો છે. ઉપર આપેલા બન્ને શ્લોકોમાં જે જે નામોનો ઉલ્લેખ છે, તેમનો અને તેવાંજ બીજાં પણ કેટલાંક નામોનો વેબર સાહેબે પોતાના History of Indian Literature નામના ગ્રંથમાં ઉલ્લેખ કરેલો છે અને તે આ પ્રમાણે છે;–હિમ્ન, હેલિ, આર, જ્યો, આસ્કુજિત્, કોણ, હોરા, કેન્દ્ર, દ્રોષ્કાણ, લિપ્તા, અનફા, સુનફા, દુરૂધરા, કેન્દ્રુદ્રુમ, વેશિ, આપોક્લિમ, પણ, ફર, હિબુક, જામિત્ર, મેષૂરણ, ધૂન અથવા ધૂત, સિપ્ર અને ત્રિકોણ. એ નામોમાંના કોણ, હોરા અને ત્રિકોણ એ નામો તો આપણી ભાષાનાંજ છે. ભ્રમથી તેમને ગ્રીક નામોમાં ગણવામાં આવ્યાં છે. એ નામોનો ઉલ્લેખ કરીને વેબર સાહેબ લખે છે કે, "રાશિચક્ર સંબંધી જ્ઞાનમાં હિન્દુઓમાં જે ન્યૂનતા હતી, તે ગ્રીક જ્યોતિષીઓની સહાયતાથી દૂર થઇ છે; કિંબહુના એક પ્રકારે હિન્દુઓએ વૈજ્ઞાનિક રીતિથી જ્યોતિર્વિદ્યાનું અધ્યયન પણ ગ્રીક લોકો પાસેથીજ કરેલું છે." પરંતુ તેમનું એ લખવું ભ્રમ મૂલક છે; કારણ કે, આપણા આર્ષસિદ્ધાંતોમાં રાશિચક્ર સંબંધી તો શું પણ કેટલાક કઠિન અને સૂક્ષ્મ વિષયોનો પણ ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે એ વાર્ત્તા સર્વમાન્ય હોવાથી તેનાં પ્રમાણો આપવાની કાંઇ પણ અગત્ય નથી. આર્ય ભટ્ટ નામક જ્યોતિષી ભારતવાસી જ્યોતિષીઓમાં સર્વથા પ્રાચીન છે. તેણે પોતાના 'આર્ષસિદ્ધાંત'માં પૃથ્વીના ભ્રમણને સિદ્ધ કરી બતાવ્યું છે; એ વાતનો આજે પાશ્ચાત્ય જ્યોતિર્વિદો પણ આનંદથી સ્વીકાર કરે છે. એવા બીજા પણ અનેક વિષયો વિચારશીલ પુરુષોનાં નેત્રો સમક્ષ ઉપસ્થિત છે. અર્થાત્ જો સત્ય કહીએ તો આપણા ભારતનિવાસી આર્ષ ગ્રંથોની લેખનપ્રણાલી ઘણીજ ગહન અને દુર્ગમ્ય છે, તેથી સૂક્ષ્મતાથી તેનું પઠન પાઠન કર્યા વિના તેના અભિપ્રાયને આપણે સહજમાં જાણી નથી શકતા; સારાંશ કે સંપૂર્ણ રીતે આપણા ગ્રંથોનું અવલોકન કર્યા વિના કોઇ પણ વિષયનો નિર્ણય કરવાને જે તત્પર થતા હોય, તેમને ઉપમા શી આપવી, તેની અમારા મસ્તિષ્કમાં કલ્પના આવી નથી શકતી.

એ વિષયો ઉપરાંત 'બૃહત્સંહિતા'માં યવનોની ફલિત વિદ્યાના ઉત્કર્ષનો ઉલ્લેખ પણ કરેલો છે. જેમકે:—

" म्लेच्छा हि यवनास्तेषु सम्यक् शास्त्रमिदं स्थितम् ।
ऋषिवत्तेपि पूज्यन्ते किं पुनर्दैवविद्द्विजः " ॥

અર્થાત્ મ્લેચ્છ કે જેઓ યવનોના નામથી ઓળખાય છે, તેમનામાં પણ એ જ્યોતિર્વિદ્યા સારી રીતે પ્રચલિત છે. તેઓ પણ ઋષિઓ પ્રમાણે મનાય છે, ત્યારે જે બ્રાહ્મણ જ્યોતિષી હોય, તે તો અવશ્ય આદરણીય હોવો જ જોઇએ. એ ઉલ્લેખથી પણ સિદ્ધ થાય છે કે, વરાહમિહિરે ફારસી ભાષામાં પણ સારી યોગ્યતા મેળવેલી હોવી જોઇએ, તેમજ યવનોના સિદ્ધાન્તોને પણ સારી રીતે જાણેલા હોવા જોઇએ. ખરી રીતે જોતાં ફલિત અને ગણિત એ બન્ને વિદ્યાઓની ઉન્નતિ યવનોમાં ઘણીજ થએલી છે. 'બૃહજ્જાતક'માં માણ, યવન અને મણિત્થ આદિ યવન પંડિતોનાં નામો લખેલાં છે અને તેમના મતોનો પણ સ્વીકાર કરવામાં આવ્યો છે. યવનોમાં યવનાચાર્ય અથવા વૃદ્ધ યવન નામક એક મહા ધુરંધર વિદ્વાન્ થઈ ગયો છે. આપણા અહીંના તાજક ગ્રંથોમાં તેનું નામ અને તેનાં પ્રમાણવાક્યો મોટી સંખ્યામાં મળી આવે છે. યવનાચાર્યનો "યવનજાતક" મુખ્ય ગ્રંથ છે. એ ગ્રંથનેજ "વૃદ્ધયવનજાતક" ના નામથી પણ ઓળખવામાં આવે છે. પરંતુ બે ચાર સ્થળે એક બીજો નાનો "યવનજાતક" નામક ગ્રંથ પ્રકટ થયો છે, તે મૂળ 'યવનજાતક' હોય એમ લાગતું નથી. મૂળ 'યવનજાતક' તો દુર્લભજ છે. વિલાયતની "ઇંડિયા ઑફિસ લાયબ્રેરી" ના સૂચિપત્રમાં 'યવનજાતક' અથવા 'મીનરાજજાતક' નામક ગ્રંથનો ઉલ્લેખ કરાયલો છે; પરંતુ એજ યથાર્થ 'યવનજાતક' છે એવો નિશ્ચય થઇ નથી શકતો. ઉક્ત સૂચિપત્રમાં એ ગ્રંથના આદિ શ્લોકો આપેલા છે; તે આ પ્રમાણે:—

" सृष्टेर्विधौत्र जगतां शिवाय संहारकाले स्थितयेऽच्युताय ।
तुभ्यं नमः सर्वमताय नित्यं त्रयीमयायामल भास्कराय ॥
यदुक्तवान् पूर्व मुनिस्तु शास्त्रं होरामयं लक्षमितं मयाय ।
तन्मीनराजो निपुणं स्वबुद्ध्या विचिन्त्य चक्रेऽष्टसहस्रमात्रम् "

ઇત્યાદિ ૧૭ શ્લોક છે. એથી એવું અનુમાન થઇ શકે છે કે, **મીન**રાજ **યવનાચાર્ય**થી પણ પહેલાંના કોઇ વિદ્વાન થઈ ગયા છે, અને તેમણેજ લક્ષમિત હોરાશાસ્ત્રને માત્ર આઠ હજાર ( શ્લોક ) નું બનાવી નાખ્યું છે એમના ગ્રંથનો આશય લઇને **યવનાચાર્યે** પોતાનો "યવન જાતક" નામક ગ્રંથ બનાવેલો છે, અને **મીન**રાજના સંબંધથી કદાચિત્ તેનો પણ "મીનરાજજાતક" ના નામથી વ્યવહાર થયો હોય તો તે સંભવિત છે. વળી **મીન**રાજે પોતેજ પોતાના ગ્રંથનું નામ "મીનરાજ જાતક" રાખેલું હોય, તો તે પણ સંભવે છે અને તેથીજ એ નામ ચાલતું આવ્યું છે.

ઉક્ત બન્ને શ્લોકોમાં "પૂર્વ મુનિ" ના ઉલ્લેખથી સ્પષ્ટ રીતે એ નથી સમજી શકાતું કે, તેનો કોનાથી સંબંધ છે. કદાચિત્ એ શબ્દ સૂર્યનો વાચક હોય, એવી કલ્પના થઇ શકે છે; કારણ કે, **મય**ને સૂર્યના આરાધનથીજ સિદ્ધાન્તનું જ્ઞાન પ્રાપ્ત થએલું છે, તેથી હોરાના જ્ઞાનની પ્રાપ્તિમાટે પણ તેણે સૂર્યની આરાધના કરી હોય, તો તે બની શકે તેમ છે. જો એ કલ્પના સત્ય હોય, તો **મયાસુર**ને જ્યોતિઃશાસ્ત્રના સિદ્ધાન્ત અને હોરા એ બે ભાગોનો આવિર્ભાવક કહેવો જોઇએ; કારણ કે, **મયાસુર**થીજ પરંપરાગત લોકોમાં એ વિદ્યાની પ્રવૃત્તિ થએલી છે. છતાં પણ બીજાં કોઇ દૃઢ પ્રમાણો વિના એ કાલ્પનિક માન્યતામાં આપણો જોઇએ તેટલો વિશ્વાસ બંધાતો નથી. બહુધા બહુ વાર્તાઓ કિંવદતીઓમાંથી છૂટી પડીને સત્યમાં મળી જાય છે અને તેથીજ સત્ય શું છે, તે જાણવાનું આપણા માટે બહુ કઠિન થઇ પડે છે.

**વરાહમિહિર**નો ત્રીજો ગ્રંથ 'લઘુ જાતક' છે, અને તે પણ **ભટ્ટો**ત્પલકૃત ટીકા સહિત ઉપલબ્ધ છે. 'બૃહજ્જાતક'માં જે જાતક અને જન્મપત્રના ફલ સંબંધી વાતો લખેલી છે, તેજ વિષયોનો આમાં સંક્ષેપથી સંગ્રહ કરેલો છે. આપણા **ભારતવર્ષ**માં જન્મપત્ર બનાવવું અને તેનું ફળ કહેવું એ બધું આર્ષ તથા માનુષ ગ્રંથાનુસાર છે. આજકાલ વર્ષફળની જે રીતિ પ્રચલિત છે, તે **યવન**મત અનુસાર છે; અને બહુધા **યવન**ના સમયથીજ એની પ્રવૃત્તિ થએલી છે. આર્ષ ગ્રંથોમાં એ વિશે કાંઇ પણ લખવામાં

આવ્યું નથી. આપણા દેશમાં યવન રાજ્યના સમયમાં રચાયલા "**તાજિક નીલકંઠ**" "**તાજિક સાર**" અને "**તાજિક કૌસ્તુભ**" આદિ જેટલા ગ્રંથો છે તે સઘળા યવન ફલિત અનુસાર છે. પ્રાચીન આર્ષ ગ્રંથો સાથે એમનો કાંઇ પણ સંબંધ નથી.

વરાહમિહિરનો ચોથો ગ્રંથ 'વિવાહપટલ' અને પાંચમો 'યોગયાત્રા'* છે. 'વિવાહપટલ' બહુજ ઓછો એટલે કે ચોથા ભાગ જેટલોજ મળી શકે છે. 'યોગયાત્રા' ગ્રંથ **ભટ્ટોત્પલ**કૃત ટીકા સહિત મળે છે. છતાં પણ હજી એ ગ્રંથ છપાયો નથી; ગ્રંથ અતિ ઉત્તમ કહેવાય છે.

વરાહમિહિરનો છઠ્ઠો ગ્રંથ 'સમાસસંહિતા' અને સાતમો 'બૃહત્સંહિતા' છે. 'સમાસસંહિતા' આજ સુધીમાં કોઇને પણ પ્રાપ્ત થઇ શકી નથી. **ભટ્ટોત્પલે** પોતાની 'બૃહત્સંહિતા'ની ટીકામાં એ ગ્રંથના કેટલાક શ્લોકો વારંવાર પ્રમાણુ તરીકે આપેલા છે અને તેથી એવું અનુમાન કરી શકાય છે કે, એ ગ્રંથની રચના 'બૃહત્સંહિતા'થી પૂર્વે કરાયલી હોવી જોઇએ. 'બૃહત્સંહિતા', વરાહમિહિરનો અંતિમ ગ્રંથ છે અને એ એક મહાન્ પુસ્તક છે. એની રચના ઘણીજ સરસ તેમજ સરળ છે. એવી રચના કરવાવાળા ભારતવર્ષના જ્યોતિષીઓમાં બીજા એક **ભાસ્કરાચાર્યજ** માત્ર ઉત્પન્ન થયા છે. ઇ. સ. ૧૮૬૪ માં ડૉકટર કર્ને બંગાલ એશિયાટિક સોસાઇટીમાં એનું મૂળ માત્ર પ્રકટ કર્યું હતું. ત્યાર પછી ઘણા દિવસે અને હાલ થોડા દિવસની વાતપર **ભટ્ટોત્પલ** વિવૃત્તિ સહિત મહામહોપાધ્યાય પંડિત **સુધાકર દ્વિવેદીએ** ઘણીજ ઉત્તમતાથી અને શુદ્ધતાથી એ ગ્રંથ છપાવીને પુનઃ પ્રસિદ્ધ કર્યો છે.

* ડૉકટર કર્નના મનમાં એવો સંદેહ થયો છે કે, બૃહત્ અને લઘુ એવા ભેદથી બે યોગયાત્રાઓ છે; પરંતુ એ ભ્રમ છે; 'યોગયાત્રા' એકજ છે. જે ગ્રંથ તેમને પોતાને મળ્યો છે, તેના સંબંધમાં તેઓ લખે છે;—

"It is uncertain that whether it be the Swalpa or the Brihat-yatra, as no indication of it can be found; title of the work is Yog-yatra. (See his Preface to the Brihat-Sambita. P. 26.)

'બૃહત્સંહિતા'ના સપ્તર્ષિ શીર્ષક ચોથા અધ્યાયમાં યુધિષ્ઠિરના શકનો ઉલ્લેખ કરેલો છે, તે આ પ્રમાણેઃ–

" आसन् मघासु मुनयः शासति पृथ्वी युधिष्ठिरे नृपतौ ।
षड्द्विक पंचद्वियुत शककालस्तस्य राज्ञश्च " ॥

અર્થાત્ યુધિષ્ઠિરના રાજ્યસમયમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રમાં હતા; તે સમયે ૨૫૨૬ નો શક હતો. સપ્તર્ષિ એક નક્ષત્રમાં એકસો વર્ષ સુધી રહે છે. જેવી રીતે સૂર્ય એક માસમાં એક રાશિને ભોગવે છે. તેવીજ રીતે સપ્તર્ષિ મંડળ ૨૨૫ વર્ષ જેટલા લાંબા સમયે એક રાશિનો ઉપભોગ કરી રહે છે. વર્તમાન સમયમાં ગણિતદ્વારા કૃત્તિકા નક્ષત્રમાં સપ્તર્ષિઓના ભોગની સિદ્ધિ થાય છે. એથી વિદિત થાય છે કે કલિયુગથી ૬૫૭૩ વર્ષ પૂર્વે કુરુક્ષેત્રમાં યુદ્ધ થયું હતું. યુદ્ધ પછી તો યુધિષ્ઠિરે ઘણાંક વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. હાલમાં કલિયુગનાં ૫૦૦૫ વર્ષ વીત્યાં છે અને તેથી સિદ્ધ થાય છે કે, યુધિષ્ઠિરને થઇ ગયાને અગિયાર હજાર વર્ષથી પણ વધારે કાળ વીતેલો હોવો જોઇએ.

# રાજા ભોજ×

( ૧ )

ભોજનું નામ ભારતવર્ષના કોઇ પણ આર્ય સંતાનને અવિદિત નથીજ. બાલ–વૃદ્ધ–યુવા સર્વ જનોએ ભોજનો કાંઇ ને કાંઇ પણ વૃત્તાંત સાંભળ્યો હશે. અર્થાત્ સમસ્ત આર્યાવર્ત્તમાં એનું નામ પ્રખ્યાત છે. એના સંબંધમાં અનેક પ્રકારનાં વિચિત્ર કથાનકો જોવામાં અને સાંભળવામાં આવે છે. પરંતુ શોકનો વિષય છે કે, પોતાના સર્વોત્તમ કાર્યોથી પોતાની આટલી બધી ખ્યાતિ છોડી જનાર એ રાજા કોણ હતો, એનો જોઇએ તેવો નિશ્ચય થયો નથી; કારણ કે, શોધ કરતાં ભોજ નામના અનેક રાજાઓ મળી આવે છે, કે જેમના ઇતિહાસ પૂર્ણતાથી પ્રકટ નથી થયા અને બીજાં પણ કોઇ વિશ્વાસદાયક પ્રમાણ ન હોવાથી કેવળ કથા–વાર્તાઓથી જ જોઇએ તેવું અનુમાન કરી નથી શકાતું. કર્નલ ટૉડ કહે છે કે, ' જ્યાં સુધી હિંદુ સાહિત્યનું અસ્તિત્વ છે, ત્યાં સુધી ભોજ પરમાર અને તેની સભાનાં નવરત્નોનું નામ મટી શકશે નહિ.'' પરંતુ ટૉડ પોતે પણ ભોજ રાજાનો શોધ કરી શક્યો નથી; કારણ કે, એજ નામના ત્રણ રાજાઓ હોવાનું જાણીને તેજ લખે છે કે, " એ ત્રણ રાજાઓમાં બધાથી મોટો કોણ હતો, એ નિશ્ચયપૂર્વક કહેવું કઠિન છે; કારણ કે, એ બધા ભોજો સાહિત્ય અને કળાકૌશલ્યના સમાન અભિભાવક હોય, એમ દેખાય છે." અતએવ એ વિષયનું કિંચિત્ વિસ્તૃત વર્ણન અને સૂક્ષ્મ શોધન કરીશું, તો તે અનાવશ્યક કિંવા અનુચિત તો નહિજ થાય.

ભોજ એ શબ્દ સંસ્કૃતના " ભુજ્ " ધાતુમાંથી નીકળેલો છે અને "ભોગવવું" એવો એનો અર્થ થાય છે. 'ઋગ્વેદ સંહિતા'ના તૃતીય ભાગમાં (ઉજ્જ

---

× આ લેખ પ્રથમ ' ગુજરાતી ' ના ૧૯૦૫ ના જુલાઈ માસની ૩૦ મી તારીખના તથા ઑગસ્ટ માસની ૬ ઠ્ઠી તારીખના મળી બે અંકોમાં પ્રકટ થયો હતો.

અધ્યાયના ૨૦ મા વર્ગના ૭ મા શ્લોકમાં ) એ શબ્દનો પ્રથમ અને પહેલીવારજ જાતિવાચક સંજ્ઞાની રીતે "યજ્ઞસ્નેહી સાહસ ક્ષત્રિયો" ના અર્થમાં ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી જ્ઞાત થાય છે કે, તેમનામાંથી કોઇ પણ વ્યક્તિનું નામ ભોજ અવશ્ય હશેજ. ત્યાર પછી મહાભારતના આદિ પર્વના તૃતીય અધ્યાયમાં પણ એ શબ્દ જાતિવાચક સંજ્ઞાની રીતિથીજ "દ્રહ્યુના પુત્રો" ના અર્થમાં વ્યવહૃત થએલો છે. એ નામ પાંડવોની માતા કુંતીના અન્નદાતા પિતાના અર્થમાં પણ આવેલું છે કે જે સૂરનો ફૂઇનો દીકરો ભાઇ થતો હતો અને કુંતીભોજના નામથી સર્વત્ર ઓળખાતો હતો. સૂર, તે વાસુદેવ અને પૃથાનો જન્મદાતા પિતા હતો. પાંડુ સાથે પરણ્યા પછી પૃથા જ કુન્તીના નામથી ઓળખાવા લાગી હતી. કર્નલ વિલ્ફોર્ડ કદાચિત એજ ભોજને જરાસંધનો અસમકાલિક કહેલો હશે. એણે મગોને ગંગાતીરે પોતાના રાજ્યમાં બોલાવ્યા હતા અને તેમનામાંના એક સાથે પોતાની પુત્રીનો લગ્નસંબંધ કરી આપ્યો હતો. એનાથી ભોજકોનાં ૧૮ ઘરાણાં થયાં અને "કુહેરા દેશ" તે તેનું રાજ્ય કહેવાયું. કર્નલ સાહેબે એક બીજા ભોજનું પણ વર્ણન કરેલું છે, કે જે ભોજ ભોજપુર ગ્રામનો સ્વામી, અને કૃષ્ણચંદ્રનો મિત્ર તથા સંબંધી હતો. એવું અનુમાન કરી શકાય છે કે, એ રાજા તેનો વંશોદ્ભવ હશે અને તેણે પોતાનું નામ કુળરીતિ અનુસાર ભોજ રાખેલું હશે; કારણ કે, મહાભારતના આદિ પર્વમાં જે વૃત્તાંત આપેલો છે, તેથી એ તો સ્પષ્ટ જણાય છે કે, દ્રૌપદી સાથે વિવાહ કરવામાટે ભોજ નામનો એક ભોજપુરિયો રાજા પણ અશ્વત્થામાના મંડળમાં પાંડવોનો પ્રતિવાદી થઇને ગયો હતો. યથા "अश्वत्थामाच भोजश्च सर्वशास्त्रभृतांवरौ" એની મૃત્તિકાવતી નામક રાજધાની કર્મનાસા નદીને તીરે સ્થિત હતી.

રઘુવંશમાં એક ભોજને અવધનો સૂર્યવંશીય રાજા કહેલો છે. વળી ઓરીસા ( ઉડીસા ) ના ઇતિહાસમાં પણ એક ભોજ રાજા મળી આવે છે કે જેણે ઇ. સ. પહેલાં ૧૮૦ થી ૫૩ સુધી એટલે કે, ૧૨૭ વર્ષ પર્યન્ત રાજ્ય કર્યું હતું. એ રાજા વીર, દાની, ન્યાયી અને દયાળુ હતો અને તેની સભા-સદા સર્વદા

૭૫૦ ઉત્તમોત્તમ કવિઓથી સુશોભિત રહેતી હતી. જેમનામાં ૭૫૨ શ્લોકોનો ( જે ચાણુક્ય અથવા ચાટક કિંવા મહાનાટકના નામથી જનસમૂહમાં પ્રસિદ્ધ છે ) રચયિતા કાલિદાસ મુખ્ય હતો. રાજા ભોજે નૌકાઓ, વસ્ત્ર વણવાની યાંત્રિક કળો અને પૈડાંવાળી ગાડિયોનો આવિષ્કાર કર્યો હતો અથવા પ્રથમ એના જ સમયમાં એ વસ્તુઓના વ્હવહારનું મનુષ્યોને જ્ઞાન થયું હતું એમ પણ કહી શકાય. એના સમયમાં સિન્ધુ દેશમાંના યવનોએ મધ્ય ભારતવર્ષપર ભીષણ સેના સહિત આક્રમણ કર્યું હતું; પરંતુ ભોજે તેમનો પરાજય કરીને તેમનો નાશ કરી નાખ્યો અને વધારામાં તેમનાં કેટલાંક નગરો અને રાજ્યાધિકારો પણ પોતાને આધીન કરી લીધાં. તેની પછી તેનો ભ્રાતા અથવા પુત્ર વિક્રમાદિત્ય નામક રાજા સિંહાસનારૂઢ થયો. "ભાનુમતિ" નામક બંગાલી લેખ, ભોજને વિક્રમના શ્વસુર તરીકે ઓળખાવે છે; પરન્તુ એ સર્વ વૃત્તાંતો માત્ર મનઃકલ્પિત અને અસત્ય હોય તેવા જણાય છે. એવીજ રીતે ત્રણ ભોજ રાજાઓ બંગાલના રાજા કહેવાયા છે; પરંતુ તે પણ રાજ્યકાલના અતિ વિસ્તૃત હોવાના કારણથી વિશ્વાસ રાખવા યોગ્ય સમજી નથી શકાતા.

અર્થાત્ એ સઘળાં કારણોથી એ સઘળા ભોજ ભૂપાલોને ત્યાગીને આપણે હવે જેનું કર્નલ ટૉડે વિવેચન કરેલું છે, તેનો વૃત્તાંત આપવાનો પ્રયત્ન કરીશું. એક જૈન લિપિ અનુસાર તે કહે છે કે, " રાજા ભોજ સં. ૬૩૧ માં થયો હતો. તે પરમાર ( પ્રમાર ) વંશનો પુરુષ હતો અને માળવામાં રાજ્ય કરતો હતો." મિસ્ટર્ મીરઅલીનું કહેવું એમ છે કે, "ભોજ સં. ૫૪૨ માં થયો હતો." અને ટ્રેકન થેલર, ઉડીસાના ઇતિહાસમાં, લખે છે કે, "એક ભોજ સં. ૪૨૬ માં થયો હતો." એથી સ્પષ્ટ એમ જ જણાય છે કે, એ ત્રણે ભોજ એકજ હોવા જોઇએ; કારણ કે, જોઇએ તેવાં ઐતિહાસિક પ્રમાણોના અભાવથીજ એમને ભિન્ન ભિન્ન સમજવામાં આવ્યા છે. ટૉમસના "પ્રિન્સેપ"માં લખેલું છે કે, "મુંજ પછી રાજા ભોજ પાંચમી શતાબ્દિમાં સિંહાસનારૂઢ થયો હતો."

ટૉડે પ્રથમ ભોજના નામથી જેનું વર્ણન કરેલું છે, તે એજ ભોજ.

કર્નલનો દ્વિતીય ભોજ સં. ૭૨૧ માં થયો હતો. ચૈતપુરમાંથી જે અંકિત લેખ મળી આવ્યો હતો, તે અનુસાર ભોજ, ગુહાદિત્યનો પુત્ર હતો. એ ભોજની સાતમી પેઢીએ કાલભોજ નામનો રાજા થયો, કે જે સૂર્ય સમાન તપતો હતો. કાલભોજની આઠમી પેઢીએ શુક્તિકુમાર સં. ૧૦૩૪ માં મહાપ્રતાપી થયો. કર્નલ ટૅાડ કહે છે કે, "એ લેખનો પ્રથમ ભોજ તેજ છે કે, જેને તેમણે દ્વિતીય ભોજ માન્યો છે." જેની સભામાં બાણુભટ્ટ અને મયૂર જેવા પ્રસિદ્ધ કવિ થઇ ગયા છે, તે વૃદ્ધ ભોજના નામથી પણુ એનું વર્ણન કરવામાં આવ્યું હોય, તો તે પણુ સંભવિત છે. એ વૃદ્ધ ભોજની આજ્ઞા પ્રમાણે એ કવિઓએ "સૂર્યશતક" નામક એક અપૂર્વ પુસ્તકની રચના કરી હતી અને રાજાએ એથી સૂર્યદેવને પ્રસન્ન કરી કુષ્ટ રોગથી મુક્તિ મેળવી હતી. એ સર્વ માનતુંગેશ્વરના સમકાલિક હતા. હવે કદાચિત્ એમજ માની લેવામાં આવે કે, બાણુ અને મયૂર આદિ કવિઓ એનીજ સભામાં હતા, તો એમાં કશો પણુ સંદેહ નથી કે, તે રાજા વિદ્વાનોનો ઘણોજ સહાયક હતો અને તેની સભા સર્વદા અગણિત કવિઓ તથા ગુણુવાન્ વિદ્વાનોથી મંડિતજ રહેતી હતી. પરંતુ વૃદ્ધ ભોજ અને કર્નલ ટૅાડનો દ્વિતીય ભોજ એ બન્ને એકજ છે કે નહિ, એનો અદ્યાપિ નિશ્ચય થયો નથી; કારણુ કે, આબૂના પર્વતમાંથી પ્રોફેસર વિલ્સનને પણુ એક લેખ મળ્યો હતો અને તેમાં ભોજ તથા કાલભોજના નામનો ઉલ્લેખ કરેલો છે. પરંતુ એમાં નવ પેઢીઓનો અંતર નથી, કિન્તુ એમાં તો તેમનો પિતા પુત્રનો સંબંધ હોય, એમજ જણાય છે. છતાં પણુ નિમ્ન લિખિત વંશવૃક્ષથી એ સ્પષ્ટ સમજી શકાશે કે, એ બન્ને એક બીજાથી સર્વથા ભિન્નજ છે; એકજ નથી. ચૈતપુરના લેખ પ્રમાણે તેમની પેઢીઓ નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ ગુહાદિત્ય. | ૬ અપરાજિત. | ૧૧ સિંગાજી. |
| ૨ ભોજ. | ૭ મહેન્દ્ર. | ૧૨ શ્રીઉલ્લટ. |
| ૩ મહેન્દ્ર. | ૮ કાલભોજ. | ૧૩ નરવાહન. |
| ૪ નાગ. | ૯ ખેમાન. | ૧૪ શાલિવાહન. |
| ૫ સૈલ્ય. | ૧૦ ભર્તૃપદ. | ૧૫ શક્તિકુમાર. |

પરંતુ આબૂ પર્વતના લેખ અનુસાર એ વંશાવળી કિંચિત્ ભિન્ન પ્રકારે છે અને તે નીચે પ્રમાણેઃ-

| | | |
|---|---|---|
| ૧ વપ્પાક. | ૯ નરવાહન. | ૧૭ વિક્રમસિંહ |
| ૨ ગોહિલ. | ૧૦ શક્તિ. | ૧૮ સમતસિંહ |
| ૩ ભોજ. | ૧૧ શુચિવર્ણ. | ૧૯ કુમારસિંહ. |
| ૪ કાલભોજ. | ૧૨ નરવર્મ. | ૨૦ મથનસિંહ. |
| ૫ ભર્તૃભટ્ટ. | ૧૩ કીર્તિવર્મ. | ૨૧ પદ્મસિંહ. |
| ૬ સમહાયિક. | ૧૪ વૈરિસિંહ. | ૨૨ જૈતસિંહ. |
| ૭ ખુમ્માન. | ૧૫ વિજયસિંહ. | ૨૩ તેજસિંહ. |
| ૮ અલ્લટ. | ૧૬ અરિસિંહ. | ૨૪ સમરસિંહ. |

એ ૨૪ રાજાઓ જૈન હતા અને તેઓ મેવાડના સૂર્યવંશીયોમાંથી હતા. એમનામાંનો અંતિમ રાજા ઇ. સ. ૧૨૮૬ માં થયો. અતએવ સરસ્વતી કંઠાભરણ ઇત્યાદિ કાવ્યનાં પુસ્તકો તે પ્રથમ ભોજ સાથેજ પોતાનો સંબંધ ધરાવે છે. જે ધારાનગરીનો રાજા હતો, તેજ કર્નલ ટૅાડનો તૃતીય ભોજ છે, અને ભોજપ્રબંધ માં એનું સારી રીતે વર્ણન આવી ગયું છે. કર્નલ સ્ટેચીને એક તામ્રપત્ર હાથ લાગ્યું હતું અને તેમાં કાન્યકુબ્જ ( કનોજ ) ના બે રાજાઓના નામનો ઉલ્લેખ કરેલો હતો, અને એજ તામ્રપત્રની જોડી મિસ્ટર કાસેરટને સારનમાંથી મળી આવી હતી. કર્નલ સ્ટેસીના લેખમાં વૈશાખ માસ સં. ૬૫ ( દેશી ) અને તિક્કારિકા ગ્રામના દાનનો ઉલ્લેખ કરેલો છે. એ તિક્કારિકા ગ્રામ કાશીના સન્મુખમાં ગંગાના વામતીરપ્રાન્તમાં વસેલું હતું અને એના દાતાનું નામ વિનાયકપાલ હતું. એના રાજ્યકર્ત્તા પુરુષોની નામાવલીનો દેવશક્તિના નામથી આરંભ થાય છે, અને તેમાં ભોજ નામના બે રાજાઓ જોવામાં આવે છે. તેમાંનો એક રામભદ્રનો અને બીજો મહેન્દ્રપાલનો પુત્ર હતો. તેમનો અનુક્રમ આ પ્રમાણે છેઃ-( સારનના લેખ અનુસાર )

| | | |
|---|---|---|
| ૧ દેવશક્તિ. | ૪ રામભદ્ર | ૭ ભોજ. |
| ૨ વત્સરાજ. | ૫ ભોજ. | ૮ વિનાયકપાલ. |
| ૩ નાગભટ્ટ. | ૬ મહેન્દ્રપાલ. | |

ગ્વાલિયરના વૈષ્ણવ મંદિરમાંના એક લેખમાં ચક્રવર્તી રાજા ભોજનું વર્ણન કરેલું છે, અને એ ભોજ ઈ. સ. ૮૭૬ માં રાજ્ય કરતો હતો. પુનઃ સ્થાનેશ્વરથી પશ્ચિમે ૧૫ માઇલ પર સરસ્વતી નદીના તીરે વસેલા એક મંદિરની દીવાલપર અંકિત એક લેખ છે, જેમાં ચેદીવાના ભોજનું નામ લખેલું છે. એ લેખમાં ઘણુજ શ્રમથી દશ રાજાઓનાં નામો વાંચી શકાય છે. તે આ પ્રમાણે છે;–

| | | |
|---|---|---|
| ૧ મહેંદ્રપાલ | ૪ વજરટ. | ૮ દેવરાજ. |
| ૨ જતુલ. | ૫ ચન્દ્રિકા | ૯ રામભદ્ર. |
| ૩ નામ વાંચી નથી શકાતું. | ૬ સોગ્ગ. | ૧૦ ભોજ. |
| | ૭ પૂર્ણ. | |

જનરલ કેનિંગહામના કથન પ્રમાણે એ બે લેખો છે અને બન્નેને મેળવતાં એ દશ નામોની નામાવલી સિદ્ધ થાય છે. એકમાં માત્ર બેજ નામો મળે છે, અર્થાત્ રામભદ્ર અને ભોજ. ભોજની સામે સં. ૨૭૬ લખેલું છે, પરંતુ એ વિશે કેનિંગહામનું કહેવું એમ છે કે એ સંવત્ કાન્યકુબ્જના રાજા શ્રીહર્ષનો છે કે, જેનો ઈ. સ. ૬૦૭ માં આરંભ થયો હતો.

સારાંશ કે, ભોજરાજે ઈ. સ. ૮૮૨ માં એ લેખ કોતરાવ્યો હતો. એમ પણ અનુમાન થઇ શકે છે કે, એજ સમયમાં ભોજદેવ નામનો કોઇ રાજા ગ્વાલિયરનો સર્વથી મોટો રાજા હતો; કારણ કે, તેના પોતાનાજ એક શિલાપર લખેલા લેખથી એ વાર્તા સિદ્ધ થાય છે. એ લેખ સં. ૯૩૩ અને ઈ. સ. ૮૭૬ માં લખાયલો હતો. " राजतरंगिणी " ના વચનથી પણ એક* ભોજ રાજાએ કાશ્મીરના રાજા શંકરવર્મા સાથે યુદ્ધ કર્યું હતું, એમ જાણવામાં આવે છે. એ ભોજે ઈ. સ. ૮૮૩ થી ૯૯૧ સૂધી રાજ્ય

* "ભોજ રાજાએ થક્કિયના વંશજોનું રાજ્ય છીનવી લીધું હતું, પણ જ્યારે તે થક્કિયનો વંશજ કાશ્મીરના દરબારમાં પ્રતિહારરૂપે સેવક થયો, ત્યારે શંકરવર્માએ ભોજ રાજાની પાસેથી તેનું રાજ્ય તેને પાછું અપાવ્યું હતું."

ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ કૃત "રાજતરંગિણી" નું ગુર્જર ભાષાંતર; ("ગુજરાતી" પ્રેસ.) પૃષ્ઠ. ૨૨૭.

કર્યું હતું. એથી અમને પૂર્ણ સંતોષ છે કે, એ સર્વ લેખો એકજ રાજા ભોજદેવનો ઉલ્લેખ કરે છે, કે જે ભોજ કાન્યકુબ્જ (કનોજ) નો રાજા હતો† (ઇ. સ. ૮૭૫ થી ૯૦૦ સુધી.) એથી એ તો સ્પષ્ટ અને સત્ય રીતે જાણવામાં આવે છે કે ગ્વાલિયર, ચેહિવા, સારન અને બનારસવાળા અંકિત લેખોમાં તેજ ભોજનો આશય છે કે, જેનું વર્ણન "રાજતરંગિણી" માં કરેલું છે.

બાકી રહ્યો જે ધારા નગરીનો રાજા ભોજ, તેનો ઊહાપોહ કરવો જોઇએ.

મોજપ્રબન્ધ, મોજચમ્પૂ અને મોજચરિત્રમાંના કથાભાગ પ્રમાણે એ સિંધુલનો પુત્ર અને સિંધુનો પૌત્ર થતો હતો, અને મુંજ પછી સિંહાસનારૂઢ થયો હતો. તેનો દેશ માળવા, પ્રાચીન અને પ્રખ્યાત વિદ્યાનું સ્થાન હતું. તેની પ્રજા પોતાના સદાચાર યુક્ત સુંદર વર્તન તથા ઉચ્ચ સભ્યતામાટે વખણાતી હતી. કાલિદાસે પોતાનાં અનેક પુસ્તકોમાં એ ભોજ રાજાના પ્રતાપનું આલંકારિક વર્ણન કરેલું છે.

મોજપ્રબંધના કર્ત્તા વલ્લભ પંડિતના કથન અનુસાર મુંજ તે સિંધુલનો નાનો ભાઇ હતો. સિંધુલે ભોજને રાજ્યાધિકાર માટે અયોગ્ય ધારીને રાજ્ય પોતાના ભાઇનેજ આપી દીધું હતું. પરંતુ મોજચરિત્ર એથી વિરુદ્ધ મત દર્શાવે છે. તે કહે છે કે, "એક દિવસ સિંધુ મૃગયા (શિકાર) કરવા ગયો હતો અને જ્યારે તે એક નદીના તીરે એકલો જઇ નીકળ્યો, ત્યારે ત્યાં તેણે એક તરતના જન્મેલા બાળકને થોડાક મુંજ (ઘાસ) પર પડેલો જોયો અને તેને ત્યાંથી લઇ આવીને પોતાની રાણી પદ્માવતીને પાળવામાટે સોંપ્યો." બન્ને લેખકો એ વિષયમાં એકમત છે કે, "ભોજે પ્રસન્નતાપૂર્વક ૫૫ વર્ષ, ૭ મહિના અને ૩ દિવસ સુધી રાજ્ય કર્યું હતું. માત્ર વચમાં કોઇ દુષ્ટ યોગના આવી જવાથી તેના શાસનકાલમાં કાંઇક અંતર પડ્યું, એટલુંજ અને તે એકે, મુંજે પોતાના શરીરમાંથી બીજા શરીરમાં જીવાત્માને પ્રવેશ કરાવવાની વિદ્યા શીખવવાના નિમિત્તથી રાજાના જીવનો એક શુકના

† Journal Asiatic Society, Vol. XXXIII.

શરીરમાં પ્રવેશ કરાવ્યો અને પોતે રાજાના શરીરમાં પ્રવેશ કરીને રાજ્ય ભોગવવા લાગ્યો. યૂરોપિયન લોકો એ અદ્‌ભુતરસાત્મક દંતકથામાં વિશ્વાસ ન રાખતાં "મુંજના જન્મની કથા કેવળ તેના નામનું કારણ બતાવવા-માટેજ કલ્પનાથી જોડી કાઢેલી છે," એવોજ પોતાનો અભિપ્રાય દર્શાવે છે. પ્રોફેસર લાસેનની તો એજ માન્યતા છે કે, "મુંજ વાસ્તવિક રીતે ભોજનો કાકોજ હતો; પણ જ્યારે સિંધુલ પોતાની રાજધાનીને છોડીને દક્ષિણમાં લડવાને ગયો હતો, ત્યારે અન્યાયથી મુંજે રાજ્યમાં પોતાનો અધિકાર કરી લીધો હતો. એ વાર્ત્તા એ કથનથી સિદ્ધ થાય છે કે, એક સમયે એક જ્યોતિષીએ એવી ભવિષ્યવાણી ભાખી હતી કે, મુંજ પોતાના ભાઇનું રાજ્ય લઇ લેશે." એથી સિંધુલે મુંજના શિરચ્છેદની આજ્ઞા આપી. પછીથી અવિચારથી આપેલી એ આજ્ઞામાટે પશ્ચાત્તાપ થતાં મુંજને બોલાવીને તેણે પોતાનું સર્વસ્વ આપી દીધું, અને પોતાનું એક ભિન્ન રાજ્ય સ્થાપવાના હેતુથી તે પોતે દક્ષિણમાં ચાલ્યો ગયો.

એ પ્રમાણેજ યોગીની કથાથી અનુમાન થાય છે કે, એ વાર્ત્તા પણ કેવળ મુખ્ય વાર્ત્તાને છુપાવવાના હેતુથીજ જોડી કાઢવામાં આવેલી હોવી જોઇએ. તે એમ છે કે, દક્ષિણમાંથી આક્રમણ થવાના કારણથી ભોજને પોતાનું રાજ્ય છોડીને ન્હાસી જવું પડ્યું અને તેના સ્થાનમાં એક સોમેશ્વર નામનો ચૌલુક્ય રાજા ઇ. સ. ૧૦૪૦ થી ૧૦૪૯ સુધી રાજ્ય કરતો રહ્યો. ભોજ પોતાના સ્વાભાવિક મૃત્યુથી સ્વર્ગવાસી થયો અને રાજ્યાસન પોતાના પુત્રમાટે છોડી ગયો. ભોજનો વંશ જે તેના ચરિત્રલેખકોએ આપેલો છે, તે ઉદૈતિના અધુકરગઢવાળા લેખો કે, જે કર્નલ ટૅાડના હાથમાં આવ્યા હતા, તેથી પણ પ્રમાણિત થાય છે અને તે આ પ્રમાણે છેઃ—૧ સિંધુ, ૨ સિંધુલ, ૩ ભોજ, ૪ ઉદયાદિત્ય અને ૫ નરવર્મા. પરંતુ અંતર કેવળ એટલુંજ આવે છે કે, એમાં ભોજ પછીનો રાજસિંહાસનાધિકારી ઉદયાદિત્ય બતાવેલો છે; પરંતુ તે તેનો કેવળ એક સંબંધી હતો અને તેના વંશજો કેટલીક પેઢી સુધી ધારાનગરીના સિંહાસનપર બેસીને રાજસત્તા ભોગવવાને ભાગ્યશાળી થયા હતા.

નાગપુર સમીપની બયની ગંગાના પશ્ચિમતીરસ્થ મંદિરની દીવાલપર જે એક બીજો અંકિત લેખ મળી આવ્યો છે, તે જો કે સંતોષકારક રીતિથી વાંચી નથી શકાયો, તો પણ તેની જોડીનોજ બીજો લેખ પ્રોફેસર લાસેનને સતારામાંથી તામ્રપત્રના રૂપમાં મળી આવતાં, તે તેમાંના અક્ષરે અક્ષરને ઉકેલીને, તેમણે વાંચ્યો હતો. તેથી તેના આશયની શુદ્ધતામાં કાંઇ પણ સંશય જેવું રહ્યું નથી. એ લેખનો સરસ્વતીને નમસ્કારથી પ્રારંભ થાય છે અને એ લેખ પરમારવંશની ઉત્પત્તિના વર્ણન ઉપરાંત આપણને જે એક નવીન વાર્ત્તા પણ જણાવે છે તે આ પ્રમાણે છેઃ—"એજ કુળમાં વૈરિસિંહ નામનો એક રાજા ઉત્પન્ન થયો હતો. તે પૃથ્વીપર રાજ્ય કરીને પોતાના પ્રતાપથી સુરલોકમાં ઇન્દ્રને પણ લજ્જિત કરતો હતો. તેના પુત્ર સીયકના બે પુત્રો થયા. તેમનાં નામો અનુક્રમે મુંજ અને સિંહરાજ. મુંજ મોટો હોવાથી સિંહાસનનો અધિકારી થયો." પુનઃ સિંહરાજના બળ અને વીરત્વનું વર્ણન કરીને, ભોજના રાજ્યાભિષેકનો પણ એમાં ઉલ્લેખ કરેલો છે. भोजप्रबन्धमां જેનું વર્ણન કરેલું છે તે નિઃસંદેહ એજ ભોજ હોવો જોઇએ. પરંતુ એ લેખમાં એની અપ્રતિમ વીરતા અને અનેક ભારી ભારી વિજયોનાં વર્ણન વિના બીજા કોઇ પણ વિષયનો ઉલ્લેખ કરેલો નથી. જેના વર્ણનથી भोजप्रबन्ध નામક ગ્રંથનો લગભગ પોણો ભાગ ભરેલો છે, તે નવરત્ન અને બીજા વિદ્વાનોનો એ લેખમાં ક્યાંય પત્તો પણ નથી મળતો. કોઈ પણ પ્રકારે એ તો નિશ્ચત છે કે, वाक्यप्रदीप, राजमृगांक અને राजमार्त्तंड આદિ યોગસૂત્રોની વ્યાખ્યા કાંતો એની પોતાની રચેલી છે કે કાંતો તેની સહાયતાથી રચવામાં આવી છે. ભોજના મરણ પછી દેશમાં શત્રુઓ લૂટ માર કરવા લાગ્યા અને સર્વ સ્થળે અરાજકતાની છાયા છવાઇ ગઇ અને તે એટલે સુધી કે અંતે ઉદયાદિત્ય નામના એક બંધુ (સંબંધી) એ રાજ્ય પોતાના કબ્જામાં કરી લીધું અને દેશમાં સારી વ્યવસ્થા કરીને પ્રજાને સર્વ રીતે સુખિની કરી.

તેનો પુત્ર લક્ષ્મદેવ મહાપ્રતાપી થયો. તેની પછી નરવર્મદેવ અને લક્ષ્મીવર્મદેવ રાજાઓ થયા. એમાં તો કાંઇ પણ સંદેહ નથી કે, લક્ષ્મદેવ દ્વાદશ

શતાબ્દિના પ્રારંભમાં રાજ્ય કરતો હતો; કારણ કે, સતારાવાળા લેખમાં લક્ષ્મદેવના સન્મુખ સંવત ૧૧૬૧ અર્થાત્ ઇ. સ. ૧૧૦૪ નો ઉલ્લેખ છે અને તેના ભ્રાતા નરવર્મદેવ પછી યશોવર્મદેવે સંવત્ ૧૧૯૧ના કાર્તિક માસની કૃષ્ણ અષ્ટમીને દિવસે પોતાના પિતાનું શ્રાદ્ધ કર્યું હતું. હવે જો એ શ્રાદ્ધ (સાંવત્સરિક શ્રાદ્ધ ) દશ વર્ષ પછી પણ કરવામાં આવ્યું હોય, તો નરવર્મદેવ સંવત્ ૧૧૮૧ અને ૧૧૯૦ ના મધ્યમાં કોઇ પણ સમયે મરણશરણ થયો હશે; અને જો એમ માની લેવામાં આવે, કે તેણે ૨૫ વર્ષ અને તેના પિતાએ ૧૫ વર્ષ રાજ્ય કર્યું હતું, તો ઇ. સ. ૧૦૮૩થી તે ૧૦૯૩ ના મધ્યમાં એનો કાળ આવી પડે છે. એના શાસનકાળનો આરંભ તો એકાદશ શતાબ્દિથી થાય છે. कुमारपाल चरित्रના અવલોકનથી જણાય છે કે, મુંજ સં. ૧૦૭૯ અથવા ઇ. સ. ૧૦૨૦ માં જીવિત હતો, અને તે સમયે તીર્થસ્થાનમા તેનો અને દુર્લભનો મેળાપ થયો હતો.

भोजचरित અને भोजप्रबंधથી એવા નિશ્ચયપર આવી શકાય છે કે, ભોજે ૫૫ વર્ષ ૭ મહિના અને ૩ દિવસ રાજ્ય કર્યું હતું. એથી માત્ર છ વર્ષ બાકી રહે છે. એથી એ છ વર્ષમાં મુંજ અથવા ઉદયાદિત્યે રાજ્ય કર્યું હશે. મુંજને કેટલાકો વાક્પતિનું ઉપનામ માની બેઠા છે અને વૈરિસિંહ તથા સીયકને એકજ બતાવે છે. પરંતુ એ વિશે હજી જોઇએ તેવો અને તેટલો નિશ્ચય થયો નથી. છતાં પણ ભોજના રાજ્યસમયનો નિર્ણય કેટલાક અંકિત લેખોને મેળવીને કરવામાં આવ્યો છે. જેમ કે, સતારા અને નાગપુરના શિલાલેખોથી લક્ષ્મદેવ અને નરવર્મ સં. ૧૧૬૧ અર્થાત્ ઇ. સ. ૧૧૦૪ માં રાજ્ય કરતા હતા, એમ જણાય છે. ઉજ્જયિનીના એક લેખથી યશોવર્મનો સમય સં. ૧૨૯૧ અર્થાત્ ઇ. સ. ૧૧૩૭ અને બીજાથી તેના પુત્ર લક્ષ્મીવર્મનો સમય સં. ૧૨૭૨ અથવા ઇ. સ. ૧૨૧૧ માં હોય, એમ સિદ્ધ થાય છે. તેમજ સીહોરના તામ્રપત્રથી પણ એની સત્યતા સિદ્ધ થાય છે.

એ સઘળાં પ્રમાણોથી એવો સિદ્ધાંત સહજમાં ઉપજાવી શકાય છે કે, ભોજના રાજ્યનો અંત ઇ. સ. ૧૦૮૩ માં થયો હતો. જો भोजप्रबंधनो

શાસનકાલ સત્ય હોય, તો તે ઇ. સ. ૧૦૩૬ માં ધારાનગરીના સિંહાસનપર બેઠો હશે. એ રીતે જોતાં વાક્‌પતિ અથવા મુંજનો રાજ્યસમય ૫૩ વર્ષનો થવા જાય છે. બેન્ટલી સાહેબના કથન પ્રમાણે ભોજના રાજ્યનો અન્ત ઇ. સ. ૧૦૮૨ માંજ થયો હતો. એથી સં. ૧૦૮૩ થી માત્ર એકજ વર્ષનું અંતર પડે છે; પરંતુ લાસેન સાહેબના મત પ્રમાણે ૧૦ વર્ષનો ફેર આવે છે; કારણ કે, તેમણે નરવર્મનો મૃત્યુકાલ ઇ. સ. ૧૧૫૦ માંજ માની લીધો છે. છતાં પણ એ તફાવત ઘણો મોટો નથી અને તેથી સાધારણ રીતે અમે દઢતાથી કહી શકીએ છીએ કે, ભોજ પરમાર એકાદશ શતાબ્દિના મધ્ય ભાગમાં થયો હતો અને તેનો રાજ્યશાસનકાલ બહુધા ઇ. સ. ૧૦૨૬ થી તે ૧૦૫૩ સુધીનો હતો.



# ચીની મુસાફર હુએન--સંગ*

આ વિચિત્ર અક્ષરયોજનાથી સાધારણ વાંચકો કદાચિત્ ચકિત થશે; પરંતુ ઇતિહાસના અભ્યાસીઓ એ **ચીની** પ્રવાસીના નામથી અજ્ઞ નથી; તેઓ તો એ વિષયને સારી રીતે જાણે છે કે **ભારતવર્ષીય** ઇતિહાસના ઘોર અંધકારાવૃત્ત ક્ષેત્રમાંની સમસ્ત જ્યોતિમાં એ જ્યોતિ વિશેષ ઉજ્જવળ છે અને તે પોતાના નિકટ પ્રદેશમાંના સર્વ પદાર્થોને પ્રકાશમય કરનારી છે. એજ દૃઢપ્રતિજ્ઞ, ઉન્નત આશય અને સાહસી **ચીની** પ્રવાસીની કૃપાથીજ આજે આપણે આપણા દેશની સપ્તમ શતાબ્દિની સામાજિક, ધાર્મિક અને રાજનૈતિક અવસ્થાનું થોડું ઘણું જ્ઞાન મેળવવાને ભાગ્યશાળી થઇ શક્યા છીએ. લજ્જાથી અધોમુખ થઇને કહેવું પડે છે કે, આ **ભારતવર્ષ**માં સત્યપથપ્રદર્શક અને સહાયક શોધતાં તેવા ગુણોવાળો પુરુષ આપણા પુરાતત્ત્વવેત્તાઓને માત્ર એ પરદેશીય પ્રવાસીજ મળી શક્યો છે, અને તેથી આપણે માત્ર એ મહાનુભાવનાજ નહિ, કિન્તુ જે જાતિમાં અને જે પ્રદેશમાં તેણે જન્મ લીધો હતો તેમના પણ ઉપકાર તળે દબાયેલા છીએ ! એ પુરુષ કોણ હતો અને કેવા કેવા ઉપાયો તથા વિપત્તિઓથી તે અહીં આવવા પામ્યો હતો, ઇત્યાદિ પ્રશ્નોને જાણવામાટેની ઇચ્છા રાખવી એ સમસ્ત **ભારતનિવાસી** જનોનો પરમ ધર્મ અને મુખ્ય કર્તવ્ય છે. જો એ અલ્પશ્રમયુક્ત પ્રયત્નથી પણ તેઓ વિમુખ રહ્યા તો પછી તેમને અલ્પજ્ઞ અથવા તો કૃતઘ્ન એ બેમાંથી એક ઉપાધિ આપવા વિના છૂટકોજ નથી. જો એ બિચારો પોતાના દેશની ભૂમિને હજારો કોશના અંતરપર ન છોડત તો કાન્યકુબ્જ, કૌશામ્બી અને **પાટલિપુત્ર** ઇત્યાદિ નગરોની લબાઇ પહોળાઇ, જનસંખ્યા અને વ્યવહાર-રીતિ આદિનું જ્ઞાન આપણને આવી ઉત્તમત્તાથી ક્યાંથી મળી શક્યું હોત? આપણે **ભારતવાસીઓ**—જો આપણામાં મનુષ્યત્વ છે, તો–તેના અપાર ઉપકારને કોઇ કાળે પણ ભૂલીશું નહિ.

---

* આ લેખ પ્રથમ ઈ. સ. ૧૯૦૫ ના "મુસાફર" માસિક પત્રના મે તથા જૂન-જુલાઇના (૧૦ અને ૧૧-૧૨ મા) અંકોમાં પ્રકટ કરવામાં આવ્યો હતો.

આપણા દેશની સામાજિક અને ધાર્મિક અવસ્થાથી અસન્તુષ્ટ થઇને અને પશુઓના આર્ત્તનાદથી કરુણા કરીને ભગવાન્ બુદ્ધદેવે લગભગ અઢી હજાર વર્ષ પહેલાં ભારતભૂમિમાં અવતાર ધારણ કર્યો હતો. હિન્દુસમાજની વર્તમાન પતિત અવસ્થાનો સૂત્રપાત તે સમયેજ થઇ ચૂક્યો હતો. ઉચ્ચ વર્ણના મિથ્યાભિમાનનો ભાર લોકોના ચિત્તમાં ભરાઇ ગયો હતો, અને ઇશ્વર, દેવી તથા દેવતાઓનાં નામોથી લોકો ગમે તેવાં પાપપૂર્ણ કર્મ કરવામાં યથેચ્છ પ્રવૃત્તિ કરતા હતા, એટલામાટે ગૌતમે એક નવીન મતનો ઉપદેશ આપવાનો આરંભ કર્યો. મંગળાચરણમાંજ તેણે વર્ણભેદનો તિરસ્કાર કર્યો, અને મનુષ્યોને તેમની સ્વાભાવિક સમાનતાના વિષયમાં શિક્ષા આપવા માંડી; એટલે પ્રથમ તો નિમ્નવર્ગના લોકો કે જેઓ દ્વિજોથી પદદલિત થએલા હતા, તેઓજ એ નવીન મતને માનવા લાગ્યા. વિચાર કરવાથી જોકે એ જણાઇ આવે છે કે, બૌદ્ધ ધર્મ નિરીશ્વરવાદી છે, પરંતુ એવી સહજમાંજ કલ્પના થાય છે કે, એવા પ્રકારનો વિશ્વાસ બેસાડવાની તે સમયમાં ગૌતમ બુદ્ધને આવશ્યકતા દેખાઇ હશે અને નિશ્ચયપૂર્વક તેમ હતુંજ. ઇશ્વરના નામનો ઉચ્ચાર કરીને અથવા કોઇ દેવતાની આરાધનાપૂર્વક ક્ષમા માગીને લોકો પોતાનાં કરેલાં દુષ્કર્મોના પરિણામથી પોતાને મુક્ત માની લેતા હતા; એ કારણને લીધે ગૌતમ બુદ્ધે ઇશ્વર અથવા કોઇ પણ અન્ય દેવ વિષયક વિચારનો મૂલોચ્છેદ કરવાનેજ કલ્યાણકારી જાણ્યું. તેણે લોકોને સ્પષ્ટતાથી કહ્યું કે, "તમારાં કરેલાં કર્મોના ફળનો નિસ્તારકર્ત્તા કોઇ પણ નથી ! યજ્ઞ, હવન, અને બલિદાન આદિથી કાંઇ પણ લાભનો સંભવ નથી." અર્થાત્ ગૌતમના મતનું તત્ત્વ તે સદાચરણનું શિક્ષણજ હતું; અન્ય નહિ.

મગધદેશના મહારાજા અશોકના સમયમાં ( ઇ. સ. પૂર્વે ૫૭૦ વર્ષ ) બૌધ ધર્મની ઘણીજ ઉન્નતિ થઈ હતી. માત્ર ભારતવર્ષમાંજ નહિ, કિન્તુ દૂર દૂરના બીજા દેશોમાં પણ એ ધર્મના પ્રચારમાટે ઉપદેશકોને મોકલવામાં આવ્યા હતા. તે બીજા દેશોના નિવાસીઓને પોતાના દેશના પ્રચલિત ધર્મ-મતો કરતાં એ નવીન મત અતિશય ઉન્નત અને ઉદાર જોવામાં આવ્યો. બીજા અને ત્રીજા શતકના લગભગમાં માત્ર ભારતવર્ષનેજ નહિ, કિન્તુ

**ચીન**, ટિબેટ, મંચુરિયા, તુર્કસ્તાન, **બ્રહ્મદેશ** અને સિંહલદ્વીપ આદિ પરભૂમિઓને પણ તેણે પોતાના પ્રભાવથી આચ્છાદિત કરી દીધી. પ્રાચીનકાળમાં ઘણાં વર્ષો સુધી **ભારતવર્ષ** તે એ ઉપર્યુક્ત દેશોનો અને મુખ્યતઃ **ચીન**નો તીર્થસ્થાનનો પ્રદેશ હતો. **ચીન**ની યાત્રાળુઓના સમૂહોના સમૂહો આ પુણ્યસ્થલમાં આવતા હતા અને ભગવાન્ **શાક્ય** મુનિની જન્મભૂમિનાં દર્શન કરીને પોતાને કૃતકૃત્ય માનતા હતા. **ખિ–ની, ફા–હિયાન, સંગ**–યૂન અને હુએન–સંગ આદિ **ચીન**ની તીર્થયાત્રિકોના નામો એ યાત્રાળુઓમાં અગ્ર ભાગે છે અને તેમાં પણ સર્વથી ઉચ્ચ પદનો અધિકારી આપણા પ્રસ્તુત નિબંધનો નાયક હુએન–સંગ છે. તેનુંજ વર્ણન કરીને આજે અમારો વાંચકોને જ્ઞાન સાથે વિનોદ આપવાનો મુખ્ય હેતુ છે. એટલો પ્રસ્તાવ કરીને આપણે હવે મૂળ વિષયપર આવીશું.

હુએન–સંગનો જન્મ **ચીન** દેશના એક નગરમાં એક એવા સમયમાં થયો હતો કે, જે સમયે શત્રુઓના ભયથી **ચીન**ના રાજ્યમાં સર્વત્ર હાહાકાર પ્રવર્ત્તાયમાન્ હતો. તેના પિતાએ એવા સર્વ ઉપદ્રવોથી કંટાળીને રાજાશ્રય છોડી દીધો અને પોતાનો સઘળો કાળ પોતાના ચાર પુત્રોને ધર્મશિક્ષા આપવામાં તે વ્યતીત કરવા લાગ્યો. એમાંના બે પુત્રોએ–એક આપણા ચરિત્રનાયકે–ઘણીજ શીઘ્રતાથી પ્રસિદ્ધિ મેળવી. બાળક હુએન–સંગને શિક્ષણપ્રાપ્તિમાટે એક બૌદ્ધ મઠમાં મોકલવામાં આવ્યો, અને ત્યાં તેણે પોતાની ભવિષ્યમાં થનારી ઉન્નતિનાં અનેક લક્ષણો બતાવ્યાં. પોતાના મોટા ભ્રાતાની સહાયતાથી આવશ્યકીય શિક્ષા મેળવ્યા પછી તેને ૧૩ વર્ષના અલ્પ વયમાં બૌદ્ધ સંન્યાસીઓના મંડળમાં દાખલ કરવામાં આવ્યો. એ યુવક સંન્યાસી તે સમયમાંના વિખ્યાત ધર્માચાર્યોના ઉપદેશ-શ્રવણના હેતુથી સાત વર્ષ સૂધી **ચીન**નાં પ્રસિદ્ધ સ્થાનોમાં પોતાના મોટા બંધુ સાથે ભ્રમણ કરતો રહ્યો. પરંતુ યુદ્ધનો હાહાકાર વારંવાર તેના અધ્યયનમાં અવરોધ કરવા લાગ્યો અને તે એટલે સૂધી કે અંતે તેને રાજ્યના ઘણાજ દૂરના ભાગમાં શરણ લેવું પડ્યું. તેના સદાચરણ અને તેની ગંભીરતાના કારણથી સર્વત્ર તેની ઘણીજ સારી પ્રતિષ્ઠા થવા લાગી. માત્ર ૨૦ વર્ષના

તરુણ વયમાં તેને ધર્મોપદેશકના માનનીય પદપર નિયુક્ત કરવામાં આવ્યો.

એ પદની પ્રાપ્તિ પહેલાંજ હુએન-સંગના પાંડિત્યની ચર્ચા દૂર દૂરના ભાગોમાં વિસ્તારને પામી ચૂકી હતી. તે બૌદ્ધના મુખ્ય મુખ્ય ધર્મ-ગ્રંથોનું અધ્યયન કરી ચૂક્યો હતો, અને બૌદ્ધના જીવનવૃત્તાંતથી સારી રીતે જાણીતો થઇ ચૂક્યો હતો. અધ્યાત્મવિદ્યાનાં ગૂઢ તત્ત્વોનું જ્ઞાન પણ તેણે પૂર્ણતાથી મેળવ્યું હતું તેમજ કન્ફ્યુશિયસ્ અને લાઓસના ધર્મ-સિદ્ધાન્તોનો પણ તેણે મનોનિવેશ પૂર્વક વિચાર કર્યો હતો. એટલું બધું થવા છતાં પણ હુએન-સંગનું મન સર્વદા શંકાઓથી વિચલિત રહ્યા કરતું હતું. છ વર્ષ સુધી તો તે ચીનનાં પ્રસિદ્ધ પ્રસિદ્ધ વિદ્યાપીઠોમાં પ્રવાસ કરતો રહ્યો; પણ થયું એમ કે જ્યાં પણ તે શિક્ષણ ગ્રહણ કરવાના હેતુથી જતો હતો, ત્યાં તેને પોતાને શિક્ષક થવાનોજ પ્રસંગ આવી પડતો હતો. જ્યારે તેણે જોયું કે, "ચીનના મોટા મોટા ધુરંધર ધર્માચાર્યો પણ મારી શંકાઓનું નિવારણ નથી કરી શકતા:" ત્યારે તેણે પરમ પાવન પુણ્યભૂમિ ભારત-વર્ષની યાત્રાનો દઢ મનઃસંકલ્પ કર્યો.

પ્રિય પાઠકો ! જે ભારતવર્ષમાંથી એક સમયમાં ભૂમંડળની સભ્ય જાતિઓને સદાચરણ અને ધર્મની શિક્ષા મળી શકતી હતી, તેજ ભારતવર્ષ આજે દારિદ્રય, અજ્ઞાન, અને મૂર્ખતાના ભંડારરૂપ મનાય છે ! ચીન, જાપાન, બ્રહ્મદેશ, સીલોન, ટિબેટ અને સિયામ આદિ દેશોના નિવાસી જનોના પરમપૂજ્ય ધર્માચાર્યોની જન્મભૂમિ તે એજ પરમ પવિત્ર આર્યાવર્ત્ત છે. એજ સંબંધના હેતુથી જાપાન આજે ભારતનિવાસીઓને શિલ્પ-શિક્ષામાં સહાયક થવાને તત્પર થએલું છે અને એજ સંબંધના સ્મરણથી સીલોનના ધાર્મિષ્ટ ધર્મપાલજી કાશીમાં આપણા દેશવાસીઓના હિતના પ્રયત્નો કરવામાં રોકાયલા છે.

ફા-હિયાન અને સંગયુન આદિ પ્રાચીન યાત્રાળુઓનાં કાર્યો અને વૃત્તાંતથી હુએન-સંગ સર્વ રીતે માહીતગાર હતો અને તેથી તેનો એવો દઢ નિશ્ચય હતો કે, જે ચીની ભાષાન્તરોથી આટલી બધી શંકાઓ રહી જવા પામી છે, તેમના નિરસનમાટે ભારતવર્ષમાં તો જવુંજ જોઇએ.

તેણે એ લાંબા પ્રવાસમાં ભોગવવી પડતી વિપત્તિઓનું વર્ણન પણ કેટલાકોના મુખથી સાંભળ્યું; છતાં પણ તેનો યાત્રાનો નિશ્ચય ડગ્યો નહિ. તેનો તો એજ મનઃસંકલ્પ હતો કે: " પ્રાણિ માત્રના પથદર્શક અને સર્વથા વાંચ્છનીય એવાં જે ધર્મશાસ્ત્રો, તેમનો શોધ તો ગમે તેટલી આપત્તિઓ આવે તો પણ કરવોજ જોઇએ! " પરોપકારની લાલસા તે એનુંજ નામ! એવા દૃઢ નિશ્ચયથી તેણે અને તેના જેવાજ વિચારના બીજા કેટલાક જીજ્ઞાસુઓએ મળીને ભારતવર્ષના પ્રવાસમાટે ચીનના શહનશાહને અર્જી કરી; કારણ કે તે સમયમાં શહનશાહની પરવાનગી વિના દેશથી બહાર જવાની કોઇને પણ છૂટ નહોતી. પરંતુ શહનશાહે પરવાનગી આપી નહિ અને તેમને નિરાશ થવાનો સમય આવી પહોંચ્યો. તેના સાથીઓના ઉત્સાહનો તો પ્રાર્થનાનો અસ્વીકાર થતાંજ ભંગ થઇ ગયો; પણ હુએન-સંગનો નિશ્ચય ચળ્યો નહિ; કારણ કે, એ કારણ કાંઇ એવું પ્રબળ હતું નહિ, કે જે ઉત્સાહને તોડી નાખે. સાંસારિક વાસનાઓને તો તે પ્રથમથીજ ત્યાગી બેઠેલો હોવાથી પોતાની મનોભાવના અને ધર્મજિજ્ઞાસાને પરિપૂર્ણ કરવાને ગમે તેટલી વિડંબનાઓ છતાં પણ પૂર્ણ ઉત્સુક થઇ રહ્યો; તેણે ભારતવર્ષમાં જવાના માર્ગોની પૃચ્છા કરવા માંડી અને અંતે એકલો પ્રવાસ કરવાના નિશ્ચયપર આવ્યો.

લિયાંગ-ચૂ નામક સ્થળેથી તે, ચિંગ-કૌંગના સંવત્સરના ત્રીજા વર્ષના આઠમા માસમાં-કર્નંગહામની ગણના પ્રમાણે ઇ. સ. ૬૨૯ ના ઑગસ્ટની ૧ લી તારીખે-પ્રવાસમાટે નીકળ્યો. પીતનદ અને હયંગ આદિ સ્થાને થતો થતો તે અંતે કુચુ નામક સીમાપરના સ્થળે આવી પહોંચ્યો. અહીં તેણે હિન્દુસ્તાનની મુસાફરીમાં પડતી આફતોનાં ઘણાં ભયંકર વર્ણનો સાંભળ્યાં પણ તેની તેણે દરકાર કરી નહિ. પણ લિયાંગ ચૂથી એક ધર્માધ્યક્ષ નાઠો છે, તે અહીં આવેલો હોવો જોઇએ એવી નગરમાં થતી જાસૂસોની ચર્ચાથી તેને કાંઇક નિરાશાનાં ચિન્હો દેખાયાં અને તેને પકડીને હાકિમ સમક્ષ રજૂ કરવામાં આવ્યો; પણ હાકિમ તેનો દૃઢ નિશ્ચય જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો અને તેથી ખાનગીમાં બોલાવીને તેણે હુએન-સંગને ગુપ્ત રીતે નીકળી જવાની સલાહ આપી તેમજ તે કાર્યમાં પોતાથી

અનતી સહાયતા કરવાની પણ આશા આપી. વ્યવસ્થા પ્રમાણે બીજે દિવસે પ્રાતઃકાળમાં તેણે પ્રવાસનો પ્રારંભ કર્યો. એ ઉત્તમ પ્રકૃતિનોજ પ્રભાવ !

એક મનુષ્ય તેને માર્ગપ્રદર્શક તરીકે મળ્યો અને થોડેક છેટે સુધી તો તેણે તેને કુશલતાથી પહોંચાડી દીધો; પરંતુ જ્યારે તેઓ વાલુકાના રણ સમીપ આવ્યા, ત્યારે તે ભોમિયો પણ તેનાથી જૂદો પડી ગયો. કઠિનતાના સમયમાં સાથને પકડી રાખનારા આ સંસારમાં વિરલ નરોજ મળે છે. હજી તો ચીની રાજ્યના બીજા પાંચ રક્ષાદુર્ગોને પસાર કરવાના હતા. નેત્રો સમક્ષ વિશાળ રણ મૂર્તિમંત વિસ્તરેલું હતું અને તેમાં આગળ વધવામાટે ઘોડાની લાદ અને મનુષ્યોની ખોપરીઓ વિના માર્ગનાં બીજાં કશાં ચિન્હો જોવામાં આવતાં નહોતાં. હુએન-સંગે શાક્ય મુનિનું સ્મરણ કરીને નિશ્ચયથી ન ચળતાં એ દુર્ગમ માર્ગમાં પ્રવેશ કર્યો.

કેટલીક વાર માર્ગમાં જો કે તે અહીં તહીં ભૂલથી ભટક્યો, પણ અંતે ગમે તેમ કરીને પણ તે પ્રથમ દુર્ગ પર્યન્ત પહોંચી ગયો. ત્યાં દુર્ગના રક્ષકોના બાણોએ તેના જીવન અને તેની અભિલષિત યાત્રાનો અંત સત્વરજ કરી દીધો હોત, પરંતુ ત્યાંના રક્ષકોનો નાયક પોતે એક ધર્મનિષ્ઠ બૌદ્ધ હતો, તેથી તેણે એ વિલક્ષણ સાહસી શ્રમણને આગળ વધવાની આજ્ઞા આપી, અને હવે પછી આવનારા કિલ્લાઓના કિલ્લેદારોપર ભલામણ-પત્રો પણ લખી આપ્યાં. ત્રણ કિલ્લાઓને તો તે ગમે તેવી રીતે ઓળંગી ગયો; પરંતુ ત્રીજો કિલ્લો મૂકયા પછી તેના સાંભળવામાં આવ્યું કે, અન્તિમ દુર્ગના રક્ષકોને ધન અથવા ઉપદેશ દ્વારા પણ મનાવી શકાય તેમ નથી. અર્થાત્ તેમની દૃષ્ટિથી બચીને નીકળી જવામાટે તેને ઘણો લાંબો ચક્કર ખાવો પડ્યો, તેણે એક બીજાજ રણમાંથી પોતાનો માર્ગ લીધો, અને થોડુંક ચાલ્યા પછી માર્ગમાં તે ભૂલો પડ્યો. ગહન અને ગંભીર વિપત્તિના વેગમાં તે આવી પડ્યો; એટલુંજ નહિ, પણ જે પાત્રમાં તેણે પીવાનું પાણી ભરેલું હતું, તે પાત્ર પણ તડાક દેતું કે ફાટી ગયું; એટલે હવે આપણો એ ચીની પ્રવાસી એવોજ વિચાર કરવા લાગ્યો કે: " જે વખત જાય છે, તેમાં પાણી-માટે તરસી તરસીને મરવાનોજ પ્રસંગ આવવાનો ! " આ સમય તે તેના

સંકલ્પની તીક્ષ્ણ પરીક્ષાનો સમય હતો. હુએન-સંગ જેવા દઢચિત્ત મનુષ્યના સાહસની પણ પળ બે પળમાટે સમાપ્તિ થઇ ગઈ. તે નિરાશાથી પાછો ફરવા લાગ્યો, પરંતુ થોડે સુધી ચાલીને પાછો તે અટક્યો અને આવી રીતે મનસ્વી પોતાને ધિક્કારવા લાગ્યો: "હા! મેં પ્રતિજ્ઞા કરી હતી કે, જ્યાં સુધી હું ભારતવર્ષમાં નહિ પહોંચું, ત્યાં સુધી એક પગલું પણ પાછો હટીશ નહિ. ત્યારે હું અહીં સુધી આવ્યો શામાટે? પશ્ચિમ દિશા પ્રતિ આગળ વધતાં મરી જવું સારું છે પણ પૂર્વ તરફ પાછું વળવું અને જીવવું, એ નકામું છે." એવી ધારણાથી તે પાછો પોતાને માર્ગે ચાલ્યો. ધન્ય છે હુએન-સંગના ધૈર્યને અને તેના અપ્રતિમ સાહસને!! આ અધર્મમય વિશ્વમાં સત્ય ધર્મની મર્યાદાનું રક્ષણ એવાજ મહાનુભાવ પુરુષના હસ્તથી થઇ શકે છે.

તે ચાર દિવસ અને ચાર રાત સુધી એ રેતીના રણમાં પાણીના એક પણ ઘૂંટડા વિના ભટકતો રહ્યો. એ પૂર્ણ વિપત્તિની વેળામાં તે પોતાના ધર્મના વિનયકાંડનાં વાક્યોથી જ પોતાના ચિત્તને શાન્ત કરતો હતો; પરંતુ ધર્મનાં એવાં વાક્યોથી વાસ્તવિક શાન્તિ કેટલીક મળી શકે વારુ? વળી તેમની ધર્મશિક્ષા પણ એવી કે, કોઇ ઈશ્વર નથી, કોઇ સૃષ્ટિકર્તા નથી અને કોઇ સૃષ્ટિ પણ નથી; ત્યારે શું છે? કેવળ મન. આપણો યાત્રાળુ આગળ એક ઝરા તરફ વધ્યો અને તેના કિનારા પર આવી પહોંચ્યો. આ વેળાએ તે તાતારિયોના દેશમાં હતો. તાતારી લોકોએ ઘણાજ આદરસત્કારથી તેનું આતિથ્ય કર્યું. એક તાતારી ખાં કે જે એક ધાર્મિષ્ટ બૌદ્ધ હતો તે આપણા એ યાત્રિકને પોતાને ત્યાં લઇ ગયો અને પોતાના દેશના લોકોને ઉપદેશ આપવાના હેતુથી ત્યાં રહેવાનો તેને ઘણોજ આગ્રહ કર્યો; પરંતુ એ મહાનુભાવ દઢપ્રતિજ્ઞ પ્રવાસીએ કોઇ પણ રીતે ત્યાં રહેવાની હા પાડી નહિ; કારણકે, શાન્તિપ્રદાયિની ભારતવર્ષીય પુણ્યભૂમિમાં પહોંચવા વિના તેના હૃદયમાં વિશ્રાંતિ જ હતી નહિ, એટલા માટે ખાંએ તેને બલાત્કારે રોકી રાખવાની ચેષ્ટા કરી. એવી સ્થિતિ જોઇને હુએન-સંગે કહ્યું કે: "હું સારી રીતે જાણું છું કે, શહનશાહ અતુલ પ્રભાવશાળી હોવા છતાં મારાં

મન અને ઇચ્છાનો સ્વામી થઇ શક્યો નહોતો." તેણે ભોજન ઇત્યાદિ સર્વ છોડી દીધું અને ત્રણ દિવસ સુધી તે એવી દશામાં પડી રહ્યો. અંતે **ખાંએ** પરિણામ સારૂં ન જોઇને સંન્યાસીને તેની ઇચ્છાનુસાર કાર્ય કરવાની આજ્ઞા આપી. હુએન-સંગે વચન આપ્યું કે: "**ભા**રતવર્ષમાંથી પાછો આવતાં હું ત્રણ વર્ષ સુધી અહીં રહીશ અને આપની ઇચ્છા પૂર્ણ કરીશ." એક મહિનો તેણે **તાતાર** દેશમાં ગાળ્યો અને તે સમયે ત્યાંનો **ખાં** અને તેના દરબારીઓ નિત્ય પોતાના એ પવિત્ર અતિથિનો ઉપદેશ સાંભળવાને નિયમથી આવતા હતા.

અહીંથી આપણો પ્રવાસી ઘણાક માણસો સાથે માર્ગમાં આવનારા ચોવીસ રાજાઓના નામનું **ખાંનું** ભલામણ પત્ર લઇને પોતાને માર્ગે પડ્યો. જેને આજકાલ **સંગરીના** ( Dsungary ) નામથી ઓળખવામાં આવે છે તે જ એના પ્રવાસનો માર્ગ હતો. **અર્થાત્** તે **મસૂર** દમગન, **બેલૂરટાગ** પર્વત, **ચકસર્ટજની** ઘાટી, **બલ્ખ** અને **કાબુલિસ્તાનના** માર્ગથી ચાલ્યો. જ્યાં જ્યાં થઇને તેણે પ્રવાસ કર્યો હતો તે સર્વ સ્થળોનું અને ત્યાંના નિવાસી જનોનું તેણે પોતે ઘણુંજ મનોરંજક વર્ણન કરેલું છે, પરંતુ વિસ્તારના ભયથી અમે તે સમસ્ત વર્ણન અહીં આપી શકયા નથી; છતાં પણ ઉદાહરણ તરીકે તેણે કરેલું **મસૂર** દમગન પર્વતનું વર્ણન અહીં આપવું અનુચિત ગણાશે નહિ; કારણ કે, એથી તેની વર્ણનશૈલીની આપણાથી સારી કલ્પના કરી શકાય તેમ છે.

" પર્વતોનાં શિખરો આકાશ સાથે વાતો કરે છે, સૃષ્ટિના આરંભથીજ અહીં હિમ એકત્ર થયા કરે છે, અને તેણે અહીં એક શ્વેત ગાલીચાનું સ્વરૂપ ધારણ કરેલું છે, તે એટલે સુધી કે ગ્રીષ્મ અને વસંત ઋતુમાં પણ તે પીગળતું નથી. કઠોર અને ચમકાટવાળી બર્ફની ચાદરો દૃષ્ટિ દોડે ત્યાં સુધી બીછાવેલી જોવામાં આવે છે. જો કોઈ એકધ્યાનથી તેને જોતો રહે છે તો થોડી વારમાં ચમત્કારથી તેનાં નેત્રોમાં ભ્રમણ જેવું થવા માંડે છે. માર્ગની બન્ને સીમાઓપર જામેલાં શિખરો જાણે આકાશમાં લટકતાં હોયની ! તેવોજ ભાસ થવા માંડે છે. એમાંનાં કેટલાંક શિખરો તો ૧૦૦ ફીટ ઉચાં

અને ૨૦ થી ૩૦ ફીટ જેટલાં પહોળાં છે. કોઇ પણ યાત્રાળુ શ્રમ વિના એ શિખરોપર ચઢીને તેનું ઉલ્લંઘન નથી કરી શકતો અને વળી વારંવાર પ્રચંડ વંટોળીયો અને હિમની વૃષ્ટિનું પણ યાત્રિક જનોપર આક્રમણ થયા કરે છે. જાડાં પગરખાંથી પગો અચ્છાદિત છતાં અહીં મનુષ્યો કંપ્યા વિના રહી નથી શકતા. ”

આવા કઠિન માર્ગોમાંથી આપણા યાત્રિકોને ચાલવું પડયું. સાત દિવસમાં એ હિમસ્થાનને તેઓ પાર કરી ગયા, પણ એટલા સમયમાં તેમના સાથીઓમાંથી ૧૪ મનુષ્યો યમશરણ થઇ ગયા.

ફર્ગાના, સમરકંદ, બુખારા, અને બલખ આદિ મધ્ય એશિયાનાં મુખ્ય મુખ્ય નગરો તેમના માર્ગમાં આવ્યાં. હુએન-સંગે એ સઘળા દેશોના નિવાસીઓનું ઘણું સારું જ્ઞાન કરાવ્યું છે. તે સમયમાં એ સ્થાનોમાં વિશેપતાથી માત્ર બૌદ્ધ ધર્મનોજ પ્રચાર હતો અને કયાંક કયાંક વૈદિક રીતિ અનુસાર અગ્નિપૂજાનાં દર્શન પણ થતાં હતાં.

આપણો ધાર્મિક યાત્રાળુ કાબુલના માર્ગથી આર્યાવર્તમાં આવ્યો હતો. જે જે હિન્દુ રાજ્યોમાં તે ગયો હતો, તે સઘળા રાજ્યોનું વર્ણન તેણે ઘણાજ વિસ્તારથી કરેલુ છે. પ્રથમ તે નગરહારના રાજ્યમાં ગયો. એ નગરહાર તે જલાલાબાદની નિકટસ્થ ભૂમિની રાજધાની હતી. એ રાજ્યમાં બૌદ્ધ ધર્મને માનનારાજ વધારે પ્રમાણમાં વસતા હતા; અર્થાત્ ત્યાં હિન્દુ ધર્મનો પણ પ્રચાર હતો ખરો.

નગરહારથી નીકળેલો તે ગાન્ધર દેશની રાજધાનીનું નગર તે વેળાએ પાલા અર્થાત્ સંસ્કૃત પુરુષપુર અને આધુનિક પેશાવર હતું ત્યાં આવ્યો. અહીં પહોંચતાંજ તેણે એક વિચિત્ર ગુહાના સમાચાર સાંભળ્યા કે, જેમાં ભગવાન્ બુદ્ધદેવે એક રાક્ષસને મંત્રદીક્ષા આપેલી હતી. એવી પણ દંતકથા ત્યાં પ્રચલિત હતી કે, “ મંત્રદીક્ષા ઉપરાંત બુદ્ધદેવે એ નવીન શિષ્ય પાસે પોતાની છાયા છોડી જવાનું પણ વચન આપેલું છે; કે જેથી કદાચિત્ તેનો રાક્ષસી સ્વભાવ કોઇ કાળે પ્રકટ થાય તો તે છાયાને જોતાંજ તેને પોતાના પૂર્વ સંકલ્પોનું સ્મરણ થઇ આવે. એ વચન સત્ય થયું અને

બુદ્ધની છાયાનાં દર્શન એ ગુહામાં થવા લાગ્યાં. ત્યારથી એ ગુહા એક તીર્થસ્થાન બની ગઇ છે, અને યાત્રાના નિમિત્તથી બધા દેશના લોકો અહીં આવતા રહે છે," હુએન-સંગ એ સ્થાનને નેત્રોથી જોવાને ઘણોજ આતુર થયો; પરંતુ તેણે એમ સાંભળ્યું કે, "એ ગુહાનો માર્ગ મહાભયાનક છે, અને તેમાં લૂટારાઓનો ઘણોજ ભય રહે છે." કોઇ કોઇએ તો વળી એમ પણ કહ્યું કે, "ત્રણ વર્ષથી એવો પ્રકાર ચાલી રહ્યો છે કે, જે યાત્રાળુ તે ગુહામાં જાય છે, તે પાછો તેમાંથી જીવતો બહાર નથી આવતો." એ સર્વ વાતોને સાંભળીને આપણા ધર્મવીર યાત્રાળુએ એવું ઉત્તર આપ્યું કે: "લક્ષ કલ્પમાં પણ ભગવાન્ બુદ્ધની પ્રત્યક્ષ છાયાનું દર્શન દુર્લભ છે, ત્યારે આટલો દૂર આવ્યા છતાં પણ તેના દર્શન કર્યા વિના હું આગળ કેમ જઇ શકું ?" તેણે પોતાના સાથીઓને છોડી દીધા અને કોઈ રસ્તો બતાવનાર ભોમિયાની ખોળમાં તે ઉદ્યુક્ત થયો. શોધતાં શોધતાં એક બાળક તેને મળી આવ્યો અને તે તેની સાથે ગુહા સુધી જવાને તૈયાર થયો. એ બાળક અને હુએન-સંગ થોડેક દૂર ગયા હશે એટલામાં પાંચ લૂટારાઓએ તેમના પર હલ્લો કર્યો અને સંન્યાસીએ પોતાનાં કાષાય વસ્ત્રો દેખાડયાં.

"સ્વામિન ! આપ ક્યાં જાઓ છો ?" એક લૂટારાએ પૂછ્યું.

"હું બુદ્ધદેવની છાયાની આરાધના કરવાની કામના રાખું છું." હુએન-સંગે શાન્ત મુદ્રાથી ઉત્તર આપ્યું.

"સ્વામિન્ ! શું આપે સાંભળ્યું નથી કે, આ માર્ગ લૂટારાઓથી ભરેલો છે અને ભયંકર છે ?" લૂટારાએ પાછો પ્રશ્ન કર્યો.

"લૂટારા પણ મનુષ્ય છે. આ સમયે જ્યારે હું બુદ્ધદેવની છાયાની પૂજામાટે જાઉં છું, તે સમયે જો માર્ગ હિંસક જંતુઓથી પણ ભરેલો હોય, તોપણ મારે નિર્ભયતાથી ચાલ્યા જવું જોઇએ ! મારે તમારાથી ડરવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, તમે મનુષ્યો છો એટલે તમારા હૃદયમાં થોડી ઘણી તો દયા હશેજ !

લૂટારાઓનાં અંધકારાવૃત્ત નેત્રો આ ઉપદેશમય નમ્ર ભાષણથી ખુલી ગયાં અને તે દિવસથી નિરપરાધીઓને વિના કારણ પીડવાના વ્યવસાયનો

ત્યાગ કરી તેઓ સત્યનિષ્ઠાથી સન્માર્ગમાં પ્રવૃત્ત થયા. વિડંબનાનો પોતાની મેળેજ વિનાશ થઇ ગયો, અને હુએન–સંગ પોતાના પંડ્યા સ્વરૂપ બાળક સાથે આગળ વધ્યો. બે ઉંચી ટેકરીઓના મધ્ય ભાગ–ખીણ–માંથી ચાલી તેઓ એક ઝરણાં પાસે આવી પહોંચ્યા.

અહીં એક ઘોર ચઢાણમાં એક દ્વાર તેમની દૃષ્ટિએ પડયું, અને તેમના ત્યાં પહોંચતાંજ ત્વરિત તે પોતાની મેળે ખુલ્લી ગયું. તેના અન્દરના ભાગમાં ઘોર અંધકાર છવાયલો હતો. છતાં પણ હુએન–સંગે તેમાં નિર્ભયતા પૂર્વક પ્રવેશ કર્યો અને અંદર તે પૂર્વ દિશા તરફ વળ્યો અને પાછો પચાસ પગલાં પાછો હટીને તે બુદ્ધની આરાધના કરવા લાગ્યો. તેણે સો વાર દંડવત્ પ્રણામ કર્યા, પરંતુ કાંઇ પણ દૃષ્ટિગોચર થયું નહિ તેથી તે પોતાનાં વ્યતીત દુષ્કર્મોના કારણથી પોતાને ઘણોજ ધિક્કારવા લાગ્યો અને કરુણોત્પાદક સ્વરથી રોવા લાગ્યો. ઘણીજ પ્રાર્થના અને વિનય પછી તેને દીવાલપર એક પ્રકારનો મંદ પ્રકાશ દેખાયો, પરંતુ અલ્પ સમયમાંજ પાછો તે લુપ્ત થઇ ગયો. હર્ષ અને પ્રેમથી ગદ્‌ગદ થઇને તે વળી પ્રાર્થનામાં નિમગ્ન થયો. પુનઃ પ્રકાશની એક જ્યોતિનું તેને દર્શન થયું. તે વિદ્યુત પ્રમાણે પ્રકટ થતાંજ અંતર્ધાન થઇ ગઇ. શ્રમણ હુએન–સંગે હવે પૂર્ણ ઉત્સાહથી પ્રતિજ્ઞા કરી કેઃ "જ્યાં સુધી હું ભગવાન્ બુદ્ધદેવની સ્પષ્ટ છાયાનું દર્શન કરીશ નહિ, ત્યાં સુધી આ સ્થાનને કોઇ કાળે પણ ત્યાગીશ નહિ." બસોવાર જપનું ઉચ્ચારણ થતાંજ ગુહા એકાએક પ્રકાશથી ઝળકી રહી અને ભગવાન્ તથાગતની એક સ્વચ્છ શ્વેતવર્ણ છાયા અચાનક દીવાલપર દૃષ્ટિગોચર થઇ. જેવી રીતે મેઘમંડળના એકાએક વિચ્છિન્ન થતાંજ પ્રભાકરનું દીપ્તિમાન્ મંડળ અનાયાસ તેમાંથી બહાર નીકળી આવે છે, તદ્દત્ ત્યાં પ્રકાશની છટા છવાઇ ગઇ. તે છાયાના મુખમાં અલૌકિક તેજ ઝળકી રહ્યું હતું. હુએન–સંગ આશ્ચર્યચકિત થઇ ગયો અને એક દૃષ્ટિથી તે છાયાને નિહાળી રહ્યો. જ્યારે સંન્યાસીના ધ્યાનનો ભંગ થયો, ત્યારે તેણે છ મનુષ્યોને ગુહામાં બોલાવ્યા અને તેમને અગ્નિ પ્રજ્વલિત કરીને ધૂપ કરવાની આજ્ઞા કરી. પરંતુ અગ્નિનો પ્રકાશ થતાંજ

જ્યારે તે છાયાનો લોપ થવા લાગ્યો ત્યારે અગ્નિને બુઝાવી નાખવામાં આવ્યો. પાંચ મનુષ્યોને તો બુદ્ધની છાયાનું દર્શન થયું, પણ છઠ્ઠાને તે દર્શનનો લાભ મળ્યો નહિ. હુએન-સંગની સાથે એક વૃદ્ધ પુરુષ આવેલો હતો તેણે તેને કહ્યું કે: " સ્વામિન્! ધર્મ અને સંકલ્પની દઢતા વિના આપને આ લીલાનું દર્શન કદાપિ થઇ શકત નહિ! "

એ ઘટના પેશાવરમાં બની અને ત્યાર પછી આપણો યાત્રાળુ પૌલુશ નામક નગરની પાસેના એક ઉંચા પહાડપર ગયો. ત્યાં એક લીલા શિલાખંડમાં **ભી**માદેવી (દુર્ગા) ની મૂર્તિ ખોદેલી તેના જોવામાં આવી. દૂર દૂરના લોકો ત્યાં દર્શનમાટે આવતા હતા. પર્વતની તળેટીમાં મહેશ્વરનું એક મંદિર હતું. ત્યાંથી તે **સ**લાતૂર ગયો. એ **સ**લાતૂરજ પ્રસિદ્ધ અને જગદ્વિખ્યાત વૈયાકરણ **પા**ણિનિ મુનિની જન્મભૂમિ છે. **ન**ગરહાર અને **ગા**ન્ધાર એ બન્ને દેશો તે સમયના કપીશ ( હિન્દુકુશની પાસેના પ્રદેશ ) ના રાજાના અધિકારમાં હતા. પ્રવાસી ધીરે ધીરે પ્રવાસમાં આગળ વધતો ચાલ્યો.

એ સ્થાનોને જોતો જોતો **સિ**ન્ધુ નદીને ઓળંગીને આપણો યાત્રાળુ કાશ્મીર તરફ ચાલ્યો. તે લખે છે કે: " માર્ગો પાષાણમય અને ઢળતા-ઢળાણવાળા છે; પર્વત અને વૃક્ષરાજીઓ અંધકારમય અને શૂન્ય છે. કોઇ વેળાએ એ ઢળાણપરથી નીચે ઉતરતાં દોરડાંનો અને કોઇ વાર લોઢાની સાંકળોનો આશ્રય લેવો પડે છે. " માર્ગમાં તેને બુદ્ધના સ્તૂપો અને બૌદ્ધ ધર્મના મઠો અસંખ્ય જોવામાં આવ્યા. તે બૌદ્ધ ધર્મની ભૂમિજ હતી. અન્તે તે કાશ્મીરના પ્રદેશમાં આવી પહોંચ્યો. કાશ્મીરના તે સમયના રાજાએ એ પવિત્ર પ્રવાસીના આગમનના સમાચાર સાંભળતાં જ પોતાના કાકાને રથ અને અશ્વો સહિત આદરથી તેને તેડી લાવવાને સામો મોકલ્યો. એવી દંતકથા સાંભળવામાં આવે છે કે કાશ્મીરના તે વેળાના સર્વ બૌદ્ધ ધર્મના આચાર્યોને હુએન-સંગના આગમનના સમાચાર સ્વપ્નમાં મળેલા હતા. આવી ધર્મશ્રદ્ધાને નિહાળીને તેઓ લજ્જિત થઇ ગયા અને પોતે હવેથી ધર્મકર્મમાં નિયમથી વર્તવા લાગ્યા. રાજધાનીના નગરની પાસે જ્યારે હુએન-સંગ આવી પહોંચ્યો, તે વેળાએ રાજા, તેના અધિકારિજનો અને વિહાર

( બૌદ્ધધર્મના મઠો ) ના સાધુઓ તેને ધન્યવાદ આપવાને સામા ગયા. ધ્વજાઓ અને છત્રોથી માર્ગ છવાઇ ગયો હતો, અને પૃથ્વીપટપર સર્વત્ર સૌગંધિક સુમનો પાથરેલાં જોવામાં આવતાં હતાં. જ્યારે રાજા પોતે પણ હુએન-સંગની સામો આવ્યો, ત્યારે આવતાંજ તેણે ચીની પ્રવાસીની ઘણીજ પ્રશંસા કરી અને તેનાં ચરણો સમક્ષ પુષ્પોનો એક રાશિ ઉભો કરી દીધો. ત્યાર પછી ભૂપ એ પવિત્ર યાત્રિકને એક હાથીની અંબાડીમાં બેસાડીને પોતાના રાજનગરમાં લઇ ગયો અને પોતાના સસરાના બંધાવેલા જયેન્દ્ર વિહાર નામક સ્થાનમાં તેના નિવાસની સમસ્ત વ્યવસ્થા કરી આપી. એ રાજાનું નામ બરાબર જણાયું નથી પરંતુ તે મહા ધર્માત્મા હતો એટલો ઉલ્લેખ છે. કાશ્મીરના સંબંધમાં લખતાં ઇ. ૭૮ માં ત્યાં થઇ ગયેલા કનિષ્ક નામના રાજાનો પણ હુએન-સંગે ઉલ્લેખ કરેલો છે.

એક બૌદ્ધ આચાર્ય ત્યાં ધર્મ સંબંધી જ્ઞાનમાં ઘણો જ નામાંકિત ગણાતો હતો. તેના હાથ તળે હુએન-સંગે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. પોતાના ધર્મના હસ્તલિખિત ગ્રંથોની તે યાત્રાળુને નકલ કરી આપવાને રાજાએ ઘણા લહિઆઓને બેસાડ્યા. એ ગ્રંથો ચીન દેશમાં મળવા દુર્લભ હતા. કાશ્મીરમાંના નિવાસ સમયે જ્યારે જ્યારે આપણો પ્રવાસી માર્ગમાં ફરવા નીકળતો હતો, ત્યારે લોકો એમજ બોલતા હતા કે: "આ મનુષ્ય આપણા પૂર્વ ભૂપાલ ( કનિષ્ક )ના દેશનો નિવાસી છે. કાશ્મીરના રાજ્યમાં આવેલા તક્ષશિલા અને સિંહપુર આદિ શ્વેતામ્બર અને દિગમ્બર જૈનોથી ભરેલાં સ્થળોને પણ તેણે નીહાળ્યાં અને રાજ્યવિસ્તારમાંના બહુધા ઘણાક ધર્મના સ્મરણસ્તંભોને પણ તે જોઇ આવ્યો. એવી રીતે કાશ્મીરમાં બે વર્ષ જેટલો લાંબો સમય વીતાડીને રાજાની આજ્ઞા લઇ તે પ્રવાસમાં આગળ વધ્યો.

કાશ્મીરથી શતદ્રુ અને શૂરસેન (મથુરા) રાજ્યમાં થતો એ વિદેશીય સ્થાનેશ્વરમાં આવ્યો. સ્થાનેશ્વરની રાજધાની એ સમયે કુરુક્ષેત્રના નિકટમાંજ હતી. એ ભૂમિના સંબંધમાં તે મહાભારતના યુદ્ધનો ઉલ્લેખ કરીને લખે છે કે: "અહીં ભયંકર યુદ્ધ થયું હતું, અને ત્યારથી આજ સુધી આ ક્ષેત્ર યોદ્ધાઓનાં અસ્થિઓથી આચ્છાદિત થઇ રહેલું છે."

હરિદ્વારમાં આવીને આપણાં એ પ્રવાસીએ ગંગાનું દર્શન કર્યું અને તેના વિષયમાં તેણે લખેલું છે કે: "ભારતવર્ષના લોકો એને ગંગાદ્વાર કહે છે. અહીં સહસ્રોના પ્રમાણમાં મનુષ્યો આવે છે અને દૂર દૂરથી ચાલી સ્નાન કરવામાટે જ અહીં એકત્ર થાય છે."

બ્રહ્મપુર (ગઢવાલ અને કમાઉ)માં થઇ એ ચીની યાત્રાળુ ભારતવર્ષની પ્રખ્યાત રાજધાની કાન્યકુબ્જમાં આવ્યો. એ નગરીનો તે સમયનો રાજા મહાપ્રતાપી દ્વિતીય શીલાદિત્ય હતો. એ શીલાદિત્ય તેજ છે કે, જે 'રત્નાવલી'ના રચયિતા હર્ષવર્ધન અથવા તો શ્રીહર્ષના નામથી પ્રસિદ્ધ છે. ઉત્તરીય ભારતવર્ષના સર્વ રાજાઓ એને આધીન હતા. એ રાજાની બૌદ્ધ ધર્મ પ્રતિ વિશેષ પ્રવૃત્તિ હતી, તેથી તેણે પશુવધનો નિષેધ કર્યો હતો, સ્થળે સ્થળે સ્તૂપો બંધાવ્યા હતા અને ઔષધાલયો પણ ખોલ્યાં હતાં. પાંચ પાંચ વર્ષે એક ઘણાજ મોટા સમારોહ સહિત તે રાજા એક ઉત્સવ કરતો હતો, અને તે ઉત્સવ પ્રસંગે દેશ દેશના રાજાઓ, વિદ્વાનો અને ગુણિજનોને બોલાવવામાં આવતા હતા. એક વેળાએ ત્યાં એ ઉત્સવની બધી તૈયારીઓ ચાલતી હતી, તે સમયે આપણો એ યાત્રાળુ કામરૂપના રાજા કુમાર ભાસ્કર વર્મા સાથે પ્રસિદ્ધ વિદ્યાપીઠ નાલન્દમાં રહેલો હતો. શીલાદિત્યે કુમારને ત્યાં આવી રીતિનું આજ્ઞાપત્ર પાઠવ્યું: "મારી એવી ઇચ્છા છે કે, જે વિલક્ષણ શ્રમણને આપે નાલન્દના મઠમાં રાખેલો છે તેને સાથે લઇને આપ ત્વરિત અત્ર પધારો." આજ્ઞા આવતાંજ હુએન-સંગને શીલાદિત્યને ત્યાં લાવવામાં આવ્યો. રાજાએ એ યાત્રાળુને તેના દેશ ચીન સંબંધી ઘણીક વાતો પૂછી અને તેમનાં ઉત્તરો મેળવીને તે ઘણોજ પ્રસન્ન થયો.

હુએન-સંગે પણ એ મહોત્સવમાં ઘણોજ સારો ભાગ લીધો. એ ઉત્સવમાં બુદ્ધદેવની પ્રતિમાને સ્વયં શીલાદિત્ય મહારાજ પોતાના સ્કંધભાગે લઇને નીકળ્યા. ૨૧ દિવસ પર્યંત બ્રાહ્મણો અને શ્રમણોને સમાન રૂપે ભોજન આપવામાં આવ્યું. બૌદ્ધ અને વૈદિકોનો પરસ્પર નિત્યનાવથી શાસ્ત્રાર્થ થયો અને દાનમાં મહારાજે સુવર્ણ, રજત, અને મૌક્તિક આદિ યથેચ્છ લૂટાવ્યાં. એ વર્ણનથી જાણી શકાય છે કે, ૭ મી શતાબ્દિમાં બૌદ્ધ ધર્મને

માનનારાઓ અને બૌદ્ધો પરસ્પર પ્રેમભાવથી રહેતા હતા; કારણકે, રાજા ઉભય ધર્મને સમાન આદરની દૃષ્ટિથી નીહાળતો હતો.

અયોધ્યા અને હયમુખ આદિ સ્થાનોમાં પ્રવાસ કરતો આપણો યાત્રાળુ પ્રયાગ નગરમાં આવી પહોંચ્યો; પરંતુ ત્યાં તેને બૌદ્ધ મતનો કાંઇ પણ આદર થતો જોવામાં આવ્યો નહિ. હુએન–સંગે આજે પણ પ્રયાગમાં લક્ષાવધિ યાત્રિકો જેનું દર્શન કરે છે તે વટવૃક્ષનું વર્ણન કરેલું છે. આગળ ચાલતાં તે લખે છે કે: " બંને નદીઓનો જ્યાં સંગમ થાય છે, ત્યાં નિત્ય સેંકડો મનુષ્યો સ્નાન ધ્યાન કરે છે અને પ્રાણને ત્યાગી દે છે. એ દેશના લોકો એમ સમજે છે કે, જેને સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય, તે અહીં આવીને માત્ર એકજ ચોખાનો દાણો ખાઇને જળમાં પડીને ડૂબી મરે એટલે સ્વર્ગપ્રાપ્તિ થએલીજ જાણવી. નદીના મધ્ય ભાગમાં એક ઉંચો ચબુતરો જોવામાં આવતો હતો અને તેના પર ઉભા રહીને લોકો સૂર્યાસ્ત સમયે સૂર્ય જ્યાં સુધી સંપૂર્ણતાથી અસ્તાચલમાં ચાલ્યો ન જાય ત્યાંસુધી તેને જોયા કરતા હતા."

કૌશામ્બી, શ્રાવસ્તી, કપિલવસ્તુ (બુદ્ધનું જન્મસ્થાન ) અને કુશીનગર ( બુદ્ધનું નિર્વાણસ્થાન ) ઇત્યાદિ સ્થાનોમાં વિચરતો તે પો–લો–ના–ઇ અર્થાત્ બનારસ (કાશી)માં આવ્યો. એ નગરના અંતર્ભાગ અને બહિર્ભાગમાં આવેલા મૃગારામ અને સ્તૂપોનું તેણે મહાવિસ્તારથી વર્ણન કરેલું છે.

ઉત્તર ભારતવર્ષનાં મુખ્ય મુખ્ય નગરોમાં ફરતો ફરતો તે બૌદ્ધોના કેન્દ્રસ્થાન મગધ દેશમાં આવી લાગ્યો. એ સ્થળમાં તે પાંચ વર્ષ પર્યન્ત રહ્યો. એ સ્થાનમાંજ તેને પોતાના અભિલષિત કાર્યને પૂર્ણ કરવાનો પ્રસંગ મળ્યો. એજ સ્થાનમાં તેના માટે પરોપકારસાધનનો માર્ગ ખુલ્લો થયો અને બીજા પણ કેટલાક લાભો તેને અચિન્ત્ય પ્રાપ્ત થયા. નાલન્દના મઠમાં રહીને તેણે તે સમયના વિખ્યાત આચાર્યો પાસેથી સંસ્કૃતના મૂળ ગ્રંથોનો અભ્યાસ કર્યો, તેના દેશનિવાસીઓને જે ગ્રંથોનાં નામોની પણ માહિતી હતી નહિ તેવા અનેક સંસ્કૃત ગ્રંથોનો સંગ્રહ કર્યો, અહીં તેની સર્વ શંકાઓનું નિરસન થઇ ગયું અને તેના ચિત્તને અલભ્ય શાન્તિનો લાભ મળ્યો.

ત્યાંથી નીકળી તે હિરણ્ય પર્વત ( મોંગીર ), ચંપા ( અંગની પ્રાચીન રાજધાની ), પુંડ્ર, સમતત, તામ્રલિપ્તિ, કર્ણ, સુવર્ણ અને ઉડ્ર ( ઓરીસા ) ઇત્યાદિ પ્રદેશોમાં થતો દક્ષિણ દિશામાં આગળ વધ્યો. કાન્યોધ, કલિંગ, ધનકટક, ચોલ, દ્રવિડ ( કાંચીપુર ) આદિ દક્ષિણનાં રાજ્યોમાં ફરતો તે મલબારના કિનારાપર આવી લાગ્યો. ત્યાંથી ભારતવર્ષની પૂરેપૂરી પરિક્રમા કરતો કરતો તે પાછો ઉત્તર દિશામાં ચાલ્યો. માર્ગમાં કોકણ અને મહારાષ્ટ્ર દેશનાં દર્શન કર્યાં. મહારાષ્ટ્ર દેશના નિવાસીઓ વિશે તે લખે છે કે: " પોતાના ઉપકારકર્તા પ્રતિ તેઓ ઘણાજ કૃતજ્ઞ હોય છે; પરંતુ પોતાના શત્રુઓમાટે ઘણાજ દુર્દમનીય છે. જો તેમનો તિરસ્કાર કરવામાં આવ્યો હોય તો તેનો બદલો લેવામાટે તેઓ પોતાના પ્રાણ સુદ્ધાંનો પણ વ્યય કરી નાખે છે. તેમનો રાજા જાતિનો ક્ષત્રિય છે અને તેનું નામ પુલકેશી છે. આ સમયે શીલાદિત્યે પૂર્વથી પશ્ચિમ પર્યન્તની સમસ્ત જાતિઓને જીતી લીધી છે; પણ માત્ર આ દેશના લોકોએજ તેની આધીનતાનો સ્વીકાર કર્યો નથી." એજ પુલકેશીના એક વંશજ શિવાજીએ હુએન-સંગથી એક હજાર વર્ષ પછી દિલ્લીપતિ ઔરંગજેબને ત્રાહિ ત્રાહિ પોકરાવ્યો હતો.

માળવા, ગુજરાત અને સિંધુ આદિ દેશોમાં પ્રવાસ કરીને આપણો અશ્રાંત પ્રવાસી ઉત્તર હિન્દુસ્તાનમાં પાછો આવ્યો અને મગધ દેશમાં જઇને કેટલોક કાળ તેણે પોતાના પુરાણા મિત્રોના સહવાસમાં વીતાડયો.

સપ્તમ શતાબ્દિમાં આર્યાવર્તમાંના રીતિ રિવાજો કેવા હતા, એ વિશે આપણા એ યાત્રિકે વિસ્તારથી લખેલું છે. જન સાધારણના પહેરવેશ વિશે તેણે એવો ઉલ્લેખ કરેલો છે કે: " બનાવેલાં અને સીવેલાં વસ્ત્રોનો ત્યાં વ્યવહાર છેજ નહિ. સ્ત્રીઓનાં વસ્ત્રો જમીન સુધી લટકતાં હોય છે અને તેઓ પોતાના સ્કંધભાગોને સારી રીતે ઢાંકેલો રાખે છે. માથાપર તેઓ એક નાનો જેવો કેશગુચ્છ રાખે છે અને બાકીના વાળો વિખરાયલાજ હોય છે. પુરુષો પોતાના શિરોભાગને પુષ્પોની માળાઓ અને રત્નથી ગુંથેલી ટોપીઓવડે આચ્છાદિત કરે છે."

"બ્રાહ્મણો અને ક્ષત્રિયો પોતાનાં વસ્ત્રોને ઘણાંજ સ્વચ્છ રાખતા હતા, ભોજન લેવા પહેલાં સર્વે લોકો સ્નાન અથવા અંગપ્રક્ષાલન કરતા હતા. કાષ્ઠ અથવા પાષાણનાં પાત્રો એકવાર તેમનો ઉપયોગ કર્યા પછી નાખી દેવામાં આવતાં હતાં અને ભોજન પછી લોકો હાથ મોઢાં ધોઇને તામ્બૂલ લક્ષણ કરતા હતા."

ઘણાં વર્ષો પછી એ યાત્રિકે પોતાના દેશમાં જવાનો નિશ્ચય કર્યો. તે પંજાબ, કાબુલિસ્તાન અને બલખમાંથી થતો આક્લસ નદીના તીરે આવી પહોંચ્યો. કાશગર, યારકન્દ, અને ખુતન આદિ મધ્ય એશિયાનાં મુખ્ય મુખ્ય નગરોમાં કેટલોક કાળ વીતાડીને અન્તે સોળ વર્ષની દીર્ઘ યાત્રા પશ્ચાત્ સંસ્કૃત ગ્રંથોના ભારથી લાદેલો તે પોતાની પરમપ્રિય જન્મભૂમિ ચીનમાં જઇ પહોચ્યો. જો પૂર્ણ રીતે મનુષ્ય પરિશ્રમ વેઠવાને શક્તિમાન્ હોય, તો તેનામાટે આ વિશ્વમાં કોઇ પણ કાર્ય એવું નથી કે, જે અશક્ય કહી શકાય. હુએન-સંગની ભારતયાત્રા તે એ સિદ્ધાંતનું એક પ્રત્યક્ષ ઉદાહરણ છે.

એ પ્રવાસીની પ્રખ્યાતિ દૂર દૂરના દેશોમાં પણ વિસ્તરી ગઇ હતી. ચીનના સમ્રાટે તેનો ઘણોજ ઉત્સાહ અને સમારોહ સહિત આદર સત્કાર કર્યો. રાજધાનીમાં બહુજ ધામધૂમ અને ઠાઠમાઠથી તેનો પ્રવેશ થયો, માર્ગમાં ગાલીચાઓ બિછાવવામાં આવ્યા, પુષ્પની વૃષ્ટિ થવા લાગી, વાયુમાં પતાકાઓ ઉડવા લાગી અને માર્ગમાં બન્ને બાજૂએ એ પવિત્ર યાત્રાગુરુને આવકાર આપવામાટે સૈનિક અને બીજા રાજ્યકાર્યાધિકારીઓને ઉભા રાખવામાં આવ્યા. બૌદ્ધ સંન્યાસીઓનો એક સમૂહ અગ્રભાગે રહેવામાટે ધીમો ધીમો આગળ વધ્યો. એ ધાર્મિક વિજયના ઉપલક્ષ તરીકે જે વિમાનોની યોજના કરવામાં આવી હતી તે વળી કાંઇ ભિન્નજ પ્રકારની હતી. સર્વથી અગ્રભાગે રહેતા વિમાનમાં તો માત્ર બુદ્ધની રક્ષા (ભસ્મ) જ હતી. તે પછીનામાં ગૌતમ બુદ્ધની એક સ્વર્ણપ્રતિમા, તેની પછીનામાં એટલે ત્રીજામાં એક તેવીજ ચંદનની પ્રતિમા, ચોથામાં મહાત્મા તથાગતની એક બીજી મૂર્તિ, તે ઉપરાંત રજતની એક પ્રતિમા તથા વળી સ્વર્ણની એક મૂર્તિ, ત્યારપછી

શાક્યમુનિની ઉપદેશ આપતી વેળાની મૂર્તિ અને એ સર્વના અંતમાં ૫૨૦ ભાગોમાં વિભક્ત કરેલા ૬૫૭ ધર્મગ્રંથો હતા. નિઃસંદેહ એ મહાનુભાવ યાત્રાળુ એવા સન્માનને યોગ્યજ હતો. એવા એક મહાન્ ધર્મવીર અને અદ્ભુત સાહસી પુરુષનો ઉચિત રીતિથી આદર સત્કાર કરવામાં ન આવત, તો ખરેખર ચીનના રાજા અને ચીનની પ્રજાને ઘોર પાપરૂપ કલંક સદાને માટે લાગી રહેત; પરંતુ તેમણે તેનો સત્કાર કર્યો, તેથી તેમની ગુણગ્રાહકતાનું પ્રત્યક્ષ દર્શન થઇ શકે છે, અને એ ગુણગ્રાહકતામાટે આપણે તેમની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડીજ છે.

ચીનના શહનશાહે એ યાત્રિકનો ફિનિકસ નામક રાજમંદિરમાં સત્કાર કર્યો અને તેની બુદ્ધિ, ધર્મશીલતા તથા પરિશ્રમથી પ્રસન્ન થઇને તેને પોતાના રાજ્યમાં એક ઉચ્ચ પદ આપવાની પોતાની અભિલાષા પ્રકટ કરી; પરન્તુ હુએન-સંગે એનો ઘણાજ ઉપકાર સાથે અસ્વીકાર કર્યો અને કહ્યું કે: "રાજ્યના શાસનનો મૂલ મંત્ર તે કન્ફ્યુશિયસની શિક્ષા છે!" તેણે પોતાના જીવનના શેષ ભાગને ભગવાન્ બુદ્ધની આજ્ઞાના પાલનમાંજ વીતાડવાની અભિલાષા દર્શાવવાથી ચીનના શહનશાહે તેને તેના પોતાના પ્રવાસનો વૃત્તાંત લખવાની સૂચના કરી અને એક સુન્દર મઠ તેને દાનમાં આપ્યો. તેણે એકાન્તમાં પોતાના અવકાશનો સમય પોતે ભારતવર્ષમાંથી લઇ આવેલા સંસકૃત ગ્રંથોના અનુવાદમાં વીતાડ્યો. સાંભળવા પ્રમાણે તેના પ્રવાસવૃત્તાંત "સિ-યૂ-કી"*ની પ્રસિદ્ધિ તો સત્વરજ થઇ ગઇ હતી, એટલે તેના જીવનનો વિશેષ ભાગ તો સંસ્કૃત ગ્રંથોના અનુવાદમાંજ વીત્યો હતો. બૌદ્ધ સંન્યાસીઓની સહાયતાથી તેણે ૭૪૦ ગ્રંથોનો ૧૩૫૦ ભાગમાં અનુવાદ કર્યો હતો.

હુ-એન-સંગનો સ્વભાવ ઘણોજ સરલ હતો. તેને પોતાના જ્ઞાનનું

* એ ગ્રંથમાં તેણે પોતાના પ્રવાસનો સમગ્ર વૃત્તાંત આપેલો છે એનો પ્રત્યેક યૂરોપીય ભાષામાં અનુવાદ થઇ ગયો છે. ભારતવર્ષના ઇતિહાસનો એમાંથી ઘણો શોધ લાગે છે. જો એનો અનુવાદ ગુજરાતી ભાષામાં ન થાય, તો એ એક આપણને લજ્જા ઉપજાવનારો વિષયજ કહી શકાય.

રંચ માત્ર પણ અભિમાન હતું નહિ. તેના મુખમાંથી સદૈવ એજ વાક્ય નીકળ્યા કરતું હતું કે: " મારૂં સમસ્ત જ્ઞાન તે બુદ્ધ અને બોધિતત્ત્વોના પ્રસાદરૂપજ છે. "

જ્યારે તેણે પોતાના મૃત્યુકાલને નિકટ આવેલો જાણ્યો, ત્યારે તેણે પોતાની સર્વ સંપત્તિ દરિદ્ર અને દીન જનોને વ્હેંચી આપી અને પોતાને મળવામાટે પોતાના મિત્રોને બોલાવ્યા. તેણે તેમના મુખને નિહાળી ક્ષીણ સ્વરથી કહ્યું કે: " મારી એવી ઇચ્છા છે કે, મારાં સારાં કર્મનું જે કાંઇ પણ શુભ ફળ હોય તે બીજા લોકોને મળે; હું તેમની સાથે પાછો ભાગ્યવાનોના લોકમાં જન્મ ધારણ કરૂં અને દયા તથા પ્રેમથી પૂર્ણ એવા આગામિ બુદ્ધની સેવા કરું. જ્યારે જ્યારે પણ મારો પુનર્જન્મ થાય, ત્યારે ત્યારે હું બુદ્ધનો આજ્ઞાનુવર્ત્તી થાઉં અને અંતે સર્વથી ઉચ્ચ તથા પૂર્ણ જ્ઞાન પર્યન્ત પહોંચું ! "

હુ–એન–સંગે પંચભૌતિક શરીરનો ઇ. સ. ૬૬૪ માં ત્યાગ કર્યો. તે સમયે ઇસ્લામની રુધિરરંજિત વિજયપતાકા પૂર્વ દિશામાંના દેશોમાં વિસ્તરતી જતી હતી અને યૂરોપમાં ક્રિશ્ચિયન ધર્મનો સંચાર થતો જતો હતો.

ભારતવર્ષના ઇતિહાસને જાણવાવાળા જ્યાં સુધી આ પૃથ્વીતળમાં વિદ્યમાન રહેશે, ત્યાં સુધી એ ધર્મપરાયણ ચીની પ્રવાસી–હુ–એન–સંગનું પવિત્ર નામ કોઇ કાળે પણ વિસ્મૃત થવાનું નથીજ.



# જોધાબાઈ*

અકબર બાદશાહની ઉદાર રાજનીતિએ તેને આ સંસારમાં અમર કરી દીધો છે. તેણે હિન્દુ અને મુસલ્માનોને એકતાના સૂત્રથી બાંધીને ભારતમાં જે કલ્યાણયુગની સ્થાપના કરી હતી, તે સદાને માટે ભારતવર્ષના ઇતિહાસના પૃષ્ઠમાં સર્વથા ઉર્જ્વલતાથીજ લખાયલો રહેશે. પોતે મુસલ્માન હોવા છતાં પણ તે આર્યજાતિના યુગયુગાન્તરવ્યાપી ધર્મગૌરવથી મુગ્ધ થઇ ગયો હતો. હિન્દુઓના આચાર, વ્યવહાર, સરલતા, સત્યનિષ્ઠા, સ્વામિભક્તિ અને કર્તવ્યપરાયણબુદ્ધિ આદિ ગુણોએ તેના હૃદયમંદિરના અંતઃભાગમાં સાત્વિક અને પ્રબલ આન્દોલન મચાવી દીધું હતું; માત્ર એટલુંજ નહિ, પણ આર્યોના વીરત્વને વિલોકીને તે શ્રદ્ધાપૂર્વક વિસ્મિત પણ થઇ ગયો હતો. તે સમયમાં આર્યોના સ્મશ્નાનરૂપ વિશાળ આર્યાવર્તમાં કેવળ એક રાજપૂતજાતિજ જીવિત હતી. એજ વીર જાતિની નિઃસીમ વીરતા અને પરાક્રમના પ્રભાવથી દિલ્લીનું રાજ્યાસન સદા સર્વદા કંપાયમાન રહેતું હતું. મહમ્મદ ઘોરીની ચઢાઇથી તે ઇબ્રાહીમ લોદીના સમય સુધીમાં અનેક પઠાણ વંશોનું ઉત્થાન અને પતન થઇ ચૂક્યું હતું; પરંતુ એક શિશોદિયા વંશ અને રાઠોડ વંશજ માત્ર એવા હતા કે જેઓ દૃઢતાથી પોતાના અસ્તિત્વની રક્ષા કરીને ભારતમાં આર્યોના પૂર્વ ગૌરવની વૈજયન્તીનો ઉપભોગ લેતા હતા. બાબરે જ્યારે પાણીપતના યુદ્ધમાં કોઇ મુસલ્માન વીરને પોતા પાસે ન જોયો, તે વેળાએ રાજપૂત વીર સાંગાની તલ્વારેજ તેના ભારતસામ્રાજ્યના અધિકારમાર્ગમાં પ્રબલ વિઘ્ન ઉપસ્થિત કર્યું હતું. દિલ્લીનું સિંહાસન પ્રાપ્ત કરતાંની સાથેજ સુચતુર પરંતુ કુટિલનીતિવિશારદ અકબરે એક વાર ભારતની ચારે દિશામાં સૂક્ષ્મ દૃષ્ટિપાત કર્યો. એમ કરતાં તેને જણાયું કે અદ્યાપિ ક્યાંક ક્યાંક મુસ

* આ લેખ ઇ. સ. ૧૯૦૫ માં અમદાવાદમાં પ્રકટ થતા "જ્ઞાનોત્તેજક" પત્રમાં પ્રસિદ્ધિને પામ્યો હતા કે જે પત્ર અત્યારે અસ્તિત્વમાં નથી.

લ્માનોમાં પૂર્વે જેવી સજીવતા બાકી છે. રાજપૂતાનાની વીરપ્રસવિની ભુમિના કેટલાક રાજપૂત વીરો પ્રતિ પણ તેનું ધ્યાન ગયું. બીજા પ્રદેશો પ્રમાણે રાજપૂતાનામાં પણ પોતાના કૌટિલ્યજાલનો વિસ્તાર કરવાને તે ઉત્સુક થયો, પરંતુ રાજપૂતાનાને પોતાના રાજ્યમાં ન મેળવતાં ત્યાંના અધિકારીઓને પોતાના સહાયક બનાવવાની તે ચેષ્ટા કરવા લાગ્યો, અને તેમને આદરસહિત પોતાના દરબારમાં બોલાવીને રાખ્યા. એથી તેમનો અધિકાર તો જેવોનો તેવોજ કાયમ રહ્યો તોપણ ચક્રવર્તીની સૈનિક ધ્વજા નીચે એકત્ર થઇને રહેવુંજ પડયું. વીર વિહારીમલ્લ, ભગવાનદાસ, રાજા માનસિંહ, રાઠોડ વીરકેસરી રાયસિંહ, ઇત્યાદિ મુગલોના સેનાનાયક નીમાયા. રાઠોડ રાજા માલદેવે તો પ્રથમ મુસલ્માનો સાથે મળવાનો અસ્વીકાર કર્યો હતો, પરંતુ પાછળથી દિલ્લીશ્વરની સેવાનો સ્વીકાર કરી પોતાના જ્યેષ્ઠ પુત્ર ઉદયસિંહને મુગલ સમ્રાટ્‌ની પતાકા તળે રહેવામાટે દિલ્લી મોકલી આપ્યો. એવો એક શિશોદિયા વંશજ રહ્યો કે, જેણે એ સંમેલનનો સર્વથા અસ્વીકાર કરી રાજસ્થાનની પવિત્ર પ્રાચીન સ્વતંત્રતાને જીવના જોખમે પણ સંભાળી રાખી; પણ એનું પરિણામ એ થયું કે, ચિત્તોડનગર અકબરના કોપાનલમાં પડીને ભસ્મિભૂત થવા લાગ્યું. પરંતુ શિશોદિયા વંશે પોતાના ગૌરવની રક્ષા કરવામાં પૂર્ણ દૃઢતાનું અવલંબન કર્યું. એજ કારણથી શિશોદિયા વંશના પ્રાતઃસ્મરણીય મહારાણા પ્રતાપસિંહનું નામ સમસ્ત ભારતવર્ષમાં ગૌરવ અને પ્રતિષ્ઠાપૂર્વક ઉચ્ચારવામાં આવે છે. એવી રીતે રાજપૂતોને પોતાના કપટજાલમાં ફસાવવાને પોતા સાથે વૈવાહિક બન્ધનથી બાંધવાની પણ અકબરે ઇચ્છા પ્રકટ કરી. અકબરના આચાર અને વ્યવહાર સર્વથા મુસલ્માન ધર્મ પ્રમાણેના ન હોવાથી કેટલાક ઉદાર રાપૂજતો મુગલોને પોતાની પુત્રીઓ આપવાને તૈયાર થયા. એ પ્રમાણે પોતાની કુટિલ રાજનીતિના બળથી અકબરે હિન્દુ અને મુસલ્માનોને એકતાના સૂત્રથી ગુંથી નાખવાનો આરંભ કર્યો.

અકબરે મારવાડના રાજવંશમાંની એક રાજપૂત કન્યાને પોતાની બેગમ બનાવી. એ રાજકુમારી ઇતિહાસોમાં જોધાબાઇના નામથી પ્રસિદ્ધ

છે. **જોધાબાઇ** તે **મારવાડના** રાજા **માલદેવ**ની પુત્રી અને **ઉદયસિંહ**ની ભગિની થતી હતી. કેટલાકો એ **જોધાબાઇ**ને અને **જહાંગીર**ની બેગમ ( **બીકાનેર**ની રાજકુમારી ) **જોધાબાઇ**ને એકજ માને છે, પરંતુ એ તેમનો પ્રમાદ છે. પ્રસ્તુત નિબંધને જો લક્ષપૂર્વક વાંચવામાં આવશે તો એ ભ્રમ ભાંગી જશે. આપણે પ્રથમજ જાણી ચૂકયા છીએ, કે **અકબર** રાજપુતાનામાં પોતાના અધિકારને પ્રવર્ત્તાવવાની ચેષ્ટા કરતો હતો. **બીકાનેર** અને **અંબર** પણ સહજમાંજ તેની કુટિલ રાજનીતિના ફંદામાં સપડાઇ ચૂકયા હતા; પરંતુ **મારવાડ**નો રાજા **માલદેવ** એક અત્યંત દુર્ધર્ષ વીર હતો અને તે **શેરશાહ શૂર**નો પ્રતિદ્વંદ્વી હતો. રાજ્યભ્રષ્ટ **હુમાયૂન**ને પોતાના રાજ્યમાં બોલાવીને **માલદેવે** તેની સાથે ઘણોજ નીચતાભરેલો વ્યવહાર કર્યો હતો. કદાચિત્ **અકબર**ના હૃદયમાં એ વાત ખટકી હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે ? સત્ય તો એજ છે કે, એજ કારણથી **માલદેવ**પર તેની વક્રદૃષ્ટિ હતી. **માલદેવ** એ સમયે જ્વરથી પીડિત હતો અર્થાત્ અશક્ત હોવાથી તે જો કે **અકબર**ની માગણીઓનો સર્વથા અસ્વીકાર તો નજ કરી શક્યો છતાં પણ પોતાના પૂર્વ ગૌરવનો પણ તેણે સર્વથા લોપ થવા દીધો નહિ. બીજા રાજપૂત વીરો પ્રમાણે તે પોતે દિલ્લીશ્વરની સેવામાં જઇને ઉપસ્થિત થયો નહિ; પરંતુ પછીથી તે પણ યવન બાદશાહને આધીન થઇ ગયો. **બાદશાહ**ના સન્માનમાટે **માલદેવે** પોતાના દ્વિતીય પુત્ર **ચંદ્રસેન**ને **અજમેર** મોકલ્યો.* પરંતુ **અકબર** એથી રાજી થવાને બદલે સામો નારાજ થયો; કારણકે **અકબરે** તો એમજ ધાર્યું હતું કે **મારવાડ**ના મહારાજા પોતેજ તેની અભ્યર્થનામાટે ત્યાં પધારશે; પરંતુ **માલદેવ** આવ્યો નહિ, અને તેના એ વર્ત્તનથી **અકબર** એટલો બધો અસંતુષ્ટ થયો, કે તે **બીકા**-

* **મેવાડ**ના ઇતિહાસમાં **માલદેવે** પોતાના જ્યેષ્ઠ પુત્ર **ઉદયસિંહ**ને મોકલવાનું લખેલું છે; પરંતુ **મારવાડ**ના ઇતિહાસમાં અને **ફિરિશ્તા**માં **ચંદ્રસેન**ને મોકલવાનું જણાવેલું છે. **ઉદયસિંહે** **અકબર**ની ગુલામગીરીનો સ્વીકાર કરેલો હોવાથી કદાચિત્ **મેવાડ**ના ઇતિહાસમાં તેના નામનોજ ઉલ્લેખ કરવામાં આવ્યો હશે.

નેરના રાજકુમાર રાયસિંહને જોધપુર અને બીકાનેરના રાજ્યનો પટ્ટો લખી આપવા સુદ્ધાં તૈયાર થયો. આવો રંગ જોઇને ચંદ્રસેન પણ પોતાના પિતા પ્રમાણેજ મારવાડના ગૌરવને રક્ષવામાટે પ્રયત્નશીલ થયો; પરંતુ તેના મોટા ભાઇ ઉદયસિંહે નાના ભાઈ અને પિતાથી વિરુદ્ધ થઇને તેમની બધી આશાઓને ધૂળમાં મેળવી દીધી. ઉદયસિંહ અકબરની સેનામાં હજારી પદે નીમાયો અને એ પદવી મળતાંજ તેણે મારવાડ ( પોતાના પિતા ) પર ચઢાઇ કરી. માલદેવ પોતાની વૃદ્ધાવસ્થામાં અદ્વિતીય શૌર્ય બતાવવા છતાં પણ જોધપુરની રક્ષા કરી શક્યો નહિ. અંતે પુત્રથી પરાજિત થઇને થોડા દિવસ પછી તેણે સ્વર્ગના પ્રદેશમાં પ્રયાણ કર્યું.

ઉદયસિંહને મુગલ મહીપતીનું સેનાપતિપદ મેળવવાની ઘણીજ પ્રબલ અભિલાષા હતી. અકબરે પણ તેને મારવાડનું રાજ્ય સોંપી દેવાનો નિશ્ચયજ કરેલો હતો. માલદેવના મરણ પછી ચંદ્રસેન ઉદયસિંહ સાથે યુદ્ધ કરવાને તત્પર થયો, અને અંતે પરાજય પામીને મરણને શરણ થઇ ગયો. તેનું મરણ ઇ. સ. ૧૫૬૯ માં થયું.× કેટલાકો એ સમયથીજ ઉદયસિંહને મારવાડનું રાજ્ય મળ્યું, એમ માને છે અને કેટલાકો ચંદ્રસેનના મરણ કે પરાજય પછી તેને રાજ્યપ્રાપ્તિ થયાનું દર્શાવે છે. ઉદયસિંહ સિંહાસનારૂઢ થતાંજ સર્વથા બાદશાહનો ગુલામ બની ગયો અને તે એટલે સુધી કે અકબરની પ્રીતિ મેળવવામાટે તેણે પોતાની ભગિની જોધાબાઇને અકબરના કરકમલમાં સમર્પી દીધી.

એ ઘટનાથી સમસ્ત રાજસ્થાનમાં જેમ જેમ ઉદયસિંહની અપકીર્તિ વધારે અને વધારે ફેલાતી ગઇ તેમ તેમ ઉદયસિંહ અકબરનો વધારે અને વધારે પ્રીતિપાત્ર—અનુગ્રહભાજન—થતો ગયો. અકબરે જોધાબાઇને

× ટૉડકૃત ' રાજસ્થાન 'ના બીજા ભાગમાં એક સ્થાને સંવત્ ૧૬૭૧ અર્થાત્ ઈ. સ. ૧૫૧૫ માં માલદેવનું મરણ બતાવેલું છે; કારણ કે, સંવત્ ૧૬૫૧ અર્થાત્ ઇ. સ. ૧૫૯૫ માં ઉદયસિંહનું મરણ થયું હતું અને ૧૬૦૫ ઈસ્વીમાં અકબર જન્નતનશીન ( સ્વર્ગવાસી ) થયો હતો. અર્થાત્ એ લોકો પછી માલદેવ સ્વર્ગવાસી થયો હોય, એ સંભવિત લાગતું નથી.

પોતાની બેગમ બનાવીને તેના પ્રતિ ઘણીજ પ્રીતિ અને સહાનુભૂતિ દર્શાવી. અકબર પોતે ઇસ્લામ ધર્મના સર્વ સિદ્ધાંતોને માનતો નહોતો અર્થાત્ તેને હિન્દુ ધર્મના પણ કેટલાક સિદ્ધાંતો પસંદ હતા. હિન્દુઓની ઉપેક્ષા કરવી અથવા તો તેમના પર અન્યાય કે અત્યાચાર કરવો એ અકબરનો સ્વભાવ નહોતો. એજ ઉદાર નીતિને વશીભૂત થઇને અકબરે જોધાબાઇને સ્વધર્મપાલનથી કોઇ કાળે પણ અટકાવી નહિ. જોધાબાઇની ઇચ્છા પ્રમાણે તેનામાટે એક ભિન્ન ઉત્તમ મહાલય તેણે બંધાવી આપ્યો હતો. આગ્રાના કિલ્લામાંના જોધાબાઇના હિન્દુ મહાલયનું અવલોકન કરવાથી આર્ય અબ-ળાઓના સ્વધર્માનુરાગ અને અકબરની ઉદારતાની આપણે કલ્પના કરી શકીએ છીએ.

આપણે ઉપર જોઇ આવ્યા છીએ કે, એ જોધાબાઇને કેટલાકોએ સલીમની બેગમ બીજી જોધાબાઇ માનવામાં મોટી ભૂલ કરેલી છે. કેટલાક ઇતિહાસવેત્તા પંડિતોનો પણ એવોજ અભિપ્રાય છે; પણ એ અભિપ્રાય ઘણોજ સંદેહપૂર્ણ હોય એમ જણાય છે. એ ઝગડાનું મૂળ બહાદુર ટૉડ સાહેબજ છે. તેમણે પોતાના ગ્રંથમાં જોધાબાઇના વિષયમાં એક ટિપ્પણ આપતાં લખેલું છે કે, જોધાબાઇ તે શાહજહાનની માતા થતી હતી.* આમ લખવામાં ટૉડ સાહેબે એ ભૂલો કરી છે. પ્રથમ તો એ કે તેમણે જહાંગીરને બદલે શાહજહાનના નામનો ઉલ્લેખ કરેલો છે અને બીજું જોધાબાઇને તેની માતા તરીકે ઓળખાવી છે. ઘણાક લોકો શાહજહાન શબ્દને સંશોધિત કરીને જહાંગીર કરી નાખે છે. એથી એવીજ કલ્પના કરી શકાય છે કે, એવીજ રીતે લોકો જોધાબાઇને જહાંગીરની માતા કહેવા મંડી ગયા હશે. મેલેસન સાહેબે પોતાના 'અકબર' નામક ગ્રંથમાં પણ એજ વાર્તાનો ઉલ્લેખ કરેલો છે; પરંતુ મેવાડ અને મારવાડના ઇતિહાસમાં જહાંગીર જોધાબાઇનો પુત્ર હતો એવા ભાવાર્થનો ક્યાંય પણ ઉલ્લેખ મળતો નથી. એ ઇતિહાસોમાં

* "The Magnificent tomb of Jodhbai, the mother of Shah Jahan is near Secundra near Agra, not far from that in which Akbar's remains are deposited." ( Tod Vol. I—P. 231 ).

હિન્દુ બેગમોના ગર્ભથી ઉત્પન્ન થએલા પુત્રોનો ઉલ્લેખ સ્પષ્ટતાથી કરેલો છે, પરંતુ આ વિષયનો તેમાં ક્યાંય શોધ લાગતોજ નથી.

ફિરિશ્તાએ **સલીમ**નો જન્મ અને તેના જીવનકાલનું સ્પષ્ટતાથી વર્ણન કરેલું છે, તે વાંચવાથી વિદિત થાય છે કે **સલીમ** **અકબર**ની પ્રિયતમા બેગમ **સુલ્તાના**ના ગર્ભથી ઉત્પન્ન થએલો હતો. **બાદશાહ**ના અનેક સંતાનો બાલ્યાવસ્થામાં મરી ગએલાં હોવાથી **અકબરે શેખ સલીમ**ની માનતા માની હતી. તેની કૃપા અને આશીર્વાદથી એ પુત્ર ચિરંજીવિત થવાથી એનું નામ પણ **અકબરે સલીમ** રાખ્યું.*

**ફિરિશ્તા** વાંચવાથી એ નિઃશંક થાય છે કે **સલીમ અકબર**ની પ્યારી બેગમ **સુલ્તાના**નોજ પુત્ર હતો અને **જોધાબાઇ**નો **સુલ્તાના** નામ સાથે કાંઇ પણ સંબંધ હોય એમ ઇતિહાસમાં ક્યાંય પણ જોવામાં આવતું નથી. ઉપરાંત એ સંબંધ માનવાથી એક બીજી પણ આપત્તિ આવીને ઉભી રહે છે. **ફિરિશ્તા**ના કથન અનુસાર **સલીમ**નો જન્મ હિજરી સન ૯૭૭ એટલે ઇ. સન ૧૫૬૯ માં થયો હતો. **નિઝામુદ્દીન અહમદ**નો પણ એજ અભિપ્રાય છે.§ એજ વર્ષમાં **'રાજસ્થાન'**માં **માલદેવ**ના સ્વર્ગવાસનો ઉલ્લેખ કરેલો

---

* "From that city ( Agra ) he went to visit Shaik Salim Chisty, in the village of Sikari, questioned him accordingly to the ceremonies, and was told, it is said, that he would soon have an issue that would live and prosper; all the children which were born to him before that time dying in their infancy soon after. The favourite Sultana became pregnant and upon the 17th of Rabbiuhawal in the year 977, She was brought to bed of a son who was named Sultan Salim." ( Dow's Ferishta, Vol. I...P. 257 ).

§ "On Wednesday, 18th Rabbiuhawal 977, and the fourteenth year of the reign, when seven hours of the day had passed, the exalted Prince Sultan Salim Mirza was born in the house of Shaik Salim Chisty." ( Nizamuddeen Ahmad's

છે. હવે એ સમયે ઉદયસિંહ સિંહાસનરૂઢ થયા પછીજ તેણે પોતાની સહોદરા જોધાબાઇનો હાથ બાદશાહના હાથમાં સોંપ્યો હતો એટલે કે, માલદેવના જીવનકાળમાંજ જોધાબાઇનો અકબર સાથે વિવાહસંબંધ થયો નહોતો.+ એટલે ઇ. સન ૧૫૬૯ માં સલીમનો જન્મ જોધાબાઇના ગર્ભથી થયો હોય એમ કોઇ પણ રીતે સિદ્ધ થતું નથી. પરંતુ જહાંગીરે પોતે પોતાના લખેલા આત્મચરિત્ર અનુસાર ( એનો પ્રાઇસ સાહેબે અંગ્રેજીમાં અનુવાદ કરેલો છે ) જહાંગીરનો જન્મ ૯૭૮ હિજરીમાં થયો હતો અર્થાત્ ૯૭૮ હિજરીમાં જોધાબાઇના ગર્ભથી જહાંગીરનો જન્મ સંભવિત લાગતો નથી. પરન્તુ નિજામુદ્દીન અહમદે સલીમના જન્મસમયની કવિતાનો અર્થ કરતાં ૯૭૭ હિજરીનો નિશ્ચય કરેલો છે.* જો સલીમનો જન્મ ૯૭૭ હિજ-

---

Tabukat-e-Akabari Elliet's History of India. Vol. V, P. 324 ).

+ "Maldeo, though he submitted to acknowledge the supremacy of the Emperor, was at last spared the degradation of seeing a daughter of his blood bestowed upon the opponent of his faith. He died soon after the title was conferred on his son, which sealed the dependence of Maroo." ( Tod; Vol II.—P. 29 ).

* "Khawaja Hussain composed an ode of which the last line contained the date of the Emperor's accession, and the second the date of the Prince's birth. The Khawaja received a present of two lakhs of tanks for this ode."

ફિરિશ્તા અને નિઝામુદ્દીનના મત પ્રમાણે સુલ્તાન મુરાદનો જન્મ હિજરી ૯૭૮ની ( માસનું નામ નથી મળતું માટે અમુક માસની ) ત્રીજી તારીખે થયો હતો. નિઝામુદ્દીને એ વિષયમાં મૌલાના કાસિમની એક કવિતાનો ઉલ્લેખ કરેલો છે. એ કવિતાની પ્રથમ પંક્તિમાં સલીમની અને બીજીમાં મુરાદની ઉત્પત્તિની વાત છે. હિજરી ૯૭૮ ના મોહરમ માસની ત્રીજી તારીખે મુરાદનો જન્મ થયા પછી સલીમનો જન્મ થયો હોય એ સર્વથા અસંભવિત જણાય છે. જહાંગીરના આત્મચરિત્રમાં તેના જન્મની જે તારીખ, માસ અને વર્ષ-

રીમાં માનવામાં આવે, તો પૂર્વોક્ત આત્મચરિત્રનો અનુવાદ સત્ય કહી શકાય નહિ. જહાંગીરે પોતાના જીવનવૃતાંતમાં પોતાનાં બીજાં બંધુ, ભગિની આદિનો ઉલ્લેખ પણ કરેલો છે પરંતુ પોતાની માતાના નામનો તેણે ક્યાંય પણ ઉલ્લેખ કર્યો નથી. ફરિશ્તા અને નિજામુદ્દીન અહમદ ઇત્યાદિકનાં ગ્રંથોમાં પણ એવોજ લેખ છે કે: " સલીમ અને મુરાદના જન્મ પછી જોધપુરના યુવરાજ ચંદ્રસેને બાદશાહની સેવાનો સ્વીકાર કર્યો," એથી સ્પષ્ટ જાણી શકાય છે કે સલીમના જન્મ પછીજ જોધાબાઇનો અકબર સાથે વિવાહસંબંધ થયો હતો. હવે આપણે જોધાબાઇ અર્થાત્ આપણા પ્રસ્તુત લેખની નાયિકાનો થોડોક વૃતાંત આપીશું. તે બીકાનેરના રાજા રાયસિંહની કન્યા હતી. બીકાનેરના રાજવંશની ગણના પણ રાઠોડ વંશમાંજ કરવામાં આવે છે. રાયસિંહે મુગલ શહનશાહના સેનાપતિનું પદ સ્વીકારીને અનેક સ્થાને અસીમ વીરતા અને અદ્વિતીય પરાક્રમોનું દર્શન કરાવ્યું હતું. અહમ્મદાબાદના રાજ્યાધિકારી મીર્જા મહમદને તેણે દ્વંદ યુદ્ધમાં મારી નાખ્યો હતો અને પોતે પોતાના સમયમાં સારૂં ગૌરવ મેળવ્યું હતું.

તેના એ કાર્યથી પ્રસન્ન થઇને અકબરે તેની કન્યા સાથે શાહજાદા સલીમનો વિવાહસંબંધ કરી આપ્યો. રાયસિંહની એજ અનુપમ કન્યા ઇતિહાસપ્રિય પાઠકોના સમૂહમાં જોધાબાઇના નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે. ફરિશ્તા અને જહાંગીરના આત્મચરિત્રમાં પણ એ વિવાહનો ઉલ્લેખ છે. જોધાબાઇ સલીમની પ્રિયતમા હતી. ભુવનમોહિની મેહરુન્નિસા ( નૂરજહાન)ને બેગમ બનાવ્યા છતાં પણ જહાંગીરે જોધાબાઇની કોઇ દિવસે ઉપેક્ષા કરી નહોતી. જોધાબાઇની ઇચ્છાને અનુસરીનેજ જહાંગીરે મીર્જા જયસિંહને આમેરનું રાજ્ય આપી દીધું હતું.* જહાંગીર ઘણાક વિષયોમાં

નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેથી ફરિશ્તાના મતનુંજ સમર્થન થાય છે; પરંતુ આત્મચરિત્રના અનુવાદની શુદ્ધતામાં સંદેહ છે. પ્રાઇસ સાહેબ તે મુસલ્માની તારીખને તા. ૧૮ મી ઑગસ્ટ ઈ. સ. ૧૫૭૦ કહે છે.

* " At the institution of the celebrated Jodhbai (daughter of Raisinh of Bikanir ) the Rajputani wife of Jehangir, Jay-

જોધાબાઇના પરામર્શ પ્રમાણેજ કાર્ય કરતો હતો. જ્યાં સુધી નૂરજહાનનો શાહી મહલમાં પ્રવેશ થયો નહોતો, ત્યાં સુધી જહાંગીર જોધાબાઇમાં ઘણોજ અનુરક્ત હતો. નૂરજહાનના આવ્યા પછી જોધાબાઇમાંનો જહાંગીરનો પૂર્વ પ્રેમ કાંઇક ન્યૂન થઇ ગયો હતો; પરંતુ જ્યોતિર્મયી નૂરજહાનને જોઇને જહાંગીર માત્ર જોધાબાઇને નહોતો ભૂલ્યો કિન્તુ પોતાના આત્માને પણ તે ભૂલી ગયો હતો. જોધાબાઇ ઉપરાંત શાહી મહલમાં બીજી પણ કેટલીક રાજપૂત બેગમો હતી; તેમનામાં અંબરના રાજા વિહારીમલ્લની એક કન્યા હતી, અને બીજી મારવાડની એક રાજકુમારી હતી. વિહારીમલ્લ તે સુવિખ્યાત મહારાજા માનસિંહનો પિતામહ થતો હતો. વિહારીમલ્લની કન્યાના ગર્ભથી ખુશરૂનો જન્મ થયો અને અકબરના મંત્રી આજમખાનની પુત્રી સાથે ખુશરૂનો વિવાહસંબંધ થયો. અકબરના સ્વર્ગવાસ પછી રાજા માનસિંહ અને આજમખાન સલીમને બદલે ખુશરૂને બાદશાહ બનાવવાના પ્રયત્નો કરવા લાગ્યા, પરંતુ પોતાના એ પ્રયત્નોમાં તેમને વિજય મળ્યો નહિ. સલીમની બીજી બેગમ મારવાડની રાજકુમારીના ગર્ભથી શાહજાદા ખુર્રમનો જન્મ થયો.+

---

sinh, grand-son of Jagatsinh ( brother of Man ) was raised to the throne of Amber, to the no small jealousy, says the "Chronicle of the Favourite Queen Noorjehan". ( Tod Vol. II,—P.P. 354-55 ).

જયસિંહને રાજ્ય આપ્યું, એ વિષયમાં રાજસ્થાનના ઇતિહાસમાં એક કુતૂહલપૂર્ણ ઘટનાનો ઉલ્લેખ કરેલો છે. શાહી મહલમાં જહાંગીર જોધાબાઈ સાથે બેઠેલો હતો, તે વખતે બાદશાહે એક અલ્પવયસ્ક રાજપૂતને 'અંબરરાજ' કહીને સલામ કર્યા અને તેને કહ્યું કે "તમે જોધાબાઇને સલામ કરો." રાજપૂતોના નિયમ પ્રમાણે મહારાજા જયસિંહે જોધાબાઈને સલામ કરવાનો અસ્વીકાર કર્યો. તેણે શાહને કહ્યું કેઃ "હું આપના અંતઃપુરની અન્ય સર્વ બેગમોને સલામ કરીશ; પણ જોધાબાઇને કદાપિ નહિ." એ સાંભળીને જોધાબાઈ એકદમ હસી પડી અને કહેવા લાગી કે, "એથી કાંઇ પણ હાનિ કે લાભ નથી. હું તમને આમેરનું રાજ્ય આપું છું."

+ ટૉડ સાહેબ ઇત્યાદિ બિહારીમલ્લ ( ભગવાનદાસના પુત્ર ) ની કન્યાને

અહીં સુધી જે લખવામાં આવ્યું છે તેથી સિદ્ધ થઇ ચૂક્યું કે, જોધાબાઇ તે જોધપુરની રાજકન્યા નહિ; કિન્તુ બીકાનેરની રાજકુમારી હતી. એના સંબંધમાં કર્નલ ટૉડે પણ કાંઇ થોડી ભૂલો કરી નથી. તેમનું એમ કહેવું છે કે: "જહાંગીરનો પ્રથમ પુત્ર સુલ્તાન પર્વીજ મારવાડની કોઇ રાજકુમારીના ગર્ભથી અને બીજો પુત્ર ખુર્રમ અંબરની રાજકન્યાના ગર્ભથી ઉત્પન્ન થયો હતો." ટૉડ સાહેબની એ બન્ને વાતો આકંઠ ભ્રમથી ભરેલી છે; કારણકે પર્વીજનો જન્મ કોઇ હિન્દુ બેગમના ગર્ભથી નહોતો થયો અને ખુર્રમની માતા જોધપુરની રાજકુમારી (ઉદયસિંહની કન્યા) હતી. આ નિબંધથી જોધાબાઇઓ બે હતી એમ નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂક્યું છે.

---

ખુશરૂની માતા, આમેરની કોઈ બીજી રાજપુત્રીને ખુર્રમની માતા અને જોધાબાઇને પર્વીજની માતા કહે છે. અનેક સ્થાને કેટલાક ગ્રંથકારોએ બિહારીમલ્લની કન્યાને અકબરની બેગમ તરીકે ઓળખાવેલી છે; પરંતુ જહાંગીરના આત્મચરિત્રના વાંચનથી એ સર્વ સિદ્ધાંતો ભ્રમ ભરેલા દેખાય છે. એ વિષયમાં નીચે આપેલો લેખ વાંચવા જેવો છે:—

"The first of the Rajput Chieftains, who became attached to the Government of my father, Akbar, was Bharmal the grand-father of Raja Mansinh, and preeminent in his tribe for courage, fidelity and truth. As a mark of distinguished favour, my father placed the daughter of Raja Bharmal in his own palace, and finally espoused her to me. It was by this princess I had my son Khussrou + + + Next to her by Saheb Jamdul the niece of Zeyne Khaun Khonkah. I had a son born at Kabul, on whom my father bestowed the name of Parviz. + + + and by the daughter of Moutah Raja (Jagat Gossacine) was born my son Khourroum." (M. Price's Memoirs of the Emperor Jahangir: P. P. 19–20).

"Sultan Perviz, the eldest son and heir of Jahangir, was the issue of a Princess of Marwar, while the second son Khurum, as his name implies, was the son of a Cuchwaha Princess of Amber". (Tod Vol. II—P. 42).



દરબારગઢનું સિંહદ્વાર

# છાયાનો દરબાર ગઢ*

કાઠિયાવાડમાં સમુદ્રતીરપ્રાન્તસ્થ પોરબંદર સંસ્થાનમાંના કેટલાંક સ્થળે જે કેટલીક જૂની અને જોવાલાયક ઇમારતો અદ્યાપિ કાયમ છે, તેમાંનોજ છાયાનો દરબાર ગઢ પણ એક છે. અત્યારે જો કે છાયા પોરબંદરથી દક્ષિણ-પૂર્વ લગભગ બે માઇલપર આવેલું એક નાનું અને સાધારણ, કોઇ પણ પ્રકારની મહત્તા વિનાનું, ગામડું છે, છતાં એક સમયમાં જેઠવાઓએ રાણપુરને ત્યાગ્યા પછી અને પોરબંદરને પોતાની રાજધાનીનું નગર બનાવ્યા પૂર્વે વચ્ચેના કાળમાં એ છાયા નામક સ્થાન જ રાણા નામથી ઓળખાતા પોરબંદર સંસ્થાનના રાજ્યકર્ત્તાની રાજધાનીનું નગર હતું. તે સમયનો રાણાનો મહેલ અદ્યાપિ ત્યાં કાયમ છે અને તે દરબારગઢના નામથી ઓળખાય છે. છાયા પોરબંદરની ખાડીના પશ્ચિમ તીરે આવેલું છે અને મોકળરણ છાયાની પશ્ચિમે વિસ્તરેલું છે. ઇ. સ. ૧૮૮૧ની મનુષ્યગણના અનુસાર એ ગામની વસ્તી ૯૯૬ મનુષ્યની હતી અને અત્યારે કદાચિત્ તેથી પણ કંઇક ઓછી હોય તો તે સંભવિત છે; કારણ કે, આવા વ્યવસાય ઉદ્યોગ વિનાનાં ગામોની લોકસંખ્યા જ્યાં જુઓ ત્યાં દિવસે દિવસે ઓછી જ થતી જાય છે.

જેઠવાઓએ ઇ. સ. ૯૦૦ અથવા કદાચિત્ તેથી ૨૫૦ વર્ષ પહેલાં સૌરાષ્ટ્ર અથવા કાઠિયાવાડમાં પ્રવેશ કર્યો, ત્યારે તેઓ સિંધમાંથી આવીને મોરબીમાં પ્રથમ દાખલ થયા હતા. મોરબીને જીતી લઇ બરડાનો દરિયાના કિનારાપરનો પ્રદેશ તેમણે તાબામાં લીધો અને શ્રીનગર નામક સ્થાનમાં થાણું નાખ્યું. એમની પ્રથમ રાજધાની તે એ શ્રીનગર. ધીમે ધીમે બરડા પર્વતની આસપાસના પ્રદેશને સત્તામાં લાવીને સાલકુમારે ઘૂમલી નગરની સ્થાપના કરી. એનેજ ઘૂમલી અથવા ભૂભૃત્પલ્લી નામથી પણ ઓળખવવામાં આવે છે. એક

* આ લેખ સંવત્ ૧૯૭૨ ( તા. ૭ મી નવેંબર ૧૯૧૫ ) ના 'ગુજરાતી' ના ખાસ દીપોત્સવી અંકમાં સચિત્ર પ્રકટ થયો હતો.

સતીના શાપથી રાણાનું ઘૂમલીમાં રહેવું હાનિકારક થઇ પડવાનો સંભવ હોવાથી ઘૂમલીને છોડી રાણો રાણપુરમાં આવ્યો કે જેનું નામ **ભાણજી** હતું અને તેણે રાણપુરને જ પોતાનું પાટનગર બનાવી ઇ. સ. ૧૩૬૦ સુધી રાજ્ય કર્યું. રાજધાની તરીકે રાણપુરને ત્યાગવાનું કારણ નીચે પ્રમાણે બન્યું:—

ઇ. સ. ૧૫૫૦ માં **ખીમોજી** રાણાના સ્વર્ગવાસ પછી **રામદેજી** ચોથો રાજ્યનો સ્વામી થયો; એ **જામ** વિભાજીની પુત્રીનો પુત્ર હતો, અને તેની માતા તે સમયના એક મહાપરાક્રમી અને **જામ** વિભાજીના દાયાદ **જામ સતાજી**ની ભગિની થતી હતી. **રામદેજી** સાથે આવી રીતે મામા ભાણેજનો નિકટ સંબંધ હોવા છતાં **જામ સતાજી**એ જેઠવાના રાજ્યને જીતી લેવાનો વિચાર કર્યો અને તદનુસાર **રામદેને** નવાનગરમાં આવવાનું આમંત્રણ પાઠવ્યું. **રામદેજી**એ કેટલાક સમય પર્યન્ત ત્યાં જવાનો અસ્વીકાર કર્યો, પરંતુ ચારણ કાળીદાસ **લાંગો**એ તેને ત્યાં જવાનો અતિશય આગ્રહ કર્યો અને જેવો **રામદેજી** તેના પંજામાં સપડાયો કે તરત તેણે તેને મારી નાખ્યો અને એક સૈન્યને **રાણપુર** તરફ મોકલી તે સ્થાન સર કરી લીધું. એ **રામદેજી** પછી એનો વારસ **ભાણજી** ગાદીએ આવ્યો. રાણપુર શત્રુના હાથમાં જવા પછી **ભાણજી** પંદર દિવસ સુધી **નાથટિંબી**માં રહ્યો અને ત્યાંથી **સોઢાણે** આવી ત્રણ માસ અને બાર દિવસ તેણે ત્યાં વીતાડ્યા. એ પછી તે **અડોદર** ગયો ને ત્યાં અઢાર દિવસનો મુકામ કરી **ત્રવડા** તરફ નાઠો; સોળ દિવસ સુધી ત્યાંના એક બગીચામાં છુપાઇ બેઠો અને ત્યાર પછી ત્યાંજ મરી ગયો. રાણપુરનો પાત થયો તે વેળાયે **ભાણજી** માંદો હતો અને પલાયનમાં પણ જામના લશ્કરે તેનો પીછો પકડેલો હોવાથી તેને એટલી બધી વેદના ખમવી પડી કે તેના યોગે તેનું અકાળ મરણ થઇ ગયું. તેની રાણી **કળાબાઇ**એ છાયા તરફ પલાયન કર્યું. તે વેળાએ તેનો પુત્ર **ખીમોજી** અને તેના બે બીજા નાના ભાઇઓ પણ તેની સાથે હતા. તે સર્વ રાજપરિવારે **છાયા**માં આશ્રય લીધો અને તે સમયથી **છાયા** જેઠવાની રાજધાનીનું નગર થયું. **ખીમોજી** બાલ્યાવસ્થામાંજ રાજ્યનો સ્વામી થયો અને તેથી રાજ્યનો સર્વ કાર્યભાર મહામાનસિંહ બજાવતી અને

અવિચલ આત્મશ્રદ્ધ કળાબાઇએ **ખીમોજી** વયમાં આવે ત્યાં સુધી ચલાવવાનું માથે લઇ લીધું. પણ **જામ સતાજી** અતિશય બળવાન્ હોવાથી તેણે ઓખીરાની ખાડી સૂધીનો જેઠવા રાજ્યનો પ્રદેશ પોતાને કબ્જે કરી લીધો. આટલું થવા છતાં કળાબાઇએ પોતાની દઢતાને ડગવા દીધી નહિ, પણ છાયામાં મેર લોકો તથા બીજી જાતિના લોકોનું એક સારૂં લશ્કર એકઠું કર્યું અને તેમને લૂટ તથા વિજયની મોટી મોટી આશાઓથી ઉત્તેજિત કર્યાં. જ્યારે **જામ સતાજીનો** ભુચર મોરીની ખૂનખાર લડાઇમાં પરાજય થયો અને તે યુદ્ધવિમુખ થઇને પ્રાણ બચાવવાના હેતુથી પહાડોમાં ન્હાસી ગયો ત્યારે કળાબાઇ અને **ખીમોજીએ** રાણપુર સુધીનો પોતાના રાજ્યનો બધો ભાગ પાછો પોતાના હાથમાં લઇ લીધો કે, જે પાછો કદાપિ **જામ સતાજીના** હાથમાં આવી શક્યો નહિ. ઇ. સ. ૧૬૦૮માં **જામ સતાજીનો** સ્વર્ગવાસ થતાં કોઇ શત્રુ ન રહેવાથી જેઠવા રાજ્યનો પાયો બહુજ મજબૂત થઈ ગયો. પોતાના નવીન વિજયમાંનું મોરાણા નામનું એક ગામ તેણે પોતાના બંધુ ભોજરાજજીને આપ્યું અને રોજડું પોતાના ભાઇ જેઠીજીને આપ્યું. તેનો ઇ. સ. ૧૬૨૬ માં પરલોકવાસ થયો અને ત્યાર પછી તેનો કુમાર વિક્રમાતજી બીજો મુકુટધારી રાજા થયો.

આર્યાવર્તમાં તે સમયે નિરંતર પરસ્પર વિગ્રહો ચાલતા હોવાથી સંરક્ષણમાટે પ્રત્યેક રાજધાનીને પાષાણદુર્ગથી વેષ્ટિત કરવાનો એક નિયમજ થઇ ગયો હતો અને હિન્દુસ્તાનમાંના અનેક જૂના કિલ્લાઓ એની આપણને અત્યારે પણ સાક્ષી આપે છે; અર્થાત્ છાયા રાજધાની થતાં તેને એક પ્રકારની મહત્તા મળી ને તેથી ત્યાં કિલ્લો બાંધવામાં આવ્યો. તે વેળાએ આખા શહેરની આસપાસ કિલ્લો હતો કે જે હાલમાં તોડી નાખવામાં આવ્યો છે અને કિલ્લાની દીવાલના જે થોડા ઘણા અવશેષો કેટલેક સ્થળે રહી ગયા છે તેથી એ કિલ્લાની મજબૂતાઈ અને મહત્તાની આપણે કેટલેક અંશે કલ્પના કરી શકીએ છીએ. આખા શહેરની આસપાસ કિલ્લો કરવા ઉપરાંત જ્યાં રાજ્યકર્તાનો પોતાનો નિવાસ હોય, તે મહાલયને ફરતો પણ કિલ્લો ચણી લેવાતો હતો અને તદનુસાર આ દરબાર ગઢ બાંધવામાં

આવ્યો હતો. એ દરબારગઢ સુશોભિત તો સાધારણ છે, પણ મજબૂત એટલો બધો છે કે, કેટલીક વાર ત્યાંના સત્તાધારીઓની પ્રતિષ્ઠાનું તેણે બહુજ સારી રીતે રક્ષણ કર્યું છે.

પાસે એ દરબારગઢનાં જે ત્રણ ચિત્રો આપવામાં આવ્યાં છે, તેમાંથી જે ઉપર દરવાજાનું ચિત્ર છે, તે દરબારગઢમાં પ્રવેશ કરવાનું સિંહદ્વાર છે, અને જેઠવા રાજ્યકર્ત્તા—પોરબંદરના રાણા—ની પતાકા અદ્યાપિ ત્યાં અવિચળ રાખવામાં આવી છે કે જે ચિત્રમાં પણ સ્પષ્ટ દેખાય છે. દ્વારમાં પ્રવેશ કર્યા પછી જમણા હાથપર દીવાલપર જવામાટેનાં પગથિયાં આવે છે ... તેમાંથી મહાલયના ચોગાનમાં આવી શકાય છે. અહીં ચોકમાં ... તરફ તે સમયના રાજ્યકર્ત્તા જ્યાં પોતાનો દરબાર ભરતા હતા, તે મકાન આવેલું છે કે જેનું ચિત્ર અહીં અપાયલું છે; અને એ સભાગૃહની બરાબર સામે વિંધ્યવાસિની વિરાજે છે કે જેને લોકો અપભ્રષ્ટ ભાષામાં વજવાસણના નામથી ઓળખે છે. એ સભાગૃહની પાછળ રાણીઓના નિવાસની ઇમારત છે. એ ઇમારત બેડાઘાટની, સાત કે આઠ ઓરડા અને આંગણાવાળી, અંદરના ભાગમાં કાંઇક અંધકારાવૃત્ત, પણ બહુજ મજબૂત અને દૃઢ છે. એ ઇમારતને જોતાં એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે, તે સમયમાં આરોગ્યના નિયમોના વિચાર કરતાં કેવળ મજબતાઇ તરફજ એવી જગ્યાઓ બાંધતી વેળાએ વધારે ધ્યાન આપવામાં આવતું હશે. એ રાણીવાસ અને સભાગૃહ આદિની બાંધણી એટલી બધી મજબૂત છે કે, જેનું યથાર્થ વર્ણન થવું અશક્ય છે.

એ દરબારગઢના ચાર ખૂણાપર ચાર મોટા કોઠા ( બુર્જ ) કરેલા છે કે જેમાંના બે હજી જેવા ને તેવા કાયમ છે અને બે ટૂટેલા છે. એ કોઠાનું ચણતર પત્થરનું અને તે પણ વળી સાત પડનું છે. જે બે કોઠાઓ ટૂટેલા છે તેમના પર અંગ્રેજી તોપોનો મારો અસહ્ય અને ભયંકર ચલાવવામાં આવ્યો હતો, છતાં તેમનો સંપૂર્ણ નાશ થઇ શક્યો નથી. ઇ. સ. ૧૭૮૫ માં પોરબંદરમાં ગાદી લઇ જવામાં આવી અને પોરબંદરને રાણા સુલ્તાનજીએ પોતાનું રાજનગર બનાવ્યું ત્યાં સુધી તો છાયાનો દરબારગઢ આબાદ હતો, અને ત્યાર પછી પણ ઘણાં વર્ષ સુધી તેના પર

સંકટ આવ્યું નહોતું. ત્યાર પછી રાણા હાલોજીના સમયમાં એ કિલ્લા-પર સંકટનાં વાદળ ઘેરાઇ આવ્યાં. રાણા હાલોજીના પૃથ્વીરાજજી અને રામસિંગજી નામના બે કુમાર હતા અને તેમાંના મોટા કુમાર પૃથ્વી-રાજજીનો પોતાના પિતા સાથે બનાવ નહોતો એટલે તે જૂની રાજ-ધાની છાયાને દબાવી પડ્યો હતો. તેની સત્તાને ત્યાંથી ઉખેડી નાખવા-માટે હાલોજીએ બ્રિટિશ ગવર્નમેન્ટની સહાયતા માગી અને બ્રિટિશ લશ્કર આવ્યું. પૃથ્વીરાજજી હાર ખાધા પછી દરબારગઢમાં ભરાયો અને અંદરથી લડવા લાગ્યો. છેવટે દરબારગઢપર તોપોનો મારો ચલાવવામાં આવ્યો અને જે ટૂટેલા કોઠાનું ચિત્ર અહીં આપવામાં આવ્યું છે તે કોઠા પાસેની દીવાલમાં ભંગાણ પડતાં પૃથ્વીરાજજીના ઘરની સ્ત્રીઓએ દરબારગઢમાંની એક વાવમાં પડી પ્રતિષ્ઠાને જાળવવામાટે આત્મહત્યા કરી પ્રાણ આપ્યા. પૃથ્વીરાજજીને પકડીને કેદ કરવામાં આવ્યો અને છાયાનો કબ્જો હાલોજીને અપાયો.

એ છાયાનો દરબારગઢ બિસ્માર હાલતમાં આવી પડયો હતો, પણ થોડાં વર્ષ પૂર્વે પોરબંદરના સ્વર્ગવાસી રાણા ભાવસિંહજીનો ત્યાં પ્રકૃતિ સુધા-રવા અર્થે નિવાસ કરવાનો વિચાર થવાથી પુનઃ તેની સમાર કામ કરીને દુરુસ્તી કરવામાં આવી હતી; એટલે અત્યારે દરબારગઢની અંદરની ઇમારતો સારી હાલતમાં છે. જે ઇમારતનો પૂર્વે સભાગૃહ તરીકે ઉપયોગ કરાતો હતો ત્યાં હાલમાં ગુજરાતી નિશાળ છે અને તેમાં વિદ્યાર્થીઓને ગુજરાતી ચાર ચોપડી સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે. રાજધાની પોરબંદર થવા છતાં અદ્યાપિ જેઠવાની કુલદેવી છાયાના દરબારગઢમાંજ હોવાથી રાજ-કુટુંબનાં સ્ત્રી પુરુષો વારંવાર ત્યાં દર્શન તથા પૂજનાર્થે આવે છે અને તેથી અત્યાર સુધી છાયાનું થોડું ઘણું મહત્ત્વ જળવાઇ રહ્યું છે; અર્થાત્ પોરબંદરનો પ્રવાસ કરનાર જો છાયા સુધી જવાનો પરિશ્રમ લે, તો તેને અવશ્ય કાંઇક પણ અલ્પ સ્વલ્પ નવીન જોવા અને જાણવાનું મળી શકશે.

---

# મેર જાતિનો કિંચિત્ પરિચય*

ગત સંવત્ ૧૯૭૨ ના "ગુજરાતી" ના દીપોત્સવી અંકમાં પોરબંદર રાજ્યની પોરબંદર રાજધાની છાયાના દરબારગઢનું જે સચિત્ર વર્ણન આપવામાં આવ્યું હતું તેમાં એક સ્થળે જણાવેલું છે કે:—

"........ખીમોજી બાલ્યાવસ્થામાંજ રાજ્યનો સ્વામી થયો અને તેથી રાજ્યનો સર્વ કાર્યભાર મહામાનસિક બળવતી અને અવિચલ આત્મશ્રદ્ધા કળાબાઇએ ખીમોજી વયમાં આવે ત્યાં સુધી ચલાવવાનું માથે લઇ લીધું. પણ જામ સતાજી અતિશય બળવાન્ હોવાથી તેણે ઓખીરાની ખાડી સુધીનો જેઠવા રાજ્યનો પ્રદેશ પોતાને કબ્જે કરી લીધો. આટલું થવા છતાં કળાબાઇએ પોતાની દૃઢતાને ડગવા દીધી નહિ, પણ છાયામાં મેર લોકો તથા બીજી જાતિના લોકોનું એક સારૂં લશ્કર એકઠું કર્યું અને તેમને લૂટ તથા વિજયની મોટી મોટી આશાઓથી ઉત્તેજિત કર્યા."

અર્થાત્ કળાબાઇને તે સમયમાં પોતાના ગયેલા રાજ્યને પુનઃ મેળવવાના કાર્યમાં જે વિજય મળ્યો હતો, તે કેવળ પોરબંદર રાજ્યમાં વસતી યુદ્ધવ્યવસાયિની અને શૂરવીર મેર જાતિના લોકોના શૌર્યનું જ પરિણામ હતું એવો સર્વ ઇતિહાસકારોનો અભિપ્રાય છે. પ્રસ્તુત લેખમાં એજ મેર જાતિનો કિંચિત્ પરિચય આપવાનો પ્રયત્ન કરાયલો છે.

અંગ્રેજી ભાષામાં **પી. ડી. બાનર્જી**કૃત "A Hand book of the fighting races of India" નામક એક પુસ્તક ઇ. સ. ૧૮૯૯માં કલકત્તામાં પ્રકટ થયેલું હતું કે, જેમાં પઠાણ, બલૂચી, પંજાબી મુસલ્માનો, શિખ્ખ, ગુરખા, ડોગરા, જાટ, ગઢવાલી, હિંદુસ્તાની, મુસલ્માન રાજપૂત, મરાઠા તેમજ કેટલીક જંગલી, કેટલીક પ્રકીર્ણ અને દક્ષિણ હિંદુસ્તાનની કેટલીક લડાયક જાતિનો સારો પરિચય કરાવેલો છે; પરંતુ તે

---

* આ લેખ પ્રથમ સંવત્ ૧૯૭૩ (તા. ૨૨-૧૦-૧૬) ના 'ગુજરાતી'ના ખાસ દીપોત્સવી અંકમાં પ્રકાશને પામ્યો હતો.

પુસ્તકમાં ગુજરાત અને કાઠિયાવાડની કેટલીક યુદ્ધવ્યવસાયિની જાતિઓનાં નામ માત્રનો પણ નિર્દેશ કરાયલો નથી અને તેનું કારણ એજ હોવું જોઇએ કે, તે પુસ્તકના બંગાળી લેખકે કદાચિત્ ગુજરાત અને કાઠિયાવાડના ઇતિહાસને અવલોકવાનો પરિશ્રમજ નહિ લીધો હોય. અત્યારે અમારે જે લડાયક જાતિનો પરિચય વાંચકોને કરાવવાનો છે, તે જાતિ કાઠિયાવાડમાંની અને તેમાં પણ ખાસ કરીને પોરબંદર રાજ્યમાંની જ છે. કાઠિયાવાડમાં જે રાજપૂત, ગરાશિયા, કાઠી, મિયાણા અને બીજી કેટલીક લડાયક જાતિઓનો નિવાસ છે, તેમનામાંની જ મેર જાતિ પણ એક છે અને એ જાતિએ પણ પોતાની સંખ્યાના પ્રમાણમાં વીરતાનાં અનેક કાર્યો કરેલાં હોવાથી કાઠિયાવાડ અથવા તો સૌરાષ્ટ્રના ઇતિહાસમાં એ જાતિનું મહત્ત્વ કાંઇ જેવું તેવું નથી.

પોરબંદર સંસ્થાનનો વિસ્તાર ૬૦૦ ચોરસ માઇલનો છે અને સમસ્ત સંસ્થાની વસતી લગભગ એક લાખ મનુષ્યની કહેવાય છે. પોરબંદરની સીમા ઉત્તર દિશામાં નવાનગરની સીમા સાથે મળે છે, એની દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્ર ગર્જના કરી રહ્યો છે અને પૂર્વમાં જૂનાગઢ રાજ્યની સીમા સાથે એની સીમાનો મેળાપ થાય છે. પોરબંદર રાજ્ય રાણાવાવ, નવી, અડવાણા અને પોરબંદર એવી રીતે ચાર મહાલોમાં વિભક્ત થયેલું છે, અને એમાંનો જેટલો ભાગ 'બરડા'ના નામથી ઓળખાય છે, તે ભાગમાં સેંકડે ૭૦થી ૮૦ ટકા સુધીની વસતી કેવળ મેર જાતિની જ છે. પોરબંદર રાજ્યમાંની એક લાખમાંની વસતીમાંથી કેવળ મેર લોકોની સંખ્યાજ ૨૦,૦૦૦ ની છે; એટલે કે, વસતીનો પાંચમો ભાગ તેમનો જ છે.

'બૉમ્બે ગૅઝેટીયર'ના 'કાઠિયાવાડ' નામક આઠમા પુસ્તકમાં મેર જાતિ વિશે લખતાં જણાવવામાં આવ્યું છે કે:-" એ જાતિ અત્યંત પ્રાચીન કાળથી જેઠવા રાજપૂતોની સેવાને વળગી રહેલી છે. મેર લોકો પોતાને રાજપૂત તરીકે ઓળખાવે છે, પરંતુ તેમના એ વિધાનને જેઠવાઓ સ્વીકારતા નથી. મેર લોકો પોતાની ઉત્પત્તિ વિશે એ પ્રમાણે જણાવે છે કે:- 'બરડા પ્રદેશમાં ૨૪ ગ્રામોનું સ્વામિત્વ ધરાવતા રણધીરજી નામના એક જેઠવા રાજપૂતથી અમે ઉતરેલા છીએ.' "

પ્રખ્યાત ઇતિહાસકાર ઇલિયટ અને ડૉસનનો એવો અભિપ્રાય છે કે, "ઇ. સ. ૭૧૨માં જ્યારે આરબોએ સિંધમાં વિજય મેળવ્યો, તે વેળાયે સિંધના દક્ષિણ ભાગમાં જે મ્હેડ, મેર અથવા માંડ નામક જાતિના અત્યંત બલિષ્ટ લોકો વસતા હતા, તે જાતિના લોકો અને આ મેર જાતિના લોકો બહુધા એકજ હોવા જોઇએ." અર્થાત્ ઇલિયટ અને ડૉસનનો અભિપ્રાય જો સત્ય હોય, તો મેર જાતિનું સિંધમાંથી જ કાઠિયાવાડમાં આગમન થયેલું હોવું જોઇએ, એમજ સિદ્ધ થાય છે.

ટૉડકૃત 'રાજથાન'માં મેવાડના લાખા રાણાના સમયની એક ઘટનાનો ઉલ્લેખ કરાયલો છે અને તે આ પ્રમાણેઃ—

"હમીરનો પુત્ર ખેતસિંહ વિક્રમ સંવત્ ૧૪૨૧ એટલે કે ઇ. સ. ૧૩૬૫માં ચિત્તોડના સિંહાસનનો સ્વામી થયો હતો અને તે બનોડા નામક સ્થાનમાંના હાડિયા જાતિના રાજપૂત સાંસ્થાનિકની કન્યા સાથે લગ્નસંબંધ કરવાના વિચારમાં હતો, પણ એટલામાં તે સાંસ્થાનિકે તેને મારી નાખ્યો. ( ઇ. સ. ૧૩૮૩. ) એની પછી તેનો પુત્ર લાખો રાણો મેવાડ ભૂમિનો રાજા થયો. લાખો રાણો પણ પરાક્રમી, કલાકૌશલ્યનો ઉત્તેજક અને ઉત્કૃષ્ટ રાજપદ્ધતિથી વર્તનારો હતો. તેણે સર્વથી પ્રથમ તો મેરવાડના પાર્વતીય દુર્ગોને પોતાના કબ્જામાં કરી લીધા અને તેમાં વૈરાટ નામનો જે વિખ્યાત દુર્ગ હતો તેનો તો સર્વથા જડમૂળથી નાશજ કરી નાખ્યો."

ટૉડ સાહેબ આટલુંજ લખે છે; પણ ટૉડ કૃત 'રાજસ્થાન'ના આધારે ગુજરાતી ભાષામાં 'મેવાડની જાહોજલાલી' નામનું જે એક પુસ્તક લખાયલું છે, તેના કર્ત્તા એમ જણાવે છે કે;–"લાખાએ વૈરાટ ગઢનો નાશ કરીને તે સ્થાનમાં બેદનૂર નામનું એક નવું ગામ વસાવ્યું અને મેરવાડાના મેરતિયા નામથી ઓળખાતા પોતાના હાથે પરાભૂત થઇને શરણાગત થયેલા લુટારાઓને તે નવા ગામમાં વસવાની આજ્ઞા આપી. તે આજ્ઞાને સ્વીકારી મહારાણાનો આભાર માનીને તેઓ ત્યાં વસ્યા; પણ એ વ્યવસ્થા પૂર્વે યુદ્ધમાં પરાજય થતાંજ જે કેટલાક મેરલોકો ( મેરતિયા ) ત્યાંથી પલાયન કરી ગયા હતા, તેઓ કાઠિયાવાડમાંના બરડા ડુંગરની તળેટીમાં આવી

પોરબંદરના રાણાના આશ્રયમાં રહેવા લાગ્યા." અર્થાત્ જો આ અભિપ્રાયને સત્ય તરીકે સ્વીકારવામાં આવે, તો મેર લોકો પ્રથમ મેવાડમાંથીજ કાઠિયાવાડમાં આવ્યા હતા, એમજ માનવું જોઇએ. સાધારણ મેર જાતિની ઉત્પત્તિ તથા તેમના કાઠિયાવાડમાં આવ્યા વિશેની આવી રીતે ત્રણ ભિન્ન ભિન્ન માન્યતાઓ છે. પરંતુ અત્યારે પોરબંદર રાજ્યના બરડા નામથી ઓળખાતા ભાગમાં જે મેર જાતિનો નિવાસ છે, તેમાં મેરોની એકજ જાતિ નહિ, કિંતુ જૂદી જૂદી ચાર જાતિઓનો સમાવેશ થયેલો છે, અને તે જાતિઓ કેશવાળા, રાજસુખા, ગોહિલ અને આડિટ્રા એ પ્રમાણેનાં જૂદાં જૂદાં નામોથી ઓળખાય છે. એમનામાંના કેશવાળા મેરોની ઉત્પત્તિ વિશે એક એવી દંતકથા પ્રચલિત છે કે:—

જ્યારે રામચંદ્રજીએ લંકામાં જવામાટે સમુદ્રપર સેતુ બાંધ્યો હતો, તે વેળાયે તે સેતુના રક્ષક તરીકે રાખી શકાય એવો કોઈ પણ વિશ્વાસપાત્ર મનુષ્ય ત્યાં ઉપસ્થિત ન હોવાથી તેમણે ( રામચંદ્રજીએ ) પોતાની પીઠપરના એક વાળમાંથી એક પુરુષને ઉત્પન્ન કર્યો અને તેને કેશવાળા મેરનું નામ આપ્યું. શ્રી રામચંદ્રજી જ્યારે લંકામાંથી વિજય મેળવીને પાછા આવ્યા, ત્યારે તેમણે એ કેશવાળા મેરનો લંકાની એક રાક્ષસી સાથે લગ્નસંબંધ કરી આપ્યો. એ કેશવાળા મેરના જે વંશજો થયા, તેમણે રાજપૂતો સાથે લગ્નવ્યવહાર કર્યો અને તેમનામાંથી એ જાતિનો ઉદ્‌ભવ થયો.

પરંતુ કર્નલ વૉકરનો એવો અભિપ્રાય છે કે તેમની જાતિનું એ નામ તેમના જેઠવા રાજપૂતો સાથેના અવિભાજ્ય સંબંધના કારણથીજ પડેલું હોવું જોઇએ. રાજસુખા જાતિના મેરોની ઉત્પત્તિ વિશે એમ કહેવાય છે કે, કોઇ એક જેઠવા રાજપૂત જાતિના પુરુષે મેર જાતિની એક સ્ત્રી સાથે લગ્નસંબંધ કર્યો હતો અને તે સંબંધથી જે પ્રજાનો વિસ્તાર થયો તે પ્રજા 'રાજસુખા' કિંવા 'રાજશાખા' નામથી પ્રસિદ્ધિમાં આવી. ગોહિલ જાતિના મેર ગોહિલ નામક રાજવંશમાંથી ઉતરી આવેલા ગણાય છે અને આડિટ્રા મેર જાતિનો સૂમરા નામક રાજપૂત વંશમાંથી ઉદ્‌ભવ થયેલો છે એમ કેટલાક પ્રમાણોના આધારે માનવામાં આવ્યું છે. સામાન્ય

મેર જાતિ અને તેમની પેટા જાતિઓની ઉત્પત્તિ વિષયક સાધારણ માન્યતાઓ આવા પ્રકારની છે.

હવે મેર જાતિની ઉત્પત્તિ વિશેનાં તથા તેમના કાઠિયાવાડમાં થયેલા આગમન વિષયક ઉપર્યુક્ત સર્વ વિધાનો સર્વથા સત્ય છે કિંવા અસત્ય છે; અથવા તો તેમાંનું અમુક એકજ વિધાન સત્ય અને અન્ય વિધાનો અસત્ય છે; એ વિશેનો કેટલોક વિચાર આપણે કરવાનો છે. મારા અભિપ્રાય પ્રમાણે કેશવાળા મેરની ઉત્પત્તિનો રામચંદ્રજી સાથે સંબંધ દેખાડનારી દંતકથાને બાદ કરીએ, તો તેમની ઉત્પત્તિ અને તેમના કાઠિયાવાડમાં અન્ય સ્થાનોમાંથી થયેલાં આગમન વિશેનાં અન્ય સર્વ વિધાનો સત્યજ છે અને તે આ પ્રમાણે:—

મેર લોકોની અત્યારે જે ચાર જાતિઓ છે, તેમાંની આડિટ્રા નામની સુમરા રાજપૂત વંશમાંથી ઉત્પન્ન થયેલી અને ઇ. સ. ૭૧૨ની લગભગમાં સિંધમાં વસતી મેર, મ્હેડ કિંવા માંડ જાતિના લોકો ઇલિયટ અને ડૉસનના કથન પ્રમાણે સિંધમાં વ્યાપેલા આરબોના અત્યાચારોથી કંટાળીને કાઠિયાવાડમાં આવેલા હોવા જોઇએ અને તે જાતિના લોકોએ બરડા ડુંગરની તળેટીમાં નિર્ભય સ્થાન જાણીને નિવાસ કરેલો હોવો જોઇએ. એ જાતિના લોકોએ કાઠિયાવાડમાં આવીને પોતાની જાતિના નામને કાયમ રાખેલું હોવું જોઇએ; કારણ કે, જો તેમણે પોતાની જાતિના નામનું પરિવર્તન કર્યું હોત, તો આજે ' મેર ' શબ્દ અસ્તિત્વમાં હોત નહિ.

આડિટ્રા પછી ગોહિલ જાતિના મેરોનું એટલે કે, ગોહિલ જાતિના રાજપૂતોનું કાઠિયાવાડમાં આગમન થયેલું હોવું જોઇએ અને ત્યાર પછી તેમનું મેર જાતિ સાથે મિશ્રણ થયેલું હોવું જોઇએ, એવું એક સાધારણ અનુમાન કરી શકાય છે અને એ અનુમાનને સિદ્ધ કરવામાટે જો આપણે ગોહિલ રાજપૂતોનું કેટલુંક વિવેચન કરીશું તો તે અયોગ્ય કિંવા અસ્થાનીય તો નહિ જ ગણાય. અસ્તુ: ગોહિલો પોતાને શાલિવાહનથી ઉત્પન્ન થયેલા માને છે; પરંતુ ' રાજસ્થાન ' ના કર્ત્તા કર્નલ ટૉડ સાહેબનો અભિપ્રાય એવો છે કે, તેઓ સૂર્યવંશીય છે અને ગેહલોટ તથા

ગોહિલ એ બે જાતિઓ વચ્ચે પરસ્પર ગાઢ અને નિકટનો સંબંધ રહેલો છે. ગોહિલોની ઉત્પત્તિ ગમે તેમ હોય, તો પણ એટલી વાર્ત્તા તો સત્ય જ છે કે, એ ગોહિલ રાજપૂતો મારવાડમાં આવેલા લૂણી નદી પરના ખેરગઢ નામક સ્થાનમાંથી રાઠોડોના કાઢી મૂકેલા સોરઠની રાજધાની જૂનાગઢમાં રા કવાટના પુત્ર રા ખેંગારના સમયમાં આવ્યા હતા; કારણ કે, તેમના સરદાર સેજકજીએ પોતાની કુંવરી વાલમ કુંવરબાને રાખેંગાર સાથે પરણાવી હતી. જૂનાગઢના રાએ તે સેજકજીને પંચાલમાં શાહપુર તથા બીજાં બાર ગામો જાગીરમાં આપ્યાં હતાં અને તે ઉપરાંત સેજકજીએ સેજકપુર નામનું એક નવીન ગામ વસાવી તેને પોતાનું પાટનગર બનાવ્યું હતું. કહેવામાં આવે છે છે કે, એ સેજકજીના વીસોજી નામના એક ભાઇએ મેર જાતિની એક કન્યા સાથે લગ્નસંબંધ કરવાથી તેના કુટુંબના લોકોએ તેને બહિષ્કૃત કરવાથી તે મેર જાતિમાં ભેળાયો હતો અને તેની જે પ્રજા થઇ તે ગોહિલ મેરના નામથી ઓળખાવા લાગી; અર્થાત્ 'મેવાડની જાહોજલાલી' ના કર્ત્તા મેવાડમાંથી ન્હાસી આવેલા 'મેરતિયા' ઓને બરડામાં વસતા મેર લોકોના પૂર્વજો તરીકે ઓળખાવે છે; પરંતુ સત્ય વાર્ત્તા એ છે કે, મેરની એક ગોહિલ મેર નામક પેટા જાતિના પૂર્વજો મેરતિયા નહિ, પણ ગોહિલ રાજપૂતો છે અને તેઓ મેવાડમાંથી નહિ, પણ મારવાડમાંથી કાઠિયાવાડમાં આવ્યા હતા, એટલોજ માત્ર ભેદ છે. પરંતુ મારવાડ અને મેવાડ ઉભયનો રાજસ્થાનમાં જ સમાવેશ થતો હોવાથી એ ભેદ અધિક મહત્ત્વનો નથી; અર્થાત્ કોઇ પણ રીતે, ગોહિલ મેર નામક મેરની પેટા જાતિના પૂર્વજો રાજસ્થાનમાંથી જ પ્રથમ સૌરાષ્ટ્રમાં આવ્યા હતા, એતો સર્વથા નિર્વિવાદ છે.

મેરની રાજસુખા અથવા રાજશાખા નામની પેટા જાતિની ઉત્પત્તિ વિશે સરળતાથી એવા નિશ્ચયપર આવી શકાય છે કે, પોરબંદર રાજ્યના રાજ્યકર્ત્તા જેઠવા રાજપૂતોમાંના કોઇ એક રણધીરજી નામક રાજપૂતે મેર જાતિની કન્યા સાથે લગ્નસંબંધ કરેલો હોવાથી તેના વંશજો રાજશાખા નામથી પ્રસિદ્ધ થયેલા હોવા જોઇએ અને જે કુળના મેરોને

જેઠવા રાજ્યકર્તાઓએ પોતાના અંગરક્ષક તરીકે નીમીને વિશેષ વિશ્વાસપાત્ર ગણ્યા હતા, તેઓ કેશવાળા મેરના નામથી ખ્યાતિમાં આવેલા હોવા જોઇએ; કારણ કે, અંગરક્ષક તરીકે રાજાનો એક વાળ પણ વાંકો થવા ન દેવો, એ તેમનું કર્ત્તવ્ય હોવાથી તેમને 'કેશવાલી' કહેવાનો પ્રઘાત પડયો હશે અને પછીથી તેનો અપભ્રંશ 'કેશવાળા' શબ્દમાં થયો હશે, એવી કલ્પના કરી શકાય છે.

અર્થાત ઉપર્યુક્ત વિવેચનથી એટલું તો નિર્વિવાદ અને નિઃશંક સિદ્ધ થાય છે કે, અત્યારે જે મેર જાતિ અસ્તિત્વમાં છે, તે સંમિશ્ર રાજપૂત જાતિની જ પ્રજા છે અને તેથી મેર લોકોને રાજપૂત તરીકે ઓળખવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી, એવો મારો અભિપ્રાય છે. વળી એ મેર જાતિના પૂર્વજો રાજપૂત હતા; એટલું જ નહિ, પણ અત્યાર સુધી એ મેર જાતિના લોકોમાં રાજપૂતોમાંના કેટલાક સ્વાભાવિક ગુણો પણ યથાર્થ સ્વરૂપમાં જોવામાં આવ્યા કરે છે તથા તેમના શરીરના આકાર તથા આચાર વ્યવહાર આદિ પણ તેમના ક્ષત્રિયત્વની ઘણેક અંશે સાક્ષી આપ્યા કરે છે. જો કે તેમના ક્ષત્રિયત્વમાં અત્યારે કેટલીક ન્યુનતા પણ થયેલી છે, પરંતુ એ દેશ, કાળ અને પરિસ્થિતિનું પરિણામ હોવાથી એના યોગે તેમના મૂળ ક્ષત્રિયત્વમાં વિશેષ બાધા આવી શકે તેમ નથી.

પૂર્વે એ મેર જાતિ જેઠવા રાજાઓના રાજ્યના આધારરૂપ મનાતી હતી; તેઓ આવશ્યકતા હોય ત્યારે અલ્પકાળમાં ત્રણથી ચાર હજાર સૈનિકોના સૈન્યને એકત્ર કરી શકતા હતા અને રાણાની આણમાં વર્તતા હતા, છતાં પોતાનો સરદાર તો તેઓ પોતાનામાંના જ કોઇ યોગ્ય પુરુષને શોધીને નીમતા હતા. પૂર્વે જેઠવાના રાજ્યમાં એક એવો કાયદોજ હતો કે, પ્રત્યેક મેર જાતિના પુરુષને રાણાએ પોતાના સૈન્યમાં નોકરી આપવી જ જોઇએ અને તેમની પાસેથી લેવાતી એ નોકરીના બદલામાં તેમને પણ સ્વારીઓ પ્રમાણે કેટલીક સાંથી અને કેટલાક હકો મળતા હતા, કે જે સાંથી અને હકો હજી પણ તેઓ ભોગવ્યા કરે છે. તેઓ પોતાની જમીનનું ગણોત આપતા નથી, પણ ચૂલાવેરો આપે છે અને જો જમીન ખેડે તો હળવેરો આપે છે. તેમજ તેમને જીવાઇમાટે અપાયલા ગામોના બદલામાં રાણાજીને

તેઓ સૂખડી પણ આપે છે. રાણી કલાબાઇને સહાયતા કરી નવાનગરના જામ સતાજીના હાથમાંથી ગયેલું રાજ્ય મેરો અને રબારીઓએ જ્યારે પાછું મેળવી આપ્યું, એટલે તે વેળાયે તેમની રાજભક્તિથી પ્રસન્ન થઇને તેમને એ રાજસેવાનો બદલો આપવામાટે કલાબાઇએ એવી આજ્ઞા આપી કે: " આજની એક રાતમાં પ્રભાત થતાં સુધી મારા રાજ્યમાંનાં જેટલાં ગામોને તોરણ બાંધી આવશો, તેટલાં ગામો તમને પસાયતાં કરી આપવામાં આવશે. " રાણીની એ આજ્ઞા મળતાં મેરો અને રબારીઓ ખાઈ પીને એ તોરણ બાંધવાના કાર્યમાટે નીકળ્યા. એટી રબારીઓએ વિચાર કર્યો કે: 'અત્યારે જ જમ્યા છીએ એટલે એકાદ ઉંઘ કર્યા પછી ચાલીશું અને દશ પંદર ગામોને તોરણ બાંધી આવીશું!' આમ ધારીને તેઓ માર્ગમાંની એક ઝાડીમાં સુઇ ગયા તે છેક ઉષઃકાળમાં જાગ્યા અને ત્યાર પછી ઉતાવળથી દોડીને જ્યાં તેમણે બે ગામોને તોરણ બાંધ્યાં ત્યાં તો પ્રભાતકાળ થઇ ગયો; એટલે રબારીઓને માત્ર બે ગામોજ મળી શકયાં અને ચપળ મેરોએ તે રાતમાં બરડામાંનાં અઢાર ગામોને તોરણ બાંધી દીધાં એટલે તેઓ અઢાર ગામોના સ્વામી થયા. એ ગામો હજી પણ મેર લોકોના હાથમાં છે અને ' મેર પસાયતાં ગામ ' ના નામથી ઓળખાય છે, તેમજ કેટલાકો એ ગામોને ગરાશિયા ગામો પણ કહે છે.

જેવી રીતે મેવાડમાં ચંદાવતોનું મહત્ત્વ છે અને નવાનગર (જામનગર)ના જામ સાહેબથી જ્યાં સુધી કચ્છનાં રાઓ સાહેબ પાસેથી તલ્વાર ન આવે ત્યાં સુધી ગાદીએ બેસી શકાતું નથી, તેજ પ્રમાણે પોરબંદરના રાણાના દરબારમાં મેરજાતિનું મહત્ત્વ અદ્યાપિ જળવાઈ રહેલું છે, એટલે કે, જે વેળાયે કોઇ પણ નવીન રાણાના રાજ્યાભિષેકનો પ્રસંગ આવી લાગે છે, તે વેળાયે એક અમુક કુટુંબના મેરના હાથે જ્યાં સુધી તેને તિલક ન થાય, ત્યાં સુધી તેનો ઉચિત રાજ્યાભિષેક થયેલો મનાતો નથી. એ રાજતિલક કરવાનો અધિકાર પોરબંદર રાજ્યમાં આવેલા બખરલા અથવા બખલ્લા નામક ગામમાંના રાજસુખા અથવા રાજશાખા નામક મેરની પેટાજાતિના એક કુટુંબને આપવામાં આવ્યો છે અને એ અધિકાર ધરાવનાર કુટુંબ 'ખૂંટી'ના નામથી ઓળખાય છે. એ

' ખૂંટી ' કુટુંબમાંનો કોઇ પણ પુરુષ રાજ્યાભિષેક પ્રસંગે સભામાં આવી પોતાની કનિષ્ઠિકા અંગુલીને કાપી પોતાના રક્તના તિલકથી રાણાના ભાલપ્રદેશને વિભૂષિત કરે છે, ત્યારે રાજ્યાભિષેકની ક્રિયા યથાવિધિ સંપૂર્ણ થયેલી કહેવાય છે. મેર લોકોને અપાયલું અને અપાતું આ માન કાંઇ સાધારણ પ્રકારનું તો નથીજ.

રાજપૂતોમાં એક એવો રિવાજ છે કે, જ્યારે તેમના લગ્નનો પ્રસંગ આવે છે, તે વેળાયે કન્યાને ત્યાં તેઓ પોતે પરણવામાટે જતા નથી; કિંતુ પોતાનું ખાંડું ( શસ્ત્ર )જ ત્યાં મોકલી આપે છે અને તેની સાથે ફેરા ફરીને કન્યા પોતાના વરને ત્યાં આવ્યા પછી વર પાછો પોતાને ત્યાં કન્યા સાથે ફેરા ફરીને લગ્નના ગ્રંથિને દૃઢ કરે છે. રાજપૂત રમણીઓ ખાંડા સાથે પરણે છે એનો અર્થ એટલોજ હોવો જોઇએ કે, તેઓ વ્યક્તિના બાહ્ય સ્વરૂપ કિંવા આકારને વરતી નથી, કિન્તુ કેવળ તેમની વીરતા સાથે જ લગ્નસંબંધ કરે છે. આ રૂઢિ રાજપૂતો પ્રમાણે મેરજાતિમાં પણ અત્યારસુધી પ્રચલિત છે, એટલુંજ નહિ, પણ રાજપૂતો કરતાં પણ મેરોની એ રૂઢિમાં જે એક વિશેષતા રહેલી છે તે એ છે કે, લગ્નના પ્રસંગે તેઓ રાજપૂતો પ્રમાણે પોતે ન જતાં ખાંડું તો મોકલે છે જ, પરંતુ કન્યા ખાંડા સાથે ફેરા ફરીને પોતાના ગૃહમાં આવ્યા પછી રાજપૂતો પ્રમાણે પોતાના ઘરમાં પણ તેઓ કન્યા સાથે ફેરા ફરતા નથી. એટલે કે, કેવળ ખાંડા સાથેજ કન્યાનો લગ્નસંબંધ થાય છે અને ત્યાંજ લગ્નવિધિની સમાપ્તિ થઇ જાય છે. અર્થાત્ રાજપૂતોમાં વ્યક્તિને જે યત્કિંચિત્ મહત્ત્વ અપાયલું છે, તેટલું મહત્ત્વ પણ મેરજાતિમાં વ્યક્તિને લગ્નના પ્રસંગે આપવામાં આવતું નથી. મેરજાતિના લોકો અદ્યાપિ પોતાના શસ્ત્રનેજ જે આટલી બધી મહત્તા આપે છે, તેથી તેમની ક્ષત્રિયતા અને યુદ્ધવ્યવસાયિતા પ્રત્યક્ષ દેખાઇ આવે છે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છેજ નહિ; અર્થાત્ તેમના ઘણાક આચારો રાજપૂતો જેવાજ અથવા તો કેટલાક આચારો રાજપૂતો કરતાં પણ ઉત્તમ છે; પરંતુ શુદ્ધ ક્ષત્રિય અથવા રાજપૂતોમાં જે પુનર્લગ્ન અથવા નાતરાની એટલે કે પતિના પરલોકવાસ પછી પત્નીએ અન્ય



મેર જાતિની ત્રણ સ્ત્રીઓ

પતિ કરવાની રૂઢિનો સર્વથા અભાવ છે, તે રૂઢિ મેરજાતિમાં પ્રચલિત જોવામાં આવે છે. એ રૂઢિનો મેરજાતિમાં શા કારણથી અને ક્યારથી પ્રવેશ થયો છે, એનો પત્તો મળી શકતો નથી; પરંતુ દીર્ઘકાળથી એ રૂઢિ મેરજાતિમાં અસ્તિત્વ ધરાવે છે, એમ મેરજાતિના લોકો પોતેજ કહે છે. પુનર્લગ્ન અથવા નાતરાની રૂઢિ સાથે એમનામાં છૂટા છેડાનો રિવાજ પણ અસ્તિત્વ ધરાવે છે અને તે પણ રાજપૂતોના રિવાજથી સર્વથા વિરુદ્ધ રિવાજ છે, એમ કહેવુંજ પડે છે.

મેરજાતિના પુરુષોનાં કદ બહુધા ઉંચાં, શરીર ધાટીલાં અને અંગ કસાયલાં હોય છે તથા તેમની ચામડીનો રંગ ઘઉંલો અને કવચિત્ ગોરો પણ હોય છે. મેરજાતિની સ્ત્રીઓ બહુધા રાજપૂત રમણીઓ પ્રમાણેજ સુંદર અને મનોહર સૌન્દર્યને ધરાવનારી હોય છે અને તે એટલે સુધી કે, પદ્મિની જાતિની સ્ત્રી બહુધા દુર્લભ હોવા છતાં, એ જાતિમાંથી કેટલીક પદ્મિનીઓ પણ મળી આવવાનો સંભવ છે, એવો મારો અભિપ્રાય છે. મેરજાતિની કન્યાઓના એ અલૌકિક લાવણ્યના કારણથીજ કેટલાક રાજવંશીય પુરુષોએ પણ મેરજાતિની કન્યાઓ સાથે લગ્નસંબંધ કર્યો હતો અને ઇતિહાસ આપણને તેની સાક્ષી આપતો હોવાથી એ સત્યને સિદ્ધ કરવામાટે અન્ય વિશેષ પ્રમાણની કશી પણ આવશ્યકતાજ છેજ નહિ.

મેરજાતિનાં સ્ત્રી અને પુરુષો કેવા પ્રકારનાં વસ્ત્રો ( પરવેશ ) પરિધાન કરે છે, તે દર્શાવવામાટે આ લેખમાં મેરજાતિની સ્ત્રીઓ તથા પુરુષોનાં ત્રણ ચિત્રો આપેલાં હોવાથી એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી. પરંતુ ચિત્રોના અવલોકનથી જે કેટલીક વસ્તુઓ વાંચકોના જાણવામાં ન આવી શકે તેવી છે, તે વિશેના કિંચિદ્ વિવેચનની આવશ્યકતા હોવાથી તે અહીં આપવામાં આવે છે. પુરુષોના અહીં બે જૂદાં જૂદાં ચિત્રો આપવામાં આવ્યાં છે, તેમાંના એક ચિત્રમાં જે એક વૃદ્ધ મેરની મૂર્ત્તિ દેખાય છે તેનું મુખમંડળ દાઢીથી મંડિત છે અને દ્વિતીય ચિત્રમાંના તરુણ મેરના મુખમંડળમાં દાઢીના કેશોનો સર્વથા અભાવ છે. એ ભિન્નતાનું કારણ એ છે કે, મેરજાતિના લોકો મૂળ સિંધ અને મારવાડમાંથી કાઠિ-

યાવાડમાં આવેલા હોવાથી સિંધ અને મારવાડના રાજપૂતો પ્રમાણે એમનામાં પણ દાઢી રખાવવાનો રિવાજ છે; પરંતુ એ દાઢી અખંડ નહિ, પણ હડપચી પાસેથી એક ભાગ કઢાવીને બે ભાગમાં વિભક્ત કરાયલી હોય છે. રાજપૂતો પણ એવીજ રીતે દાઢી રખાવે છે. અખંડ દાઢી મુસલ્માનો રખાવતા હોવાથી રાજપૂતોએ તેમનાથી પોતાની ભિન્નતાને દર્શાવવામાટે પ્રથમથીજ દાઢીમાં એવા પ્રકારનો ભેદ રાખેલો છે અને મેર લોકો પણ તેજ રૂઢિ પ્રમાણે વર્તે છે; છતાં દાઢી રખાવવીજ જોઇએ એવા પ્રકારનો પ્રતિબંધ ન હોવાથી દાઢી રખાવવી કે ન રખાવવી એનો આધાર પ્રત્યેકની ઇચ્છાપરજ રહેલો હોય છે. પુરુષો જે વસ્ત્રો ધારણ કરે છે, તે બહુધા જાડાં પાણકોરાનાંજ હોય છે અને તે બહુધા તેમનાં પોતાનાં ગામોમાંજ વણાય છે. હજી પણ વિલાયતી વણાટનાં ઝીણાં અને ફેશનેબલ કપડાંનો મેર લોકોના પ્રદેશમાં જોઇએ તેટલા પ્રમાણમાં પ્રવેશ થઇ શક્યો નથી. મેર જાતિની સ્ત્રીઓ ઘાઘરાને ઠેકાણે માત્ર છૂટું જાડું વસ્ત્રજ લપેટી લે છે અને તેને પેયણું કહેવામાં આવે છે અને તે ઉપરાંત કાપડું ( ચોળી ) તથા ઓઢણું એ બે બીજાં વસ્ત્રો ધારણ કરે છે અને તે વસ્ત્રો પણ જાડાં જ હોય છે.

મેર જાતિની સ્ત્રી જ્યારે કુમારિકા હોય છે અને પોતાના પિતાના ગૃહમાં રહેતી હોય છે, ત્યારે પેયણું ધોળા રંગનું પહેરે છે કે જે ધાાસિયાના નામથી ઓળખાય છે અને પરણ્યા પછી પતિના ગૃહમાં જઇને એ પેયણું તે લાલ રંગનું પહેરે છે; એટલુંજ નહિ, પણ શ્વસુરગૃહેથી જ્યારે પણ તે પાછી પિતૃગૃહમાં આવે છે, ત્યારે લાલ પેયણાને સ્થાને સફેદ ધાસિયુંજ પહેર્યા કરે છે. એથી કોઇના પણ ગૃહમાં જતાં સ્ત્રીઓનાં ધાસિયા તથા પેયણાના એ રંગભેદથી તે સ્ત્રી તે ગૃહમાં પુત્રીની પદવી ધરાવે છે કે વધૂતી પદવી ધરાવે છે એ ભેદ કોઇ પણ પ્રકારની પૃચ્છા વિના પોતાની મેળેજ જોનારના જાણવામાં આવી જાય છે. મેરજાતિમાં બહુધા એકજ ગામની કન્યા અને એકજ ગામનો વર એ પ્રમાણેનો લગ્નસંબંધ ક્વચિત્ થતા હોવાથી સ્ત્રી, શ્વસુરના ગામમાં હોય, ત્યારે લાલ પેયણું પહેરે છે અને પિયરિયાંના



મેર જાતિનો એક પ્રૌઢ પુરૂષ.

ગામમાં હોય ત્યારે સફેદ ધાસિયું પહેરે છે એટલે માર્ગમાં ચાલતાં પણ આ જાઇ આ ગામની દીકરી છે કે વહુવારૂ છે, એમ તરત ઓળખાઇ જાય છે. આ નિયમ સ્ત્રી વિધવા કિંવા વૃદ્ધ થઇ જાય, તો પણ અંતપર્યન્ત એક સરખી રીતેજ પાળવામાં આવે છે.

મેરજાતિમાં સ્ત્રીઓના સંબંધમાં રૂઢિની જે એક વિલક્ષણ વિશિષ્ટતા જોવામાં આવે છે, તેવી વિશિષ્ટતા અન્ય કોઇ પણ ઉચ્ચ આર્ય જાતિમાં જોવામાં આવતી નથી અને તે એ કે, સ્ત્રીઓમાટે હાથમાં ચૂડી, ચૂડો કે બંગડી આદિને સૌભાગ્યના ચિન્હ તરીકે ધારવાની કિંવા નાકમાં ચૂંક તેમજ કપાળમાં ચાંલ્લાને સ્થાન આપવાની મેરજાતિની રૂઢિ પ્રમાણે લેશ માત્ર પણ આવશ્યકતા છેજ નહિ. અર્થાત્ જેવી રીતે સફેદ ધાસિયા અને રાતા પેયણાવડે મેરજાતિની સ્ત્રી પિયરિયામાં છે કે સાસરિયામાં છે, એ સ્થિતિ જાણવામાં આવી શકે છે, તેવી રીતે ચૂડા અને ચાંલ્લાનો અભાવ વિધવા અને સૌભાગ્યવતીમાં એક સરખો હોવાથી જો બે સ્ત્રીઓ સાથે ચાલી જતી હોય ને તેમાંની એક વિધવા તથા બીજી સૌભાગ્યવતી હોય તો તેમાંની રાંડેલી કઇ છે અને માંડેલી કઇ છે, એ ભેદ ભાગ્યેજ કોઇના જાણવામાં આવી શકે છે. તેઓ કોઇ સારા પર્વ અથવા વાર તહેવારે જ્યારે રૂપ કાઢે છે, ત્યારે પોતાના ગૃહની સ્થિતિ પ્રમાણે રૂપાની કે સોનાની બંગડી આદિ કેટલાક અલંકારોને ધારણ કરે છે, પરંતુ એ અલંકારોને ધારણ કરવાની ક્રિયા સામયિક હોવાથી એનો એક દૃઢ નિયમ તરીકે તો સ્વીકાર નજ કરી શકાય. માત્ર એ રૂપ કાઢવાના પ્રસંગેજ વિધવા અને સૌભાગ્યવતીનો ભેદ જણાઇ આવે છે; કારણ કે, સધવા રૂપ કાઢે છે અને વિધવાથી તેમ કરી શકાતું નથી, એટલે તે પોતાના નિત્યના અવતારમાંજ રહે છે.

રાજપૂતોથી વિરુદ્ધ જે એક બીજો પ્રકાર મેરજાતિમાં દેખાય છે તે એ છે કે, રાજપૂતો અને ગરાશિયાઓ પ્રમાણે મેર જાતિની સ્ત્રીઓ ઓઝલ પડદામાં રહેતી નથી; કિન્તુ તેમને ગામમાં સર્વત્ર ભ્રમણ કરવાનો તેમજ ખેતર વગેરે સ્થાનોમાં જવાનો સંપૂર્ણ સ્વતંત્રતાયુક્ત અધિકાર હોય છે; એટલુંજ નહિ, પણ બે ચાર કે પાંચ સાત ગાઉના અંતરે આવેલા કોઈ

બીજા ગામમાં જવું હોય અને કોઇ પુરુષ સાથે ન હોય, તો મેરજાતિની સ્ત્રીઓ એકલી પણ ચાલી જાય છે અને મોટાં શહેરોની આસપાસનાં ગામડાંમાંથી ખડ વગેરે વેચવામાટે મેરાણીઓ એકલીજ બજારમાં આવે છે. આ રૂઢિને જોતાં એવી કલ્પના કરી શકાય છે કે, મેરજાતિએ કૃષિકારના વ્યવસાયને સ્વીકાર્યા પછી જેવી રીતે પ્રત્યેક પરિશ્રમોપજીવી જાતિમાં થતું આવ્યું છે, તે પ્રમાણે એ જાતિમાંથી પણ સ્ત્રીઓને ઓઝલ પડદામાં રાખવાની રૂઢિનો લોપ થયેલો હોવો જોઇએ. પરંતુ સ્ત્રીઓને અપાયલી એ અત્યંત નિરંકુશ સ્વતંત્રતાના યોગે કેટલાક પ્રમાણમાં અનિષ્ટ પરિણામ પણ થયું છે, કે જેનો અટકાવ કરવાની અતિશય આવશ્યક્તા છે.

મેરની ઉપર જે જાતિઓ જણાવવામાં આવી છે, તેમનામાંની રાજશાખા જાતિ રાણા સાહેબને રાજ્યાભિષેક વેળાયે તિલક કરવાનો અધિકાર ધરાવતી હોવાથી અન્ય ત્રણ જાતિઓ કરતાં ઉચ્ચ છે, એવો કેટલાકોનો અભિપ્રાય છે, ત્યારે કેટલાકોની એવી માન્યતા છે કે, રાણાશ્રીના અંગરક્ષક તરીકે નીમાયાનું માન કેશવાળા જાતિ ભોગવતી હોવાથી તે જાતિજ સર્વશ્રેષ્ઠ છે. આવી રીતે અમુક જાતિઓની ઉત્તમતા કિંવા ઉચ્ચતા વિશે મતભેદ હોવા છતાં પણ સમસ્ત મેરજાતિમાં અત્યારે કેશવાળા જાતિની કાંઇક વિશેષ મહત્તા હોય એમ જણાય છે અને સમસ્ત મેરજાતિમાં કેટલીક રીતે એ જાતિ અગ્રસ્થાન ભોગવે છે. આવી રીતે એ ચાર જાતિઓમાં પદવીની ઉત્તમતાનો ભેદ હોવા છતાં તે ભેદથી તેમના પરપરપર સામાન્ય વ્યવહારમાં કોઇ પણ પ્રકારની બાધા આવતી નથી; કારણ કે, તેમનો પરસ્પર રોટીવ્યવહાર અને બેટીવ્યવહાર અખંડ ચાલ્યા કરે છે અને ઉચ્ચ જાતિના મેર બીજી જાતિમાં પોતાની પુત્રી આપે, તો તેથી કાંઇ તેમની ઉચ્ચતામાં વાંધો આવતો નથી. અર્થાત્ તેમની ઉચ્ચતા વિષયક ભાવના સમાજમાં કુસંપ ઉપજાવનારી કિંવા વિઘાતક થાય તેવી નથી અને એમાટે અવશ્ય મેર લોકો ધન્યવાદને પાત્ર છે.

મેરોના ખાનપાનમાં જોકે માંસ અને મદિરાનો નિષેધ કરાયલો નથી; છતાં એ વસ્તુઓનો ઉપયોગ તેઓ કદાચિત્ અને અલ્પ પ્રમાણમાંજ કરે



મેર જાતિનો એક તરુણ પુરુષ.

છે; સાધારણતઃ તેમના મુખ્ય ખાદ્ય પદાર્થો દહિ અને જારનો રોટલો જ છે; એટલે કે, અમુક પ્રસંગે તેઓ અન્ય વસ્તુઓનો ઉપયોગ પણ કરે છે; પરંતુ હમેશાને માટે ખાવાની તેમની વસ્તુઓ એજ છે. મેર લોકો બહુજ કરકસરિયા હોવા છતાં અતિથિનો આદરસત્કાર કરવામાં બહુજ ઉદાર અને છૂટા હાથના હોય છે, એ અનુભવસિદ્ધ વાર્તા છે. મેરજાતિની ભાષા જો કે કાઠિયાવાડમાં બોલાતી ગુજરાતી ભાષાજ છે; પરંતુ એ ભાષા તેઓ એટલી બધી અશુદ્ધ અને વિલક્ષણ પ્રકારની બોલે છે કે, જો કોઇ શહેરમાં રહેનાર તેમના અમુક આશયના વાક્યનું શ્રવણ કરે, તો તેનો બીજો જ આશય તેના સમજવામાં આવે અને તેમ થતાં વિવાહનો વર્ષો અથવા વર્ષોના વિવાહ પણ થઇ જાય! શ્રીમાન્ આશારામ દલીચંદ શાહ પોતાના " ગુજરાતી કહેવત સંગ્રહ તથા પ્રાચીન દોહરાઓ, સાખીઓ ઇત્યાદિ " નામક ગ્રંથની પ્રસ્તાવનામાં એક સ્થળે લખે છે કે:–

" બાર કોશે ભાષા બદલે " તે કેટલે દરજ્જે સત્ય છે, તેની આપણે તપાસ કરીશું. કાઠિયાવાડ ઇલાકામાં ગોહિલવાડ, હાલાર, ઝાલાવાડ અને સોરઠ એવા પ્રાંતો આવેલા છે. હાલાર પ્રાંતમાંથી ' ળ ' અક્ષરને હાંકી મૂકવામાં આવ્યો છે. ' ળ ' ને બદલે એ લોકો ' ર ' અક્ષર વાપરે છે, જેમકે, વારી, ગારી, કારૂં, પીરૂં, ગાર, કરસીયો વિગેરે. પછી એ પ્રાંતમાં જામનગરમાં ' શ ' ને ઠેકાણે ' સ ' વપરાય છે. જેમકે ' શું ' ને ઠેકાણે ' સું ' ' જઇશું ' ને બદલે ' જઇસું ' " આવીશું " ને ઠેકાણે ' આવીસું ' ગુજરાતમાં ' કહાડી ' ' કહાડવું ' કહેવાય છે ને એ પ્રાંતમાં ' કઢી ' " કાઢવું " ઇત્યાદિ વપરાય છે. "

શ્રીમાન્ શાહના આ કથન પ્રમાણે પોરબંદર રાજ્યની સમસ્ત પ્રજાની ભાષા સાધારણતઃ એવાજ પ્રકારની છે; એટલે કે, ઘણીકવાર ત્યાંના લોકો " મારે ફલાણા ભાઇને ત્યાં મળવા જવું છે ! " એના બદલામાં " મારે ફલાણા ભાઇને ત્યાં મરવા જવું છે ! " એમ જ બોલ્યા કરે છે ! અર્થાત્ પોતાની ભાષામાં ' ળ ' નો દુષ્કાળ હોવાથી મળવા અને મરવાનો ભેદ તેમની બુદ્ધિને જણાતો જ નથી. પરંતુ એ વિકૃતિ મેરજા-

તિની ભાષામાં તો એટલી પરમ સીમાએ પહોંચી ગઈ છે કે, હિંદુઓને ઇશ્વર બચાવે અને મુસલ્માનોને પરવરદિગાર બચાવે ! તેમની એ વિકૃત ભાષાનાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે, પરંતુ વિસ્તારના ભયથી એકજ ઉદાહરણ અહીં આપવાનું ઉચિત ધાર્યું છે અને તે નીચે પ્રમાણેઃ—

એકવાર બનાવ એવો બન્યો કે, એકવાર એક ગામના પાદરમાં અન્ય જાતિની એક વિધવા સ્ત્રી આવતી એક મેરાણીના જોવામાં આવી. તે વિધવા બીજા કોઇ ગામથી આવતી હતી અને હજી તેને આગળનો પ્રવાસ કરવાનો હતો, પણ માર્ગથી અજાણી હોવાથી તે રસ્તો પૂછવામાટે કોઇ માણસને જોતી જરા ઉભી રહી. એટલામાં પેલી મેરાણી તેની પાસે આવી એટલે તેણે તેને પૂછ્યું કેઃ "બાઇ, ફલાણા ગામનો રસ્તો કયો છે વારૂ ?" એ વેળાયે સૂર્યનો અસ્ત થઇ ગયો હતો, રાત અંધારી હતી અને જે ગામમાં તે જવાની હતી તે ગામ દોઢ ગાઉના અંતરપર આવેલું હોવાથી મેરાણીના મનમાં એમ આવ્યું કે, 'આ બિચારીને માર્ગમાંજ રાત પડી જશે અને એકલી હોવાથી નિર્જન માર્ગમાં બી મરશે;' આવી ધારણાથી તેણે સામો સવાલ કર્યો કેઃ "અટાણે કને ગેતી જે મોડી મોડી આવી સો ?" અર્થાત્ મેરાણીના પૂછવાનો આશય એવો હતો કેઃ "આ વેળાયે તું કયાં ગઇ'તી કે જે મોડી મોડી આવી છે ?" પણ તે ઉચ્ચ જાતિની અબળાએ એનો બીજોજ અર્થ જાણ્યો. તે તો એમ સમજી કેઃ "આ વેળાયે તું કોને એટલે કે, કયા યારની પાસે ગઇ'તી કે જ્યાંથી આવતાં આટલું મોડું થઈ ગયું ?" આ કારણથી વિધવાએ તેને બે ચાર ગાળો ભાંડી દીધી અને તે અસહ્ય થવાથી મેરાણી પણ ઉછળી એટલે દેખાવ જોવા જેવો થઇ પડયો. એવામાં તે ગામમાંનો એક લુહાણો વ્યાપારી ત્યાં આવી લાગ્યો અને તેણે મેર લોકોની ભાષાજ એવી હોય છે એમ તે વિધવાને સમજાવ્યું અને મેરાણીને પણ શાંત પાડી ત્યારેજ એ ઝગડાનો અંત આવ્યો. આવા બનાવો તો ત્યાં ઘણીક વાર બની જાય છે અને જોવા જેવા ગોટાળા થયા કરે છે. આ સર્વ અક્ષર-શૂન્યતાનું જ પરિણામ છે; અર્થાત્ મેરજાતિના પુરુષોમાં પણ જ્યાં અદ્યાપિ વિદ્યાદેવીનો સંચાર થઇ શક્યો નથી; ત્યાં બિચારી અબળાઓની ભાષાની



મેર જાતિનું દેવાનું મંદિર આખાડું

આવી અવસ્થા હોય, એમાં શું આશ્ચર્ય હોઇ શકે વારૂ ? અસ્તુ.

અત્યાર સુધી આપણે મેર જાતિના આનુવંશિક અને સ્વાભાવિક સદ્ગુણોનું જ બહુધા અવલોકન કર્યું છે, પરંતુ એથી એમ ધારી લેવાનું નથી કે, એ જાતિમાં દુર્ગુણોનો સર્વથા અભાવ જ છે. વિશ્વ દ્વંદ્વાત્મક હોવાથી મેર જાતિમાં પણ સદ્ગુણ અને દુર્ગુણ નામક દ્વંદ્વભાવનો સમાવેશ હોવો જોઇએ; કારણ કે, એ જાતિ કાંઇ વિશ્વના નિયમના અપવાદરૂપ નથી. અર્થાત્ મેર જાતિમાં જે સ્વાભાવિક દુર્ગુણ જોવામાં આવે છે તે એ છે કે, કેટલીકવાર અમુક પ્રકારના લોભ કિંવા ઉન્માદને વશ થઇને તેઓ પોતાની શૂરતા તથા વીરતાનો ચોરી, લૂટફાટ અને ખૂન જેવાં પાપમય તથા ભયંકર કૃત્યોમાં વ્યય કરી નાખવાને તૈયાર થઇ જાય છે અને તેઓ જ્યારે પોતાના એવા ભયંકર સ્વરૂપને વ્યક્ત કરે છે તે વેળાયે તેમનું અસ્તિત્વ દેશને તથા રાજાને અત્યંત હાનિકારક તથા વિઘાતક થઇ પડે છે. કળાબાઇએ તેમની રાજભક્તિના બદલામાં અઢાર ગામ પસાયતાં કરી આપવા છતાં પણ તેમની ક્ષુધા જાણે શાંત નજ થઇ હોયની, તે પ્રમાણે યુદ્ધના કાળ પછી આવેલા શાન્તિના કાળમાં તેમણે ચોરી અને લૂટનો વ્યવસાય કરવા માંડ્યો હતો અને પોરબંદરથી દ્વારિકા જતાં તથા દ્વારિકાથી પોરબંદર આવતાં યાત્રાળુઓના સંઘોને, ઓખામંડળના વાઘેરો સાથે મળીને, લૂટવાનો અને મનુષ્યહત્યાનો ધંધો તેઓ ધમધોકાર ચલાવવા લાગ્યા હતા. ઓખામંડળના વાઘેરોએ જે વેળાએ ઇ. સ. ૧૮૫૮થી૧૮૮૮ સુધી ઓખામંડળમાં બળવાની ધમાચકડી મચાવી હતી, તે ધમાચકડીમાં તેમની સાથે એ મેરજાતિના લોકો પણ સારી સંખ્યામાં સામેલ હતા; એટલુંજ નહિ, પણ ઓખામંડળના વાઘેરો બ્રિટિશ સરકારના આઘાતથી સત્ત્વહીન અને શાંત થઇ ગયા પછી પણ પોરબંદર રાજ્યમાં મેરજાતિનો યાત્રાળુ તથા પ્રવાસીઓને લૂટી લેવાનો ત્રાસ તો જેવોને તેવો ચાલતોજ રહ્યો હતો. લૂટફાટ ઉપરાંત કેટલીકવાર મેર લોકો રાજ્યવિરુદ્ધ બહારવટું પણ ખેડતા હતા. પોરબંદરના છેલ્લા સ્વર્ગવાસી મહારાણા શ્રી ભાવસિંહજીના પિતામહ મહારાણા શ્રી વિક્રમાતજીના સમયમાં રાતડી નામના ગામમાં રહેનાર અને રાતડીના

ગરાસદાર દુરભમ તથા માલદેવ નામના બે મેરોએ લૂટફાટ કરીને તથા બહારવટું ખેડીને દશ વર્ષ પર્યન્ત પોરબંદર રાજ્યને ત્રાસ આપ્યો હતો. તેમણે બરડા ડુંગરમાંની આલક નામની ટેકરીપર પોતાનું રહેઠાણ કર્યું હતું અને તેઓ મકરાણી તથા મેરોની બનેલી ૬૦થી ૭૦ માણસની લૂટારા ટોળીને પોતાની સાથે રાખતા હતા. એ લૂટારા સમૂહે પોતાની જાહોજલાલીના કાળમાં પોરબંદર રાજ્યમાંના પાતા તથા ઓખીરા આદિ ઘણાં ગામો લૂટયાં હતાં અને અનેક યાત્રાળુઓને લૂટીને મારી નાખ્યાં હતાં. તેઓ ઘણેભાગે કાઠિયાવાડના મધ્ય ભાગમાં લૂટ ચલાવીને પલાયન કરી જતા હતા અને પોતાના રહેઠાણમાં ચાલ્યા જતા હતા. દશ વર્ષ સુધી એ ચાલાક મેર લૂટારા સરદારો પકડાયા નહોતા, પણ છેવટે કોઇએ દગો કરવાથી તેઓ અપરાધી તરીકે પોરબંદરના રાણા વિક્રમાતજીના બન્દિવાન્ થયા હતા. તેમના અનેક ભયંકર અપરાધો હોવા છતાં પણ તેમની વીરતાનો વિચાર કરી તેમને મારી ન નાખતાં રાણા સાહેબે 'ભાખસી' ( અંધારી કોટડી )માં કેદ કરાવ્યા હતા અને રાણા સાહેબનો તેમને જન્મકેદમાં રાખવાનોજ મનોભાવ હતો. પરંતુ રાણાશ્રી વિક્રમાતજી એટલામાં કાશીની યાત્રાએ જતાં તેમની ગેરહાજરીમાં તે સમયના દીવાન ચકલ ગાંધી તથા કુબા ગાંધીએ તેમની પાસેથી આગળના કોઇ વૈરનો બદલો લેવામાટે તેમને તોપના ગોળાથી ઉડાવીને મારી નાખવાનો હુકમ આપી દીધો. તે હુકમ પ્રમાણે જ્યારે તેમને તોપની સામા પીઠ વાળીને ઉભા રહેવાનું કહેવામાં આવ્યું, ત્યારે તેમણે કહ્યું કે: "વીરપુરુષ તોપના ગોળાને પીઠપર ઝીલીને નહિ, પણ છાતીપર ઝીલીનેજ પ્રાણ અર્પનારા હોય છે; માટે તમારી તોપના ગોળાને અમારી છાતીપર ચલાવો !" અર્થાત્ તોપને છાતી સાથે ચાંપીનેજ તેમણે પ્રસન્નતાથી પોતાના પ્રાણ અર્પ્યા હતા ! તેમના મરણ પછી તેમના ખાંભા ( પત્થરનાં પાળિયાં ) કરીને તેમના ગામમાં રાખવામાં આવ્યા છે કે જે ખાંભાને 'શૂરા'ના નામથી ઓળખવામાં આવે છે. મેર લોકો એ ખાંભાની પુજા કરે છે અને માનતાઓ પણ માને છે. એ શૂરનરોના વંશજોને પછીથી રાજ્યના પોલિસખાતામાં દાખલ કર-

વામાં આવ્યા હતા અને તેમણે તે ખાતામાં વફાદારીથી નોકરી બજાવી સારી નામના મેળવી હતી, એમ કહેવામાં આવે છે. એ ભયંકર લૂટારાઓનો અંત આવ્યા પછી પણ બીજા મેર લૂટારાઓનો અંત આવ્યો નહોતો અને તેથી તેમનો ત્રાસ તો ચાલૂજ હતો. જ્યારે આજથી લગભગ ત્રીસેક વર્ષ પૂર્વે લેલી સાહેબે ઍડમિનિસ્ટ્રેટર તરીકે પોરબંદર રાજ્યનાં સૂત્રોને પોતાના હાથમાં લીધાં અને એ મેર લૂટારાઓને દાબી દેવાનો બળવાન્ પ્રયત્ન કર્યો ત્યારેજ તેમનો ત્રાસ ઓછો થયો અને ત્યાર પછી તેઓ જો કે વધારે માથું ઉંચકી શકયા નથી, તોપણ કોઇકવાર કોઇ એકાદ મેર ભૂલચૂકે પોતાના મૂળ સ્વભાવપર જઇને કાંઇક સાહસ કરી બેસે છે. હમણાં બે વર્ષની વાતપર જામનગર રાજ્યમાં બહારવટિયાની જે ટોળીએ ભયંકર ત્રાસ વર્ત્તાવ્યો હતો અને પાછળથી જે ટોળી પકડાઇ હતી, તેમાં પોરબંદર રાજ્યના સોઢાણા નામક મેર પસાયતા ગામનો એક તરુણ મેર પણ હતો. પરંતુ એવા કોઇ એકાદ અપવાદને બાદ કરીએ, તો હવે મેર જાતિ કોઇને પણ ત્રાસદાયક થતી નથી અને પોતાના કૃષિકર્મ આદિ વ્યવસાયમાં નિમગ્ન રહીને શાંતિથી પોતાનું જીવન વીતાડયા કરે છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. જેવી રીતે મેર જાતિને પોરબંદરના રાજ્યકર્ત્તાઓએ રાજતિલક કરવાનું અને અંગરક્ષકનું માન આપેલું છે, તેજ પ્રમાણે રાજધાનીમાં વિજયા દશમીને દિવસે જ્યારે રાણાસાહેબની સવારી નીકળે છે, તે વેળાયે સવારીમાં સર્વથી અગ્રભાગે ડંકા નિશાન વગેરે રાખવાનું માન અદ્યાપિ મેર લોકોજ ભોગવે છે.

ધર્મના વિષયમાં મેર લોકો દેવીભક્ત છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી અને એ કારણથી મેરોના પ્રત્યેક ગ્રામમાં દેવી ચામુંડાનું એક મંદિર તો અવશ્ય હોય છેજ; કારણ કે, તેઓ પોતાની કુળદેવી તરીકે ચામુંડાદેવીને માન આપે છે તેમજ રામચંદ્રજીને પણ માને છે. તેઓ એક બીજાને મળે છે, ત્યારે 'રામ રામ' કહીનેજ મળે છે અને છૂટા પડતી વેળાયે પણ 'રામ રામ'જ કરે છે. આચારનો સંબંધ વિદ્યા અને જ્ઞાન સાથે રહેલો હોવાથી વિદ્યા અને જ્ઞાનમાં પાછળ પડેલી એ મેર-

જાતિ જો આચારની શુદ્ધતામાં પણ પાછળ પડી ગયેલી હોય, તો તે સ્વાભાવિકજ છે અને તેથી તેમની એ આચારહીનતા પ્રહારને પાત્ર નથી. મેરોનાં ગામોમાં દેવમંદિરો કેવા પ્રકારનાં હોય છે, તેની આ સાથે આપેલા જૂના ઓખીરામાંનાં ચામુંડાદેવીના મંદિરના ચિત્રને જોવાથી કાંઇક કલ્પના કરી શકાય તેમ છે. અત્યારે નવું ઓખીરૂં તો જો કે પોરબંદરની ઉત્તરે આવેલી દરિયાની ખાડીના કિનારાપરજ વસેલું છે; પણ એ જૂનું ઓખીરૂં જ્યાં હતું, તે સ્થાન નવા ઓખીરાથી લગભગ સવાથી દોઢ ગાઉ દૂર છે અને તે ગામ જો કે અત્યારે ઉજ્જડ થઇ ગયું છે, છતાં તેની પૂર્વસ્મૃતિ તરીકે ત્યાંનું એ વિશાળ અને પ્રેક્ષણીય ચામુંડામંદિર અદ્યાપિ ઉત્તમ સ્થિતિમાં અવિચળ છે. એ મંદિર આજથી ૭૦૦ વર્ષ પૂર્વે બાંધવામાં આવ્યું હતું, એમ કહેવાય છે અને ત્યાર પછી એમાં સમારકામ ન થયેલું હોવા છતાં પણ અદ્યાપિ એ મંદિર બહુજ ઉત્તમ સ્થિતિમાં છે. એમાં ચામુંડા દેવીની મૂર્તિને સ્થાપવામાં આવી છે અને તેની પૂજામાટે ત્યાં એક બાવાને હમેશ રાખવામાં આવે છે. પ્રતિવર્ષ ફાલ્ગુન માસમાં હોળીના પડવાના દિવસે એ સ્થળે એક સારો જેવો મેળો ભરાય છે અને તે પ્રસંગે ત્યાં આસપાસનાં પાંચ પંદર ગામોનાં મેરજાતિનાં સ્ત્રી, પુરુષ તથા બાળકો સારી સંખ્યામાં એકત્ર થાય છે.

મેરજાતિ સ્વાભાવિકજ બુદ્ધિમતી હોવાથી જો તેને કેળવવામાં આવે, તો તે કોઇ પણ વ્યવસાય, ઉદ્યોગ કિંવા કલાકૌશલ્યના વિષયમાં નિપુણતા પ્રાપ્ત કરી શકે તેમ છે. આજકાલ એ જાતિમાં વિદ્યાકલાનો કિંચિત્ પ્રવેશ થવા માંડ્યો છે અને તેના પરિણામે રા. માલદેવ રાણા નામના મેરજાતિના એક યુવક ચિત્રકળામાં નિપુણ થઇને પોરબંદરની હાઇસ્કૂલમાં ડ્રોઇંગ ટીચર—ચિત્રકળાના શિક્ષક—ની પદવી મેળવવા સમર્થ થયા છે અને એ નોકરી ઉપરાંત તેઓ પોરબંદરમાં એક ફોટોગ્રાફર તરીકેનો ધંધો પણ ચલાવે છે. પ્રસ્તુત લેખ સાથે આપવામાં આવેલા મેરજાતિનાં પુરુષ અને સ્ત્રીઓનાં તેમનાં મૂળ પોશાકમાંનાં ચિત્રો તેમની પાસેથીજ પ્રાપ્ત થયેલાં છે અને તેમાટે તેમનો ઉપકાર માનવામાં આવે છે. જો મેરજાતિના બાળકોને

બાલ્યાવસ્થાથીજ કેળવવામાં આવે, તો તેઓ પણ શું આવી રીતે કોઇ વ્યવસાયમાં આગળ ન વધી શકે? અસ્તુઃ પોરબંદર રાજ્યના પોલિસખાતામાં એ લોકો સારી સંખ્યામાં નોકરીમાં જોડાયલા છે અને કેટલાક મેરો બીજાં ખાતાંમાં કારકૂન વગેરેની જગ્યાએ પણ જોવામાં આવે છે; પરંતુ તેમની એ દિશામાંની ઉન્નતિનું આ હજી એક મંદ મંગળાચરણ હોવાથી આપણે આશા રાખીશું કે, એ બુદ્ધિશાલિની અને ચંચલ મેરજાતિની દિવસાનુદિવસ ઉન્નતિ થાય અને તેમની યોગ્યતાનો પોરબંદર રાજ્યને દેશ, કાળ અને પરિસ્થિતિ અનુસાર નવીન પ્રકારનો લાભ મળવાનો પ્રસંગ સત્વર પ્રાપ્ત થાય!



# લાખો ફૂલાણી*

## તેના મરણ વિશે મતભેદ

ચંદ્રવંશીય યાદવ ક્ષત્રિયોની એક શાખા જાડેજા અથવા તો જાડેચા નામથી પ્રસિદ્ધ છે. એ શાખાના જામ (રાજા) મોડે ઇસ્વીસનના નવમા (૯) શતકમાં સિન્ધુ દેશમાંથી આવી પોતાના મામા અને કચ્છના રાજા વાઘમ ચાવડાને મારીને કચ્છ દેશને પોતાના અધિકારમાં કરી લીધો હતો. તેનો પૌત્ર ફૂલ થયો અને તેનો પુત્ર લાખો ફૂલાણી.× લાખો ફૂલાણી એક ઘણોજ § સમૃદ્ધિવાન્ અને ઉદાર રાજા હતો. રાજપૂતાના અને ગુજરાત આદિ દેશોમાં આજ દિવસ સુધી પણ તેની સારી ખ્યાતિ ચાલી આવે છે; એટલુંજ નહિ, પણ ધનાઢયતા અને ઉદારતાના વિષયમાં તો તેનું નામ એક કહેવત તરીકે ગવાઇ રહ્યું છે.

આપણા આર્યાવર્ત્તમાં પ્રાચીન કાળમાં ઇતિહાસ લખવાની રૂઢિ ઘણીજ

---

* આ લેખ પ્રથમ ઇ. સ. ૧૯૦૪ માં "મુસાફર" માસિક પત્રના સપ્ટેંબર માસના (બીજા) અંકમાં પ્રકટ કરવામાં આવ્યો હતો.

× સિંધ અને કચ્છ દેશમાં પિતા અથવા તો પિતામહના નામ સાથે 'આણી' પ્રત્યય જોડીને તેના વંશજ તરીકે પોતાને ઓળખાવવાની રીતિ આજે પણ ચાલૂ છે. ફૂલનો પુત્ર ફૂલાણી અને જાડાનો પુત્ર તે જાડાણી, ઇત્યાદિ.

§ માયા માણી બગડાવતાં (કે) લાખે ફૂલાણી;
રહતી હસતી માણુગ્યો હરગોવિન્નાટાણી. ૧
લાખા પુત્ર સમુદ્રકા, ફૂલ ઘરે અવતાર;
પારેવાં મોતી ચુગે, લાખારે દરબાર. ૨
પલ્લાણી હીરે જડી, સૂરત પંચાણી;
પચ્છમ હિન્દૂ પાતશા, લાખો ફૂલાણી. ૩

થોડી હોવાથી કેટલાક પ્રાચીન આર્ય રાજવંશીય મહાનુભાવ મહીપતિઓના સમયનો બરાબર પત્તો મળી નથી શકતો અને તેથી તેમના ઇતિહાસમાટે ભાટ લોકોની ગમે તેવી દંતકથાઓપરજ આપણને કેટલીક વાર આધાર રાખી બેસી રહેવું પડે છે. લાખા ફૂલાણીના કાળ-સમય-માટે પણ આપણને એજ રીતિનો સ્વીકાર કરવો પડે છે.

કર્નલ ટૉડ[1] લખે છે કે: "કનોજ ( કાન્યકુબ્જ ) ના રાઠોડ રાજા જયચંદના પૌત્ર સિયાજીના હાથે લાખો ફૂલાણી માર્યો ગયો હતો." અને રાજપૂતાનામાં પણ એજ આખ્યાયિકા પ્રસિદ્ધ છે. રામનાથજી રત્નૂ પોતાના "इतिहास राजस्थान" માં[2] દર્શાવે છે કે: "કનોજના રાઠોડ રાજા જયચંદના પૌત્ર સેતરામનો પુત્ર સિયાજી દ્વારિકામાં યાત્રામાટે ગયો હતો, અને ત્યાંથી વળતી વેળાએ અણહિલપુર પાટણના સોળંકી રાજા મૂળરાજે તેને સત્કારપૂર્વક કેટલાક દિવસ પોતાને ત્યાં અતિથિ તરીકે રાખ્યો હતો અને પરિણામે પોતાની પુત્રીનો રાજા સિયાજી સાથે લગ્નસંબંધ કરી આપ્યો હતો. એ ઉપકારના બદલામાં સિયાજીએ સોળંકીઓના શત્રુ કિલ્લેકોટના જાડેચા ( જાડેજા ) રાજા લાખા ફૂલાણીને મારીને મૂળરાજને ચિન્તાથી મુક્ત કર્યો."

એ બન્ને ગ્રંથકારોના લખ્યા પ્રમાણે વિક્રમ સંવત્ ૧૩૦૦ ના લગભગમાં લાખા ફૂલાણીનું મરણ થયેલું હોય એવું અનુમાન થઇ શકે છે; કારણ કે, વિક્રમ સંવત્ ૧૨૫૦ ( ઇ. સ. ૧૧૯૭ ) માં કનોજનો છેલ્લો રાઠોડ રાજા જયચંદ સાહબુદ્દીન ગોરી સાથે લડતાં યુદ્ધમાં માર્યો ગયો હતો અને તેનો પૌત્ર ( કર્નલ ટૉડના લેખ પ્રમાણે ) અથવા તો પ્રપૌત્ર ( "ઇતિહાસ રાજસ્થાન" માંના મત પ્રમાણે ) તે રાજા સિયાજી[3] હતો.

---

૧ "ટૉડ્ રાજસ્થાન" ( અંગ્રેજી ) બીજો ભાગ પૃષ્ટ ૧૪ ( કલકત્તાની આવૃત્તિ ).

૨ "इतिहास राजस्थान" ( हिंदी ) पृष्ठ १३८

૩ સિયાજીનો જયચંદ સાથે શો સંબંધ હતો, એનો આજ સુધી જોઇએ તેવો નિર્ણય થયો નથી. કર્નલ ટૉડ્ એક સ્થળે સિયાજીને જયચં-

હવે જ્યારે ઐતિહાસિક પ્રાચીન પુસ્તકોનું આપણે અવલોકન કરીએ છીએ, તો ત્યાં આપણને એવાં પ્રમાણો મળી આવે છે કે, તેથી આપણો એવોજ નિશ્ચય થાય છે કે, ઉપર્યુક્ત બન્ને ગ્રંથકારોએ આ વિષયમાં જે કાંઇ પણ લખેલું છે તે કેવળ રાજપૂતાનાના ભાટોની કલ્પિત કથાઓ પરજ વિશ્વાસ કે આધાર રાખીને જ લખેલું હોવાથી તેમાં કાંઇ પણ સત્યાંશ નથી. લાખો ફૂલાણી સિયાજીના જન્મથી ૨૦૦ વર્ષથી પણ વધારે પહેલાં એટલે કે વિક્રમ સંવત્ ૧૦૩૬ ( ઇસ્વી સન ૯૮૦ ) ની લગભગમાં અણહિલવાડના સોળંકી રાજપૂત રાજા મૂળરાજના હાથે રણસંગ્રામમાં માર્યો

---

દના પુત્ર ( ટૉ. રા. પહેલો ભાગ પૃષ્ટ ૯૫ ) અને બીજે સ્થળે પૌત્ર તરીકે બતાવે છે; અને ખ્યાતોનાં પુસ્તકોમાં જયચંદનો પુત્ર વરદાયીસેન, તેનો સેતરામ અને સેતરામનો સુત સિયાજી એવો અનુક્રમ આપેલો છે. પરંતુ એ પુસ્તકો ભાટોની દંતકથાઓના આધારે લખાયલાં હોવાથી વધારે વિશ્વાસપાત્ર નથી. એ પુસ્તકોમાં ઉક્ત રાજાઓના રાજ્યાભિષેક સમયના જે સંવત્સરો આપેલા છે તે બિલ્કુલ બનાવટી છે. ( જયચંદ વિ. સં. ૧૧૫૬, વરદાયીસેન વિ. સં. ૧૧૬૫, સેતરામ વિ. સં. ૧૧૮૩ અને સિયાજી વિ. સં. ૧૨૦૫ ). આનાથી તો ઉક્ત નામોની સત્યતામાટે પણ શંકા ઉત્પન્ન થાય છે. બીજું કારણ એ પણ છે કે જયચંદનાં દાનપત્રોથી તેનો પુત્ર હરિશ્ચંદ્ર હતો એમ જાણવામાં આવે છે. હરિશ્ચંદ્રનો જન્મ વિ. સં. ૧૩૩૨ના ભાદ્રપદ કૃષ્ણપક્ષ ૧૨ને રવિવારે થયો હતો અને તેનું નામકરણ ભાદ્રપદ શુક્લ પક્ષ ત્રયોદશી અને રવિવારે કાશીક્ષેત્રમાં થયું હતું. પરંતુ કર્નલ ટૉડ્ના ઇતિહાસમાં અને ખ્યાતોમાં હરિશ્ચંદ્રનું નામ માત્ર પણ જોવામાં આવતું નથી. કર્નલ ટૉડ્ને વરદાયીસેનનું નામ મળેલું હોવા છતાં તેને તેમણે રાજાઓની નામાવલીમાં દાખલ નથી કર્યું; કિન્તુ ' વરદાયીસેન ' શબ્દને રાજા જયચંદની એક પદવી માનીને તેનો અર્થ તેમણે ' સેનાનો ભાટ ' એવો કરેલો છે. ' ચન્દ વરદાયી ' કવિને 'ચન્દ ભાટ' પણ કહેવામાં આવે છે, એ ઉપરથી વખતે ટૉડ્ ' વરદાયી ' શબ્દને ' ભાટ ' નો પર્યાય શબ્દ જાણીને એવો અર્થ કર્યો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી.

ગયો હતો; એ વિશે જે પ્રમાણો મળી આવેલાં છે તે વાંચકોના વિનોદમાટે યથાસ્થિત નીચે આપવામાં આવે છે:—

( ક ) "[૪] **द्वयाशयकाव्य**" થી જાણવામાં આવે છે કે, "ગુજરાતના ચૌલુક્ય (સોળંકી) રાજા મૂળરાજે સૌરાષ્ટ્ર ( સોરઠ ) ના રાજા ગ્રહરિપુપર ચઢાઇ કરી હતી અને તે સમયે કચ્છનો મહાપ્રતાપી રાજા ફુલ્લ-ફૂલનો પુત્ર લક્ષ ( લાખો ) પોતાના મિત્ર ગ્રહરિપુની સહાયતામાટે ત્યાં લડવાને આવ્યો હતો અને રણક્ષેત્રમાં મૂળરાજના કુન્ત ( ભાલા ) થી તેનો દેહાંત થયો હતો."[૫]

( ખ ) "[૬] **कीर्तिकौमुदी**" માં લખેલું છે કે, મૂળરાજે શત્રુના અંગમાં પૂરો પ્રવેશ કરવાવાળા પોતાના બાણ મોટી ઇચ્છાવાળા મહીપતિ

---

૪ પ્રસિદ્ધ જૈન સૂરિ હેમચંદ્રે ગુજરાતના સોળંકી રાજા કુમારપાળના સમય–વિ. સં. ૧૨૧૭ (ઇ. સ. ૧૧૬૦ )–માં અથવા તેની લગભગમાં '**द्वयाशयकाव्य**' નામક 'ભટ્ટીકાવ્ય'ની શૈલીનું પુસ્તક રચ્યું હતું; તેમાં એજ સૂરિ હેમચંદ્રના રચેલા "सिद्धहैम" નામક સંસ્કૃત વ્યાકરણનાં સૂત્રોનાં અનુક્રમે ઉદાહરણો અને ગુજરાતના સોળંકી રાજા મૂળરાજથી તે કુમારપાળના સમય સુધીનો ઇતિહાસ, એ ઉભય આશય હોવાથી એ પુસ્તકનું નામ "द्वयाशयकाव्य" રાખવામાં આવ્યું છે અને તે યોગ્ય છે.

૫ "द्वयाशयकाव्य" ના બીજાથી પાંચમા સર્ગ સૂધી મૂળરાજની એ ચઢાઇનું અને પાંચમા સર્ગમાં લાખાના મરણનું વર્ણન વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું છે. ઉપર અમે તો તેનો સારાંશ માત્રજ આપેલો છે. "कुन्तेन सर्वसारेणावधील्लक्षं चुलुक्यराट्" द्वयाशय સર્ગ ૫, શ્લોક ૧૨૮.

૬ ગુજરાતના સોળંકી રાજાઓના પુરોહિત મહાકવિ સોમેશ્વરે વિક્રમ સંવત્ ૧૨૭૭ (ઇ. સ. ૧૨૨૦ ) અને વિ. સં. ૧૨૯૨ (ઇ. સ. ૧૨૩૫ )ના મધ્યમાં "कीर्तिकौमुदी" નામક એક ઐતિહાસિક કાવ્યની રચના કરી હતી. એ કાવ્યમાં ગુજરાતના સોળંકી ( ચૌલુક્ય ) વંશના રાજાઓનો ઇતિહાસ આપેલો છે.

લક્ષ (લાખા) પર તાક્યા.[7]

(ગ) "૮ **प्रबन्धचिन्तामणि**" નો કર્તા એમ લખે છે કે, પોતાના પ્રતાપરૂપી અગ્નિમાં લક્ષ (લાખા) ને હોમવાળા મૂળરાજે તે (લાખા)ની સ્ત્રીનાં નેત્રોમાંથી અશ્રુઓની વૃષ્ટિ વર્ષાવી અને કચ્છના ઉક્ત સ્વામીને પોતાના વિસ્તૃત જાળમાં ફસાવીને સંગ્રામરૂપી સમુદ્રમાં ડુબાવી દીધો. આ કાર્યથી મૂળરાજે પોતાના અતુલ ધૈર્યનું દર્શન કરાવ્યું.[9]

(ઘ) પ્રાચીન ગુજરાતી કવિતામાં લાખાના જન્મ અને મૃત્યુનો ઇતિહાસ-વૃત્તાન્ત[10]—આવી રીતે આપેલો છે: **શાલિવાહન** શક ૭૭૭ (વિ.

---

૭ "सपत्राकृतशत्रूणां संपराये स्वपत्रिणाम्।
महेच्छकच्छभूपालं लक्षं लक्षी चकार यः" ॥ की. कौ. सर्ग २ । ४.

૮ જૈન સૂરિ મેરુતુંગે **વિક્રમ** સંવત્ ૧૩૬૧ (ઇ. સ. ૧૩૦૫) માં "प्रबन्धचिन्तामणि" નામક ગ્રંથની રચના કરી હતી. એ ગ્રંથમાં અનેક ઐતિહાસિક કથા—ઘટના—ઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

૯ "स्वप्रतापानले येन लक्षहोमं वितन्वता।
सूत्रितस्तत्कलत्राणां बाष्पावग्रहनिग्रहः ॥ १ ॥
कच्छप लक्षं हत्वा सहसाधिक लम्बजालमायातम्।
संगर सागरमध्ये वरता दर्शिता येन ॥ २ ॥
મુંબઇ મુદ્રાંકિત "प्रबन्धचिन्तामणिः" पृष्ठ ४७

૧૦ દોહરો—શાકે સાત સત્તોતરે, (શુદ) સાતમ શ્રાવણ માસ;
સોનલ લાખો જનમિયો, સૂરજ જોત પ્રકાશ,
છપ્પય—શાકે નવ એકમેં, માસ કાર્તિક નિરંતર;
પિતા વૈર છલ ગ્રહે, સાહડ દાખે અતસધર (?).
પડે સમા સો પનર, પડે સોલંકી સો ખટ;
સો ઓગણીસ ચાવડાં, મુવા રાજ રક્ષણરટ;
પાતલે ગાવરા મંમલ ગધ, હાધમલ સેલ સિંહના આશરે (?);
આઠમે પક્ષ શુક ચાંદણે, મૂળરાજ હાથ લાખો મરે."
રાસમાળા (ગુજરાતી) પ્રથમ ભાગ પૃષ્ઠ ૮

સંવત્ ૯૧૨ અને ઈ. સ. ૮૫૬ ) શ્રાવણ માસની શુકલા સપ્તમીને દિવસે સોનલ રાણીના ગર્ભમાંથી લાખાનો જન્મ થયો અને શાલિવાહન શક ૯૦૧ ( વિ. સંવત્ ૧૦૩૬ અને ઈ. સ. ૯૮૦ ) કાર્તિક માસની શુકલા અષ્ટમીને શુક્રવારે પોતાના પિતાનું વૈર[11] લેવાવાળા મૂળરાજ સોળંકીના હાથથી તે સ્વર્ગવાસી થયો અર્થાત્ માર્યો ગયો. એ લડાઈમાં ૧૫૦૦ સમા (જાડેજા), ૬૦૦ સોળંકી અને ૧૯૦૦ ચાવડા રાજપૂતો રાઉપૂરજ્યની રક્ષા-રક્ષણમાટે લડતાં લડાઇમાં કામ આવ્યા."

( ૭. ) કચ્છી ભાષાની પ્રાચીન કવિતામાં એ પ્રમાણે લખેલું છે કે:-

---

ઉપરના દોહરામાં જે શાલિવાહનના શક ૭૭૭ ( વિ. સ. ૯૧૨ ) માં લાખાનો જન્મ થયો, એમ લખેલું છે તે સંશયયુક્ત છે; કારણ કે, એ ગણનાથી ૧૨૪ વર્ષના વયે તેનું મરણ સિદ્ધ થાય છે અને એટલી વૃદ્ધાવસ્થામાં લડતાં લડતાં સ્વર્ગવાસી થવાનાં ઉદાહરણો ઘણાંજ થોડાં મળી શકે છે; કિંબહુના નથી મળતાં એમ કહીએ તો પણ ચાલી શકે તેમ છે.

૧૧ મૂળરાજે લાખા ફૂલાણીને માર્યો તેનું કારણ ગુજરાતના ભાટ લોકો આ પ્રણાણે બતાવે છે:-એક સમયે મૂળરાજનો પિતા દ્વારિકાની યાત્રામાટે ગયો હતો અને ત્યાંથી પાછો ફરતાં તે લાખાના દરબારમાં ગયો. ત્યાં લાખાની બહેન રાંયાજી સાથે તેનો વિવાહસંબંધ થયો અને એ સંયોગથી રખાયચ નામક એક પુત્રીની ઉત્પત્તિ થઈ. ત્યારપછી કોઇ કારણથી વિવાદ થતાં સોળંકી રાજા લાખાના હાથે માર્યો ગયો અને તેનું-પોતાના પિતાનું-વૈર લેવામાટેજ મૂળરાજે કચ્છ દેશપર ચઢાઈ કરીને લાખાના પ્રાણ લીધા." પરંતુ તેમનું એ કથન પણ વિશ્વાસયોગ્ય નથી; કારણ કે, જો એમ થયું હોત તો તેનો સ્મરણસ્તંભ-મરણસમાધિ-તેના મરણ-સ્થાન કચ્છ દેશમાં થવો જોઇતો હતો, પરન્તુ તે તો સોરઠમાં આટકોટની પાસે બનેલો છે એટલે એ પ્રમાણથી પણ એજ સિદ્ધ થાય છે કે, તે ( લાખો ફૂલાણી ) સોરઠના રાજા ગ્રહરિપુની સહાયતામાટે ત્યાં આવેલો હતો અને તેથી યુદ્ધમાં ત્યાંજ પરલોકવાસી થયેલો હોવો જોઇએ. હેમચંદ્ર સૂરિનો આ લેખ સર્વથા સત્ય ભાસે છે.

"લાખા ફૂલાણીએ આવીને અભિમાન કર્યું; પરન્તુ તેને લડાઇમાં મૂળ-રાજની સાંગ વાગવાથી તે માર્યો ગયો."[૧૨]

એ ઇત્યાદિ પ્રમાણોથી શંકા વિના સ્પષ્ટ છે કે, **લાખો** ફૂલાણી રાઠોડ સિયાજીના હાથે નહિ, કિન્તુ ગુજરાતના રાજા **મૂળરાજ સોળંકીના** હાથેજ મરણશરણ થયેલો છે. કર્નલ ટૉડે તેમજ "**इतिहास–राजस्थान**" ના કર્ત્તાએ એના વિષયમાં જે લખ્યું છે તે સત્ય નથી તેમજ મૂળરાજ સોળંકીની પુત્રી સાથે સિયાજીના વિવાહસંબંધ વિશે પણ 'રાજસ્થાન'માં જે ઉલ્લેખ કરાયલો છે, તે પણ નિર્મૂલ છે; કારણ કે, સિયાજીના રાજ્યનો પ્રારંભ[૧૩] વિક્રમ સંવત્ ૧૩૦૦ (ઇ. સ. ૧૨૪૩) ના

૧૨ " અચી ફૂલાણી ફરેર્યો રારો મંઢાણું;
મૂલરાજ સાંગ ઉખતી, લાખો મારાણું."

૧૩ કર્નલ ટૉડે મૂળરાજનો રાજ્યાભિષેક ઇ.સ. ૯૩૧ ( વિ.સ. ૯૮૭ ) માં અને ફાર્બસ સાહેબે 'રાસમાળા' માં મૂળરાજના રાજ્યાભિષેકનો કાળ ઇ.સ. ૯૪૨ ( વિ. સં. ૯૯૮ ) નો નિશ્ચિત કરેલો છે. ત્યાર પછીના લેખકોએ ટૉડ સાહેબના નિશ્ચિત કરેલા કાળનો અસ્વીકાર કરી માત્ર ફાર્બસ સાહેબના નિશ્ચિત સમયનેજ માન્ય કરી તેનોજ ઉલ્લેખ કરેલો છે. ( ગુજરાત રાજસ્થાન પૃષ્ટ ૩૦ અને Indian Antiquery Vol. VI. P. 213 ). પરંતુ ફાર્બસ સાહેબે નિશ્ચિત કરેલો કાળ–સંવત–પણ સત્ય માની નથી શકાતો; કારણ કે, ફાર્બસ સાહેબે એમ પણ લખેલું છે કે, ઇ.સ. ૯૩૫ ( વિ.સ. ૯૯૧ ) માં ચાવડાવંશનો છેલ્લો રાજા **સામન્તસિંહ અણહિલવાડની ગાદીપર બેઠો હતો અને તેના સમયમાં સોળંકી વંશના રાજ, બીજ** અને દંડક નામે **ત્રણ બંધુઓ તેની સભામાં આવ્યા અને તેમનામાંના રાજની વીરતાથી પ્રસન્ન થઇને સામન્તસિંહે પોતાની ભગિની લીલાદેવીનો શરીરસંબંધ તેની સાથે સાંધી આપ્યો. તેજ લીલાદેવીના ગર્ભમાંથી મૂળરાજની ઉત્પત્તિ થઇ; મૂળરાજ પોતાના મામાના ગૃહમાંજ રહ્યો અને ઇ.સ. ૯૪૨ ( વિ.સ. ૯૯૦ ) માં તેણે પોતાના મામાને મારીને તેનું રાજ્ય છીનવી લીધું." અહીં વિચાર કરવા જેવો વિષય છે કે, સામન્ત-**

લગભગમાં થયો હતો. એ પ્રમાણોથી મૂળરાજના કાળમાં સિયાજીના અસ્તિત્વનીજ કલ્પના મૂળમાં અશક્ય અને અસંભવિત છે, તો પછી વિવાહનો તો પ્રસંગજ ક્યાંથી આવે? "मूलं नास्ति कुतः शाखा ?"



સિંહના મરણ સમયે ફાર્બસ સાહેબની ગણના પ્રમાણે મૂળરાજની અવસ્થા વધારેમાં વધારે પાંચ કે છ વર્ષનીજ થઇ શકે છે, એટલે એટલી સુકુમાર અને કિશોર અવસ્થામાં એક રાજાને મારીને તેનું રાજ્ય છીનવી લેવાનું કેમ બની શકે વારુ? આવાં કારણોથી શ્રી મેરુતુંગ સુરિએ પોતાના રચેલા "विचारश्रेणि" નામક ગ્રંથમાં મૂળરાજના રાજ્યાભિષેકનો કાળ વિક્રમ સંવત્ ૧૦૧૭ નો દર્શાવ્યો છે, તે વિશેષ વિશ્વસનીય જણાય છે; કારણ કે, તે સમયે મૂળરાજનું વય લગભગ વીસ વર્ષનું હોવાનો સંભવ પ્રત્યક્ષ દેખાય છે. એવી જ રીતે ઉક્ત સૂરિએ પોતાના "प्रबन्धचिन्तामणि" નામક ગ્રંથમાં ચાવડા વંશના છેલ્લા રાજા સામન્તસિંહ ( ભૂયગડદેવ ) ના રાજ્યાભિષેકનો સમય વિક્રમ સંવત્ ૯૯૦ ( પૌષ શુક્લ પક્ષ અને એકમના દિવસ ) નો બતાવ્યો છે અને ૨૭ વર્ષની તેની રાજ્યકાર્યકીર્તિ જણાવેલી છે. એ પ્રમાણથી પણ મૂળરાજના રાજ્યાભિષેકનો સમય વિક્રમ સંવત્ ૧૦૧૭ નોજ સિદ્ધ થાય છે અને એજ સંવત્ સત્ય અને નિર્વિવાદ માનવા યોગ્ય છે.

## રા. ઠક્કુર નારાયણ વિસનજી કૃત.
### મનોવેધક, હૃદયભેદક અને નવરસપરિપ્લુત નવલકથાઓ

(૧)

# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

## પ્રાણહારક મૃગજળ

આજકાલના હિન્દુસ્તાનનું આંતરિક સ્વરૂપ કેવા પ્રકારનું છે; આજકાલના હિન્દુસ્તાનમાં ધન, પદવી, મહત્ત્વ તથા બાહ્ય પ્રતિષ્ઠાને મેળવવામાટે તેમજ પોતાની વિકારલાલસાને યેનકેન પ્રકારેણ તૃપ્ત કરવામાટે કેટલાંક ધનલોલુપ, મહત્ત્વાકાંક્ષી અને કામાતુર સ્ત્રીપુરુષો કેટલી સીમાપર્યંત પ્રપંચના પ્રદેશમાં આગળ વધી જાય છે અને કેવાં કેવાં અશ્રુતપૂર્વ કાળાં કર્મો અથવા રાક્ષસીય કૃત્યો કરવાને તૈયાર થઇ જાય છે; નીચ વૃત્તિની સ્ત્રીઓ તથા નીચ વૃત્તિના પુરુષોના હસ્તથી સદાચારિણી અબળાઓ તથા સદાચારી પુરુષોપર કેવા કેવા અત્યાચારો થાય છે; અને અંતે ધર્મનો જય તથા પાપનો પરાજય કેવી રીતે થાય છે, એ સર્વ ચિત્રો આ નવીન નવલકથામાં એવી તો દક્ષતાથી આલેખવામાં આવ્યાં છે કે અલ્પ સમયમાં જ આ નવલકથાના ત્રણે ભાગોની દ્વિતીય આવૃત્તિ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. પ્રતિષ્ઠિત પુરુષોની આંતરિક નીચતા, લૂટારાની ધર્મનિષ્ઠા, આજકાલના હિન્દુસ્તાનમાં સ્ત્રીઓને વેચવાનો ચાલતો ભયંકર ગુપ્ત વ્યાપાર અને એવી જ અન્ય ઉત્તેજક ઘટનાઓનો ભંડાર આ નવલકથા વિના અન્યત્ર ક્યાંય પણ જોવામાં આવી શકતો નથી. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, શરીફ બદમાશોની ટોળી, સત્યનિષ્ઠા, સાહસ, ભયંકર પ્રપંચજાળ, નિશાચરોનો ગૃહપ્રવેશ, ગુલાબની પ્રેમપત્રિકા, આદિ પ્રકરણો વાંચતાં વાંચક જૂની આંખથી અવશ્ય નવા તમાશા જોઇ શકે છે. ત્રણ ભાગ તૈયાર છે; પ્રત્યેક ભાગની પૃષ્ઠ સંખ્યા ૪૨૦, દરેક ભાગમાં ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો અને સુંદર રજત–સુવર્ણ નામાંકિત પૂઠાં. પ્રથમ ભાગનું મૂલ્ય રૂ. ૨–૦–૦, દ્વિતીય ભાગનું મૂલ્ય રૂ. ૨–૦–૦ અને તૃતીય ભાગનું મૂલ્ય રૂ. ૨–૦–૦ મળી કુલ રૂ. ૬–૦–૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

## (૨)

# મારી ભયંકર સંસારયાત્રા

### અથવા

# એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ!

આ આત્મકથાત્મક સામાજિક નવલકથામાં આપણા આજકાલના સમાજમાં–ખાસ કરીને હિન્દુ સમાજમાં–પ્રચલિત અનેક વિષયોનું એવી તો શાસ્ત્રીય દૃષ્ટિ તથા અનુભવની દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, તેના યોગે એ નવલકથાના વાંચનથી વાંચકને મનોરંજન ઉપરાંત અન્ય પણ બહુ બહુ જાણવા તથા શીખવાનું મળી શકે છે. લગ્ન એટલે શું અને પુનર્લગ્નની ઉત્પત્તિ કેવી રીતે થઇ છે; લગ્ન કિંવા પુનર્લગ્નના પ્રસંગે વર તથા વધૂની, સ્ત્રીત્વ તથા પુરુષત્વના વિષયમાં, વૈદ્યકીય પરીક્ષા કરવાની આવશ્યકતા અને તે પરીક્ષા ન કરવાથી થયેલાં તથા થતાં અત્યંત અનિષ્ટ તથા ભયંકર પરિણામ; વ્યભિચારનું કારણ કેવળ વૈધવ્ય નથી, કિન્તુ વ્યભિચારનાં વૈધવ્ય કરતાં વિશેષ બલિષ્ટ અન્ય અનેક કારણો છે; વિધવા-પુનર્લગ્નથી ભારતવર્ષના ઉદ્ધાર અથવા તો આર્યાવર્તની ઉન્નતિની આશા રાખવામાં આવતી હોય તો તે આશા આકાશપુષ્પ સમાન છે; ચારિત્ર્યની પવિત્રતા કે અપવિત્રતાનો આધાર બહુ અંશે આનુવંશિક ઉત્તમ કિંવા અધમ વાસનામય સ્વભાવપર જ રહેલો હોય છે; કેવળ શિક્ષણના યોગે સ્ત્રી કિંવા પુરુષમાં સદાચાર, ધર્મ કિંવા નીતિમત્તાનો આવિર્ભાવ ભાગ્યે જ થઇ શકે છે; કિંબહુના કેટલીક વાર તો સુશિક્ષિત સ્ત્રીપુરુષો અશિક્ષિત સ્ત્રીપુરુષો કરતાં પણ અધિક નિંદ્ય એટલામાટે હોય છે કે અશિક્ષિત સ્ત્રીપુરુષોમાંની નીતિમત્તા તથા ધર્મભીરુતાનો તેમનામાં અંશ માત્ર પણ હોતો નથી; કામાતુર સ્ત્રીની ભયાનકતા અને ધર્મભીરુ સ્ત્રીપુરુષોની નીતિમત્તા આદિ વિષયોનું આ નવલકથાની નાયિકા કલ્યાણીએ પોતાના મુખથી એવું તો માર્મિક, હૃદયગ્રાહિ અને મનોરંજક વર્ણન કરેલું છે અને પોતાની ભયંકર સંસાર-યાત્રાનું એવું તો આકર્ષક ચિત્ર આલેખ્યું છે કે એ નવલકથાને વાંચ્યા વિના એ વિશેની કલ્પના થવી અશક્ય છે. રૉયલ દ્વાદશપત્રી ૨૫૨ પૃષ્ઠ, ગ્લેઝડ કાગળ અને સુવર્ણાક્ષરાંકિત પુસ્તકનું મૂલ્ય રૂ. ૨–૮–૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

(૩)

# ભયંકર ભદ્ર અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે!

આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્ત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવો પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગત્‌માં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે અને જ્યારે પિશાચની નરક-ગર્ત્તામાં પડવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે તે સમયે તેમની કેવી દયાજનક દુર્દશા થઇ જાય છે એનું જો તાદૃશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાં જ દેખાશે. રૉયલ દ્વાદશ-પત્રી ૩૦૦ પૃષ્ઠ, રૂપેરી નામ તથા પાંચ સુંદર ફોટોગ્રાફિક ચિત્રોવાળી આ નવલકથાના પ્રત્યેક ભાગની કીંમત રૂ. ૨-૦-૦ એકંદર રૂ. ૪-૦-૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

(૪)

# નાદિરનો દોરદમામ અથવા

## બાહુબળનું પરિણામ.

એક સાધારણ સિપાહી તરીકે ઈરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઈરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યારપછી હિન્દુસ્તાનમાં આવી દિલ્હીમાં 'કત્લે આમ' ચલાવી દિલ્હીની મુગલિયા શહનશાહતના પાયાને હમેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવનચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતા હોઇએ તેવો જ ભાસ થાય છે. મૂલ્ય રૂ. ૨-૮-૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

આ સર્વ પુસ્તકો મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**
બુકસેલર અને પબ્લિશરઃ
ત્રણ દરવાજા—અમદાવાદ